શ્રીશ્રેયઃસાધક અધિકારીવર્ગ ગ્રંથાવલિ ગ્રંથાંક ૭૨

મજમુદાર મણિશંકર જટાશંકર કીર્તિજી
ઇનામી ગ્રંથમાળા, ૨.

શ્રી.

# पातंजल योग दर्शन.

ઇનામ મેળવી ગુજરાતીમાં સવિસ્તર ટીકાસહિત

ભાષાન્તરકર્તા

જેકીસનદાસ જેઠાભાઇ કણોઆ, બી. એ,

સંસ્કૃત પ્રોફેસર, શામળદાસ કોલેજ, ભાવનગર,
પૂર્વે દક્ષિણા ફેલો, એલ્ફિન્સ્ટન કોલેજ, મુંબઇ

દ્વિતીયાવૃત્તિ

પ્રસિદ્ધ કરનાર

श्रीश्रेयःसाधक अधिकारी वर्ग.

અમદાવાદ.

“શ્રી મુદ્રણકલામંદિર” લિમિટેડ-ખાડીઆ

સંવત ૧૯૫૫. ઈ. સ. ૧૮૯૯.

મૂલ્ય રૂ. ૨-૦-૦

ૐ શ્રી

# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના.

પૂર્વેથી હિતનું શાસન કરનાર શબ્દપ્રમાણને પ્રાજ્ઞ પુરુષે એ શાસ્ત્રસંજ્ઞા આપી છે એ હિત બે પ્રકારનું છે —(૧) લૌકિક અને (૨) પારમાર્થિક આ બે ભેદથી શાસ્ત્રોના પણ બે વિભાગ પાડી શકાય છે આ શ્રીયોગદર્શન પારમાર્થિક હિતના સાધનોનું યુક્તિપુરઃસર અનુશાસન કરનાર છે તેથી લૌકિક હિત કરતાં જેમ પારમાર્થિક હિત, વાસ્તવ હિત હોવાથી, શ્રેષ્ઠ છે તેમ આ શાસ્ત્ર સંપૂર્ણ લૌકિકશાસ્ત્રો કરતા શ્રેષ્ઠ છે, એ સર્વ વિવેકીને નિર્વિવાદ સિદ્ધ છે. પારમાર્થિક હિત તથા તેના સાધનોનું પ્રતિપાદન કરનાર ન્યાય, સાંખ્ય તથા વેદાન્તાદિ અનેક શાસ્ત્રો છે તેની અપેક્ષાથી આ શ્રીયોગદર્શન કયી ભૂમિકામાં મૂકવા યોગ્ય છે, એમાં તથા એ અન્ય શાસ્ત્રોમાં શા શા પ્રધાન ભેદ છે ઇત્યાદિ પ્રતિપાદન તથા આ ગ્રંથ સમજવા માટે એનો ટુંક સાર એ આ પ્રસંગે પ્રાપ્ત થાય છે તેમ જ આ શ્રીયોગદર્શનના કર્તા કયે સમયે થયા, એ કર્તા તથા શ્રીવ્યાકરણમહાભાષ્યના કર્તા જે બંને એક જ શ્રીપતંજલિમહર્ષિથી વિદિત થયા છે તે એક જ છે કે ભિન્ન ભિન્ન પુરુષો છે એ વિચાર પણ આ સ્થલોચિત જ ગણાય એમ છે તથાપિ આ ભાષાન્તરને વખત વધારે થઈ ગયો છે, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી અતિ સંક્ષિપ્ત પ્રસ્તાવના લખવા સૂચના થઈ છે, ઉક્ત પ્રતિપાદનોમાટે અધિક કાળની આવશ્યકતા છે તથા આ જ ગ્રંથની દ્વિતીયાવૃત્તિ અલ્પ સમયમાં બહાર પડનાર છે એ સર્વનો વિચાર કરતા આ સર્વ પ્રસંગો દ્વિતીયાવૃત્તિમાટે રાખી હોય એ સંબંધે કશો વિસ્તાર ન કરતા માત્ર આ સ્વકીય ભાષાન્તરસંબંધે જ યત્ કિંચિત્ કહી વિરમવું ઉચિત લાગે છે

એક પક્ષથી જોતા મરહુમ રા. મણિશંકર જટાશંકર કીકાણી ઇનામ માટે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના પ્રાપ્ત પરીક્ષક આગળ આવી પ્રાપ્ત થયેલા વિવિધ નમૂનાની અપેક્ષાથી યોગદર્શનનું આ ભાષાન્તર જ ઉત્તમ ગણાયું છે તેથી એની પ્રશંસામાટે કશું કહેવું પ્રાપ્ત થતું નથી આ ભાષાન્તર શ્રીયોગદર્શનઉપરના શ્રીવ્યાસભાષ્ય, તે ઉપરની શ્રીવાચસ્પતિમિશ્રની વ્યાખ્યા તથા શ્રીયોગવાર્તિક, અને શ્રીમણિપ્રભા, શ્રીભોજવૃત્તિ ઇત્યાદિ ગ્રંથોને સમક્ષ રાખી કરવામા આવ્યું છે તેથી એમા ખાસ વિરોધનો સંભવ ઓછો છે જ્યાં ભાષ્યકાર, વાર્તિકકાર તથા ટીકાકારવિગેરેનો વ્યાખ્યાનભેદ છે ત્યાં વિશેષ યોગ્ય લાગતું વ્યાખ્યાન મૂલમા રાખી ઇતર વ્યાખ્યાઓનું નીચે ફુટનોટમા પ્રદર્શન કરાવ્યું છે આમ હોવાથી યથાર્થ સમજી આ ભાષાન્તરનું અવલોકન કરનારને હાલ પ્રસિદ્ધ થયેલા ગ્રંથમાંથી અન્ય કોઈનું અવલોકન કરવું ખાસ આવશ્યક રહેશે

એમ માનવા કારણ ઓછા છે, એટલું જ નહિ પણ કેટલાંક અભાવ-ધ લખાણથી જે હાન થાય છે તે પણ ઘણા ઓટો સંભવ દેખાય છે. આ વચનનો ભાવ એવો નથી, કે આ એક ગ્રંથમાં સર્વ ગ્રંથોના ભાવ-નારો ટીકામાં આપી દીધાં છે અર્થાત્ યોગસિદ્ધિનાં સાધનમાત્રનું આમાં પ્રતિપાદન છે કારણ કે અધિકારીના અનંત ભેદ હોવા સંભવે છે. અધિકારી અનુસાર સાધનોનો ભેદ હોવાથી સાધનો પણ અસંખ્ય છે, અનધિકારવડે કરાતાં સાધનો અનર્થની જ ઉત્પત્તિ કરનારાં નીવડ્યાં જણાયાં છે અને અધિકાર નિર્ણય કરી યોગ્ય સાધનોનું જ્ઞાન તથા પ્રાપ્તિ શ્રીસદ્ગુરુ પરમાત્મોદ્ધારા જ થાય છે અન્યથા કદાપિ થતી નથી. તાત્પર્ય કે સંપૂર્ણ સાધનોનું પ્રતિપાદન અશક્ય છે અને કદાચ પ્રતિપાદન કરાય તોપણ યોગીન્દ્ર સદ્ગુરુશ્રીના આશ્રય વિના તે નિરુપયોગી છે આ જ કારણને લીધે આ ગ્રંથમાં મુદ્રા વિગેરેનું સવિસ્તર વર્ણન પણ, ખાસ ઉપયોગી નહિ ગણી, કર્યું નથી

આ શ્રીયોગદર્શન ગ્રંથકારે ત્રણ વિભાગે રચ્યું છે અર્થાત્ એના ત્રણ ભાગ છે પ્રથમ ભાગ ઉત્તમાધિકારી માટે, દ્વિતીય મધ્યમાધિકારી માટે અને તૃતીય વા ચરમ ભાગ મંદાધિકારી માટે છે આમ હોવાથી આરંભની કેટલીક પ્રક્રિયા પ્રથમ વાંચનારને સમજવી પ્રસંગે કઠિન લાગે એમ દેખાય છે તથાપિ ગ્રંથકારે એની એ જ પ્રક્રિયાઓને આગળ સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરી છે તેથી આવા શાસ્ત્રીય ગ્રંથને વાંચનામાં પુરુષે ધૈર્ય રાખી અંતપર્યંત અવલોકવો જરૂરનો છે જેથી ઘણે પ્રસંગે, આરંભમાં અસ્ફુટ રહેલી પ્રક્રિયાઓ આગળ જતાં સ્ફુટ થઇ જતાં સમજાય છે એ તો સાચું જ છે કે એ સર્વ પ્રક્રિયાઓ વાંચવા માત્રથી યથાર્થ રીતે સ્ફુટ થાય એમ નથી જ પણ કેટલીકનું સ્ફુટ જ્ઞાન થવા તથા તે દૃઢ રીતે અંતઃકરણમાં સ્થાપવા યોગી મહાત્માની આશ્રય જરૂરની છે

આ શાસ્ત્રીય ગ્રંથ છે તેથી અત્ર પ્રતિપાદન કરેલી પ્રક્રિયાઓમાં પારિભાષિક શબ્દો સ્થળે સ્થળે આવે એ સ્વાભાવિક છે. એ પારિભાષિક શબ્દો જે અર્થનું વહન કરે છે તેટલા જ અર્થને તેવી જ રીતે વહન કરનાર પ્રચલિત શબ્દો ભાગ્યે જ જડી આવે છે અને દરેક પ્રસંગે એ શબ્દોના અર્થ સમજાય એવાં વાક્યો મૂકવાથી ત્રાસદાયક રીતે મિથ્યા વિસ્તાર થવો દુર્વાર છે તેથી એ શબ્દોને એક વાર—પ્રસંગે અધિક વાર—સમજાવી પછી એના એ જ શબ્દો વ્યાખ્યાનમાં રાખવા યોગ્ય ગણ્યા છે. આ પારિભાષિક શબ્દોના ઉપયોગને લીધે અને પ્રસંગે વિચારની સૂક્ષ્મતા તથા વિષયના ગાંભીર્યને લીધે—એમ વિવિધ કારણથી કોઇ કોઇ સ્થળે લાગતી કઠિન, શૈલી નિર્મૂળ કરવામાં ખાસ આગ્રહ કર્યો નથી

ભાવનગર<br>
તા. ૬-૧૨-૯૪ } જે. જે

થાય છે કે પરમાનંદની પ્રાપ્તિ તથા દુઃખ માત્રનો આત્યંતિક અભા ( પુનરુદ્ભવરહિત અભાવ, એ જ ચરમ પ્રયોજન છે આ ચરમ પ્રયોજનને જ વ્યવહારમાં ક્રમાર્થે મોક્ષ, નિઃશ્રેયસ, કૈવલ્યભાવાદિ શબ્દથી ઓળખાવાય છે. એ પ્રયોજનની સિદ્ધિમાટે સર્વ હિતકર શાસ્ત્રસ્થાને પામેલા ગ્રંથોની પ્રવૃત્તિ છે ત્યા એ એમા પણ, પ્રાણીઓને દુઃખપ્રતિ બલવાન દ્વેષ છે તેથી સર્વને એ નિઃશ્રેયસની સિદ્ધિના ઉપાયની સરખી આવશ્યકતા દેખાય તથા ઉત્સાહથી પ્રવૃત્તિ થાય તેટલામાટે ન્યાય, વૈશેષિક, સાંખ્ય તથા યોગ એ ચાર શાસ્ત્રોમા તથા અન્ય નાસ્તિક મનાતા શાસ્ત્રોમા દુઃખના આત્યંતિક અભાવને જ ચરમ પ્રયોજનરૂપે સ્વીકાર્યું છે અને મીમાંસા શાસ્ત્રમા ઉભયને સ્વીકાર્યા છે વસ્તુત ભેદ નથી કારણ કે આગળ સમજાશે તેમ આગળ સાધનાદિનો ભેદ થતો નથી

આમમાણે પ્રાપ્તવ્ય અર્થની સ્પષ્ટ રીતો પ્રતીતિ થઇ એટલે હવે હતે ય તથા જ્ઞાતવ્યનો એને અંગે નિર્ણય કરવા પ્રાપ્ત થયો, અર્થાત્ એ પ્રાપ્ત થતો નિર્ણય થવાથી સ્વભાવત એ પ્રશ્નો હવે થાય છે કે એ સુખ શેમા છે, કયી સત્તાને અધીન વર્તે છે, અભિમાનીને સદા એ કેમ પ્રાપ્ત નથી, દુઃખ શેમા છે, શાથી આવે છે, અભિમાનીની અનિચ્છા છતા એ કેમ આવી પ્રાપ્ત થાય છે, એનો નિગ્રહ કેવી રીતે થઇ શકે, કોઇ એવો ઉપાય છે કે નહિ કે જેથી એનો સદા અસ્પર્શ થઇ રહે, એ સુખ દુઃખ તે બાહ્ય પદાર્થથી જ આવે છે કે એના હેતુઓ અંતરમા વિદ્યમાન છે, એ એની પ્રતીતિ શાથી થાય છે, એ એની જેમા પ્રતીતિ થાય છે તે અભિમાની શુ છે, એનો સ્વભાવ કેવો છે, એવા દુઃખ સ્વભાવથી જ સિદ્ધ છે કે એનાથી દુઃખ પૃથક્ થઇ શકે છે વિગેરે આ સર્વનો યથાર્થ આમદિગ્ [illegible] થવામાટે જીવ, ઈશ્વર તથા જગત્, તત્ત્વ સ્વભાવો તથા નિયમો એ સર્વનું જ્ઞાન થવુ જોઇએ. કેમકે નહિતો એક ભાગના જ્ઞાનથી જે નિર્ણય કરવામા આવે તે પ્રસંગે અજ્ઞાન આશ્રિત પણ હશે અને આ સર્વનું જેને જ્ઞાન હોય છે તે સર્વજ્ઞ છે કારણ કે એથી બહાર કોઇ અજ્ઞેય વેદ્ય રહેતુ નથી આ સંબંધમાં અધિક કહેવા જરૂર નથી કારણ કે અલ્પજ્ઞ પ્રયત્નથી થતી પદાર્થવિજ્ઞાન સંબંધી થયેલા ધડકુગીપ્રભાતથી આ પ્રસંગે સમજિત થાય છે. તેથી એ સિદ્ધ થયુ કે આ સર્વનો યથાર્થ આમદિગ્દ નિર્ણય સર્વજ્ઞ પુરુષથી અતિરિક્તથી થઇ શકે એમ નથી, માત્ર સર્વજ્ઞ પુરુષ જ કરી શકે છે એ સર્વજ્ઞ પરમ ને જ ઈશ્વર કહેવાય છે

તેથી એ પર્યવસિત થયું કે ઈશ્વરથી આનો નિર્ણય થઇ શકે છે. ઇતરથી થાય એમ નથી અર્થાત્ ઈશ્વર આ જ હેતુથી કરૂણાવાળા કહેવાય છે કે પોતે જીવોના ઉદ્ધારણાર્થે, આ સર્વનો સંશયવિપર્યયરહિત નિર્ણય જીવોને પ્રકાશ્યો છે. જે શબ્દસમૂહમાં એનું પ્રકાશન થયું છે તે વેદસંજ્ઞાથી ઓળખાય છે. તેથી વેદથી વિરોધી વા અતિરિક્ત સ્થલે આ અર્થના નિર્ણયમાટે જોવું એ વૃથા પ્રયત્ન તથા દુરાગ્રહ છે

અહિં એ શંકા થશે કે આ રીતે તો વેદ ઈશ્વરપ્રણીત ઠરે છે પણ વેદ તો તે તે ઋષિવિગરેથી કરાયેલો તે તે સ્થાને વર્ણ્યો છે. તેમ જ વેદમાં યાજ્ઞવલ્ક્ય, મૈત્રેયી, ગાર્ગી, ઉદ્દાલક, શ્વેતકેતુ, ભારદ્વાજ વિગરે નામો આવે છે તથા એ વિગરેનો સંવાદ આવે છે તથા રામ, હનુમાન્, નૃસિંહ વિગરે નામો આવે છે. હવે એ સર્વ સૃષ્ટિના આરંભમાં જ થયા હોય તથા વેદનું સાથે બોધ્યો માનુષ્ય કર્યું હોય એ ન સંભવે એવી વાત છે. તેમ જ રામ, નૃસિંહાદિ અવતાર તો ભિન્નકાલીન છે. તેમ જ વેદની ભાષા જોતાં ક્રમવાર ઉત્પત્તિ થયેલી દેખાય છે. તેમ જ નદીઓનાં નામ પણ અમુક ક્રમવિશેષમાં આવે છે, અર્થાત્ તે તે દેશ કે જ્યાં એ ઋષિયો રહેતા હતા તેનાં જ નામ આવે છે. આ સર્વથી એમ દેખાય છે કે એ ઋષિઓથી વિનોદાર્થે કરાયેલા કાવ્યરૂપ વેદ છે એથી અધિક એમાં કંઇ જ નથી. એ તો માત્ર ઋષિપ્રણીત છે, કંઇ ઈશ્વરપ્રણીત નથી. એમ ઈશ્વરપ્રણીત માનીએ તો પછી સર્વ ગ્રંથો ઈશ્વરપ્રણીત જ થઇ જાય વિગરે. [1]

આ સર્વ મલિનસંસ્કારવાહિની બુદ્ધિનો જ પરિણામ છે. એ અનુપદ સ્પષ્ટ થશે. અત્ર જે લોકોને અનિષ્ટ સંસ્કારવશાત્ આ પ્રકારનો ભ્રમ થયો છે તથા જે પોતાના દુરાગ્રહથી એવો નિશ્ચય કરી બેઠા છે કે આ સંબંધમાં જે પોતાના મતને સમર્થન કરવા કંઈ અંશે પણ સમર્થ છે તેનું ગ્રહણ કરવાનું છે અને એથી વિપરીત જે

[1] આ સર્વ કુતર્કોની યથાર્થ સમાલોચના કરી બતાવવા આ ગ્રંથકરતાં પણ મોટા ગ્રંથની આવશ્યકતા છે તો પછી તે આ ભૂમિકામાં થઇ શકે એમ નથી એ તો સ્પષ્ટ છે. તેથી એ સર્વનો વિસ્તારથી સંગ્રહ અત્ર આપ્યો નથી. પણ એ સર્વથી આર્યસિદ્ધાન્તનો અવિરોધ કેવી રીતે થાય છે તેનું માત્ર દિગ્દર્શન કરાવવા તથા યોગસૂત્રમાં જે વેદસંબંધી વિચાર કર્યો છે તે અનુપપન્ન નથી એ પ્રદર્શન કરવા અત્ર આ પ્રતિપાદન છે.

મારા કહે તે સાભળવા જેવુ જ નથી તેવા દુરાગ્રહી સત્યભ્રષ્ટ મનુષ્યોમાટે કઇ પણ કહી શકાય એમ નથી એ માણસોને અનુલક્ષી જ ' બ્રહ્મા પણ એમનુ રજન કરી શકતા નથી ' એ સુભાષિતાર્થ પ્રસિદ્ધ છે એ માણસો તો પેલા પાચ પગવાળા માણસ જેવા જ છે[1] અને આ સર્વ તર્કાભાસથી જે વેદનુ ઇશ્વરપ્રણીતત્વ અનુપપન્ન છે એ સિદ્ધ કરવા ધાર્યુ છે તે સિદ્ધ થઈ શકે એમ નથી તે આ રીતે વેદનુ જે પ્રામાણ્ય છે તે કઇ ઇશ્વરપ્રણીતત્વ ઉપર જ આધાર રાખતુ નથી કારણ કે જે ઇશ્વરપ્રણીત નથી એવા ગ્રથો પણ અનુભવથી જો યથાર્થ વસ્તુનુ પ્રતિપાદન કરનાર હોય છે તો તે પ્રમાણરૂપ જ છે તેથી પ્રામાણ્યવિષયમા યથાર્થ જ્ઞાન તો તે તે અર્થના અનુભવથી જ થઇ શકે છે અને એ પ્રામાણ્યનુ સામાન્ય જ્ઞાન તો શિષ્ટપરિગૃહીતત્વ, અનુપપત્તિરહિતત્વ વિગેરેથી મન્ત્રાયુર્વેદવત્ અનુમાનથી સિદ્ધ થાય છે તેથી વેદપ્રામાણ્ય કેવળ આ નિર્ણયોપજીવી નથી વળી અને જે ઇશ્વરપ્રણીતત્વ કહ્યુ છે તેનો અર્થ કઇ એવો નથી કે આ જે રૂપમા વેદો હાલ પ્રતીત થાય છે તે રૂપમા લખી બાધી ઇશ્વરે આકાશમાથી ફેકવા છે વા ભૂમિકામાથી ખોદી કાઢ્યા છે હાલ જે રૂપમા એ પ્રતીત થાય છે તે રૂપ તો વેદવ્યાસે એનુ વ્યસન કરવાથી જ પ્રાપ્ત થયુ છે ત્યાર પૂર્વે બધી ઋક્સહિતા એક સ્થળે, યજુસ્ અન્યત્ર, સામ અન્યત્ર તથા અથર્વન્ અન્યત્ર ભેગી કરેલી નહોતી એ વેદની ભૂલોકપર પ્રાપ્તિ આ નિયમે કરી થાય છે કે સર્ગારભે શ્રીસષ્ટિ ઇશ્વિર પોતાના દિવ્ય લીલાતનુથી જે આનુપૂર્વીવાળા વેદ પૂર્વ

૧ અહિ આખ્યાયિકા એ છે કે કોઈ માણસે કોઈ હરતી પોતાની સુદ પાણીમા મુકી જળ પીતો હતો ત્યારે તેને જોયો તે પરથી હાથી પાચ પગવાળા હોય છ એ તણે નિર્ણય કર્યો રસ્તે આગળ ચાલતા કોઇસાથે એ પક્ષ લઇ એ માણસ સરત બક્યો તથા પોતાને કોઈ અન્યથા સિદ્ધ કરી આપે તો અમુક રકમ આપવા નક્કી કર્યું તે બને માણસો પેલા હસ્તીના સ્થાને જતા હતા એટલામા રસ્તામા કોઈ મિત્ર તેમને મળ્યો તેને જોઇ બનેએ પોતાની હકીકત તેને જણાવી તે ઉપરથી પેલા મિત્રે પેલા પાચપગવાળાને જણાવ્યુ કે એમા ગભરાવા કઈ કારણ નથી કારણ કે એ પાચ પગવાળો હાથી જોયો છે અને હવે ચાર પગવાળો કદાપિ દેખાશે તો તે કઈ કિંમતે માનનાર નથી એટલુ જ નહિ પણ જોનાર નથી તેથી રૂપીઆ ખોવાનો ભય જ નથી.

કલ્પમાં હતા તે જ આનુપૂર્વીવાળા વેદનો વર્તમાન સર્ગમાં આધિકારિક પુરુષરૂપ બ્રહ્મા વિગેરેને ઉપદેશ કરે છે તે ઉપદેશ બ્રહ્માદિ ઈશે અન્ય અદષ્ટવિશેષજન્ય તનુદ્વારા આધિમરિક પુરુષને કરે છે અને એ આધિકારિક પુરુષ તો પ્રાણીનો અધિકાર થયે તે તે સમયે ભૂમિપર એક યોગ્ય તનુ ધારણ કરી તેદ્વારા એ વેદોનુ અધિકારસંપત્તિઅનુસાર અર્થાત્ સંકેતાનુસાર પ્રાગટ્ય કરે છે આ રીતે આરંભથી તે અંતપર્યંત વેદનુ પ્રવચન આધિમરિક પુરુષોદ્વારા જ થતુ આવે છે તથા તે એક સમયે સમગ્રનુ થતુ નથી પણ યોગ્ય સમયે યોગ્ય ભાગનુ જ થાય છે અને તે યોગ્ય જ છે કારણ કે જે વસ્તુગત સૂક્ષ્મ મર્મભાગ છે તે સ્થૂલદૃષ્ટિથી જણાય એમ નથી અર્થાત્ જે જે દેવ જે જે શબ્દસમૂહના ઉચ્ચારણથી પ્રસન્ન થઇ જે જે કાર્ય કરે છે તે તે શબ્દસમૂહ, તે તે દેવને તથા તેમના સંકેતરૂપ પ્રકૃતિગમ્ય નિયમોને ન જાણનાર જીવો કોટિ કલ્પે પણ તેમના તથા તેથી અધિક જ્ઞાનશક્તિના અધિકારવાળા ઈશના અથવા તત્પ્રતિ અન્ય પુરુષના ઉપદેશ વિના જાણી શકે એમ નથી. આ જ કારણથી વેદમાં જે ઋષિઓ આવે છે તે આધિમરિક પુરુષો છે, પ્રાકૃત મનુષ્યો નથી અને તેથી એ ઋષિઓ પોતે પણ મમગ્ર મંત્રનુ દષ્ટત્વ સ્પષ્ટ પ્રતિપાદન કરે છે આ જ હેતુથી ક્વચિત્ ઋષિઓ મંત્રો ના કર્તારૂપે પ્રતીત થાય છે તે બાધક હેતુ નથી કારણ કે ત્યાં અધિકારવિના પોતાની કલ્પનાથી કર્તૃત્વ તેઓ પ્રતિપાદન કરતા નથી તેથી દષ્ટત્વવાળી શ્રુતિસાથે એકવાક્યતા કરતા આ કર્તૃત્વ પણ દૃષ્ટત્વથી અભિન્ન જ ઠરે છે વિપરીત માનવુ ઘટતું નથી કારણ કે અધિકાર ( સંકેત ) વિના કોઇ માણસનુ ઉપરકહેલી રીતે બુદ્ધિપૂર્વક ઇચ્છાનુસાર કર્તૃત્વ સંભવતું જ નથી અને ધ્યાનઅવસ્થાથી સમાધિ થયેથી એએ વાક્યો એમને જણાયા એમ લઇએ તો તે પણ ઘટતું નથી કારણ કે એ રીતે થયેલા જ્ઞાનના પ્રતિપાદક ગ્રંથો પણ વિદ્યમાન છે અને તેને એ શુદ્ધબુદ્ધિ મહાત્માઓએ સ્મૃતિ સંજ્ઞા આપેલી છે જેથી ઉલટુ એ પુરુષોએ જ આને શ્રુતિ કહી છે શ્રુતિસંજ્ઞાનો ભાવ એ તો છે કે એ શબ્દરાશિ પૂર્વ પૂર્વથી સિદ્ધ છે અને તેનો સંપ્રદાયરીત્યા પ્રચાર થયો છે તથા થાય છે તેથી એમાં કોઇનુ બુદ્ધિપૂર્વક કર્તૃત્વ વ પ્રયત્નથી કાર્તૃત્વ નથી તેથી સર્વથા એ જ ઠરે છે કે જ્ઞાન પ્રસિદ્ધ વેદ આ રીતે આધિમરિક પુરુષથી પ્રણીત છે તેથી ઇશ્વરપ્રણીત છે આ જ રીતે એ વેદ અપૌરુષેય કહેવાય છે અપૌરુષેયનો અર્થ એવો નથી કે મનુષ્યાકૃતિધારી

ઈશ્વરદ્વારા પ્રાણિકર્માનુસાર વેદનો આવિર્ભાવ થતો હશે આ જ કા
રણથી તૈત્તિરીય શ્રુતિ કહે છે કે અનન્તા વૈ વેદા — વેદ અન્તરહિત છે
આ શ્રુતિ પણ જ્ઞાનના જ જણાવેલા વેદને પૂર્ણ વેદ માનવાથી બા
ધિત થાય છે એટલું જ નહિ પણ બીજા અનેક દોષો પ્રાપ્ત થાય છે કે
જે પૂર્વમીમાંસા, પાણિનીય વિગેરે જાણનારને સ્પષ્ટ છે એ તો સિદ્ધ જ
છે કે અમુક શબ્દસમૂહમાં વેદનો આરોપ કરવામાં અપેક્ષિત સ
ર્વ ધર્મો હોવા જોઈએ, નહિ તો કોઈએ સ્વચ્છંદથી લખેલા ગાળી
વિનોદક નાટકો પણ વેદ નહિ છતાં વેદ કહેવા પ્રાપ્ત થાય એ ધર્મો
આ છે પ્રથમ તો અપૂર્વબોધકત્વ તે વાક્યમાં હોવું જોઈએ પ્રતિપાદિત
અર્થ વસ્તુતઃ સત્ય જોઈએ અને મુખ્યમાં એ કે એવી એ જ આનુપૂર્વી
પૂર્વસર્ગમાં પણ હોવી જોઈએ તેમ જ તેના પ્રણેતાને શુદ્ધબુદ્ધિથી
પોતે એનો દ્રષ્ટા છે પણ કર્તા નથી એવું ભાન થવું જોઈએ
તથા તે પુરુષ અધિકારિક પુરુષ હોવા જોઈએ આ વિગેરે લક્ષણો
જો આ ક્ષણે પ્રણીત કોઈ વાક્યસમૂહમાં સિદ્ધ થાય તો તેને પણ વે
દાન્તર્ગત માનવામાં અડચણ નથી એ તો સાચું જ છે કે આ ધર્મોનો
સાક્ષાત્કાર જાણી શકવો બહુ જ કઠિન છે અસંભવ જેવો છે તેથી
એનો નિર્ણય પણ એવા અધિકારિક પુરુષવરોરૂપ શિષ્ટોથી જ થ
વો તથા તેદ્વારા અન્યને જણાવવાનો અન્ય ઉપાય હવે માટે નથી

આ પ્રમાણે વેદસત્તાનો સત્તા અંશ સિદ્ધ થયો એટલે હવે જે
પ્રથમ શંકાઓ કરી હતી તેનો વિચાર થઈ શકે છે ત્યાં જે યાજ્ઞ
વલ્ક્ય ગાર્ગી વિગેરે નામોની ઉપનિષદ્થી દોષાપત્તિ કરી હતી તે દૂ
ર થાય છે કેમકે ક્ષણિક ઇતિહાસરૂપ નથી આ જ કારણથી બા
પાલેન્દ એ પણ ઇતિહાસરૂપ નથી તેમ જ વેદો [illegible]રૂપ જે જે ઋ
ષિના નામો આવે છે તે અધિકારિક પુરુષો છે અને પ્રતિપાદ્યમાં
જે રામ કૃષ્ણ હનુમાન વિગેરેના નામ આવે છે તે સર્વ પણ સા
ધિક તથા સાત્ત્વિક તત્ત્વો છે અર્થાત્ આ સર્વ નામધારી નૈષ્કર્મ્ય
સિદ્ધ પુરુષો હોવાથી પ્રતિસર્ગે એના એ જ નામથી આવિર્ભાવને પા
મે છે તેથી એ નામકૃત વેદનો ભેદ પણ થવો ઘટતો નથી આ
સ્થળે એ કહેવું કે આ રીતે તો રામાયણ ભાગવતાદિ પણ વેદવત્ નિ
ત્ય ઠરે એ યોગ્ય નથી કારણ કે એ ગ્રંથોમાં શ્રીરામચન્દ્ર વિગેરે
નું સંપૂર્ણ ચરિત આપ્યું છે અને એ ચરિતમાં જેમ સ[illegible]થી અ
ધિકારાનુસાર પ્રવૃત્તિ વર્ણી છે તે જ પ્રમાણે જીવોનો એમના સંબંધથી
મુક્તિનું પ્રતિપાદન કર્યું છે તેથી જે જીવોને મુક્તત્વનું પ્રતિપાદન
કર્યું છે તે જીવોમાંથી સર્વ ઉત્તમ સર્ગમાં નહિ હોવાથી તે

આ રીતે ઉપર જે ષડ્ દર્શન કહ્યા તે વેદના સિદ્ધાન્તને અધિકારીભેદથી સ્પષ્ટ કરનાર છે અને વેદ સંપૂર્ણ જ્ઞાતવ્ય, કર્તવ્ય તથા પ્રાપ્તવ્યનો આકર છે તેથી જ વિવિધ પ્રસંગે જાત જાતના આક્ષેપો એના પર અન્ય મનુષ્યોથી થયા તોપણ આજપર્યન્ત એનું માહાત્મ્ય આસ્તિક પ્રજામાં રહ્યું છે એ ષડ્ દર્શનોમાં બે ન્યાય, બે મીમાંસા તથા બે સાંખ્ય છે બે સાંખ્યમાં (૧) કપિલમુનિપ્રણીત સાંખ્ય છે અને (૨) શ્રીપતંજલિમુનિપ્રણીત સાંખ્ય છે જે શ્રી-યોગાનુશાસન, યોગદર્શન, યોગસૂત્ર, સાંખ્યપ્રવચનાદિ૱ નામથી પ્રસિદ્ધ છે યોગ વિષયમાં આ કંઈ પ્રાથમિક ગ્રંથ નથી પણ એની પૂર્વે પણ અનેક ગ્રંથો એ વિષયના અધિકારી પ્રજાનુસાર રચાયા હશે, એ આ યોગદર્શન જોતા પણ સિદ્ધ થાય છે છતા છેલ્લી પ્રજા માટે રચાયલો આ ગ્રંથ હોવાથી અથવા અન્ય ગ્રંથોકરતા પ્રજા માટે અધિક અનુકૂળ હોવાથી અન્ય ગ્રંથો લુપ્તવત્ થયા છે તથા જે જડે છે તે પ્રજાથી આ ગ્રંથ જેટલા સત્કૃત નથી

આ શ્રીપતંજલિપ્રણીત યોગદર્શનમાં શા શા વિષય આવે છે તેનું યથાર્થ વિસ્તારથી જ્ઞાન તો મૂળ ગ્રંથથી થશે તથાપિ એ શાસ્ત્રીય ગ્રંથ હોવાથી એ સમજવામાટે કંઈક સક્ષેપની જરૂર દેખાય છે તેથી તે વિગેરેનું પ્રતિપાદન પ્રાપ્ત થાય છે આ પ્રાપ્તવ્ય પદાર્થ તો પૂર્વે કહ્યાપ્રમાણે સમગ્ર દુઃખનો અત્યન્તિક અભાવ એ શાસ્ત્રમાં લીધો છે [૧] આ સમગ્ર દુઃખનો ત્રણ પ્રકારમાં વિભાગ થઇ શકે છે તે આ છે (૧) આધ્યાત્મિક, (૨) આધિભૌતિક અને (૩) આધિદૈવિક આ જે દુઃખો શરીર તથા મનદ્વારા જ થાય છે તે આધ્યાત્મિક કહેવાય છે જેમકે વ્યાધિ તથા આધિ જે દુઃખો મનુષ્યથી થાય છે સર્પાદિથી થાય છે તે સર્વ આ લોકના પદાર્થથી થતા દુઃખ હોવાથી આધિભૌતિક છે અને જે દુઃખો થવામાં આ લોકથી ભિન્ન લોકના નિવાસી નિમિત્તરૂપ હોય છે જેમકે અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વિગેરે, તે સર્વ આધિદૈવિક દુઃખો ગણાય છે આ ત્રિવિધ દુઃખનો આત્યંતિક અભાવ થવો એ પુરુષાર્થ છે તેમાં પણ જે દુઃખો આ

[૧] આ અંશમાં આ શાસ્ત્રનો વેદાન્તસિદ્ધાન્તથી અપ્રધાન ભેદ દેખાય છે, કેમકે વેદાન્તશાસ્ત્રમાં પરમાનંદની પ્રાપ્તિ પણ માની છે તથાપિ આ શાસ્ત્રમાં વિધાન કરેલા સાધનોથી જે સ્થિતિ થાય છે તે સ્થિતિમાં પરમાનંદની પ્રાપ્તિ પણ થાય છે તેથી યદ્યપિ શાસ્ત્રમાં એ પ્રાપ્તવ્યની અંતર્ભૂત ગણી નથી છતા વસ્તુસ્વરૂપે એ પણ અંતર્ભૂત થઈ શકે છે

આ ચાર વિભાગમાં સમાવેશ થાય છે-(૧) કેટલાક કેવલ પ્રકૃતિરૂપ પદાર્થો છે, (૨) કેટલાક વિકૃતિરૂપ છે, (૩) કેટલાક પ્રકૃતિવિકૃતિ ઉભયરૂપ છે અને (૪) કેટલાક એવા છે કે જે કોઇના પ્રકૃતિરૂપ નથી તેમ વિકૃતિરૂપ પણ નથી આ સ્થલે ભિન્ન તત્વનું ઉપાદાન કારણ તે પ્રકૃતિ છે અને એ પ્રકૃતિના કાર્યરૂપ પદાર્થ તે વિકૃતિ છે તત્વોનો ભેદ સૂક્ષ્મતાના તારતમ્યથી થાય છે એટલે જે બે વસ્તુમાં ઇન્દ્રિયગ્રાહ્યત્વાદિ સમાન હોય છે તે ભિન્નતત્વ કહેવાતાં નથી પણ જો એ બેમાંથી એક વિશેષ સૂક્ષ્મ હોય તો એ બે ભિન્ન તત્વો કહેવાય છે. આ રીતે કોડીયું (શરાવ) તથા ઘટ એ બે ભિન્ન તત્વો નથી કેમકે બન્નેમાં ઇન્દ્રિયગ્રાહ્યત્વ સમાન છે એ જ નિયમથી મૃત્તિકા તથા ઘટ એ બે ભિન્ન તત્વો નથી વિગેરે. એથી ઉલટું પાર્થિવઅણુ તથા એના કારણરૂપ આપ્ય(જલનુ) અણુ એ બે ભિન્ન તત્વ છે કારણ કે પાર્થિવ અણુ આપ્ય કરતાં વધારે સ્થૂલ છે. આ રીતે પ્રકૃતિ શબ્દનો અર્થ છે.

ત્યાં જે કેવલ પ્રકૃતિરૂપ પદાર્થ કહ્યો તે એક જ છે અને તે મૂલપ્રકૃતિ અથવા પ્રધાન કહેવાય છે. એનું લક્ષણ સામ્યાવસ્થાથી ઉપલક્ષિત સત્વાદિ ગુણત્રય એ છે એથી એ કહ્યું કે એ પ્રકૃતિ વા પ્રધાન એક રૂપ કહી છે તો એ નામ અમુક અવસ્થાથી ઉપલક્ષિત અસંખ્ય અણુઓને આપવામા આવ્યુ છે એ અણુઓ જે આ સમગ્ર સંસારના પરિણામી ઉપાદાન કારણરૂપ છે તે ત્રણ જાતના સ્વભાવવાળા છે અને તેથી આ ત્રણ વિભાગવાળા છે (૧) સાત્વિક, (૨) રાજસ અને (૩) તામસ, અર્થાત્ સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રિવિધ દ્રવ્ય તે આ અણુ છે. આથી એમ સમજવાનુ નથી કે આ અણુમાંથી કેટલાક કેવલ સત્વરૂપ છે, કેટલાક કેવલ રજસ્રૂપ છે તથા કેટલાક કેવલ તમસ્રૂપ છે પણ એ જ અર્થ વિવક્ષિત છે કે આ ત્રણ પ્રકારના સ્વભાવ સર્વ અણુમાં વિદ્યમાન છે તેમા કેટલાક અણુઓમા સત્વપ્રયુક્ત સ્વભાવની પ્રધાનતા હોય છે તેથી તે સાત્વિક કહેવાય છે, કેટલાકમાં રજસ્પ્રયુક્ત સ્વભાવની પ્રધાનતા હોય છે તેથી તે રાજસ કહેવાય છે અને અન્યમાં તમસ્‌ની પ્રધાનતા હોય છે તેથી તે તામસ કહેવાય છે. આ પ્રકારના અસંખ્ય અણુઓ એ જ આ સંસારમાં જડ વસ્તુ છે. એ અણુઓ જ્યારે ગતિદશામાં હોય છે ત્યારે અહિં કહ્યા પ્રમાણે સાત્વિકાદિ ધર્મોનો એમનામાં આવિર્ભાવ હોય છે. તથાપિ એવી ગતિ કેવા હોતી નથી ત્યારે વિશ્રાન્તિ દશા પણ એ અણુઓની હોય છે. એ દશામાં જ્યારે એ અણુઓની સ્થિતિ હોય

પાચ ભેદ પડે છે જે રાજસ અહકારના અણુઓ છે તેમા પ
ઇન્દ્રિયત્વ ધર્મ અધિક સ્ફુટ થાય છે ઇન્દ્રિયો તે કર્મેન્દ્રિય છે,
થાત્ એ અણુઓના પુન કાર્યવશાત્ હસ્ત, પાદ, પાયુ, ઉપસ્થ
ને વાક્ એ પાચ ભેદ પડે છે, અને જે સાત્ત્વિકતાજસ અણુઓ
તે સ્થૂલતા પામતા મનરૂપ થઈ રહે છે હવે જે તામસ અહકાર
અણુઓ રહ્યા તે સ્થૂળતાને પામતા ચાલે છે તેમાથી પ્રથમ શબ્દ
માત્રનો પ્રકાશ થવાની યોગ્યતાવાળા અણુઓ થાય છે આને તેના
તન્માત્રા કહે છે એમાથી કેટલાક અણુઓ એ જ રૂપમા અને જ
ય છે અને અન્ય પરિણામ પામતા અધિકમા સ્પર્શ ધર્મના પ છે
વાળા થાય છે આને સ્પર્શતન્માત્રા કહે છે આમાથી પણ કેટ
અણુઓ આ સ્થિતિમા અટકી જાય છે અને અન્ય અધિક સ્થૂ
થતા રૂપધર્મનું પ્રાકટ્ય કરે છે આને રૂપતન્માત્રા કહે છે એમાન
પણ કેટલાક અણુઓ સ્થૂલ થતા રસધર્મનુ પ્રાકટ્ય કરે છે અને એ-
માથી પણ કેટલાક અધિક સ્થૂલ થતા ગધધર્મનુ પ્રાકટ્ય કરે છે
આ બેને અનુક્રમે રસતન્માત્રા તથા ગધતન્માત્રા કહે છે આ રીતે
આ પાચ તન્માત્રાની ઉત્પત્તિ થાય છે એમા કેટલાક અણુઓ એ જ
રૂપમા રહી જાય છે અને અન્ય આગળ પરિણામ પામતા જાય છે
એ અણુઓમાથી શબ્દતન્માત્રાનો જે સ્થૂલકલા થવાથી પરિણામ
થાય છે તે અણુઓ આકાશના કહેવાય છે, તથા સ્પર્શતન્માત્રા,
તન્માત્રા, રસતન્માત્રા તથા ગધતન્માત્રાના આવા પરિણામો તે અ
નુક્રમે વાયુ તેજ, જલ તથા પૃથિવીના અણુઓ કહેવાય છે

આ રીતે મૂલ પ્રકૃતિથી મહત્ તત્ત્વ, ત્રિવિધ અહકાર
પાચ તન્માત્રાની અનુક્રમે ઉત્પત્તિ થાય છે એ સાત તત્ત્વો મૂલ
કૃતિના કાર્યરૂપ છે તથા પોતાની વિકૃતિના કારણરૂપ છે તેથી
આને પ્રકૃતિવિકૃતિરૂપ તત્ત્વો કહેવાય છે અને એ સાતથી અતિ
રિક્ત જે ૧૬ તત્ત્વો ઉપર વર્ણવ્યા છે તે કેવલ વિકારરૂપ છે ૫ જ્ઞા
નેન્દ્રિય, ૫ કર્મેન્દ્રિય, મનસ્ તથા આકાશાદિ પાચભૂત એનુ
૧૬ થી ગ્રહણ થાય છે એ ૧૬ને કેવલ વિકારરૂપ કહેવામા
વો ભાવ નથી કે એ એના એ જ રૂપમા રહે છે પણ એટલે
આત્ર અર્થ વિવક્ષિત છે કે એ ૧૬નુ સયોગીકરણ થઈ જે
ઉત્પન્ન થાય છે તે એનાથી અધિક સ્થૂલ નથી પણ એ
અવસ્થાવિશેષ છે આથી ઘટ, પટવિગેરે પદાર્થો એ અણુઓ
થી, કેટલાકની અવસ્થા વિશેષરૂપ છે તેથી એ અણુઓ ઉપા
પાદાન કારણરૂપ છે છતા પ્રકૃતિરૂપ નથી આ જ હેતુથી ગ મુ

ધથી એમા પણ ભેદનો વ્યવહાર કરાય છે આ પુરુષની ઉપાધિરૂપ એક પક્ષે જેના સમગ્ર પ્રકૃતિ છે તથા વિશેષ વિચારથી સમગ્ર પ્રકૃતિ ન લેતા પ્રકાશ સ્વભાવ ગુણ હોવાથી મહત્તત્ત્વ (બુદ્ધિસત્ત્વ) જ લેવાય છે પ્રતિપુરુષની ઉપાધિરૂપે અનાદિકાળથી આવુ એક બુદ્ધિસત્ત્વ વા ચિત્ત હોય છે એ ચિત્ત તે પુરુષનુ ભોગ્ય થવાની યોગ્યતાવાળુ હોય છે, તેથી જે પુરુષના ભોગ્ય થવાની યોગ્યતા એના મા અનાદિકાળથી સિદ્ધ હોય છે તેનું એ સ્વ કહેવાય છે અને તેના અપેક્ષાથી એ પુરુષ તેનો સ્વામી કહેવાય છે આ ઉપાધિને લીધે જ પુરુષ દ્રષ્ટા થાય છે તે આ રીતે પુરુષ સર્વ વ્યાપક ચેતનરૂપ છે તથા બુદ્ધિસત્ત્વ સત્ત્વપ્રધાન હોવાથી અતિસ્વચ્છ છે તથા પરિચ્છિન્ન છે તેથી જ્યા સુધી એ બુદ્ધિસત્ત્વ પોતારૂપે વિદ્યમાન રહે છે ત્યા સુધી સ્વચ્છ હોવાથી એમા પુરુષનુ પ્રતિબિંબ પડે છે આ રીતે ચૈતન્યનુ પ્રતિબિંબ પડવુ એને ચિચ્છાયાપત્તિ કહે છે આ ચિચ્છાયાપત્તિથી જડ છતા પણ બુદ્ધિસત્ત્વ ચેતનવત્ થઇ જઇ છે, તેથી દ્રષ્ટા થાય છે, અને જેમ સૈનિકોએ કરેલા જય તથા પરાજય નો રાજામા આરોપ કરવામા આવે છે તેમ અવિદ્યાવશાત્ આ દ્રષ્ટામા રહેલા ધર્મોનો પુરુષમા આરોપ કરવામા આવે છે તેથી વસ્તુત નહિ છતા પુરુષ દ્રષ્ટા જ્ઞાતા, ઇચ્છાવાન્ સંકલ્પવાન્ વિગેરે નિર્દેશ કરાય છે આ રીતનો બુદ્ધિપુરુષનો સયોગ પણ બંધ કહેવાય છે આ રીતે એ થયુ કે બુદ્ધિસત્ત્વમા રહેલા સુખદુઃખાદિનો અવિચારવશાત્ પુરુષમા મિથ્યા આરોપ કરવામા આવે છે વસ્તુત પુરુષમા એ સર્વનો અત્યતાભાવ જ છે વળી ચિત્ત એ મધ્યમ પરિણામવાળુ અણુ છે તથા જેમ ગર્ભમાથી કિરણો નીકળે છે તેમ એ ચિત્ત પણ પ્રસગ પ્રાપ્ત થયે દ્રવે છે એટલે દ્રવરૂપ પરિણામને પામે છે એ દ્રવરૂપ પરિણામો તે વૃત્તિ કહેવાય છે એ વૃત્તિ પણ સ્વચ્છ હોવાથી પુરુષપ્રતિબિંબવાળી છે એ વૃત્તિના જ જ્ઞાન, ઇચ્છા, સકલ્પ વિગેરે વિવિધ ભેદો પડે છે અહિ એ નિયમ છે કે જે પ્રતિબિંબ હોય તે ઉપાધિસદૃશ થઇ જાય છે, અર્થાત્ પુરુષ પ્રતિબિંબ તે વૃત્ત્યાકાર દેખાય છે તેથી વૃત્તિનો જે આકાર તે જાણે પુરુષનો આકાર હોય એમ થાય છે આનુ નામ જ વૃત્તિસારૂપ્ય છે તથા આ ઉપાધિવશાત્ જ પુરુષ પ્રત્યયાનુપશ્ય (વૃત્તિનો દ્રષ્ટા) કહેવાય છે

આ સર્વથી એ થયુ કે પુરુષ નિત્ય છે, અપરિણામી છે તથા સર્વ એક જ સખ્યા છે તથા જે ચિત્તની અપેક્ષાથી એમા સખ્યા

ના પામ્યતા રહી છે તે ચિત્ત વા બુદ્ધિસત્ત્વના ભેદે કરીને ભિન્ન ભિન્ન કહેવાય છે આ પ્રમાણે પુરુષો અસખ્ય છે છતા તે સર્વેનો આ પાચમા સમાવેશ થાય છે ( ૧ ) પ્રાકૃત પુરુષો, ( ૨ ) વિદેહ પ્રકૃતિલય વિગેરે, ( ૩ ) જીવન્મુક્ત પુરુષો, ( ૪ ) કૈવલ્યને પામેલા ( કુશલ ) પુરુષો, અને ( ૫ ) ઈશ્વરરૂપ પુરુષ ત્યા જે પુરુષોનુ ચિત્ત ક્ષિપ્ત, વિક્ષિપ્ત વા મૂઢ સ્થિતિમા છે તે પુરુષો પ્રાકૃત પુરુષો કહેવાય છે, જેઓ ઇન્દ્રિયાદિ ષોડશ વિકારની તથા પ્રકૃતિનીજ આત્મરૂપે ઉપાસના કરી દેહપતન સુધી આગળ વધ્યા નથી તેઓ એ પતન પછી ચિત્તની એક જાતની અસ્મારરોપાવસ્થાને જન્મથીજ પામે છે તથા તે તે ધ્યેયના વાતાવરણમા લીન થઈ રહે છે તે વિદેહ તથા પ્રકૃતિલયપુરુષો છે જે પુરુષોના ચિત્તમા પુરુષતત્ત્વ તથા પ્રકૃતિસુધીના સર્વે જડ તત્ત્વોનો દૃઢ અપરોક્ષ સાક્ષાત્કાર થયો છે છતા જેમના ચિત્ત પ્રારબ્ધસસ્કારનો ક્ષય નહિ થવાથી વિદ્યમાન રહ્યા છે તેઓ જીવન્મુક્ત છે અને પ્રારબ્ધ સસ્કારનો પણ ક્ષય થઈ જવાથી જેઓના ચિત્ત અધિકારરહિત થઈ જઈ પોતાના કારણમા આત્યતિક લયને પામી ગયા છે તે કૈવલ્ય પામેલા ( કુશલ ) પુરુષ છે તથા આ સર્વથી વિલક્ષણ પુરુષવિશેષ તે ઈશ્વર છે ઈશ્વર અનાદિ સિદ્ધ પુરુષ છે તથા સદા સર્વજ્ઞ છે એમના ચિત્તમા મૂળથી જ અવિદ્યાનો અભાવ હોવાથી અવિદ્યામૂલક સર્વનો અભાવ હોય છે તેના એ ચિત્ત કદાપિ આત્યંતિક લયને પામતુ નથી સર્ગસમયે તો એ ચિત્ત રહે છે તથા નિયન્તૃત્વ વિગેરે વ્યાપાર કરે છે પ્રલયસમયે ઉત્તર સર્ગના સકલ્પપૂર્વક કારણમાં એ ચિત્ત લયને પામે છે તેથી એ સકલ્પાનુસાર સર્ગ સમયે એ ચિત્ત પ્રથમ પરિણામ પામી આવે છે તથા ઈશ્વરને પ્રાપ્ત થાય છે એ ચિત્તવડે જગત્સર્જનરૂપ સકલ્પ ઈશ્વર કરેછે અર્થાત્ પ્રધાનની સામ્યાવસ્થાનો ભગ કરે છે તથા એ પ્રધાનને પરિણામ પામવામાં જે પ્રતિબંધક હેતુ હોય તેને પોતાના સ્વભાવસામર્થ્યથી દૂર કરી દે છે એટલે પ્રધાન ( પ્રકૃતિ ) પોતાના સ્વભાવથી ઉત્તર ઉત્તર કાર્યરૂપે પરિણામ પામતી જાય છે એ ચિત્તવડે જ ઈશ્વર સર્વનું પ્રવર્તન કરે છે તથા બ્રહ્માદિ સર્વને પૂર્વ સર્ગના વેદોનો બોધ કરે છે એ ચિત્તવડે જ શ્રીઈશ પ્રકૃતિગત નિયમાનુસાર વિવિધ લીલાતનુ તથા અદૃષ્ટવિશેષજન્ય તનુઓને પ્રકટાવે છે તથા તેમના દ્વારા સાત્ત્વિક વ્યવહારો કરાવે છે [1]

---

૧ આ અશમા આ શાસ્ત્ર સાખ્ય શાસ્ત્રથી કઇક ભેદવાળુ છે સાખ્ય

આ રીતે આ શાસ્ત્રમાં તત્ત્વો સ્વીકાર્યા છે. એથી હવે દુઃખનો હેતુ શો છે એ સ્પષ્ટ થાય છે. ત્યાં પુરુષમાં તો દુઃખ છેજ નહિ. દુઃખ એ તો ચિત્તની વૃત્તિ માત્ર છે. તેથી જ્યાંસુધી ચિત્ત (બુદ્ધિસત્ત્વ) વૃત્તિરૂપે પરિણામ પામે છે ત્યાંસુધી દુઃખની પ્રતીતિ થવાની કેમકે એ ચિત્તમાં પુરુષનુ પ્રતિબિંબ પડવાનુ તેથી એ ચિત્ત ઉદાઃરૂપે થવાનુ તથા એ ચિત્તસત્ત્વ અને પુરુષનો વિવેક (અપરોક્ષ ભેદજ્ઞાન) નહિ થાય ત્યાંસુધી એ ચિત્તગત દુઃખનો પુરુષમાં આરોપ થવાનો, કારણકે એ ચિત્તના પરિણામસમયે પુરુષ જાણે તદાકાર પરિણામને પામેલો હોય એવો થવાનો અર્થાત્ વાસ્તવ વિકાર ન છતાં પુરુષમાં વિકારનો આરોપ થવાનો ચિત્તનો પરિણામ જે સમયે હોય છે તેને જ વ્યુત્થાન કહે છે તેથી અન્ય રૂપે કહીએ તો વ્યુત્થાનસમયે પુરુષનુ વૃત્તિસારૂપ્ય હોવાથી પુરુષમાં દુઃખનો આરોપ થવાનો અને જ્યાં પર્યંન્ત ચિત્તની સ્થિતિ છે ત્યાં પર્યંન્ત ચિત્તનો વૃત્તિઆકાર પરિણામ થવાનો. તેથી એ ઠર્યું કે અવિદ્યાહેતુક ચિત્તનો પુરુષસાથેનો સંયોગ તે જ દુઃખ માત્રનો હેતુ છે. એ હેતુનો વિનાશ થાય ત્યારે એ દુઃખનો વિનાશ થાય છે. તેથી હવે ઇપ્સિતસિદ્ધિમાટે એ સંયોગનો વિનાશ કેવી રીતે થાય છે તે વિચારવાનું રહ્યું. ત્યા એક પક્ષે તો એ સંયોગ અવિદ્યાને લીધે જ થાય છે કેમકે જો પુરુષનુ (પોતાનુ) યથાર્થ જ્ઞાન હોય તથા પ્રકૃતિ અને બુદ્ધિસત્ત્વનું યથાર્થ જ્ઞાન હોય તો પછી બુદ્ધિસત્ત્વથી પોતાનો (પુરુષનો) વિવેક સિદ્ધ થવાનો તેથી પછી બુદ્ધિસત્ત્વના ધર્મનો પોતામા આરોપ ક્દાપિ થવાનો નહિ. તેથી આ વિચારથી એ પ્રાપ્ત થયુ કે એ અવિદ્યાની નિવૃત્તિ થાય તો પછી દુઃખનો પોતામાં અભાવ થાય. ત્યાં અવિદ્યાની નિવૃત્તિ એના વિરોધીથી જ થઇ શકે અવિદ્યાનુ વિરોધી વિદ્યારૂપ તત્ત્વજ્ઞાન છે. તેથી એ થયું કે તત્ત્વજ્ઞાન (પુરુષ તથા બુદ્ધિસત્ત્વના ભેદનુ જ્ઞાન) થાય તો એ અવિદ્યાની નિવૃત્તિ થાય અને એ થાય એટલે એને લઇને જે બુદ્ધિસત્ત્વના ધર્મનો પોતામાં આરોપ થાય છે તે નહિ થાય, અર્થાત્ દુઃખનો અભાવ કરવા તત્ત્વજ્ઞાનની (વિવેકખ્યાતિની) સંપ્રાપ્તિ કરવી જોઇએ તેમાં પણ અવિદ્યાથી અપરોક્ષ ભ્રાન્તિ થઇ છે તેથી એની નિવૃત્તિ પરોક્ષ જ્ઞાનથી થતી નથી, પણ અપરોક્ષ જ્ઞાનથી થઈ શકે છે તેથી એ વિવેકખ્યાતિ પણ વિવેકસાક્ષાત્કારરૂપ હોવી જોઇએ એ પ્રાપ્ત થયુ આ રીતે

---

શાસ્ત્રમાં આ પુરુષવિશેષરૂપ ઈશ્વરના વિના જ પ્રક્રિયા પ્રતિપાદન કરી છે, છતાં વાસ્તવ વિરોધ નથી જ.

વિવેકસાક્ષાત્કાર થવાથી ભ્રાન્તિ દૂર થવાની અને તેથી એ સંયોગ ક્રમે કરીને મટી જવાનો એ મટ્યો । મટવાથી દુઃખનો અભાવ થવાનો તેથી એ વિવેકખ્યાતિની પ્રાપ્તિ કરવી એ કર્તવ્ય સિદ્ધ થયું

અહિં એ કહેવું કે આ રીતે વિવેકખ્યાતિ પ્રાપ્ત થયે તો પછી દુઃખનો પોતામાં આરોપ નહિ થાય એ વાત સાચી તથાપિ બુદ્ધિસત્ત્વ ચિત્ત—વિદ્યમાન રહેવાથી એના પરિણામરૂપ વૃત્તિ થવાની તેથી આ દુઃખ છે એ જાણવારૂપ ભોગ એ પુરુષને પણ રહેવાનો તેથી દુઃખનો અત્યન્તોચ્છેદ આથી નહિ થાય આ યોગ્ય નથી કારણ કે આ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે કે પ્રકૃતિની સામ્યાવસ્થાથી ચ્યુતિ થઈ જે કાર્યરૂપ પરિણામ થાય છે તેમાં ભેદ પ્રતીત થય છે તેથી એ બે નો હેતુ કોઈ પણ હોવો જોઈએ એ હેતુ તે એ આણુઓમાં રહેલા સંસ્કારો જ છે એ સંસ્કારોના સંચિત અને પ્રારબ્ધ એવા બે ભેદ છે તેથી ચિત્તની ચિત્તરૂપે સ્થિતિ કરી રાખનાર નિમિત્ત તો આ બે પ્રકારના સંસ્કાર છે એ સંસ્કારનો અભાવ થઈ જાય ત્યારે પછી એ અણુની ચિત્તરૂપે સ્થિતિ થવામાં નિમિત્ત નહિ હોવાથી એ અણુ મૂળ કારણાકાર થઈ રહેવાનું ત્યાં એ સંસ્કારોમાં એવો નિયમ છે કે જ્યાં સુધી અવિદ્યાની સ્થિતિ હોય ત્યાં સુધી જ એ સંસ્કારો પોતાનું ફળ આપવાની શક્તિ છે તેથી વિવેકસાક્ષાત્કાર થયો એટલે અવિદ્યાનો ઉચ્છેદ થવાથી એ અનનુબન્ધ કરી રહે ॥ સંચિત સંસ્કારો દગ્ધબીજ થઈ જશે તેથી એનો પ્રરોહ થશે નહિ અને જે પ્રારબ્ધ સંસ્કારો છે તેમણે પોતાના ફળની પ્રવૃત્તિ કરી છે તથા તે અવિદ્યાના સંસ્કારોનો આશ્રય કરી રહેલા છે તેથી તેની અનુવૃત્તિ એ અવિદ્યાના સંસ્કારની સ્થિતિપર્યન્ત રહેશે એ અવિદ્યા ॥ સંસ્કારનું અવસાન મ સામાન્ય રીત્યા તેણુ ભોગથી ના ભયવ્યવહાર કરતા ભોગથી થાય છે અથવા તો દીર્ઘ અભ્યાસથી ચિત્તનો અત્યન્ત નિરોધ થઈ જાય છે ચિત્તસત્ત્વને અવિદ્યાનો ઉચ્છેદ થયા પછી નવીન સંસ્કારને ગ્રહણ કરવાનું સામર્થ્ય રહેતું નથી તેથી સર્વ રીતે એ સિદ્ધ થયું કે વિવેકસાક્ષાત્કાર સિદ્ધ થયા પછી એ પુરુષ ચરમ દેહવાળા થાય છે અને જો અલ્પ સમયમાં દુઃખજ્ઞાન માત્રનો અભાવ કરવો ઉચિત હોય તો એ વિવેકસાક્ષાત્કાર પછી પણ એનો અભ્યાસ જારી રાખી ચિત્તને કેવળ નિરુદ્ધ કરી દે, જેથી નિરોધજન્ય અવિદ્યાસંસ્કાર માત્રનો દાહ થઈ જઈ ચિત્તસત્ત્વ રૂક્ષ થઈ જઈ સમ્યક્ કારણાકાર થઈ રહે જ્યારે ચિત્ત કારણાકાર (પ્રધાનાકાર) થઈ રહ્યું ત્યારે પછી ચિત્તના અભાવે વૃત્તિનો અભાવ આવ્યો એ તો ॥ અ

ભાવે દુ:ખનો અભાવ તથા એમાં પડતા પુરૂષપ્રતિબિંબનો અભાવ થવાનો તેથી એ સમયે પુરૂષ વસ્તુત: કેવલ (કુશલ) જ હતો છતાં ઉપાધિના અભાવે તત્સાદ્દશ્યનો અભાવ થવાથી કેવલ વા કુશલ વા મુક્ત થયો કહેવાય છે. તેથી વિવેકસાક્ષાત્કાર એ જ મોક્ષનું સાધન સિદ્ધ થઈ રહે છે.

અન્ય રીતે કહીએ તો પૂર્વે સયવ્યપ્રમાણે પુરૂષના અર્થની પ્રાપ્તિ કરાવવા માટે નર્તકીવત્ પ્રધાન કાર્યાકાર પરિણામને પામે છે, અને જ્યારે પુરૂષના અર્થની પ્રાપ્તિ થઈ રહે છે ત્યારે પ્રધાનના કાર્યાકાર પરિણામ થવામા નિમિત્તના અભાવે એ પરિણામ થતો નથી અર્થાત્ પ્રધાનમાંથી ચિત્તનો ઉદ્ભવ થતો નથી. ત્યાં પુરૂષના અર્થ તે ભોગ અને અપવર્ગ છે. પ્રકૃતિ તથા પુરૂષના તત્ત્વનો સાક્ષાત્કાર એ અપવર્ગ છે અને એથી અતિરિક્ત જે જ્ઞાન (દર્શન) તે ભોગ છે એમાં ભોગની પ્રાપ્તિ તો ચિત્ત સર્વને કરાવે જ છે, માત્ર અપવર્ગની પ્રાપ્તિ કરાવવી શેષ હોય છે. તેથી એ અપવર્ગરૂપ વિવેકસાક્ષાત્કારની પ્રાપ્તિ થઇ એટલે પ્રકૃતનું સપૂર્ણાશે દર્શન થઇ જવાથી પ્રકૃતિ નિવૃત્ત થાય છે અર્થાત્ ચિત્તનો અધિકાર સમાપ્ત થઈ જવાથી ચિત્ત સદા પ્રકૃતિરૂપ થઇ રહે છે. તેથી આ રીતે પણ વિવેકસાક્ષાત્કાર જ કર્તવ્ય ઠરે છે

આ સર્વથી એ સિદ્ધ થયું કે ત્રિવિધ દુ:ખના હાનમાટે વિવેકસાક્ષાત્કાર તથા એના પુન પુન: અભ્યાસથી ચિત્તની કેવલ નિરૂદ્ધાવસ્થા સપાદન કરવી યોગ્ય છે. એ પણ સહસા થતાં નથી પણ સાધનોની અપેક્ષા રાખે છે. એમા મુખ્ય સાધન તો ચિત્તની અનુકૂલ અવસ્થા મેળવ઼, છે. ત્યા જે વિવેકસાક્ષાત્કારમાટે અનુકૂલ અવસ્થા તેને આ શાસ્ત્રમાં સપ્રજ્ઞાતયોગ કહ્યો છે એ સંપ્રજ્ઞાતયોગ પ્રાપ્ત થયો એટલે વિવેકસાક્ષાત્કારનો ઉદય થાય છે. એ ઉદય થવાથી એના પુન: પુન અભ્યાસથી જેને પરવૈરાગ્ય ગ્રંથકાર કહે છે તે થાય છે તથા અંતે ચિત્તની કેવલ નિરૂદ્ધાવસ્થા (જે અસંપ્રજ્ઞાતયોગ કહેવાય છે તે) પ્રાપ્ત થાય છે. એની પ્રાપ્તિ થઇ એટલે દુ:ખનો આત્યંતિક અભાવ થઇ જાય છે. તેથી અસંપ્રજ્ઞાતયોગની સિદ્ધિ કેવી રીતે થાય એ હવે જિજ્ઞાસ્ય થયું એના ઉત્તરમા અધિકારિભેદ અવશ્ય પ્રાપ્ત થવાનો. કારણ કે જે ચિત્તની જેવી અવસ્થા તેવાં તેને માટે સાધનો હોવાં જોઇએ તથા તે તે સાધનોનું તે તે પ્રમાણમાં મૃદુ, મધ્ય તથા તીવ્રતાથી અનુષ્ઠાન કરવું જોઇએ. તેમા પ્રતિઅધિકારીને કયાં કયાં સાધનો કેટલા વેગથી કેવી રીતે સાધવાં એ

નો યોગીશ્વર શ્રીમદ્ગુરુદ્વારા જ જાણી શકાય એમ છે, અન્ય કોઇ ઉપાય એ માટે નથી તથાપિ સામાન્ય રીતે એ સંપ્રજ્ઞાતયોગની સિદ્ધિ માટે યોગાંગોનું અનુષ્ઠાન અપેક્ષિત છે, તથા એ સાથે વૈરાગ્યની સિદ્ધિ કરતાં જવું જોઇએ અર્થાત્ વૈરાગ્ય અને યોગાંગનો અભ્યાસ એ બે મળે ત્યારે સંપ્રજ્ઞાતયોગની સિદ્ધિ થઇ શકે છે વૈરાગ્યનું વિવિધ ભેદથી પ્રતિપાદન કરાય છે તથા એની સિદ્ધિમાટે નાનાવિધ યુક્તિઓ શ્રીસદ્ગુરુ પાસેથી પ્રાપ્ત કરવાની હોય છે તથાપિ સામાન્ય સ્વરૂપ એ છે કે જ્યારે ચૌદે લોકના સુખને અંતઃકરણ કાકવિષ્ઠાસમ જાણી તેથી અચલ રહે ત્યારે તેને વૈરાગ્યપ્રાપ્ત જાણવું

અભ્યાસના વિષયરૂપ યોગાંગ આ આઠ છે ( ૧ ) યમ, (૨) નિયમ, ( ૩ ) આસન, ( ૪ ) પ્રાણાયામ, ( ૫ ) પ્રત્યાહાર, (૬) ધારણા ( ૭ ) ધ્યાન તથા ( ૮ ) સમાધિ, અથવા એને પરસ્પરમાં અંતર્ભાવ કરી કહીએ તો ( ૧ ) યમ નિયમ, ( ૨ ) આસન, ( ૩ ) પ્રાણાયામ તથા પ્રત્યાહાર અને ( ૪ ) સંયમ આ સર્વનું સ્વરૂપ પ્રથમ વિસ્તારથી પ્રતિપાદન કર્યું છે તેથી અત્ર કરવા જરૂર નથી

આ રીતે આ યોગાંગનું અનુષ્ઠાન થવાથી સંપ્રજ્ઞાત યોગ પ્રાપ્ત થાય છે, તેથી વિવેકખ્યાતિ થાય છે, તેથી અવિદ્યાનો નાશ થાય છે, તેથી બુદ્ધિસત્ત્વ તથા પુરુષનો સંયોગ જે દુઃખનો હેતુ છે તે જતો રહે છે અને તેથી અંતે પુનરુદ્ભવ થવાની યોગ્યતા વિના દુઃખ માત્રનો આત્યંતિક અભાવ થાય છે આ સમયે દ્રષ્ટા મનાયેલો પુરુષ દૃશિમાત્રના અભાવે કોઇ પણ આકારવાળો થયેલો વ્યવહારાય એમ નથી તેથી પોતાના સ્વરૂપે અવસ્થિત થયેલો કહેવાય એ જ પુરુષનો ઉપરાગથી અને બુદ્ધિસત્ત્વનો ખરી રીતે મોક્ષ છે, જે સર્વ વિચારવાન્ પ્રાણીનું પરિણામ પ્રાપ્તવ્ય છે

આ પ્રમાણે આ દર્શનનો પ્રમેય ભાગ છે પ્રમાણ વિષયમાં આ શાસ્ત્રમાં ત્રણને સ્વીકાર્યાં છે પ્રત્યક્ષ, અનુમાન અને આગમ અન્યત્ર જે ચાર, પાંચ, ૭ વા આઠ પ્રમાણો સ્વીકારાય છે તે સર્વનો આ ત્રણમાં જ અંતર્ભાવ કર્યો છે ત્યાં પ્રત્યક્ષપ્રમાણ સંબંધે આ શાસ્ત્રનો સિદ્ધાન્ત ન્યાયવૈશેષિક સિદ્ધાન્તથી જુદો છે, આ [illegible] અંશે [illegible] છે અને વેદાન્તમાંથે ઘણુંમાં [illegible] છે આ શાસ્ત્રમત [illegible] આ છે કે પ્રમેયનિરૂપણ સમયે કહ્યા પ્રમાણે ચિત્તસત્ત્વ [illegible] છે, [illegible] પરિણામરૂપ છે તથા [illegible] [illegible] [illegible] છે જ્યારે વિષયના સામાન્યથી [illegible]

કમાં ક્ષોભ થઈ ઇન્દ્રિયમાં ક્ષોભ થાય છે ત્યારે એ ક્ષોભથી ચિત્ત-
તત્ત્વનાં સામાન્યરૂપે ઇન્દ્રિયસાથે સંબદ્ધ થયેલા દ્રવમાં ક્ષોભ થાય
છે. એ ક્ષોભ થવાથી એ દ્રવનો પ્રવાહ તે તે ઇન્દ્રિયશક્તિથી તે
તે ઇન્દ્રિય ગોલકદ્વારા બહાર જાય છે, તથા જેમ કોઈ બીબામાં દ્રુત
રસ અર્થાત્ દ્રવ તદાકાર પરિણામને પામે છે તેમ આ બહિર્ પ્રદે-
શેલો દ્રવ પણ તે તે વિષયાકાર પરિણામને પામે છે. એ વિષયાકાર
પરિણામને પામેલા દ્રવરૂપ વૃત્તિ દ્રષ્ટાનું દૃશ્ય થાય છે—એ જ પ્રત્ય-
ક્ષ છે અને વિષયોનું જે દૃશ્ય થવું તે આ વ્યાપાર થવાથી થાય
છે. આજ રીતે જ્યારે સંયમની સિદ્ધિથી તે તે વિષયમાં પૂર્ણ એ-
કાગ્રતા થાય છે ત્યારે તે તે વિષયાકાર ચિત્તવૃત્તિ થઈ રહે છે તેથી
તે વિષયનું પ્રત્યક્ષ થાય છે એ તદાકારતા થવી એને જ સમાપત્તિ
વા તદંજનતા પણ કહે છે. તેથી જો એ વિષય ગ્રાહ્યરૂપ હોય છે
તો ગ્રાહ્યસમાપત્તિ થાય છે, ગ્રહણરૂપ હોય છે તો ગ્રહણસ-
માપત્તિ થાય છે અને ગૃહીતૃરૂપ હોય છે તો ગૃહીતૃસમાપત્તિ થાય
છે તથા એ સમાપત્તિથી તે તે પદાર્થ સાક્ષાત્ થાય છે.

અનુમાનપ્રસંગમાં આ શાસ્ત્રમાં વાપરેલા શબ્દો તથા કરેલા
વિભાગ વિગરે તથા સાંખ્ય શાસ્ત્ર અને ગૌતમ ન્યાય એ બે શા-
સ્ત્રમાં વાપરેલા શબ્દો તથા કરેલા વિભાગ વિગરે સમાન છે. એનું
તથા આગમ પ્રમાણનું નિરૂપણ વ્યાખ્યામાં વિસ્તારથી કર્યું છે તેથી
ત્યાં જોવું.

પરાપૂર્વથી કાર્યકારણસંબંધે ત્રણ વાદ ચાલતા આવ્યા છે.
કેટલાક આરંભવાદ સ્વીકારે છે, કેટલાક પરિણામવાદ સ્વીકારે છે અ
ને અન્ય વિવર્તવાદ સ્વીકારે છે. ત્યાં ન્યાયવૈશેષિક દર્શનો આરંભવાદ
સ્વીકારે છે. જ્યારે મૃત્તિકામાંથી ઘટની ઉત્પત્તિ થાય છે ત્યારે એ
વાદ સ્વીકારનાર એવું માને છે કે ઉત્પત્તિપૂર્વે ઘટ અસત્ હતો અને
કારકવ્યાપાર પછી એ ઘટ સત્તાને પામે છે આ રીતે કારકવ્યાપારથી
અસત્ પદાર્થનું અસ્તિત્વમાં આવવું એ માનવું એ આરંભવાદ છે.
એ વાદમાં ઉપાદાન કારણથી કાર્ય ભિન્ન પદાર્થ લેવાય છે. ઘટ એ
મૃત્તિકાની અવસ્થાવિશેષ નથી પણ મૃત્તિકામાં સમવાયસંબંધરૂપ
સંબંધવિશેષથી રહેનો કોઈ અત્યન્ત ભિન્ન પદાર્થ છે. આ રીતે કા-
ર્યનું સ્વરૂપ માનેલું હોવાથી કારણની કાર્યમાં શક્તિ ન માનતાં એ
લોકો કાર્યનો જે ઉપાદાન કારણમાં પ્રાગભાવ તેને પણ એક કારણ
માને છે. આ આરંભવાદના સ્વીકારથી સૃષ્ટિની પ્રક્રિયામાં એને
અનુરૂપ ભેદ થાય એ તો સ્વાભાવિક જ છે. એથી ઉલટું સાંખ્ય ત-

ત કરવા જે મૈત્રી, કરુણા વિગેરેની ભાવના, સામાન્ય પ્રાણાયામ, વિષયવતી તથા જ્યોતિષ્મતી પ્રવૃત્તિ તથા વીતરાગ પુરુષની, સ્વપ્નજ્ઞાનની તથા નિદ્રાજ્ઞાનની ભાવના અથવા ઈષ્ટધ્યાન એ ઉપાયોરૂપ બાહ્યકર્મની જરૂર છે તેનું તથા તેની સિદ્ધિથી જે પર વશીકાર પ્રાપ્ત થાય છે તેનું પ્રતિપાદન કર્યું છે આ રીતે સાધનોના અનુષ્ઠાનથી યોગીને, ધ્યાતા ને જ્ઞાતા થાય છે એ નિયમથી તેને વિષયમાં યથાર્થ સમાપત્તિ થાય છે એનું, તથા એના પૂર્વોક્ત ભેદરૂપ સવિતર્ક, સવિચારાદિ વિભાગો હોય છે તેનું એ સમાધિથી પ્રાપ્ત થતી ઋતંભરા પ્રજ્ઞાનું તથા અંતે એ સંપ્રજ્ઞાતયોગથી અનંતર પ્રાપ્ત થતા અસંપ્રજ્ઞાતયોગનું પ્રતિપાદન કરી એ પાદ સમાપ્ત કર્યું છે

દ્વિતીય પાદમાં મધ્યમાધિકારીરૂપ વિક્ષિપ્તચિત્તવાળા સાધક માટે તપ સ્વાધ્યાય તથા ઈશ્વરપ્રણિધાનરૂપ જે ક્રિયાયોગની અપેક્ષા છે તેનું એ ક્રિયા યોગથી સમાધિની પ્રાપ્તિ થાય છે તથા અવિદ્યા અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશરૂપ પાંચ ક્લેશોનું શૈથિલ્ય થાય છે તેનું, એ ક્લેશોના સ્વરૂપનું તથા એ સર્વે અવિદ્યામૂલક છે તેથી અવિદ્યાનો ઉચ્છેદ થવે એ સર્વેનો ઉચ્છેદ થાય છે એનું તથા એ ક્લેશોની સ્થૂલ અવસ્થાનું ધ્યાનથી તથા સૂક્ષ્માવસ્થાનું ચિત્તનો લય થયે હાન થાય છે એનું પ્રતિપાદન કર્યું છે એ પ્રતિપાદન કરી રહ્યા પછી ક્લેશોનો નાશ થયેથી તન્મૂલક કર્માશયનો ઉચ્છેદ થાય છે તથા નવીન કર્માશય થતા નથી તથા કર્માશયનો નાશ થયો એટલે તેના ફલરૂપ હ્લાદ તથા પરિતાપ જે પરિણામિત્વાદિ હેતુથી વિવેકીની દૃષ્ટિથી કેવળ દુઃખરૂપ જ છે તેનો નાશ થાય છે એ પ્રતિપાદન કરવામાં જે કર્મપ્રક્રિયાથી નાનાવિધ શંકાઓનો ઉચ્છેદ થાય છે તથા જગત્ કયા નિયમે કેવી રીતે ચાલે છે, જીવોને સુખદુઃખાદિ કેવી રીતે મળે છે વિગેરે સ્પષ્ટ સમજાય છે તેનું ઉત્તમ રીતે પ્રતિપાદન કર્યું છે આ પ્રતિપાદન થઈ રહ્યા પછી મન્દાધિકારીમાટે વિશેષ સ્ફુટ પ્રતિપાદનની આવશ્યકતા હોવાથી વૈદ્યકશાસ્ત્ર માફક આ યોગશાસ્ત્ર પણ—રોગવત્ દૂર કરવા યોગ્ય જે હેય, તે શાથી પ્રાપ્ત થાય છે તે હેતુ એને દૂર કરવાના ઉપાયરૂપ સાધનો તથા એ દૂર થવાથી પ્રાપ્ત થતું કૈવલ્ય—એ ચારનું પ્રતિપાદન કરનાર હોવાથી ચતુર્વ્યૂહ છે તેથી એ ક્રમાનુસાર પ્રથમ સ્વરૂપ હેયનું તથ પછી દૃશ્ય જે બુદ્ધિસત્ત્વ તથા દ્રષ્ટારૂપ જે પુરુષ તેનો સંયોગ તે આ હેયને ઉત્પન્ન કરનાર હોવાથી હેયનો હેતુ છે તેનું પ્રતિપાદન કર્યું છે એ પ્રતિપાદન સ્પષ્ટ થવા

અર્થે દૃશ્ય પ્રપંચનુ સ્વરૂપ સ્ફુટ કરતા જડ વર્ગના જે ૨૪ તત્ત્વો પૂર્વે કહ્યા છે તેનુ તથા સર્ગક્રમનુ તથા દ્રષ્ટા પુરુષના સ્વરૂપનુ ત થા દૃશ્ય દ્રષ્ટામાટે જ પરિણામો પામે છે તેનું પ્રતિપાદન ક્યુ છે, તથા તદનતર એ એના સયોગનું સ્વરૂપ કહ્યુ છે તથા તેનો હેતુ પણ અવિદ્યા છે એ કહ્યુ છે તથા તેથી એ અવિદ્યાનો અ ભાવ થવાથી એ સયોગનો અભાવ થાય છે તે જ આરોગ્યનથા નીય કૈવલ્ય છે એ પણ સૂસવ્યુ છે એ હાન કરવાના ઉપાયમા વિવેકસાક્ષાત્કાર એ જ ઉપાય છે એ કહ્યુ છે તથા તેથી થતી સ- પ્તધા પ્રજ્ઞાનુ પ્રતિપાદન કર્યુ છે હવે એ વિવેકસાક્ષાત્કાર કેવી રીતે થાય છે એ જિજ્ઞાસા થતા યોગના બહિરગરૂપ યમ, નિયમ, આસન, પ્રાણાયામ તથા પ્રત્યાહાર એ પાચ સાધનોનુ તથા પ્રત્યે કના અનુષ્ઠાનની સિદ્ધિ સ્પષ્ટ થાય તેમાટે એ પ્રત્યેકથી થતા કા ર્યનુ પણ પ્રતિપાદન કર્યુ છે તથા યોગાગના અનુષ્ઠાનમા જ્યારે વિરોધીથી બાધ થાય ત્યારે તેનો અભાવ કરનાર વિતર્કની ભાવના કરવી એ કહ્યુ છે આ પ્રમાણે આ પાચ બહિરગનું જ પ્રતિપાદન કરી આ પાદ ગ્રથકારે સમાપ્ત કર્યુ છે

તૃતીય પાદમા શેષ રહેલા ત્રણ યોગ ગરૂપ ધારણા, ધ્યાન ત થા સમાધિનું પ્રતિપાદન છે તથા એ ત્રણની શાસ્ત્રીયસજ્ઞા સયમ છે એ, એનુ સામાન્ય ફલ પ્રજ્ઞાની દીપ્તિ છે એ તથા એનુ ભૂ મિકાક્રમથી સાધકે અનુષ્ઠાન કરવુ એ કહ્યુ છે પછી એ ત્રણ પૂર્વ પાચની અપેક્ષાથી અતરગ છે તથા અસપ્રજ્ઞાતયોગ અથવા નિ ર્બીજ સમાધિમા તો આ ત્રણ પણ બહિરગ જ છે એ પ્રતિપાદન ક ર્યુ છે. તથા પ્રસગવશાત્ નિરોધના સસ્કારથી થતી ચિત્તની પ્ર શાન્તવાહિતા સ્થિતિ, તથા સમાધિ એકાગ્રતા વિગરેનો ભેદ તથા તે પ્રસગમા ષોડશ વિકારના થતા ત્રિવિધ પરિણામોનુ પ્રતિપાદન કર્યુ છે તથા અતરવીની એ પરિણામપ્રતિપાદનથી સિદ્ધિ કરી છે આ રીતે સયમનુ પ્રતિપાદન કરી પછી વિવિધ સયમથી અતીત તથા અનાગતનુ જ્ઞાન, સર્વ પ્રાણીના શબ્દોનુ જ્ઞાન, પૂર્વ જન્મનુ જ્ઞાન, પારકા ચિત્તનુ જ્ઞાન, અતર્ધાન થવારૂપ સામર્થ્ય, મૃત્યુજ્ઞાન, અવધ્ય બળની પ્રાપ્તિ, સૂક્ષ્મ વ્યવહિતાદિ અર્થનુ જ્ઞાન, ભુવનજ્ઞાન, તારાવ્યૂહજ્ઞાન, તારાઓની ગતિનું જ્ઞાન, કાયવ્યૂહનુ જ્ઞાન, ક્ષુત્પિપા- સાની નિવૃત્તિ, સ્થૈર્યપ્રાપ્તિ, સિદ્ધદર્શન, ચિત્તસંવિત્, પરશરીરપ્રવેશ, જલાદિતત્ત્વોનો જય, પ્રભાવવાળા શરીરની પ્રાપ્તિ દિવ્ય ઇન્દ્રિયની પ્રાપ્તિ, આકાશગમન, ચિત્તની શરીરબહાર સ્થિતિ થવારૂપ મહાવિ

યોગીને વ્યુત્થાનસંસ્કારથી મધ્યે મધ્યે વ્યુત્થાન થાય છે તેનો ઉચ્છેદ કરવા સાધનોનો અભ્યાસ અવશ્ય કરવો ઘટે છે એ તથા વિવેકસાક્ષાત્કારથી પ્રાપ્ત થતી સર્વજ્ઞતા, સર્વભાવાધિષ્ઠાતૃત્વ વિગરે સિદ્ધિઓનો અનાદર કરવાથી વિવેકસાક્ષાત્કારનો અખંડ ઉદય બની રહે છે અને તેથી ધર્મમેઘ સમાધિ પ્રાપ્ત થાય છે તથા એ પ્રાપ્ત થવાથી ક્લેશ કર્મની નિવૃત્તિ થાય છે જેથી જ્ઞાન અનંત થઇ રહે છે એ પ્રતિપાદન કર્યું છે તથા અંતે, આમ થવાથી પરવૈરાગ્ય થાય છે જેથી કૃતકૃત્ય થયેલા પુરુષ પ્રતિ સત્ત્વાદિ ગુણોનો પરિણામક્રમ સમાપ્ત થાય છે અર્થાત્ બુદ્ધિસત્ત્વ આત્યંતિક લય પામી જાય છે, એ જ પુરુષનું કૈવલ્ય તથા ચિત્તનું યથાર્થ રીતે કૈવલ્ય છે એ પ્રતિપાદન કરી ગ્રંથની સમાપ્તિ કરી છે

આ પ્રમાણે આ ચાર પાદના વિષયો છે. હવે આ યોગશાસ્ત્ર જેનું નામ પ્રથમ સૂત્રથી યોગાનુશાસન [1] દેખાય છે તે સાંખ્ય વેદાન્ત તથા ન્યાયની અપેક્ષાથી કયી ભૂમિકામાં આવે છે તે જોવાનું છે ત્યાં ભૂમિકાથી કાલક્રમરૂપ ભૂમિકા વિવક્ષિત નથી પણ સિદ્ધાન્તોની કક્ષારૂપ જે ભૂમિકા છે તે જ વિવક્ષિત છે અંત્ર જે સિદ્ધાન્તો પ્રતિપાદન કર્યા છે તેના ત્રણ વિભાગ પડે છે (૧) પ્રાપ્તવ્ય વિષયક, (૨) કર્તવ્યવિષયક અને (૩) જ્ઞાતવ્યવિષયક ત્યાં જે પરિણામિક ફલ પ્રાપ્ત કરવાનું છે તે સંબંધમાં જે જે સિદ્ધાન્તો હોય તે પ્રાપ્તવ્ય વિષયક સિદ્ધાન્તો છે. એ પ્રાપ્તવ્યને માટે જે સાધનોનો નિશ્ચય કર્યો હોય તે કર્તવ્યવિષયક સિદ્ધાન્તો છે તથા એની ઉપપત્તિમાટે જે પ્રક્રિયાઓ વિગેરે સંબંધમાં સિદ્ધાન્તો હોય તે જ્ઞાતવ્યવિષયક સિદ્ધાન્તો છે આ ત્રણમધ્યે પ્રાપ્તવ્ય વિષયક સિદ્ધાંત ન્યાય, વૈશેષિક, સાંખ્ય તથા યોગનો અભિન્ન છે કારણ કે એ ચારેમાં ત્રિવિધ દુઃખોનો આત્યંતિક અભાવ જ પ્રાપ્તવ્ય પુરુષાર્થમાં ગણ્યો છે વેદાન્તશાસ્ત્ર એથી આગળ જઈએ દુઃખરહિત પરમાનંદની પ્રાપ્તિને પુરુષાર્થ માને છે કર્તવ્યના સંબંધમાં આ સર્વ શાસ્ત્રોનો એક અભિન્ન

---

[1] આ શાસ્ત્રઉપર જે ભાષ્ય છે તેમાં સાંખ્યપ્રવચન નામ આપેલું દેખાય છે તથાપિ એ શબ્દ માત્ર યૌગિક અર્થમાં વાપરેલો છે તેથી આ શાસ્ત્રની સંજ્ઞા નથી. સાંખ્યસિદ્ધાન્તનું પ્રકૃષ્ટ નિરૂપણ તે સાંખ્યપ્રવચન છે. આમ લેવાનું કારણ પણ એ જ ભાષ્ય ઉપરથી નીકળે છે કેમકે પ્રથમ સૂત્રના ભાષ્યમાં યોગાનુશાસન એ સંજ્ઞા છે એવું ભાષ્યમાં સ્ફુટ કહ્યું છે. યોગદર્શન, યોગસૂત્ર, યોગશાસ્ત્ર વિગરે પણ આ શાસ્ત્રના નામો છે.

સિદ્ધાન્ત છે કારણ કે અવિદ્યાની નિવૃત્તિ કરવા તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ કરવી એ સર્વસંમત છે, તેમ જ એ તત્ત્વજ્ઞાનની દૃઢ અપરોક્ષરૂપે પ્રાપ્તિ થવા સંપ્રજ્ઞાતયોગ તથા તેમાટેના યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન તથા સમાધિ એ આઠ સાધનો અવશ્ય સિદ્ધ કરવા જોઇએ એ પણ સર્વસંમત છે તેથી આ બે મુખ્ય વિષયોમા લેશ પણ ભેદ જેવો દેખાતો નથી આ કારણથી ગમે તે શાસ્ત્રનો સ્વીકાર કરી માણસ કર્તવ્યમા જોડાય છે તો તેથી પરિણામે એને કૃતકૃત્યતા પ્રાપ્ત થવી સંભવે છે હવે માત્ર જ્ઞાતવ્ય પ્રક્રિયાઓ રહી તેમાં જીવ એ દ્રષ્ટા, જ્ઞાતા તત્ત્વ છે, એ અલ્પજ્ઞ તથા પરતન્ત્ર છે, એને કર્મવશાત્ ભ્રમણ કરવુ પડે છે, કર્મથી કર્માશય બંધાય છે તથા તે અવિદ્યાની સ્થિતિપર્યન્ત જ ફલોન્મુખ થાય છે, જીવો અનાદિકાળથી વસ્તુત વિદ્યમાન છે, જગત્ જડત્વ, પરિણામિત્વ, દૃશ્યત્વ વિગેરે ધર્મોવાળુ છે તથા એ જગતથી પોતે ભિન્ન છે આ વિગેરે અસંખ્ય સિદ્ધાન્તો સર્વ શાસ્ત્રમા અભિન્ન છે તેથી સામાન્ય જિજ્ઞાસુમાટે આ સર્વ ભિન્ન ભિન્ન શાસ્ત્રો નથી પણ એક જ શાસ્ત્ર આ સર્વ અંશોમા તો છે એ શાસ્ત્રોમા જે ભેદ છે તે બહુજ અલ્પ અંશમાં છે અને તે અધિકારીના અધિકારના તારતમ્યને લીધે આવશ્યક પણ છે એ ભેદ મુખ્યત તો તત્ત્વસ્વરૂપ તથા જગતના સત્યત્વ વિગેરે વિષયોમા છે ત્યા ન્યાય વૈશેષિક દર્શનોમા અહંઆકાર રૂપે પ્રતીત થતો આત્મા સર્વ વ્યાપક છે તથા વિજ્ઞાન, ઇચ્છા, કામ વિગેરે ધર્મોના આશ્રયરૂપ છે એમ લીધુ છે તથા આત્મા સ્થૂલ શરીર, ઇન્દ્રિયો તથા મનથી વિલક્ષણ છે એ સ્થાપન કર્યુ છે સાંખ્ય તથા યોગ શાસ્ત્રમા આત્માની તથા મન ઇન્દ્રિય વગેરેની વચ્ચે બુદ્ધિસત્ત્વ વા ચિત્ત નામનો એક પદાર્થ સ્વીકાર્યો છે તથા વિજ્ઞાન, ઇચ્છા, રાગ વિગેરે સર્વ ધર્મો એ ચિત્તના છે, આત્માના નથી એ સિદ્ધ કર્યુ છે. તથા પુરુષશબ્દવાચ્ય આત્મા કેવલ જ્ઞાનસ્વરૂપ છે તથા મિથ્યા ઉપચારથી જ્ઞાતા દ્રષ્ટા વિગેરે કહેવાય છે એ કહ્યુ છે એ આત્મા વા પુરુષ એ મતમા પણ વિભુ છે તથા બુદ્ધિસત્ત્વના અથવા સ્વચિત્તની યોગ્યતાના ભેદથી નાના છે એમ સ્વીકાર્યુ છે વેદાન્તશાસ્ત્રમા આ યોગ સાંખ્યનો સિદ્ધાન્ત માન્ય રાખી જે પુરુષનુ નાનાત્વ કર્યુ છે તેને ખંડિત કર્યુ છે ત્યાં કહ્યુ છે કે એ પુરુષો જ્યારે મુક્ત થયા ત્યારે એમા લેશ પણ ભેદ હોવાનો સંભવ નથી કેમકે બુદ્ધિસત્ત્વસાથે તેમનો સંબંધ રહેતો નથી તેમ જ બુદ્ધિસત્ત્વ જ્યારે હોય છે ત્યારે પણ માત્ર રૂપવિશેષથી જ

પુરુષમાં ભેદની સિદ્ધિ થાય છે પણ ઉપાધિભેદ પારમાર્થિક ભેદનો જ્ઞાપક નથી તેથી તથા શાસ્ત્ર વિગરે હેતુથી આ અસંખ્ય અને વ્યાપક પુરુષને બદલે એક અખંડૈકરસ ચૈતન્ય જે બ્રહ્મ શબ્દથી ઓળખાય છે તે જ વસ્તુરૂપે સર્વત્ર વિદ્યમાન છે તથા યોગસાંખ્યમાં જે ઉપચારથી પુરુષમાં ભોક્તૃત્વ સ્વીકાર્યું હતું તે પણ અવિદ્યારૂપ અણુનું સિદ્ધ કરી પુરુષ વા બ્રહ્મ કર્તૃત્વ તથા ભોક્તૃત્વથી રહિત છે એ સિદ્ધ કર્યું છે. આ રીતે જોતાં આ શાસ્ત્રોમાં વાસ્તવ વિરોધ દેખાતો નથી પણ અધિકારીને ઉચ્ચતર ભૂમિકાપર ચઢવું સુગમ પડે તે માટે જ સોપાનક્રમ દેખાય છે. તેમાં ન્યાયવૈશેષિક આરંભક ભૂમિકા છે, યોગસાંખ્ય મધ્યની છે અને વેદાન્ત શિખર છે.

જગત્ સ્વરૂપના વિચારમાં પણ આ ત્રણ દર્શનો આ જ ભૂમિકાનું જ્ઞાપન કરે છે. ત્યાં ન્યાયશાસ્ત્ર દૃશ્ય પદાર્થોનું પૃથક્કરણ કરતાં કરતાં પૃથિવી, અપ્, તેજસ્ તથા વાયુના અણુઓ તથા આકાશ, કાલ અને દિક્ એ પદાર્થોમાં દૃશ્ય જગતનું—(મન બાદ કરીએ તો) પૃથક્કરણ કરે છે. યોગસાંખ્યના સિદ્ધાન્તો એથી આગળ જાય છે તથા આ સર્વ તત્ત્વોને ભિન્ન ભિન્ન ન લેતાં એ સર્વ સત્ત્વાદિ ગુણત્રયના પરિણામરૂપ છે એમ સ્વીકારે છે સત્ત્વાદિ ગુણત્રય તે પ્રકૃતિ વા પ્રધાન છે તેથી આ સર્વ પ્રધાનરૂપ એક તત્ત્વના વિકારો છે એ સિદ્ધાન્ત યોગસાંખ્યશાસ્ત્ર કરે છે વેદાન્ત શાસ્ત્રમાં આ ઉપલા સિદ્ધાન્તને જ સ્વીકાર્યો છે પણ એથી આગળ એ કહ્યું છે કે પ્રકૃતિ વા પ્રધાન એ કંઈ સ્વતંત્ર તત્ત્વ નથી પણ જે બ્રહ્મરૂપ અદ્વૈત તત્ત્વ અનાદિ સિદ્ધ છે એની જ શક્તિવિશેષથી એ પ્રકૃતિ વા પ્રધાનરૂપે નહિ છતાં થતું હોય એવું થાય છે. એ શક્તિવિશેષ તે માયા છે. એ માયા પરમાત્મામાં સદા સ્થિત જ છે. આ રીતે આ વિષયમાં પણ આ ત્રણે દર્શન ઉપર પ્રમાણેની જ ભૂમિકામાં પ્રતીત થાય છે.

આ રીતે આ બે મુખ્ય સિદ્ધાન્તના વિષયમાં આવી રીતે ભૂમિકાક્રમ હોવાથી ભેદ દેખાય છે. અન્ય જે ભેદો છે તે પ્રાયશઃ આ ભેદના જ પરિણામરૂપ છે અર્થાત્ અત્ર પ્રતિપાદિત સિદ્ધાન્તોની ઉપપત્તિને માટે જ સ્વીકારેલા છે તેથી તેનો સ્વતંત્ર ભેદ લેવા યોગ્ય નથી યદ્યપિ આ વિષય એવો છે કે એ સંબંધે અધિક વિસ્તારની જરૂર છે તથાપિ અત્ર એ વિસ્તારને યોગ્ય સ્થાન નથી. તેથી આ મુખ્ય સિદ્ધાન્તોનું સંક્ષિપ્ત પ્રતિપાદન કરી દિગ્દર્શન કર્યું છે.

સાંખ્ય તથા યોગ એ બે તો સર્વાંશે એક જ શાસ્ત્ર ગણાય

એમ છે, કેમકે એમાની સર્વ પ્રક્રિયા એક જ ઠ ગનેનો પ્રવૃત્તિને દ માત્ર છે સાખ્ય શાસ્ત્ર વિચારપ્રધાન શાસ્ત્ર છે તેથી એમા સાધનોનો વિચાર અતિ સક્ષેપે કરીને કર્યો છે અને પુરુષપ્રકૃતિના વિવેકનો તથા તેને અગે શાસ્ત્રસમ્મત તત્ત્વોનો વિસ્તારથી વિચાર કર્યો છે આ યોગશાસ્ત્રમાં પુરુષપ્રકૃતિનો તથા તત્ત્વોનો વિચાર અતિ સક્ષેપે કર્યો છે તથા પ્રધાનપણે સાધનોનો વિચાર કર્યો છે આ કારણથી સાધનપ્રતિપાદક સપૂર્ણ શાસ્ત્રોમા આ શાસ્ત્ર ઉત્તમ છે કેમકે ન્યાય, વૈશેષિક, સાખ્ય તથા વેદાન્ત એ ચારેમાથી સાધનોનુ જ્ઞાન આ શાસ્ત્રથી જેટલુ થાય છે તેના કરતા બહુ જ ઓછુ થાય છે તેથી સાખ્ય તથા યોગ બને પૃથક્ દર્શન નથી આ જ હેતુથી સાખ્ય તથા યોગને પૃથક્ માનનારની શ્રીકૃષ્ણે તે બાલક છે-અજ્ઞાન છે એમ કહી નિંદા કરી છે સાખ્યશાસ્ત્ર કરતા આ શાસ્ત્રમાં વિશેષતા એટલી છે કે એમા સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ ઈશ્વરનો સ્વીકાર કર્યો છે આ સબધે કેટલાક જાત જાતના તર્ક બાધે છે કેટલાક કહે છે કે કપિલનુ દર્શન નાસ્તિક હતુ તેથી લોકોને રુચે એમ નહોતુ તેમાટે પતજલિએ ઈશ્વરનો નામમાત્ર આ ગ્રથમા સ્વીકાર કર્યો છે છતા તેનુ પ્રતિપાદન એવી રીતે કર્યુ છે કે તે શાસ્ત્રની પ્રક્રિયાથી અલગ જ રહે છે અર્થાત્ ઈશ્વરને ન સ્વીકાર્યા હોત તો પણ ચાલત અન્ય કહે છે કે બ્રાહ્મણો જે યજ્ઞયાગ કરતા હતા તેમનુ જ્યારે બૌદ્ધ મતના પ્રચારથી પડી ભાગ્યુ ત્યારે બૌદ્ધમતો જ શાસ્ત્રાર્થ લોકોમા માન્ય થવાથી આમા લીધો તથા તેમાથી નાસ્તિકતા દૂર કરવામાટે જ ઈશ્વરનો સ્વીકાર કર્યો છે આ વિગેરે લોકો પોતાની ઇચ્છાનુસાર વિવિધ તરગોને વશ થાય છે અને તેમા ખાસ તેમનો દોષ નથી કારણ કે જેમણે યોગનુ એક સાધન સાધવા પ્રયાસમાત્ર પણ કર્યો નથી તેમને એ સાધનો સાધતા શુ શુ અડચણો આવે છે તથા તે ઈશ્વરપ્રણિધાન સિવાય અતિરિક્ત ઉપાયથી દૂર થાય છે કે અન્ય કોઈ ઉપાય તે સમયે રહે છે તે વિગેરેનુ જ્ઞાન થઈ શકે એમ નથી જ તેથી તે લોકો તો યથામતિ તરગને વશ થઈ ગમે તે લખે એને એ સ્વાભાવિક છે છતા સાધકની દૃષ્ટિથી આ શાસ્ત્રમા એવુ કશુ નથી કે જેથી ઈશ્વરનુ અસ્તિત્વ ન સ્વીકાર્યા જેવુ શ્રીસૂત્રકાર કર્યુ હોય એમને સર્વ સાધનોમા ઈશ્વરપ્રણિધાનને જ મુખ્ય સાધન વર્ણવ્યુ છે એ તો એમના સૂત્રોથી સૌને સ્પષ્ટ દેખાય એમ છે તો પછી એથી અધિક શુ મહત્તા એ લોકો માગે છે તે કહી શકતુ

કઠિન છે. શું એ લોકોનો એવો ભાવ છે કે અન્ય સાધન માત્રનો નિષેધ કરી ઈશ્વરપ્રણિધાન જ રાખવું હતું કે ઈશ્વર અપૂર્વ સૃષ્ટિનો જ ઉત્પન્ન કરનાર છે એવું સૂત્રકારે પાસે પ્રતિપાદન કરાવવું હતું? આ બન્ને અયોગ્ય છે કેમકે વિચારદૃષ્ટિથી અન્ય સાધનો પ્રાપ્ત થાય તો તેનો નિષેધ કરવો વિવેકીને ઘટતો નથી. અને વળી ઈશ્વરાસ્તિત્વને ન સ્વીકારનાર મંદમતિને પણ યોગાનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કરાવવાવાસ્તે. એ અન્ય સાધનોનો ઉપન્યાસ કરવો ઘટે છે જેથી એ લોકોની પણ એમાં પ્રવૃત્તિ થાય તથા પછી માર્ગ કાપતા એમને પણ જણાય કે હવે ઈશ્વરસ્વીકારવિના અન્ય ઉપાય આગળ વધવાનો નથી. આ રીતે જોતા વસ્તુવિચારથી ઈશ્વરપ્રણિધાન માત્ર સાધન આવશ્યક હોય તો પણ સર્વના શ્રેયની ઇચ્છાથી અન્ય સાધનની સાથે વિકલ્પ કર્યો હોય તો તે પણ ઘટે છે અને તુલ્યરૂપે તો સૂત્રમાં વિકલ્પ છે જ નહિ આ જ હેતુથી ઉત્તમ, મધ્યમ તથા મંદ સર્વે અધિકારીમાટે ઈશ્વરપ્રણિધાનરૂપ સમાન સાધન ગ્રંથકારે પ્રતિપાદન કર્યું છે સાધક પુરુષોને તો સ્પષ્ટ જ છે કે ઈશ્વરપ્રણિધાન એ જ સમર્થ સાધન છે તથા એના વિના અન્ય કશું કરી શકવા સમર્થ નથી કારણ કે તે સિદ્ધ જ થઇ શકે એમ નથી. તેથી આ પક્ષે તો સૂત્રકારનો કોઇ પણ દોષ દેખાતો નથી તેમ જ નવીન સૃષ્ટિને ઉત્પન્ન કરનાર ઈશ્વરનો અસંભવ હોય તો તેવા ઈશ્વરને આ લોકોને પ્રસન્ન કરવા પતંજલિજેવા સ્વીકારે એ તો કેવળ અસંભવ છે તાત્પર્ય કે સત્ય વસ્તુનું પ્રતિપાદન કરતા જે આવી પ્રાપ્ત થાય તે કહેવું એમાં કોઇ પ્રકાર દોષ માને એ ઘટતું નથી. તેથી સર્વથા પતંજલિયે ઈશ્વરનો સ્વીકાર કરી પ્રક્રિયાઓનું પ્રતિપાદન કર્યું છે તે યોગ્ય જ છે સાંખ્યશાસ્ત્ર વિચારપ્રધાન શાસ્ત્ર હોવાથી એમાં ઈશ્વરનો સ્વીકાર ન કરવાથી પ્રક્રિયાનું પ્રતિપાદન થઇ શકે પણ આ સાધનપ્રતિપાદક શાસ્ત્રમાં એ સ્વીકાર અવશ્ય પ્રાપ્ત થાય છે તેથી પ્રવૃત્તિભેદને લીધે જ એક શાસ્ત્રમાં એ સ્વીકાર કરવાવિના પ્રક્રિયાનું પ્રતિપાદન છે અને અન્યમાં સાધનપ્રસંગથી પ્રાપ્ત હોવાથી તેને લઇને પ્રતિપાદન છે આ પ્રમાણે ઈશ્વરાસ્તિત્વનું પ્રતિપાદન સાધનપ્રસંગથી પ્રાપ્ત થવાથી એને માટે અનેક નિર્મૂળ કલ્પનાઓ કરવી તે અયોગ્ય છે કેમકે આટલા માત્રથી એ સ્વીકાર ચરિતાર્થ થઇ શકે છે સંક્ષેપમાં એ જ કે આ એક પ્રસંગશિવાય સાંખ્ય અને યોગ એ તો બન્ને એક જ શાસ્ત્ર છે.

આ સર્વથી ન્યાય, સાંખ્ય, યોગ અને વેદાન્ત એ જ્ઞાનના

સબંધમા સોપાનક્રમથી ગોઠવાએલા શાસ્ત્રો છે એ સમજાય છે તથા કર્તવ્ય અને પ્રાપ્તવ્ય સબંધમા તો એ સર્વ એક જ શાસ્ત્ર છે એમ કહીએ તો ચાલે એમ છે આમ હોવાથી તથા વિશેષે કરીને આ બાબતોનુ પ્રતિપાદન કરનાર હોવાથી સર્વ શ્રેયની ઇચ્છા રાખનારને વિશેષ આદરથી આ શાસ્ત્ર મનન કરવા યોગ્ય છે

એ શાસ્ત્રના કર્તા પતંજલિ કહેવાય છે એ પતંજલિ તે કયા તથા ક્યારે થયા હશે એ સબંધમા હાલસુધી શો નિર્ણય થયો છે તે જોવાનુ છે આ ચર્ચા ખરૂ જોતા નિરૂપયોગી છે કેમકે જે સાધકોને વા જીજ્ઞાસુને એ શાસ્ત્રનુ રહસ્ય જાણવુ છે તેને કર્તાસાથે કશો સબંધ નથી તેને શાસ્ત્રના કર્તા આજથી હજારો વર્ષપર થયા હોય તથાપિ જો તે શાસ્ત્રનો પ્રતિપાદ્ય વિષય અસગત હોય તો તે તિરસ્કાર કરવાયોગ્ય જ છે અને જો યુક્ત હોય તો અવશ્ય સમજવા યોગ્ય છે હાલ પણ જે ગ્રંથો લખાય છે તેનો પ્રતિપાદ્ય વિષય સત્ય હોય છે તો તેનો અવશ્ય લોક સગ્રહ કરે છે, નહિ તો તેનો ત્યાગ કરે છે તાત્પર્ય કે કર્તા બહુ લાબી મુદતપર થયા હોય તો તેનુ કહેવુ સત્ય અને હમણા જ થયા હોય તો અસત્ય અથવા હમણા થયા હોય તો સત્ય અને ઘણા પૂર્વકાળમા થયા હોય તો અસત્ય એવો કોઈ નિયમ દેખાતો નથી ચાર્વાક વિગેરેના ગ્રંથોની પ્રક્રિયા પૂર્વથી ચાલી આવે છે છતા વિચારશીલ લોકોને તે સંતોષકારક નહિ જણાવાથી તેનો તેઓ ત્યાગ કરે છે એ સર્વને વિદિત જ છે તેમ જ હાલની વિદ્યા હાલની છતા ઉપયોગી ગણી લોક તેને સગ્રહે છે તેથી એ પક્ષથી તો આ ચર્ચા નિસાર છે છતા પતંજલિ જેવા પુરૂષનુ ચરિત્ર જણાયુ હોય તો તેમા જાણવા યોગ્ય વ્યતિરેકો પ્રસગે મળી આવે તથા તેમના સમયનો નિર્ણય થયો હોય તો તે પ્રતિહાસોપયોગી થઇ પડે એ આશયથી એ સબંધી ચર્ચા કેટલાક કરતા દેખાય છે અને તે એ ઉપયોગે નિરૂપયોગી નથી છતા આ ભારતવર્ષમા પૂર્વે જે મહાત્માઓ થયા છે તેઓએ કોઈ સ્થળે પોતાના આશ્રય કરેલો દેખાતો નથી તથા લોકકલ્યાણાર્થે પ્રવૃત્તિ કરી દેખાય છે તેથી તેઓએ પોતાનો ઇતિહાસ બહુધા લખી મુક્યો નથી તેમ જ આ દેશના લોકો પણ એ મહાત્માના ચરિત્રોનો સગ્રહ કરવા વિશેષ ઉત્સુક હોવાથી વા અન્ય કારણથી પણ બહુધા જીવનચરિત્રો સગ્રહ કરવા પ્રવૃત્ત થયા નથી અથવા સગ્રહ કર્યા હશે તો તે હાલ પ્રસિદ્ધ જણાતા નથી ... જે જે ચરિત્રો પુરાણાદિકમા [illegible]

થી પ્રતિપાદન કર્યા છે તે માત્ર શ્રીઈશ્વરના અવતારોના જ બહુધા દેખાય છે અન્ય પુરુષોના ચરિત્રો તેમા આવે છે પણ તે જીવનચરિત્રનું કામ સારે એવા ભાગ્યે જ હોય છે તેથી આવા વિષયમા વિશેષ શોધ કરતા પણ નિર્ણયપર નહિ અવાય એમા આશ્ચર્ય જેવુ નથી આ કારણથી પણ આવી ચર્ચાઓ વિશેષ ઉપયોગી કાનના જ્ઞાનથી થઇ પડે એમ નથી છતા પ્રસગ પ્રાપ્ત થવાથી એ સબધમા જુદા જુદા પુરુષોએ શા શા વિચાર બતાવ્યા છે તેનું તથા તેના સાર ભાગનું સક્ષેપમા પ્રદર્શન કરવુ અનુચિત નથી પ્રસ્તુત વિષય બહુ વિસ્તારવાળો છે તથા એ સબધી ભિન્ન ભિન્ન સમયે વિવિધ ચર્ચાઓ ચાલી છે તે સર્વેનું પ્રદર્શન તથા યોગ્યાયોગ્ય વિચાર આ ભૂમિકાને સ્થળે કરવો યોગ્ય નથી એમાટે તો પૃથક્ પુસ્તક જ જ્યા ત્યા લખાયા છે તેથી સક્ષેપથી પ્રદર્શન કરવુ એ જ પ્રસ્તુત થાય છે

ત્યા સૌથી પ્રથમ આ પતજલિ તથા મહાભાષ્યના કર્તા પતજલિ એક જ છે કે એ ભિન્ન ભિન્ન પુરુષો છે તે વિચારવાનુ છે મગ્ણુ કે જો એ બે ભિન્ન ભિન્ન પુરુષો ઠરે છે તો પછી યોગસૂત્રના કર્તા પતજલિ સબધમા કશુ જ જાણવામા નથી એમ ઠરે છે કારણ જે કોઇ પણ કલ્પનાઓ થઇ છે તે મહાન ગ્રન્થપરથી થઇ છે તેથી એ મહાભાષ્યના કર્તાને લાગુ પડે એમ છે યોગસૂત્રના કર્તાને નહિ આ વિષયમા વેબર[1] તો એવુ જણાવે છે કે એ ભિન્ન પુરુષો એક છે એ હાલ કેવળ સદિગ્ધ વાત છે જો આપણે એ ભિન્ન લઇએ અર્થાત્ યોગસૂત્રના કર્તા પતજલિ મહાભાષ્યકારથી ભિન્ન લઇએ તો આ ચર્ચાનો અત અહિથી જ આવે છે કે એ પુરુષે યોગસૂત્ર રચ્યા છે એ શિવાય અન્ય ગ્રથ રચ્યો છે કે નહિ તથા એઓ કોણ હતા કયાના નિવાસી હતા વિગેરે વિષયમા આપણે કઇ જ જાણતા નથી તથાપિ બનેના નામો એક છે તથા એ બને પુરુષો એક જ છે અર્થાત્ એક જ પુરુષે મહાભાષ્ય તથા યોગસૂત્ર રચ્યા છે એ વર્તમાન વશપરપરાથી ભારત વર્ષમા કહેતા આવ્યા છે જે મ ઉપનિષદ્‌ના પઠનપાઠનરૂપ વ્યાપારમા પ્રથમ શાતિપાઠ કરવો પડે છે તેમ આ યોગસૂત્રના પઠનપાઠનરૂપ વ્યાપારના આરભમા

**योगेन चित्तस्य पदेन वाचा मल शरीरस्य च वैद्यकेन ।**
**योऽपाकरोत्त प्रवर मुनीना पतञ्जलि प्राञ्जलिरानतोऽस्मि ॥**

જે મુનિમા શ્રેષ્ઠ પુરુષે યોગશાસ્ત્ર રચી ચિત્તનો મહાભાષ્યરૂપ વ્યા

[1] જુઓ Weber's History of Indian Literature p 237

જૈમિનિ, વ્યાસ, પતંજલિ તથા શંકર એ નામથી ક્રમે ક્રમે ભૂમિપર પોતાના અંશથી અવતરણ કરવું આ થયા પછી વિષ્ણુ તથા અનંતે પોતાના અંશથી પતંજલિરૂપે ભૂમિપર અવતરણ કર્યું અને શ્રીશંકર પોતે જ શંકરાચાર્ય રૂપે અવતર્યા—વિગેરે આ રીતે શેષરૂપ અનંતનો અવતાર પતંજલિ હોવાથી લોકોમાં એવી વાતો ચાલે છે કે પાણિનિ પોતાના સૂત્રો રચી એનું યથાર્થ નિર્વચન કરે એવા સમર્થ પુરુષનો વિચાર કરતા હતા તેવે કોઇ સમયે એમના અંજલિમાંથી કોઇ પુરુષનો આવિર્ભાવ થયો, તેને જોઇને એમને ભય થયો તથા ગભરાટમાં પૂછ્યું કે कोऽभवान् એના ઉત્તરમાં એ પુરુષે કહ્યું કે सर्पोऽहम्-હું સર્પ છું આ વચન શ્રવણ કરી પાણિનિએ પૂછ્યું કે रेफः कुत्र गतः-તમારા ઉત્તરમાં રેફ ક્યાં જતો રહ્યો, ત્યારે એના ઉત્તરમાં એ પુરુષે જણાવ્યું કે त्वमेवान् इत्यत:-તમે પૂછેલા વાક્યમાં આ ઉપરથી પાણિનિને લાગ્યું કે આ પુરુષ સમર્થ છે તેથી તેમની પ્રાર્થના કરી તથા એમણે એ સૂત્રોપર ભાષ્ય કરવાનું અંગીકાર કર્યું આ વિગેરે અનેક વાતો પતંજલિ શેષનો અવતાર હતા એ સંબંધમાં ચાલે છે તેમ જ શકન્ધ્વાદિ ગણમાં પતંજલિ શબ્દનો પાઠ છે તેની એક વ્યુત્પત્તિ આ આખ્યાયિકા અનુસાર કરવામાં આવે છે તથા તેથી અંજલિમાંથી પડેલા એવો અર્થ એ શબ્દનો પણ પ્રસંગવશાત્ કરવામાં આવે છે

શ્રીમહાભાષ્યમાં ગોણિકાપુત્ર તથા ગોનર્દીય એ શબ્દો આવે છે તથા એ શબ્દમાટે કાશીકાકાર વિગેરે એવા ખુલાસો કરે છે કે એ પતંજલિના નામો છે એ નામો ઉપરથી એવો ભાવ નીકળે છે કે પતંજલિની માતાનું નામ ગોણિકા હતું તથા ગોનર્દ નામનું નગર એમનું નિવાસસ્થાન હતું વળી કૈયટ નાગોજી એમને આચાર્યદેશીય સંજ્ઞા આપે છે તેનો અર્થ એવો છે કે એક આચાર્યના દેશના હતા ત્યાં આચાર્યશબ્દથી કાત્યાયનનું ગ્રહણ થાય છે અને કાત્યાયન પૂર્વદેશનિવાસી હતા તેથી કૈયટના મતથી પણ પતંજલિ પૂર્વદેશનિવાસી હતા એ નિકળે છે ગોનર્દ શહેર પૂર્વે જ છે તેથી આ રીતે પણ પતંજલિ ગોનર્દીય હતા એ ઠરે છે [1]

શતપથ બ્રાહ્મણના યાજ્ઞવલ્ક્ય કાંડમાં પતંચલ કાપ્ય એવું નામ આવે છે. એ મહાત્મા હતા એ પણ જણાય છે એ નામ પતંજલિનું જ હોય એમ લાગે છે એવું પણ કોઇ કોઇ માને છે [2]

---

1 જુઓ Gold-tucker's Panini p 237.

2 જુઓ Weber's History of Indian Literatuıe p 223

તેમજ પ્રશંસાધ્યાયમાં પતઞ્જલિઓ વિશ્વામિત્રના વંશના કહેલા છે
આ પ્રમાણે એમના નિવાસસ્થાન તથા માતાપિતાદિગત
મતથી જૂદા જૂદા હેતુ વા વેત્તાઓમાંથી જૂદા જૂદા અભિપ્રાયો નીકળ્યા
છે એ શિવાય એમને માટે કશુ જાણવામા નથી એ તો સિદ્ધ જ છે આ
મતોમા કઈ કઈ સ્થળે તો વિરોધ છે અને કંઈ સ્થળે અવિરોધ છે
વા અવિરોધ કરી શકાય એમ છે ત્યા પ્રથમ જે પુરાણોમાની આ
ખ્યાયિકા છે તેમા એમની માતાનું નામ સતી આપ્યુ છે અને મ-
હાભાષ્યમા ગોણિકા આપ્યુ છે, છતા એ અંશમા વિરોધ માનવા
કશુ કારણ કોઈ દર્શાવી શકતા નથી, કારણ કે એક જ સ્ત્રીના બે
ભિન્ન ભિન્ન નામો હોવામા શો વિરોધ છે તે કળી શકાય એમ નથી
આવી રીતના બે ભિન્ન નામો હોય પણ ઉપલબ્ધ થાય છે મહા
ભાષ્યપરથી એમના પિતાનું નામ તો નીકળતું જ નથી કે જેથી એ
અંશમા વિરોધ આવી શકે પુરાણમા ઇલાવ્રત વર્ષમા એમનો જન્મ
કહ્યો છે ઇલાવ્રત વર્ષ હિમાલયની ઉત્તરમા હોય એમ પુરાણોથી
જણાય છે મહાભાષ્યમા એમને ગોનર્દીય કહ્યા છે અને ગોનર્દ પૂર્વ
ભાગમા આવેલો પ્રદેશ છે છતા એ બેમા પણ ખાસ વિરોધ લેવા
જરૂર નથી કારણ કે ગોનર્દીય શબ્દનો અર્થ ગોનર્દમા જન્મેલા એમ
લેવા આગ્રહ કરવા કશુ પ્રમાણ નથી એનો અર્થ એ છે કે ગોન-
ર્દમા રહેનાર તો આ રીતે આ બન્નેનો અવિરોધ થઈ શકે છે કે-
મકે ઇલાવ્રત વર્ષમા જન્મ હોય અને પછી આયુષ્યનો ઘણો ખરો
ભાગ ગોનર્દ દેશમા ગાળ્યો હોય તો તેથી બન્ને વૃત્તાન્તો ઉપપન્ન
થઈ શકે છે આચાર્યદેશીય શબ્દ તો સ્પષ્ટ રીતે આચાર્યના દેશમા
રહેનાર એ જ અર્થનુ પ્રતિપાદન કરે છે આચાર્યના દેશમા જન્મેલા
એવો અર્થ એનો લેવામા કશુ પ્રમાણ દેખાતું નથી આ રીતે આ
બન્નેનો અવિરોધ થઈ શકે છે તેમ જ જે સંક્ષેપ શંકરવિજયમા
કહ્યુ છે તેમા તો પતઞ્જલિના જન્મ પછીની વાત જ નથી પણ પૂ-
ર્વ વૃત્તાન્તમાત્રનુ કથન કર્યુ છે તેથી તેસાથે આ બેનો વિરોધ
હોવો અસંભવ છે અન્ય મતમા જે પતઞ્જલિ અદ્યામના કહ્યા છે તે
તો માત્ર મત જ છે કારણ કે એમા પતચલ અને પતંજલિ એ બે
નામોમા પ, ત અને લ એ અક્ષરોના સામ્યઉપરથી જ માત્ર બેને એક
લીધા છે અને આવી રીતે શબ્દોનુ સામ્ય લઈ જે એક ઠેરવવા
નો પ્રયાસ એ ઘણે પ્રસંગે નિષ્ફલ જ હોય છે અને એ પદ્ધતિ
નિર્ણય કરવામા ઉપયોગી ભાગ્યે જ થઈ પડે છે તેથી
પૂર્વથી જે અર્થની પ્રસિદ્ધિ થઈ તેને આ મત દૂષિત કરી શકે

એમ નથી આજ કારણથી અન્ય અનેક વિદ્વાનોએ આ મતને સ્વી-
કાર્યો પણ નથી[1] પણ એ મતનો પ્રતિપાદન કરનારા લખાણમાં
પણ જે વિરોધ આવે છે તેનું વિસ્તારથી પ્રતિપાદન કર્યું છે

આ રીતે સર્વ સાધનોથી એક અભિન્ન અર્થ નીકળે છે છતાં હાલના
પાશ્ચાત્ય વિદ્વાનો તથા તેમના અનુયાયીઓ વિશ્વયકના નિયમના અજ્ઞા-
નથી પુરાણોમાં કહેલી વાતો મિથ્યા છે એમ માની લઈ પુરાણોના વચનો
બહુધા સ્વીકારતા નથી તેથી આ સંબંધમાં માત્ર મહાભાષ્યપરથી
અનુમિત વાતને જ સ્વીકારે છે અને પુરાણમાંથી જે અધિક વૃત્તાન્ત
જણાય છે તેને સ્વીકારતા નથી છતાં એમાં ખાસ અનુપપત્તિ
ન આવે ત્યાંસુધી એમણે પણ શામાટે ન સ્વીકારવું એ સમજાતું
નથી એટલુંજ નહિ પણ ઘણે પ્રસંગે તો મનગમતો એક ભાગ પુ-
રાણનો પણ એ લોક સ્વીકારે છે તથા અન્ય ભાગને વિનાકારણ
ત્યજે છે. પ્રસ્તુતમાં ઇલાવૃતવર્ષ હિમાલયની ઉત્તરમાં હોય એ સ્વી
કારે છે પણ પતંજલિ ત્યાં જન્મ્યા હતા એ પુરાણોક્ત વાત અવિરુદ્ધ
છતાં સ્વીકારતા આંચકો ખાય છે વસ્તુવિચારથી આમ કરવામાં કંઈ
નિયામક નથી તેથી આ વિષયમાં પણ એ મત દેખાય છે છતાં
શુષ્ણોપમર્શા ન્યાયથી અવિરોધ હોય ત્યાં ઉક્તનું પ્રામાણ્ય અંગી-
કાર કરવા કારણ દેખાતું નથી

આ રીતે પતંજલિના અત્યા સુધીમાં જ્ઞાત વૃત્તાન્ત સંબંધે સ્થિતિ
છે હવે પછી કોઈ સાધન મળેથી વિશેષ જાણવામાં આવે ત્યારે

હવે એ પતંજલિ ક્યારે થયા એ સંબંધમાં શા શા વિચારો પ્રદર્શિત
થયા છે તે જોઈએ ત્યાં પૂર્વ સૂચન તો થઈ ગયું છે છતાં પુનઃ સ્પષ્ટ
કહેવું યોગ્ય છે કે સામાન્ય રીતે આ સમયનિર્ણયમાં જેટલો અનિશ્ચય
તથા મતભેદ દેખાય છે તેટલો ભાગ્યે જ અન્ય વિષયમાં હશે બહુધા
લોક અપૂર્ણ વ્યતિરેક પરથી એક મત બાંધી લે છે તથા પછી
જે જે અનુકૂળ પડતું લાગે છે તેનો સંગ્રહ કરે છે તથા અન્યને
છોડી દે છે એ વિગેરે વિવિધ હેતુથી આ વિષયમાં અત્યંત મતભેદ
થાય છે તેમાં પણ આર્ય વિદ્વાનો તથા પાશ્ચાત્ય વિદ્વાનોના મત
ભિન્ન ભિન્ન જ બહુધા થાય છે તથા આમાં કોઈ પણ પુરાણ પુરુષ
વિષે કોઈ પણ વિશેષ પરોક્ષ દૃષ્ટિગોચર નથી કે જે સર્વમાન્ય થયેલ
હોય છતાં એમાં ભિન્ન ભિન્ન પદ્ધતિથી કલ્પના કરી જ માત્ર પ્રવૃત્તિ

---

૧ જુઓ Goldstücker's Panini, Dutt's History of Ancient India Ind Antiq Dr Rajendralal Mitra's Edition of the Yoga Aphorisms વિગેરે

કરવાની રહી છે તેથી એ શિવાય અન્ય પરિણામ એમાં થવો સંભ
વતો પણ નથી તથાપિ એ સર્વ વિચારોમાં પણ કંઇક અંશ સર્વ
માન્ય જેવો નીકળે છે તે નીચે સમજાશે

આ પતંજલિના સમયમાટે અત્રત્ય લોકોનો શો અભિપ્રાય
છે તે પ્રથમ જોઇશું તો જણાશે કે અત્રત્ય લોકો આર્ય ગણિત
શાસ્ત્રવિગેરેથી એવું માને છે કે બ્રહ્માના દ્વિતીય પરાર્ધમાં શ્વેતવારા
હ કલ્પના વૈવસ્વત મન્વન્તરના ૨૮ મા મન્વન્તરના દ્વાપરયુગના
અંતમાં આ યોગસૂત્રમાર તથા મહાભ્યના કર્તા પતંજલિ થયા છે
તેથી એ રીતે જો હોય તો એમને થયાને હાલ ૫૦૦૦ વર્ષ યા તે
થી અધિક કંઇ સમય થવો જોઇએ આ રીતે લેનાથી એ મત સ્વીકાર
નાર એવું જણાવે છે કે પતંજલિના સૂત્રોપર જે વ્યાસભાષ્ય છે
તે ઉપપન્ન થઈ શકે છે કેમકે વેદવ્યાસ શ્રીકૃષ્ણના અન્તરંગસ
મો હતા અને શ્રીકૃષ્ણનો જન્મ કલિના આરંભમાં થયો છે તેથી
દ્વાપરના અંતમાં રચાયેના સૂત્રોપર કલિના આરંભમાં થયેલા શ્રીવેદ
વ્યાસ ભાષ્ય રચે એ સંભવે છે તેમ જ શ્રીમદ્ ભગવદ્ગીતા જેવા
એ ગ્રંથપૂર્વે યોગ તથા સાંખ્યશાસ્ત્રનું અસ્તિત્વ હોય એમ જણાય
છે તે પણ આ રીતે ઉપપન્ન થઇ શકે છે ૫૦૦૦ વર્ષ પૂર્વે મા
ણસો વસતા નહોતા એવો જે કોઇ કોઇનો પૂર્વ મત હતો તે તો
હાલ અંગ્રન અસિદ્ધ જ ઠરયો છે ભૂસ્તરવિદ્યાથી થયેલી શોધોથી
એવું તો સ્પષ્ટ જણાય છે કે આજથી ૫૦૦૦ શું પણ તેથી પણ
ઘણા વર્ષ પૂર્વે માણસોનો આ ભૂમિપર સદ્ભાવ હતો તેમ જ ડોને
લીકૃત ગ્રંથ ઉપરથી પૂર્વે હિંદુસ્થાન તથા અમેરિકા અને યુરોપ
વચ્ચે ભૂમિદ્વારા સંબંધ હતો એ પણ સમજાય છે તેથી જે સં
સ્કૃત અને અન્ય ભાષામાં કોઇ કોઇ શબ્દોનું મળતાપણું દેખાય
છે તેટલા ઉપરથી એ શબ્દોનો પ્રયોગ કરનાર લોકો સિકંદર બાદ
શાહ વા પીથેગોરાસના હિંદુસ્થાનમાં આવ્યા પછી થયા જોઇએ એ
માનવું આવશ્યક નથી કેમકે ત્યાર પૂર્વે પણ આ ભૂમિદ્વારા વાર
વાર થયેલા સંબંધથી પણ એ સામ્ય હોવું સંભવે છે તેમાં કોઇ
ભાષામાં એ પૂર્વના શબ્દો તો તે રૂપમાં જ રહ્યા હશે અને કોઇ
અન્ય ભાષામાં એવું રૂપાંતર થઈ જઇ અન્ય રૂપે એનો પ્રયોગ થતો આ
વ્યો હશે એ પણ અન્ય કલ્પનાના સમાન જ છે તેથી આ શ
બ્દસામ્યથી વા ૫૦૦૦ વર્ષ પૂર્વે મનુષ્યસદ્ભાવ નહિ હોવાના કા
રણથી આ મત ખંડિત થતો નથી એવું આ પુરાવો જણાવે છે
આ મત ન્યાસ ભારતપ્રભૃતિ શાસ્ત્રપુરાણાદિનું પ્રામાણ્ય સ્વી

કારનારનો છે

આ વિચારથી કેવળ જૂદો જ વિચાર પાશ્ચાત્ય લેખકો તથા તેમને અનુસરનાર જણાવે છે એ લેખકો પ્રથમ તો આ જે વ્યાસભાષ્ય છે તે પુરાણાદિના કર્તા વેદવ્યાસનુ હોય એ જ માનતા નથી અને તેમા હેતુ એ આપે છે કે એ ભાષ્યની શૈલિ જોતા બનેના કર્તા એક ઘટતા નથી અને અધિકમા એ કહે છે કે વેદ વ્યાસ પણ એટના બધા વર્ષોપર થયા હોય એમ લાગતુ નથી શ્રીકૃષ્ણ કોઇ યથાર્થ પુરુષ હશે કે કલ્પિત નામ હશે તે પણ મ શયજેવુ જ એ લેખકોમાથી કોઈ કોઇ તો લે છે અને શ્રીકૃષ્ણ થયા હોય એમ સ્વીકારીએ તોપણ તે તો ઇ સ પૂર્વે ૧૨૫૦ થી વધારે વર્ષપર થયા હોય એમ દેખાતુ નથી કેમકે કૈરવપા ડવનુ જે યુદ્ધ છે તે તો માત્ર કુરુપાચાલની લડાઇનુ જ અતિસ યોક્તિથી વર્ણન છે અને કુરુપાચાલની લડાઈ ઈ સ પૂર્વે ૧૨૫૦ વર્ષ પર થઈ છે આવિગરે વિવિધ વિચારોનો અવલંબી એ લોકો પૂર્વોક્ત મતને સ્વીકારતા નથી તથા આપણાજો એ સબધમા વિ ચારો જણાવે છે તેમા પણ બે મતો છે કેટલાક લેખકો પતજ લિને બુદ્ધની પછી માને છે અને અન્ય બુદ્ધની પૂર્વે માને છે બુ દ્ધની પછી એ થયા એમ માનનાર ઇ સ પૂર્વે ૧૪૦ થી ઇ સ ૬૦ સુધીમા વા ઇ સ પૂર્વે ૩૫૦ વર્ષ ઉપર પતજલિ થયા એમ કહે છે બુદ્ધની પૂર્વે એ થયા એમ માનનાર ઓછામા ઓછા ઇ સ પૂર્વે ૬૦૦ વર્ષ પર એ થયા હશે એમ માને છે

આ બે મતોમા જેઓ ઇ સ પૂર્વે બીજા સૈકામાં પતજલિ થયા હશે એવુ સ્વીકારે છે તેઓ બહુધા આપણાજો એ અનુમા નમા હેતુઓ દર્શાવે છે[1]

૧ મૌર્ય નામના બુદ્ધના અનુયાયીનુ મહાભાષ્યમા નામ આવે છે ત્યા જીવિકાર્થે ચાપણ્યે એ પાણિનિસૂત્રપરના મહાભાષ્યથી મૌર્યો શિવ સ્કદ તથા વિશાખ વિગેરે દેવતાઓની પ્રતિમા ઘડતા હતા એ

---

[1] અત્ર તે તે ગ્રથકારનુ નામ આપી હેતુઓ દર્શાવ્યા નથી તેનુ કારણ એ છે કે એ મતો સ્વીકારનાર બધાને આ સર્વ હેતુઓ સમત નથી પણ કોઇને કોઈ હેતુ સમત છે તો અન્યને કાઈ અ ન્ય હેતુ સમત છે આ પ્રસગના વિસ્તારથી પ્રતિપાદનમાટે જેમને જિજ્ઞાસા હોય તેમણે Weber's History of Indian Literature Dutt's Ancient India Goldstucker's Panini, Indian Antiq વિગેરે જોવુ

વા અર્થ સમજાય છે. [1] મૌય એ પાટલિપુત્રના રાજાનાવંશજનુ નામ છે તથા એમણે બૌદ્ધ મતનો સ્વીકાર કર્યો હતો એ જ્ઞાત છે ગુપ્ત રાજાઓ પાછલા વખતમાં માર્ય કહેવાતા હતા. તેથી એ માર્યનો નિર્દેશ કરનાર પતંજલિ ત્યાર પછી થવા જોઇએ. [2]

૨. પતંજલિભાષ્યમાં યવન તથા માધ્યમિક શબ્દોનો પ્રયોગ છે ત્યાં કહ્યું છે કે યવને સાકેતનો રોધ કર્યો તથા માધ્યમિકનો રોધ કર્યો [3] તેમ જ યવનાની શબ્દ જેનો અર્થ યવનની લીપિ છે તે કેવી રીતે થાય છે એનું પ્રતિપાદન પાણિનિએ કરયું છે તેથી પાણિનિના વખતમાં યવન લોકોનો અધિક પરિચય થવો જોઇએ, તેમની લીપિ જાણવામાં આવવી જોઇએ તથા તેનો પ્રચાર થવાથી તદ્વાચક શબ્દ પણ સસ્કૃત ભાષામા દાખલ થઇ જવો જોઇએ એ સમજાય છે. ત્યાં યવનશબ્દ ગ્રીકનિવાસીનો વાચક છે કેમકે ગ્રીકનિવાસી ઇઓન ( Ions ) કહેવાય છે કે જેની સાથે યવનશબ્દ મળતો આવે છે ઇ. સ. પૂર્વે ૧૧૦૦ વર્ષપર સ્થપાએલા એશીઆ માઇનોરના હેલેનીઝમાં ઇઓનીઅન (ગ્રીકલોકો) રહેતા હતા ત્યાં ઇતિહાસથી જણાય છે કે યુનાનીઓની સાકેત ઉપરની ચઢાઇ મીનેન્ડરની સરદારી નીચે થઇ હતી. તેથી પતંજલિને એ ચઢાઇ જાણીતી હોવાથી એઉ એપછી થવા જોઇએ.

વળી માધ્યમિક એ બૌદ્ધ મતાવલંબી પુરુષોનું નામ છે. પતંજલિને એ માધ્યમિકનુ જ્ઞાન હોવાથી પતંજલિ એપછી થવા જોઇએ. નાગાર્જુને એ બૌદ્ધ મતની શાખા સ્થાપી હતી એ તથા એનો સમય ટિબેટ તથા સીલોનના બૌદ્ધ ગ્રંથ ઉપરથી નિર્ણય થાય છે. તેથી પતંજલિ બુધ પછી થવા જોઇએ એ સ્પષ્ટ છે.

૩. પતંજલિના મહાભાષ્યમાં ચંદ્રગુપ્તસભા તથા પુષ્પમિત્રસભા એ શબ્દો આવે છે. ગ્રીસના ઇતિહાસથી ચંદ્રગુપ્ત સિકંદર બાદશાહના સમયમા થયા છે એ નિર્ણય થાય છે. તેથી પતંજલિ ચંદ્રગુપ્ત પછી થોડાક સૈકા પછી થવા જોઇએ તેમ જ પુષ્પમિત્ર

---

૧. પતંજલિભાષ્યમા (૫-૩-૨) કહ્યું છે કે मौर्यैर्हिरण्यार्थिभिरर्च्या. प्रकल्पिता भवेत्तासु न स्यात् ॥

૨. આ વિગરે કેટલાક હેતુઓ તથા એના ખંડન માટે જુઓ Prof. Kunte's Vicissitudes of Aryan Civilization in India p 388 to 404.

૩. જુઓ મહાભાષ્ય (૩. ૨-૨)अरुणद् यवनः साकेतम्, अरुणद् माध्यमिकान्

યજ્ઞ કરે છે એવો અર્થ મહાભાષ્યમાંથી નીકળે છે [1] આ પુષ્પમિત્ર બૌદ્ધ રાજા હતા એવું રાજતરંગિણી ઉપરથી જણાય છે ભાગવત પુરાણમાં પણ પુષ્પમિત્ર ઉલ્લા શુદ્રરાજા હતા એવો લેખ છે જ્યારે મીનેન્ડ્રસે હિન્દુસ્થાનપર ચઢાઇ કરી ત્યારે એ પુષ્પમિત્ર થયા છે મીનેન્ડ્રસની ચઢાઇનો સમય ગ્રીસ ઇતિહાસથી જણાયો છે. તેથી પતંજલિ પુષ્પમિત્રના સમયપછી વા એટલામાં થયા હશે અર્થાત્ ઇ. સ. પૂર્વે ૧૫૦ વર્ષ ઉપર થયા હશે એ દેખાય છે

૪ એ એક પ્રસિદ્ધ વાત છે કે કાત્યાયને જ્યારે પાણિનિના સૂત્રોને દૂષિત કરવા માંડ્યા ત્યારે એ કાત્યાયનના મિથ્યા પ્રહારથી પાણિનિના વ્યાકરણના બચાવમાટે પતંજલિએ મહાભાષ્ય રચ્યુ છે. ત્યાં કાત્યાયન ઇ સ પૂર્વે ૩૦૦-૪૦૦ વર્ષપર થયા છે એવુ દેખાય છે કેમકે ચીનાઇ મુસાફર હિયોનસંગ જણાવે છે કે કાત્યાયન બુધ પછી ત્રણસો વર્ષપર થયા છે તેથી પતંજલિ એ સમય પછી કેટલેક વખતે થયા જોઇએ અર્થાત્ ઇ સ પૂર્વે ૧૦૦-૨૦૦ વર્ષ પર થયા જોઇએ

૫ રાજતરંગિણીમા કહ્યુ છે કે કાશ્મીરના રાજા અભિમન્યુની આજ્ઞાથી પતંજલિનુ મહાભાષ્ય ચન્દ્રાચાર્યે એ રાજાના દેશમા દાખલ કર્યુ હતું એ ચન્દ્રાચાર્યે પણ એક વ્યાકરણ ગ્રંથ લખેલો છે આ રીતિ ઉપરથી એવુ જણાય છે કે કનિષ્ક રાજા ઇ સ ૪૦ સુધી રાજ્ય કરતા હતા એ કનિષ્ક અભિમન્યુના પૂર્વજ હતા તેથી અભિમન્યુ ત્યાર પછી થવા જોઇએ તેથી એ મહાભાષ્ય ત્યાર પૂર્વે ૨૦૦ વર્ષ ઉપર થવુ જોઇએ અર્થાત્ ઇ સ પૂર્વે બીજા સૈકામા થવુ જોઇએ

૬ યોગસૂત્રમાં વિજ્ઞાનવાદનું ખંડન કર્યુ છે [2] તેમ જ બૌદ્ધ મતમા જે મૈત્રી, કરુણા, મુદિતા વિગેરેનુ પ્રાધાન્ય આપ્યુ છે તેને જ યોગસૂત્રમા લીધા છે તથા એ મતને ગૌણ પાડવા એ ભાવનાની ગૌણતા કરી છે. તેથી આ ઉપરથી પણ પતંજલિ બુદ્ધ નિર્વાણ પછી થયા છે એ નીકળે છે તેમ જ માધવાચાર્યકૃત મંક્ષેપ શંકરવિજયમા પૂર્વે આપેલી આખ્યાયિકાથી પણ એવુ જણાય છે કે જૈમિનિ, વ્યાસ, પતંજલિ તથા શંકર એ બૌદ્ધ મતના ખંડન માટે વિવિધ દેવતાથી આવિર્ભાવને પામ્યા છે તેથી પણ પતંજલિ

---

[1] જુઓ મહાભાષ્ય (૧-૧-૮) पुष्पमित्रसभा चन्द्रगुप्तसभा, તથા (૩ ૧-૨) पुष्पमित्रो यजते याजका याजयन्ति ।

[2] જુઓ સૂત્ર ૪-૧૫, ૧૬ વિગેરે

બુધ પછી થયા છે.

આ વિગેરે હેતુઓથી [1] એમ સમજાય છે કે પતંજલિ બુધ પછી થવા જોઇએ. તેમાં કોઇતો ઇ. સ. પૂર્વે ૩૫૦ વર્ષપર પતંજલિને માને છે અને અન્ય ઈ. સ. પૂર્વે ૧૫૦ થી ઇ. સ. ૪૦ સુધીમાં માને છે.

અન્ય પુરુષો આ મતમાં આપેલા હેતુઓ કેવલ હેત્વાભાસ છે એ પ્રતિપાદન કરે છે તથા બીજા કારણોથી એવું અનુમાન કરે છે કે પતંજલિ બુધની પૂર્વે જ થવા જોઇએ. ત્યાં આ હેતુઓને એ પુરુષો નીચે પ્રમાણે દૂષિત કરતા દેખાય છે.

૧ પ્રથમ જે મૌર્ય સંબંધે કહ્યુ તે અયોગ્ય છે. કેમકે મૌર્ય પ્રતિમાપૂજક હતા તેથી તે બૌદ્ધ મતના સંભવતા નથી. કારણકે બૌદ્ધમતમા ઘણા વખતસુધી પ્રતિમાપૂજનનો ગંધ પણ દેખાતો નથી. લલિતવિસ્તર તથા ધમ્મપાદમાં પ્રતિમાપૂજનનું નામ પણ આવતુ નથી વળી ધનના લોભથી પ્રતિમા એઓ ઘડી વેચતા હતા એવુ જે કહ્યું છે તે તો સ્પષ્ટ રીતે એ રાજવંશી નહોતા એ જ સિદ્ધ કરે છે કારણ કે જો મૌર્ય રાજા હતા તો જાતે પૈસાના લોભથી પ્રતિમા ઘડી વેચે એ ન માનવા જેવી વાત છે. એ સાચું છે કે ગુપ્તરાજાઓ મૌર્ય હતા પણ તેટલાથી જે જે મૌર્ય કહેવાય તે સર્વ ગુપ્તરાજાઓ જ છે એ કહી શકાય એમ નથી. વળી એ મૌર્યની જાતિ પૂર્વેથી જ હોવી જોઇએ કેમકે ચંદ્રગુપ્તે એ જાતિનો ઉદ્ધાર કર્યો—ઉચી સ્થિતિપર સ્થાપન કરી—કહેવાય છે. તેથી આ પ્રમાણે તો આ મૌર્ય તે રાજવંશીય નહોતા પણ કોઇ હલકી વર્ણના લોકો હતા કે જે પ્રતિમા ઘડી વેચવાનો ધંધો કરતા હતા આ ધંધો બૌદ્ધના અનુયાયીઓ તથા બ્રાહ્મણો ઉભય ધિક્કારતા તેથી આ હેત્વાભાસથી પતંજલિનો બૌદ્ધો સાથે કશો સબંધ સિદ્ધ થઇ શકે એમ નથી. [2]

૨ બીજું જે યવનસબંધે કહ્યુ છે તે પણ અયોગ્ય છે યુરોપીય ગ્રંથકારો પ્રસંગે પ્રસંગે યવન શબ્દનો અર્થ ગ્રીકનિવાસીજનો લે છે પણ એ કેવલ કલ્પનામાત્ર છે એટલું જ નહિ પણ એમ લે-

---

૧ આ બીજા હેતુઓ જેવા કે બુગોલનું તે સમયનું જ્ઞાન વિગેરે, તેમનુ વિવરણ કરવામા તથા એની સામે જે ખંડન આપવામાં આવે છે તે પ્રતિપાદન કરવામાં વિશેષ વિસ્તાર થઇ જાય એમ છે તેથી ટુંકામાં ઉદ્દેશમાત્ર કર્યો છે

૨ અધિકવિશેષ પ્રતિપાદનમાટે જુઓ Vicissitudes of Aryan Civilization.

વામાં ઘણામાં વિરોધ આવે છે. ત્યાં પ્રથમ તો યવન શબ્દનું આ-યોનીયન શબ્દસાથે કંઇક અંશે મળતાપણું ઉચ્ચારમાં આવે છે એ જ બંનેને એક માનવામાં કારણ અપાય છે. એથી અતિરિક્ત કોઇ કારણ એ લોકો બતાવી શકતા નથી. એથી ઉલટું યવન શબ્દ યુ ધાતુ ઉપરથી આવે છે તેથી રખડતી જાતિ વા સંકરજાતિનો વાચક છે યવનવિષે શ્રીમનુએ કહ્યુ છે કે (અ.૧૦. ૪૪, ૪૫) યવનો કાંબોજો વિગરે પ્રથમ ક્ષત્રિય હતા પણ સ્વધર્મથી પતિત થયા છે ગૌતમશાસ્ત્રમાં યવનો આર્યોની પ્રતિલોમ પ્રજા કહી છે. રામાયણ તથા મહાભારતમાં એ યવનોનુ નામ આવે છે તેપરથી દેખાય છે કે પ્રાચીન કાલમાં એ પ્રજા હિંદુસ્થાનમાં જ રહેલી હતી પણ એમને આર્યરૂપે લોકો ગણતા નહોતા એટલું જ નહિ પણ એ પ્રજાએ કોઇવાર પણ હિંદુસ્થાનપર ચઢાઇ કરી હોય એમ દેખાતુ નથી. પતંજલિ શકસાથે યવનની ગણના કરે છે અને શક એ ઉતરતી વર્ણની પ્રજા છે. વિષ્ણુપુરાણમાં પણ કહ્યુ છે કે યવનો ભારતવર્ષની પશ્ચિમમાં રહેતા હતા તથા તેમને ઇક્ષ્વાકુ વંશના સગર રાજાએ હાંકી મૂકયા હતા. હરિવંશ પુરાણમા સ્પષ્ટ કહ્યુ છે કે યવનો તથા કાંબોજોમાં બધુ માથું મુડાવવાનો રીવાજ હતો. આ રીવાજ જોતાં આ યવનો તે કદાપિ ગ્રીસનિવાસી હોઇ શકે નહિ એમ સિદ્ધ થાય છે કેમકે ગ્રીસમાંનો આ પદ્ધતિ કેવલ તિરસ્કારને પાત્ર હતી. એ જ કારણથી જ્યારે ડિમોસ્થીનીસે ગુહામા રહેવા વિચાર કર્યો ત્યારે બહાર જવા વૃત્તિ થતી લોકલજ્જાથી અટકે તેમાટે પોતાનુ બધુ માથુ મુડાવ્યુ હતું એમ વર્ણન કરેલુ છે વળી લેસન વિગરે કેટલાક પુરુષો એવું પણ કહે છે કે યવનનો મૂળ અર્થ આરબ છે. આ વિષયમા ડા. રાજેન્દ્રલાલમિત્રે ઘણાં બલવાન્ કારણોથી સિદ્ધ કર્યુ છે કે યવનનો અર્થ ગ્રીસનિવાસી કરવામા આવે છે એ કેવલ કલ્પના માત્ર છે.[૧] તેથી સર્વથા યવન શબ્દનો ગ્રીકલોક અર્થ ઘટતો નથી. આ રીતે એ અસિદ્ધ છે તો પછી યવનનો અર્થ મિનેન્ડરજ લેવો એ તો વળી એથી પણ વધારે અસિદ્ધ છે. સાકેતપર ચઢાઇ માત્ર આ જ સરદારની જાણીતી છે તેથી પૂર્વ કાળમાં અન્ય કોઇ ચઢાઈ થઈ નથી એ માની શકાય એમ નથી. તેમ જ ગ્રીકલોકોસાથે હિંદુસ્થાનનો સબંધ પૂર્વે કહ્યા પ્રમાણે હજારો વર્ષ પૂર્વે પણ હતો તો તેમાં કોઇ સમયે આવુ બન્યું નથી એ શાથી કહેવાય? તેથી આ હેતુ સર્વથા દુષ્ટ જ છે અને તેથી સાધ્યસિદ્ધિ કરવા અસમર્થ છે

૧. જુઓ Journ. As Soc Bengal 1874

વળી આ સંબંધે પ્રો મેક્સમ્યુલર વિગેરે ઘણા વિદ્વાનોએ આ
વા નિર્ણય કર્યો છે કે આ પાતંજલ ભાષ્યપર વિવિધ સંસ્કારો થ
યા છે ઘણે પ્રસંગે એ વિચ્છિન્ન થયેલુ હતુ તેથી એમા ઘણા વ
ધારા, ઘટાડા તથા ફેરફાર થયેલા સંભવે છે તેથી ભાષ્યમા અમુક
ઉદાહરણ આપ્યુ છે તેટલાઉપરથી કોઇ પણ નિર્ણય બાંધી શકાય
એમ નથી. કારણ કે તે ઉદાહરણ પતંજલિએ જ આપેલુ છે કે ઉ
ત્તરકાળે કોઇએ અંદર દાખલ કરી દીધુ છે એ સ્વતંત્ર સાધનથી
નિર્ણય થયો નથી ત્યાસુધી એ ઉપરથી કોઇ પણ અનુમાન બાંધી
શકાય એમ નથી વળી ત્રણ પ્રસંગે આ ભાષ્યમાટે વિપ્લાવિત, ભ્રષ્ટ
અને વિચ્છિન્ન એ વિશેષણો લગાડવામાઆવ્યા છે તેથી આ રીતે
જોતા આ યવનશબ્દથી બાંધેલુ અનુમાન કેવળ ભાંગી પડે છે એટ
લુ જ નહિ પણ ચંદ્રગુપ્તસભા પુષ્પમિત્રસભાવિગેરે હેતુ પણ દુષ્ટ
ઠરે છે તેથી સર્વથા આ યવન શબ્દ પર બાંધેલુ અનુમાન આભા
સરૂપ જ સમજાય છે.

જે માધ્યમિકમાટે કહ્યુ છે તે પણ અયોગ્ય છે કારણ કે
ઉપરના હેતુથી એ દુષ્ટ ઠરે છે એટલુજ નહિ પણ અન્ય રીતે તપાસતા
પણ એ હેતુ દુષ્ટ ઠરે છે ત્યા માધ્યમિકનો અર્થ જે બૌદ્ધના અનુ
યાયી કરવામા આવ્યો છે તે જ અસિદ્ધ છે કેમકે પતંજલિની પૂર્વે તથા
ઉત્તર કાળે આ શબ્દ વપરાતો હતો એ પ્રસિદ્ધ છે એ શબ્દ મધ્ય
મ શબ્દ ઉપરથી સિદ્ધ થાય છે અને તે 'મધ્યનો' એ અર્થનો વા
ચક છે પતંજલિ ગૌતમ બુદ્ધનું કોઇ સ્થળે નામ લેતા નથી તથા
એના મતનું પણ કથન કરતા નથી એ તો મહાભાષ્યથી વિશ્વવિદિત
છે માત્ર આ સાકેતના સંબંધમા જ માધ્યમિકનુ નામ આવે
છે ત્યા પણ સાકેત શબ્દ દેશવાચક છે તથા તેની સાથે માધ્ય
મિકનું ઉચ્ચારણ છે તેથી, એ શબ્દ દ્વિતીયાબહુવચનમા છે તેથી
તથા अरुणद् (ઘેરો ઘાલ્યો) એ શબ્દ ગ્રામવાચક શબ્દસાથે જ
યોગ્યરીત્યા અન્વય પામી શકે એમ છે તેથી આ માધ્યમિક શબ્દ
માત્ર મધ્યદેશસ્થ ગ્રામ વા નગરનો બોધ કરે છે તેથી આ વાક્ય-
નો તો માત્ર એ જ અર્થ થાય છે કે યવને મધ્યદેશના ગ્રામોપર
ચઢાઈ કરી તેથી નાગાર્જુને સ્થાપેલા માધ્યમિક પંથનો લેશ પણ
આ શબ્દથી નીકળી શકે એમ નથી આટલુ જ નહિ પણ એક ટી
કામા માધ્યમિકા એ નગરનું નામ પ્રતિપાદન કર્યુ છે તેથી એ
પક્ષકારોનો આ જે મુખ્ય હેતુ તે તો તપાસતામાત્ર જ દુષ્ટ ઠરે છે
આ રીતે એ અસિદ્ધ ઠરે છે એટલું જ નહિ પણ કદાચ મ.પાણિ

ક શબ્દ બૌદ્ધના અનુયાયીનો વાચક પાછળથી થયો, તોપણ એ શબ્દ કઇ એ લોકોએ નવો જ ઉત્પન્ન કરયો એમ તો છે જ નહિ પણ એ પણ પૂર્વ સિદ્ધ હોવો જોઇએ. જ્યારે પૂર્વે સિદ્ધ હતો તે સમયે બૌદ્ધમત નહિ હોવાથી કોઇ અન્ય અર્થનો વાચક પણ એ હોવો જ જોઇએ. તો એ અર્થમાં આ શબ્દ વપરાયો નથી એમ સિદ્ધ થતું જ નથી, પણ જો સ્વતંત્ર કારણોથી એવો નિર્ણય પ્રાપ્ત થાય કે પતંજલિ બુધના પૂર્વે થયા હતા તો આ શબ્દ એ જ અર્થમાં લેવાનો ઠરે. તેથી આ શબ્દ બને પક્ષમાથી કોઇને ખાસ અનુકૂળ નહિ ઠરવાથી કોઇ પણ પક્ષનુ પણ શબ્દનો પ્રયોગ સ્થાપન કરી શકે એમ નથી[1]

યવનાની શબ્દ તો યવન શબ્દનો અર્થ અસિદ્ધ ઠરવાથી હેતુરૂપે અસિદ્ધ જ થઇ ગયો છે તેથી એમાટે અધિક કહેવા જરૂર નથી.

૩. ચદ્રગુપ્તસભા તથા પુષ્પમિત્રસભા ઉપર કરેલા અનુમાન માટે ઉપર કહી ગયા છીએ તેથી એ હેતુથી એ શબ્દો કોઇ પણ પક્ષને સ્થાપન કરવા અસમર્થ છે કેમકે એ કોણે આપેલા ઉદાહરણો છે તે જ અનિશ્ચિત છે વળી આ સબંધમાં Vicissitudes of Aryan Civilization મા એવુ પણ જણાવવામા આવ્યુ છે કે એક લેખી પુસ્તક જો કાશીમાં મુદ્રિતપુસ્તકસાથે સપૂર્ણ અશે મળતુ આવે છે તેમાં ચદ્રગુપ્તસભા એ ઉદાહરણ જ નથી પણ માત્ર પુષ્પમિત્રસભાનુ જ ઉદાહરણ છે. તેથી આ ઉદાહરણ વિશેષ સદિગ્ધ છે તથા પ્રક્ષિપ્ત હોય એમ માનવા વિશેષ કારણ જડે છે વળી પુરાણો વિગરે જોતા ચદ્રગુપ્ત એ કઈ એક રાજાનુ નામ હોય એમ દેખાતું નથી પણ અનેક ચદ્રગુપ્ત રાજા થયા હોય એમ દેખાય છે. તેથી આ ચદ્રગુપ્ત તે કયા તે પણ નિર્ણય થઇ શકે એમ નથી. જો બળવાન્ અન્ય હેતુથી પતંજલિ બુધ પછી થયા એ નિર્ણય થાય તો પછી આ ચદ્રગુપ્ત તે બૌદ્ધ હતા એમ કહી શકાય.

---

[1] આ માટે Vicissitudes of Aryan civilization in India માં વિશેષ આ પ્રમાણે જણાવ્યું છે "The word madhyamika in the sense of central is used in the Nirukta of Yaska (12-9 &c) માધ્યમિક શબ્દનો પ્રયોગ યાસ્કના નિરુક્તમાં પણ કરયો છે અને ત્યાં એ મધ્યદેશીય વાચક છે. યાસ્કનો સમય બુદ્ધની પૂર્વે છે એ તો સર્વસમ્મત છે જુઓ Dutt's Ancient India, p. 27.

પણ આ તો આ શબ્દ ઉપર જ આ મત સાધવા ધારયો છે તેથી એ સાધ્ય સિદ્ધ કરવા કેવલ અસમર્થ છે

પુષ્પમિત્રમાટે જે કહ્યુ છે તે આથી પણ અધિક અયોગ્ય છે કારણ કે ઉપરના હેતુઓ એ સબધમા પણ લાગે છે એટલું જ નહિ પણ વિશેષ હેતુઓથી આ અયોગ્ય ઠરે છે ત્યા પુષ્પમિત્રનું નામ એ સબધમા આવે છે કે પુષ્પમિત્ર યજ્ઞ કરે છે અને ઋત્વિજો તેને યજ્ઞ કરાવે છે હવે આ પુષ્પમિત્ર જો રાજતરગિણીમાં કહેલા રાજા લઇએ તો એ રાજા વાહ્લિકરાજા છે વાહ્લિક દેશ કાશ્મીરની આસપાસમા છે અહિ પતજલિ પોતે જ કહે છે કે આર્યાવર્તની બહાર વાહ્લિક દેશ હોવાથી યજ્ઞધર્મમાટે નિષિદ્ધ છે, તો જે દેશને એક નિષિદ્ધ ગણે છે તે દેશમા આ રાજા યજ્ઞ કરે એ પતજલિ તે સમત ગણી તેનું ઉદાહરણ આપે એ કેવલ ન માની શકાય એવી વાત છે તેથી રાજતરગિણીના પુષ્પમિત્ર આ ભાષ્યોદાહૃત પુષ્પમિત્ર હોઇ શકતા નથી તેમ જ ભાગવત પુરાણમા જે શુદ્ર રાજા કહ્યા છે તે જો આ રાજતરગિણીના પુષ્પમિત્રથી ભિન્ન હોય તો તે પણ શુદ્ર હોવાથી યજ્ઞના અધિકારી થઈ શકે એમ નથી તેથી ઉભય રીતે આ ભાષ્યમાના પુષ્પમિત્ર અન્ય કોઇ હોવા જોઇએ એ સિદ્ધ થાય છે અને એ પુષ્પમિત્રવિષે કશુ જાણવામા નથી વળી અન્ય રીતે જોઇએ તો પુષ્પમિત્ર જો બૌદ્ધ રાજા હોય તો એ કદાપિ યજ્ઞ કરે જ નહિ તેમ જ બ્રાહ્મણો તેમને યજ્ઞ કરાવે પણ નહિ કારણ કે બૌદ્ધમત યજ્ઞયાગનો સ્પષ્ટ રીતે નિષેધ કરી જ ઉદય પામ્યો છે અને બૌદ્ધધર્મઅનુયાયી તથા બ્રાહ્મણ ધર્મ પાળનાર વચ્ચે આ પુષ્પમિત્રના વખતમા ભારે વિરોધ દેખાય છે તેથી સર્વથા આ પુષ્પમિત્રનો નિર્દેશ પતજલિનો સમય બુદ્ધ નિર્વાણ પછી સિદ્ધ કરી શકે એમ નથી

વળી રાજતરગિણીમાટે એ પાશ્ચાત્ય વિદ્વાનો એવુ પણ જણાવે છે કે ૧૫૦૦ વર્ષ પૂર્વે જે વાત થઇ ગઈ છે તેમાટે આ રાજતરગિણી એ કઇ પ્રમાણભૂત ગણાય નહિ[1] તેથી આ અનુમાન વિશેષ નિર્બલ થઇ જાય છે

૪ જે કાત્યાયનસબધે અનુમાન કર્યુ તે પણ ખોટુ છે કારણ કે એ કાત્યાયનનો સમય હિઓનસગના વૃત્તાન્ત પરથી જે નિર્ણય કરવામા આવે છે તે અયોગ્ય છે કારણ કે આ જે કાત્યાયનનું

---

૧ જુઓ Prof Weber's History of Indian Literature p 219 &c

નામ આવે છે તે તો બૌદ્ધ હતા. એના ગ્રંથનુ ભાષાન્તર પણ ચીન-ભાષામાં છે. પણ વાર્તિકકાર કાત્યાયન તો પાણિનિ તથા વ્યાડિ સાથે વ્યાકરણનું અધ્યયન કરતા હતા. તેમ જ અન્ય કાત્યાયને પણ અનેક પ્રસિદ્ધ છે. તેથી હિઓનસગે કહેલા કાત્યાયન ભિન્ન હોવાથી એ સબધેથી પતંજલિના સમયનુ અનુમાન થઇ શકે એમ નથી.

૫ ચંદ્રાચાર્યે અભિમન્યુની આજ્ઞાથી મહાભાષ્યને કાશ્મીરમાં પ્રચાર શરૂ કર્યો એ ઉપરથી પણ જે અનુમાન બાંધ્યું છે તે યોગ્ય નથી. કેમકે ઉપર કહ્યાપ્રમાણે પતંજલિનુ મહાભાષ્ય પ્રસગે વિચ્છિન્ન થયેલુંસર્વમમત છે.તેથી એ પ્રસગે વિચ્છિન્ન થયેલાનો પ્રચાર શરૂ કરાય તેથી તે ક્યારે રચાયુ તે સબધે કશો નિર્ણય થાય એમ નથી. એ પદ્ધતિથી જો અનુમાન થઇ શકતાં હોય તો પાણિનિનુ વ્યાકરણ, વેદ તથા સર્વ પુસ્તકો આધુનિક જ ઠરે. વેદસબધમા કૃષ્ણયજુર્વેદની શાખાનો લોપ થયેલો છે એ પ્રસિદ્ધ છે એ શાખા ઉપલબ્ધ થવાથી એનો અમુક દેશમાં પ્રચાર કરવામા આજે આવે તો તેટલા ઉપરથી એ શાખાનો વેદ આજે રચાયો એ અનુમાન હાસ્યજનક જ છે. તેથી આ હેતુમાટે અભિમન્યુના સમયનો નિર્ણય કરવો પણ જરૂરનો નથી. કેમકે એ નિર્ણય થયા પછી પણ સાધ્યસિદ્ધિ થઈ શકે એમ નથી

૬. જે મૈત્રી, કરુણા વિગરે વિષે કહ્યુ તે ઉપરથી ધારેલો અર્થ સિદ્ધ થઇ શકે એમ નથી કેમકે એ વિષય વસ્તુને અવલબન કરનાર હોવાથી જેમ આ સમય સબધે કલ્પના કરવાનુ કામ ચાલે છે તેમ એમા થઈ શકે એમ નથી મૈત્રી, કરુણા વિગરેથી જે અન્તઃકરણની શુદ્ધિ યોગસૂત્રમાં વર્ણી છે તેથી અધિક ફલ એનુ ઘટતુ જ નથી તો એ વસ્તુગતિથી જ ગૌણ થઇ જાય છે. તો પછી બૌદ્ધ મતના દૂષણ માટે આ ગૌણતા કરી છે એ કલ્પના માત્ર છે. તેમ જ આ શાસ્ત્રમાં જે ગૌણ છે તેને જ ઉત્તરકાલે બુદ્ધે પ્રધાનતા આપી પોતાનો મત ચલાવ્યો છે એ પણ સુવચ છે તેથી આ મૈત્રી, કરુણા વિગરેથી કોઇ પણ પક્ષ સબલ કરી શકાય એમ નથી આ વિગરે કારણોથી એ પક્ષને સ્વીકારનાર પણ અથી સાધ્યસિદ્ધિ સ્વીકારતા નથી [1] જે વિજ્ઞાનવાદના ખંડનથી કહ્યુ તે પણ અયોગ્ય છે કારણ કે એ વિજ્ઞાનવાદનું સૂત્રકારે કઈ વિસ્તારથી ખડન કર્યું નથી પણ અતિસંક્ષેપથી એ અયોગ્ય છે તેનું સૂત્રમાં થઇ શકે એવું

---

[1] જુઓ Dr Rajendralal's Preface to the Yoga Aphorisms

સામાન્ય ખંડન સૂચવ્યું છે તેથી એ ખંડનથી એ બુદ્ધના અનુયાયીઓની યુક્તિમાત્રનું ખંડન લેવાય એમ નથી એથી તો માત્ર એટલું સિદ્ધ થઇ શકે કે પતંજલિના પૂર્વ આ પ્રકારે માનનાર માણસો પણ હતા. તથાપિ તે બૌદ્ધ જ હતા એ અસિદ્ધ છે કારણ કે બુદ્ધના થતા પૂર્વે એ વિજ્ઞાનવાદ નહોતો એમ કહી શકાય એમ નથી એ વાદ કંઈ બુદ્ધે જ પોતાની બુદ્ધિથી સર્ગમાં પ્રથમ દાખલ કર્યો છે એમ નથી બુદ્ધનો મુખ્ય જે શૂન્યવાદ તે તો ઉપનિષદના વખતમાં પણ દેખાય છે પણ તેથી કોઇ વિચારવાન્ એ ઉપનિષદ્ ભાગોને બુદ્ધ પછી રચાયેલા ગણતા નથી આ સંબંધમાં સર્વ પ્રાજ્ઞ પુરુષોનો એવો નિશ્ચય છે કે યોગસૂત્રમાં કહેલી પ્રક્રિયાઓ તથા અન્ય દર્શનમાં પ્રતિપાદન કરેલી પ્રક્રિયાઓ પૂર્વથી ચાલતી આવતી હતી, અને આ દર્શનોમાં તો તેનું ગ્રથન માત્ર સૂત્રથી કર્યું છે[1] આમ હોવાથી જ સાંખ્યમાં અન્ય દર્શનોના મતોનું ખંડન તથા અન્ય દર્શનોમાં સાંખ્યનું ખંડન દેખાય છે વળી લલિતવિસ્તરઉપરથી બુદ્ધ યોગમતને જાણનાર તથા પાળનાર હતા એ નીકળે છે તેથી આ ખંડનથી કશું સિદ્ધ થઈ શકે એમ નથી એટલું જ નહિ પણ આ બધા પતંજલિના જ રચેલા સૂત્રો છે કે પતંજલિએ પ્રથમ રચી શિષ્યો પ્રશિષ્યો દ્વારા આનો પ્રચાર કરેલો અને પછી કોઇ કુશલ શિષ્યે આનું ગ્રથન કર્યું છે એ પણ પાશ્ચાત્ય મતથી સાંદગ્ધ થયું છે એઓ કપિલના સાંખ્ય તથા બાદરાયણના વેદાન્તસૂત્રોમાટે આવો જ અભિપ્રાય દર્શાવે છે તો આ રીતે તો વિજ્ઞાનવાદનું ખંડન કરનાર સૂત્ર પતંજલિનું જ રચેલું હશે કે પાઠાંતરથી થયું હશે એ પણ એ મતમાં સંદિગ્ધ રહેવાનું તેથી આ ખંડનસૂત્રથી કદાપિ આવી રીતે સાધ્યસિદ્ધિ થઇ શકે એમ નથી

વળી જે માધવાચાર્યકૃત શંકરજય ઉપરથી કહ્યું છે તે પણ અયોગ્ય છે કારણ કે એ ગ્રંથમાંનો કેટલો અંશ શ્રદ્ધેય ગણવો એ સંશયજેવું છે, અને પાશ્ચાત્ય વિદ્વાનો એનું બહુ અંશે પ્રમાણ પણ લેતા નથી વળી શંકરદિગ્વિજય સૌરપુરાણ વિગેરે ગ્રંથોમાં આવી રીતે જે આચાર્યોમાટે લખાયું દેખાય છે તે વસ્તુગત્યા કેટલે અંશે સત્ય હશે એ સ્વતંત્ર પ્રમાણથી નિર્ણય કરવું પડે છે અને વળી એ શંકરવિજયમાં જે વાત લખી છે તે ગ્રંથકર્તાનો અભિ

[1] જુઓ Dr Rajendralal's Preface to Yoga Aphorism 17

પ્રાય માત્ર બન તે છે. એમનો આ બૌદ્ધ સંબંધી અભિપ્રાય તે તે આચાર્યે કરેલાં કાર્યોપરથી થવો જોઇએ અથવા અન્ય પ્રમાણથી થવો જોઇએ. ત્યાં અન્ય પ્રમાણથી હોય તો તે જ પ્રમાણની કંઇ કિંમત છે, આ શંકરદિગ્વિજયનો પ્રમાણવ્યવસ્થામાં શો ઉપયોગ છે? અને જો કાર્યો ઉપરથી કલ્પના હોય તો તેવી કલ્પના તો કોઇ માણસ બૌદ્ધનો અમુક વાદ છે એટલું જ માત્ર જાણતો હોય અને પછી એ આચાર્યોના ગ્રંથો વાંચે તો તેટલાથી આજે પણ તે માણસ એવી કલ્પના કરી શકે. પણ તેટલાથી એ એ આચાર્યો બુદ્ધ પછી થયા એમ કહી શકાય એમ નથી. કારણ કે પતંજલિએ બુદ્ધની પૂર્વે વિજ્ઞાનવાદનું ખંડન કર્યું હોય અને એ મત ઉત્તર કાળે બૌદ્ધ લોકોએ સ્વીકાર્યો હોય તોપણ જ્યારે બૌદ્ધમતનો પ્રચાર હોય તેવે સમયે કોઇ પતંજલિમાટે લખે તો તે એ રૂપમાં જ લખવાના તેથી આ શંકરજયથી સાધ્યની સિદ્ધિ થઇ શકે એમ નથી. વળી એ શંકરજયમાં કેવલ બૌદ્ધમતનું જ કહ્યું નથી પણ બૌદ્ધ વિગેરે અનેક નાસ્તિકમતના ખંડનમાટે અવતરણ થયેલું કહ્યું છે તો બૌદ્ધમતના ખંડન માટે જ પતંજલિ થયા અને અન્ય નાસ્તિકોના ખંડનમાટે નહોતા અવતર્યા એવું ગ્રંથકારને વિવક્ષિત છે એમ શાથી મનાય? તેથી સર્વ રીતે જોતાં આવા હેત્વાભાસથી પતંજલિ બુદ્ધની પછી થયા એ સિદ્ધ થઇ શકતું નથી

આ રીતે જે વિદ્વાનો બુદ્ધપૂર્વે પતંજલિને માને છે તેમનો મત છે એઓ પોતાના પક્ષના સમર્થનમાટે વિવિધ યુક્તિઓ આપે છે તથાપિ તે સર્વનું અત્ર પ્રતિપાદન કરવાથી બહુ જ વિસ્તાર થઇ જાય એમ છે તેથી થઇ શકે એમ નથી.[1] આ એ કહેવા જરૂર નથી કે આ યુક્તિઓને અન્ય પક્ષકારો સંમત ગણતા નથી કેમકે એ તો જનસ્વભાવ જોતાં સ્વાભાવિક છે છતાં એ સર્વનો સવિસ્તર ઉત્તર એ પક્ષકારોએ કોઇ સ્થલે આપ્યો જાણવામાં નથી.

આ સર્વથી એ સિદ્ધ થાય છે કે પતંજલિના વંશસંબંધે અર્થાત્ માતાપિતાસંબંધે જ કંઇક જાણવામાં આવ્યું છે એ સિવાય એમના સંબંધે અધિક જાણવામાં નથી તેમ જ એમના સમય

૧. જિજ્ઞાસુએ Vicissitudes of Aryan Civilization by, Prof. M. M Kunte એ પુસ્તક જોવું

માટે અન્ય શાસ્ત્રપુરાણાદિને માનનારમાં વાદવિવાદ ચાલે છે છતાં
પાશ્ચાત્ય વિદ્વાનોમાં એ સંબંધે એકમત થયું નથી પણ એટલું જ
માત્ર સિદ્ધ થયું છે કે પતંજલિ આજથી બે હજાર વર્ષ સુધીમાં
તો થયા જ નથી ક્યારે થયા છે તે અનિશ્ચિત છે તેથી મોટામાં
મોટું અંતર રાખીએ તો ઈ સ પૂર્વે ૩૦૦૦ વર્ષથી તે ઈ સ પૂર્વે ૨૦૦
વર્ષ સુધીમાં પતંજલિ થયા જોઈએ એ સિવાય હાલ ચોક્કસ કંઈ
જાણીતું નથી આ ચર્ચા સાધકોને તો બહુધા નિરુપયોગી હોવાથી
પતંજલિ ક્યારે થયા છે તથા એમનાં માતપિતા કોણ હતાં કે એઓ
શું કરતા હતા એ વિગેરે વિચાર અનુપાદેય છે તેમ જ તત્ત્વશોધકોને
પણ આ ચર્ચા અધિક ઉપયોગી થઈ પડે એમ નથી ગ્રંથની ન
ક્રિયાનું પ્રામાણ્ય તો આ ચર્ચાને સંબંધવાળું જ નથી એ તો
પૂર્વે જ સૂચવ્યું છે તેથી કોઈને આથી વ્યામોહ થવા કારણ નથી
જ્ઞાન આદિ સાધનોના આધારે એ સંબંધમાં આટલાથી જ સંતોષ
માનવો ઉચિત છે

આ પતંજલિનાં સૂત્રોપર સંસ્કૃતમાં વિવિધ વ્યાખ્યાઓ રચાઈ
છે તેમાં સૌથી પ્રધાન તો ભાષ્ય છે એ ભાષ્ય વ્યાસનું કરેલું
હોય છે એ વ્યાસ તે વેદવ્યાસ જ હશે કે અન્ય કોઈ હશે એ
સંશયગ્રસ્ત છે છતાં એ ભાષ્ય પણ દુર્બોધ હોવાથી એ ઉપર જે
ટીકાઓ થઈ છે તે ટીકાના કર્તા તથા પ્રાચ્ય યુરોપીયવિદ્વાનો
આ વેદવ્યાસનું જ ભાષ્ય છે એમ સ્વીકારે છે આ ટીકામાં એક
ટીકા વાચસ્પતિમિશ્રની છે તથા બહુધા શુદ્ધ અર્થો પ્રકટ કરે છે
અને ટીકા વિજ્ઞાનભિક્ષુની છે જે યોગવાર્તિક કહેવાય છે એ વાર્તિ-
કમાં કંઈ કોઈ સ્થલે જ ખેંચતાણવાળો અર્થ લીધો [illegible] નવીન
થયું છે તથાપિ ઘણી રીતે એ અત્યંત ઉપકારક છે તથા
ઘણા વિષયોને બહુ સારી રીતે સ્પષ્ટ કરે છે આ બે ટીકામાં પણ
વાચસ્પતિમિશ્રની વ્યાખ્યા જૂની છે અને વિજ્ઞાનભિક્ષુની ત્યાર પછીની
છે વાચસ્પતિમિશ્રનો સમય નિર્ણીત થયો નથી વિજ્ઞાનભિક્ષુને થયે
૩૦૦ વર્ષ લગભગ થયાં માલૂમ છે

આ બે ટીકા ભાષ્યઉપર જ છે અન્ય ટીકા સૂત્રઉપર છે
તથા તે વૃત્તિ ભોજવૃત્તિ અથવા રાજમાર્તંડ કહેવાય છે એ ટીકા
બહુધા સુગમ આશયો [illegible] ૨૦૦ [illegible] છે [illegible]

વિસ્તાર કરતાં એમાં અર્થ બહુ ઓછો છે આ હેતુથી સૂત્રોનું યથાર્થ સ્પષ્ટીકરણ એ ટીકાથી થાય છે તથાપિ પ્રક્રિયામાર્ગ જ્ઞાન વિસ્તારથી એનાથી થતું નથી, તથાપિ સંક્ષિપ્ત હોવાથી સાધારણ અર્થને સમજવા એ ટીકા સારી છે સૂત્રસહિત એ ટીકાનું અંગ્રેજીમાં ઉત્તમ ભાષાન્તર ડા રાજેન્દ્રલાલ મિત્રએ કર્યું છે તે પ્રસિદ્ધ છે સાધારણ રીતે એ ટીકાકાર ધારાના રાજા ભોજ હશે એમ ગણાય છે પણ અન્ય એ મતને સ્વીકારતા નથી આ ભોજવૃત્તિ સિવાય અન્ય મણિપ્રભા નામની ટીકા પણ પ્રસિદ્ધ છે એ ટીકા બહુધા વાચસ્પતિમિશ્રના મતને જ મળતી છે એનું ગુજરાતીમાં ભાષાન્તર થયેલું હોવાથી એ સુલભ છે આ બન્ને ટીકા ઉપરની ભાષ્યપરની ટીકા કરતાં ઘણે અંશે નિકૃષ્ટ છે

યોગ સંબંધી અનેક ગ્રંથો રચાયેલા છે જેમાંના કેટલાએક પ્રસિદ્ધ થયા છે અને અન્ય લેખી પુસ્તકરૂપે વિદ્યમાન છે તથા અન્યના નામ માત્ર પ્રસિદ્ધ છે[1] તથાપિ તે સર્વમાં આ યોગસૂત્ર જ મુખ્ય છે તેથી સર્વથી વિશેષ આદરથી એ અવલોકના જેવું છે આમાં જેવી શાસ્ત્રીય પ્રક્રિયાઓ છે તેવી અન્ય યોગગ્રંથોમાં નથી તેથી એ સર્વમાં આ ઉત્તમ છે એટલું જ નહિ પણ સાધનોના પ્રતિપાદનમાટે આ મુખ્ય ગ્રંથ હોવાથી અન્ય સંપૂર્ણ દર્શનોકરતાં સાધનજિજ્ઞાસુમાટે આ ગ્રંથ શ્રેષ્ઠ છે ઇતિ



[1] જુઓ Dr Rajendralal Mitra's Appendix to his Translation of the Yoga Aphorisms

શ્રી.

# યોગસૂત્રભૂમિકાનું શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૨ | અભાવ . | અનાવ) |
| " | ૪ | હિતકર | હિતકર હોવાથી |
| ૮ | ૨૦ | મિત્રે પેસા પાચ પગવાળાને | મિત્રને પેસા પાચ પગવ ળાએ |
| ૯ | ૩૧ | જ્ઞાતૃત્વ | ર્તૃત્વ |
| ૧૦ | ૨૧ | વેદ શિ | વેદરાશિ |
| ,, | ૨૩ | વદના | વેદ ા |
| ૧૩ | ૯ | પ્રાથમક | પ્રાથમિક |
| ૧૪ | ૩ | તેજ | તેજ હેય |
| ૧૬ | ૧૩ | આપવામા | આપવામા આવે |
| ૧૭ | ૨ | છે | છે એ |
| ૨૦ | ૧ | ત્વના યાગ્યતા | ત્વની યોગ્યત |
| ૨૪ | ૨૮ | ઉપચરથી | ઉપચારથી |
| ,, | ૩૪ | વિ ષયના | વિષયના |
| ૨૬ | ૧ | પ િણામ | પરિણામ |
| ૩૪ | ૨૭ | અન્ય કોઈ | એજ |
| ૩૬ | ૧૯ | સંતોષ | સ તોષ |
| ૩૯ | ૨ | અસાથી | આ શાથી |
| ,, | ૧૬ | શા ન્દ્વાદિ | શક ષ્વાદિ |
| ,, | ૨૮ | પૂવ ા | પૂવમા |
| ૪૨ | ૮ | મહાપ્યના | મહાભાષ્યના |
| ૪૪ | ૧ | ભોય | ભોવે |
| ,, | ૨૩(તથાઅન્યત્ર) | ખુ | બુદ્ધ |
| ૪૯ | ૯ | પમનુ પણ | પમનુ આ |
| ૫૨ | ૯ | નિષદ્ | નિરદ્ |
| ,, | ૧૨ | સ– | સત– |
| ,, | ૨૮ | પા શ્ચાત્ય | પાશ્ચાત્ય |

## શ્રીપાતંજલયોગદર્શનનું શુદ્ધિપત્ર.

(તા. ક. પોતાની મેળે સુધારી શકાય એવી સામાન્ય છાપાની કેટલીક અશુદ્ધિ આમાં જરૂર નહિ જણાવાથી સુધારી નથી.)

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૫, ૨૨ | શ્રતિ | શ્રુતિ |
| ૧ | ૨૪ | શોને | શોનો |
| ૨ | ૧૫ | દ્દાન્ત | દ્દાન્તથી |
| ૧૦ | ૯ | "અથવા...યોગ્યજ છે" આ પંક્તિઓને પંક્તિ ૭ મા "આરોપ છે" પછી વાચવી | |
| ૨૩ | ૯ | એ જે | એ |
| ૨૮ | ૨ | ના સં | ના અમ |
| ૫૧ | ૬ | साच्व | साच्च |
| ૫૨ | ૬ | स्यि | स्थि |
| ૫૫ | ૨૫ | સને (જરૂર નહિ કરી) | સને |
| ૬૨ | ૨૨ | આગ્રિ | સૌભરિ |
| ૬૩ | ૧૫ | વિરક્ત | અનિરિક્ત |
| ૬૭ | ૧૮, ૧૯ | ૧૯ મી પંક્તિને બદલે ૧૮મી અને ૧૮ને બદલે ૧૯મી વાચવી. | |
| ૭૧ | ૧૪ | વશા | વૈશા |
| ૭૪ | ૧૪ | चित्त व | चित्तत्व |
| ૮૪ | ૧૪ | થાસ્ત્ર | શાસ્ત્ર |
| ,, | ૧૭ | સાધરૂપ | સાધનરૂપ |
| ૮૫ | ૨૫ | સિદ્ધ | શુદ્ધ |
| ,, | ૩૩ | રૂપસત્વના | સત્ત્વરૂપ સ્વના |
| ૯૧ | ૨૪ | કર્માદ | કર્માદ |
| ,, | ૨૯ | ममा | प्रमा |
| ૯૪ | ૨૦ | અપ | અનવ |
| ૯૬ | ૨૩ | છે વ્યર્થ | છે તે વ્યર્થ |
| ૧૦૬ | ૩૧ | अगम | आगमे |
| ૧૧૧ | ૩૧ | वंति मानवः | वंति मानवाः |
| ૧૨૫ | ૧૧ | ૩૬ | ૩૫ |
| ૧૧૯ | ૭ | पंचका | चका |
| ૧૩૩ | ૧ | મનનાં | મનનમાં |
| ૧૫૦ | ૩૦ | ત્ય | ત્મય |
| ૧૫૩ | ૨૮ | प्रत्स्ये | पत्स्ये |
| ૧૬૫ | ૨૩ | મુક્તિને | મુક્તને |
| ૧૬૬ | ૫ | વર્તમાન | મતમાન |
| ૧૮૬ | ૧૩ | એને | અને |
| ૧૯૨ | ૩૩ | તેથી ત્યાં તો | તેથી - |
| ૧૯૪ | ૧૧ | | |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦૭ | ૧૧ | દોષ | દેષ |
| ૨૦૯ | ૨ | સ્યાગો | સ્પાવાગો |
| ૨૧૦ | ૨૩ | સંયોપ | સયોગ |
| ૨૧૫ | ૧૪ | અપ, | આપ, તેજ, |
| ,, | ૧૯ | જે અને | જે |
| ૨૨૩ | ૧૫ | મત્ત | મહત્ત |
| ૨૩૩ | ૩૩ | મોક્ષ | મોક્ષ |
| ૨૩૭ | ૨ | હેવાથી | હોવાથી |
| ૨૪૧ | ૨૫ | જ અદર્શન | જ—અદર્શન |
| ,, | ૨૮ | તેથી આ | તેથી—આ |
| ૨૪૨ | ૩૨ | સંયોગમાવોં | સંયોગાભાવો |
| ૨૪૭ | ૨૮ | અગોનું | અગોના |
| ૨૫૨ | ૧૬ | એ શુદ્ધિ | એની શુદ્ધિ |
| ૨૫૩ | ૯ | નશ્ચય | નિશ્ચય |
| ૨૫૯ | ૭ | મહિસા | મહિમા |
| ૨૬૨ | ૨ | વિતકા | વિતર્કો |
| ૨૬૪ | ૧૩ | અંતઃકરણના | અંત કરણની |
| ૨૬૭ | ૩૧ | ્તરસ્કાર | તિરસ્કાર |
| ૨૭૦ | ૨૭ | નિયતં | નિયત |
| ,, | ૩૪ | એવે | એવો |
| ૨૭૧ | ૨૩ | થાય કરાયેલા | કરાયેલા |
| ૨૭૩ | ૩૪ | આાનમાં | આસનમાં |
| ૨૭૪ | ૩૪ | માપદેશ શ્લોક | મોપદેશ શ્લોક |
| ૨૮૦ | ૧૫, ૨૧ | બાહ્ય | બાહ્ય |
| ,, | ૧૭ | આાભ્યર | આભ્યતર |
| ,, | ૨૯, ૩૦ | સાહત | સહિત |
| ૨૮૩ | ૧૮ | માત્રામાળો | માત્રાવાળો |
| ૨૮૫ | ૧ | શરીરો ા | શરીરોના |
| ,, | ૯ | सकाल | सकाले |
| ૨૮૬ | ૩૦ | જ માણે | જ પ્રમાણે |
| ૨૮૭ | ૩૨ | તે િયમે | તે નિયમે |
| ૨૯૦ | ૨૮ | કર્મોના દોષ | કર્મોના કોષ |
| ૨૯૪ | ૫ | द्वितीये | द्वितीये |
| ૨૯૮ | ૧૦ | કહેલાં છે | કહેલાં છ |
| ,, | ૧૭ | અવયરૂપ | અવયવરૂપ |
| ૩૦૦ | ૨૨ | િષયમાં | વિષયમાં |
| ૩૦૧ | ૩૪ | મર્ષ | મર્ષ |
| ૩૦૩ | ૮ | સપનોને | સાપનોને |
| ,, | ૨૫ | શાગાદિ | યાગાદિ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૦૪ | ૭ | ઉકારક | ઉપકારક |
| ,, | ૨૨ | આ | આકે |
| ૩૦૫ | ૧૭ | રાહતથી | રહિત નથી |
| ,, | ૩૨ | ક્યુત્થાનિ | વ્યુત્થાનનિ |
| ૩૦૮ | ૨ | અતે | અને |
| ,, | ૧૫ | કવાપણા | કરવાપણા |
| ૩૦૯ | ૧૧ | બતા ચે | બતાવ્યો |
| ૩૧૦ | ૨૪ | પા ણામ | પરિણામ |
| ૩૧૬ | ૩૪ | જે બુદ્ધે | બુદ્ધે |
| ૩૨૧ | ૩૩ | વર્તમાનઅવસ્થી | વર્તમાનઅવસ્થામા |
| ૩૨૨ | ૧૦ | ધર્મના | ધર્મીના |
| ૩૨૪ | ૧૫ | અ શબ્દો | એ શબ્દો |
| ,, | ૨૮ | પદાર્થના | પદાર્થના |
| ૩૨૭ | ૪ | કર્યો | કર્યું |
| ૩૨૮ | ૧૭નાહ...આયુષ્યવ્યવપાકને | નહિ | આયુષ્કરૂપ વિપાકને |
| ૩૩૩ | ૩૪ | વ | સર્વ |
| ૩૩૭ | ૬ | આગભૂત | અભિભૂત |
| ૩૪૦ | ૧૯ | પ્રાતિભશ્રાવણ | પ્રાતિભશ્રાવણ |
| ૩૫૦ | ,, | યોગીનુ | યોગીને |
| ૩૫૪ | ૨૬ | રૂપે | રૂપ |
| ૩૫૫ | ૧૪ | પદાર્થો | પદાર્થોને |
| ૩૫૬ | ૨૩ | નીચ્યાદિ | નીલાદિ |
| ૩૫૭ | ૨૨ | ઇમિત | ઇપ્સિત |
| ૩૬૫ | ૧ | પદાર્થોના ભદનું | પદાર્થોના ભેદનું |
| ૩૮૧ | ૨ | અશુકલઅ | અશુકલ |
| ,, | ૧૭ | કમા | કર્મો |
| ૩૮૭ | ૨૫ | ક્ષપ | ક્ષેપ |
| ૩૯૭ | ૧૩ | દેવશરીમાનું | દેવશરીરમાનું |
| ૩૯૮ | ૧૮ | ૨૫ | ૨૫૨ |
| ૩૯૯ | ૧૨ | ત । | તથા |
| ૪૦૧ | ૭ | પ ાર્થ | પદાર્થ |
| ૪૦૪ | ૩૧ | પણ | પણ |
| ૪૦૮ | ૧૭ | જ્ઞા ક | જ્ઞાપક |
| ૪૧૪ | ૩ | આકારને | આમરને |
| ૪૧૬ | ૨૮ | અને દશા | દશા |
| ૪૨૦ | ૨૫ | મ ા | મધ્યે |
| ૪૨૨ | ૧૩ | સંપ | ધર્મ |
| ૪૨૪ | ,, | ધર્મ | ધર્મ |
| ,, | ૨૫ | લિપિ | લિપિ |

વિષય જે યોગ તે જીવન્મુક્તિરૂપ ફલને આપનાર હોવાથી આ શા-
સ્ત્ર નિષ્ફલ નથી અને તેથી અનારમ્ભ્ય નથી એ સ્પષ્ટ દેખાય છે.

આ શાસ્ત્ર અનારમ્ભ્ય કરવામાં બીજું કારણ એ હોય શકે કે
એનો વિષય અશક્ય હોય, પણ તેમ પણ નથી. ઉચિત સાધનના યો-
ગ્ય અભ્યાસવડે તથા ક્લેશાદિનાં સ્પર્શથી રહિત શ્રીપુરુષસિંહ ભ-
ગવાનના અનુગ્રહવડે યોગ સાધ્ય થાય છે. શ્રીપતંજલિ ભગવાન
પણ ઈશ્વરપ્રણિધાનાદ્વા એ સૂત્રથી એ જ અર્થનું બોધન કરેછે. શ્વેતા-
શ્વતર શ્રુતિમાં तत् कारणं सांख्ययोगाधिगम्यं તે સર્વનું કારણ વિચાર
તથા ચિત્તવૃત્તિની એકાગ્રતારૂપ યોગથી જણાય છે ઇત્યાદિ વચનોથી
તત્ત્વજ્ઞાનપ્રતિયોગને સાધનરૂપ કહી વર્ણ્યો છે. જો યોગ અસાધ્ય
હોય તો ઉક્ત શ્રુતિ અશક્ય સાધનમાં બોધ કરનાર હોવાથી વ્યર્થ ઠ-
રે. તેથી પણ યોગ સાધ્ય છે એ સિદ્ધ થાયછે. આથી વિષયના અ-
સંભવરૂપ હેતુ પણ અસિદ્ધ છે. તેથી પણ આ શાસ્ત્ર આરમ્ભ્ય છે.

યદ્યપિ આ શાસ્ત્ર સપ્રયોજન છે તથા એનો વિષય સંભવિત છે ત-
થાપિ વિચારપ્રધાન શાસ્ત્રરૂપ વેદાન્ત ગતાર્થ છે તેથી આ શાસ્ત્ર અના-
રમ્ભ્ય છે—એ કહેતું યુક્ત દેખાતું નથી. કેમ કે જ્ઞાનથી મોક્ષ થાય
છે એ વાત સત્ય છે તથાપિ જ્ઞાન પોતાના સ્વભાવથી શરીર તથા
અંતઃકરણ વા ચિત્તના નિર્વાહક પ્રારબ્ધકર્મનું વિરોધી નથી તેથી જ્ઞા-
નીએ જ્ઞાન થયા પછી પણ અવશિષ્ટ પ્રારબ્ધને ભોગવી ક્ષય કરવાં પડેછે.
જ્ઞાન જાતે ઉક્ત પ્રારબ્ધનું વિરોધી નથી એ વાત શ્રુતિમાં સ્પષ્ટ ક-
હી છે. શ્રુતિ કહેછે કે तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्ये—
તે તત્ત્વજ્ઞાની મહાત્માને શરીર છૂટે એટલો જ વિદેહકૈવલ્યમાં વિ-
લંબ હોય છે, અને શરીર છૂટવાથી તે અદ્વૈત બ્રહ્મરૂપથઇ રહેછે.
આથી એ સ્પષ્ટ છે કે વિચારપ્રધાન માર્ગે તત્ત્વજ્ઞાનને પામેલા મહાત્માને
વિદેહકૈવલ્ય તત્કાલ પ્રાપ્ત થતું નથી. એથી ઉલટું યોગથી સંચિત
તથા ક્રિયમાણની સાથે પ્રારબ્ધનો પણ ક્ષય થઈ શકે છે અને તેથી
તત્કાલ વિદેહકૈવલ્ય પ્રાપ્ત કરી શકાય છે. શ્રી વિષ્ણુપુરાણમાં વિ-
निष्पन्नसमाधिस्तु मुक्तिं तत्रैव जन्मनि । प्राप्नोति योगी योगाग्निदग्धकर्मच-
योऽचिरात् ॥ જે યોગીને અસંપ્રજ્ઞાત સમાધિ સિદ્ધ થઈ છે અને તેથી જેનાં
સમગ્ર કર્મ દગ્ધબીજ થઇ ગયાં છે તેને આ જન્મમાં જ તત્કાલ મુક્તિ મળે
છે ઇત્યાદિ વચનોથી યોગથી તત્કાલ વિદેહકૈવલ્ય મળી શકે છે એ સ્પષ્ટ
કહ્યું છે. મોક્ષધર્મમાં પણ नास्ति सांख्यसमं ज्ञानं नास्ति योगसमं बलम् ઇત્યા-
દિ વાક્યથી એ જ અર્થ કહ્યો છે કે અધ્યાત્મ વિચારથી થતા જ્ઞાનજેવું જ્ઞાન
અને યોગના સમાન બલ નથી; કેમકે યોગથી સંપૂર્ણ પ્રારબ્ધ કર્મ-

ગેનુ પણ અતિક્રમણુ કરી શકાય છે આ પ્રમાણે જ્ઞાનથીઅધિક ફ-
લવાળો યોગ હોવાથી તત્પ્રતિપાદક શાસ્ત્ર જ્ઞાનનુ પ્રતિપાદન કરનાર
શાસ્ત્રથી ગતાર્થ નથી કદાચ જ્ઞાન ને યોગ બનેસમાન ફલવાળા સ-
મજીએ તો પણ જ્ઞાનમાર્ગ સાધનચતુષ્ટયસંપન્ન માણસને જ અનુકૂલ
છે, અન્ય સર્વને એ યથાર્થ ફલ આપતો નથી, અને આ યોગમા-
ર્ગ છે તે તો સમાહિત અંતઃકરણવાળાને તથા વિક્ષિપ્ત અંતઃકરણ-
વાળાને એમ પ્રાયશ સર્વને યથાર્થ ફળનો આપનાર છે તેથી યોગ
ગતાર્થ માનીએ તોપણ અધિકારીભેદથી પણ તદ્વિષયક શાસ્ત્ર આ-
રભ્ય હરેછે તો પછી જ્યારે અનેક પ્રમાણોથી યોગનુ અધિક ફલ સિ-
દ્ધ થાય છે ત્યારે તદ્વિષયક શાસ્ત્ર આરંભ આરભવાયોગ્ય હરે એ-
મા શુ કહેવુ હતુ!

આ પ્રમાણે અનેક રીતે આ શાસ્ત્ર આરભ્ય હરે છે તથાપિ એ
શાસ્ત્ર ગુરુમૂલક નથી તેથી પુનઃ અનારભ્યતા પ્રાપ્ત થાય છે એ શ-
કાનો ઉત્તર આપતા તથા પરિણામે યોગશાસ્ત્ર આરભ્ય છે એ પ્રતિ-
જ્ઞા કરતા શ્રીપતંજલિ કહે છે કે—

અથ યોગાનુશાસનમ્ ॥ ૧ ॥

**સૂત્રાર્થ**—યોગાનુશાસન નામનુ શાસ્ત્ર અધિકૃત (આરભ
કરવાયોગ્ય તથા આરભાયુ) જાણવુ.

અથ—કોશમા અથશબ્દના પ્રશ્ન, કાર્ત્સ્ન્ય, આનંતર્ય, મગ-
લ અને અધિકાર એટલા અર્થ આપ્યા છે અમરકોષમા કહ્યુ છે કે
मङ्गलानन्तरारम्भप्रश्नकार्त्स्न्येष्वथो अथ । મગલ, અનન્તર, આરભ (અ-
ધિકાર,) પ્રશ્ન અને કાર્ત્સ્ન્ય એટલા અર્થવિષે અથો અને અથ
શબ્દો વપરાય છે તેમા આ સ્થળે પ્રશ્ન અને કાર્ત્સ્ન્યરૂપ અર્થની તો
પ્રાપ્તિ જ આવતી નથી, કેમકે આ અથશબ્દ આરભક સૂત્રસ્થ છે
અને આરભક સૂત્રસ્થ અથશબ્દ માત્ર ત્રણ અર્થમા જ વપરાય છે
શ્રીગારુડવિષે કહ્યુ છે કે आनन्तर्येऽधिकारे च मङ्गलार्थे तथैव च । अ
थशब्दोऽयं शब्दो ह्यत्वर्थं समुदाहृतः ॥ આનંતર્ય, અધિકાર અને મ-
ગલ એ ત્રણ અર્થમા જ અથશબ્દ વપરાય છે તેથી આ અથશ-
બ્દનો આનંતર્ય, મગલ અને અધિકાર એટલે આરભ એ ત્રણ-
માથી કયો અર્થ છે તે વિચારવાનુ છે

(૧) ત્યા આનંતર્ય અર્થ તો નથી આનંતર્યના બે અર્થ થા-
યછે જે એક પદાર્થ અન્ય પદાર્થથી ભિન્ન હોય તે તેનાથી અન-
ન્તર કહેવાય છે જેમ અશ્વથી ગાય અનતર છે એટલે ભિન્ન

યોગ્ય છે, કારણ કે આ આરંભક સૂત્ર છે તેથી એની પૂર્વે કોઇ પણ અર્થ પ્રકૃત નથી તેથી અથશબ્દથી અર્થાનન્તરરૂપ અર્થ પણ લેવાય એમ નથી તેથી એ સિદ્ધ થયું કે મુખ્ય અને ગૌણ બનેમાંથી કોઇપણ અર્થમાં અથશબ્દનો અર્થ આનન્તર્ય નથી.

(૨) અથ શબ્દનો બીજો અર્થ મંગલ છે તે પણ આ સ્થળે લેવાય એમ નથી કેમકે એ અર્થનો વાક્યાર્થસાથે અન્વય કરી શકાતો નથી શાસ્ત્રારંભે મંગલાચરણ કરવું જોઇએ એ નીતિનું પાલન તો અથ શબ્દના ઉચ્ચારણ વા શ્રવણ માત્રથી થાય છે તેથી તેમાટે પણ અથનો વાચ્યાર્થ મંગલ લેવો નિરર્થક છે સ્મૃતિમા કહ્યુ છે કે ॐकारश्चाथशब्दश्च द्वावेतौ ब्रह्मणः पुरा । कण्ठं भित्त्वा विनिर्यातौ तस्मान्माङ्गलिकावुभौ ॥ ॐकार અને અથ શબ્દ આરંભમા શ્રીબ્રહ્મા ભગવાનના કંઠમાંથી નીકળ્યા છે તેથી એ શબ્દ માંગલિક છે એટલે મંગલરૂપ પ્રયોજનની સિદ્ધિ કરનાર છે આ સ્મૃતિથી અથ શબ્દના ઉચ્ચારણ માત્રથી મંગલની સિદ્ધિ થાય છે એ સિદ્ધ થાય છે તથા શાસ્ત્રારંભે મંગલ નથી કર્યું તેથી એ શાસ્ત્ર વ્યાખ્યા કરવાયોગ્ય નથી એ દોષ પણ દૂર થાય છે. તેથી મંગલાચરણમાટે અથ શબ્દનો અર્થ મંગલ કરવો ઉચિત નથી

(૩) પરિશેષાત્ જે અધિકાર ॥ આરંભરૂપ અર્થ છે તે જ આ સ્થળે લેવાય છે, એટલે અથનો અર્થ આરભ્યતે આરંભાય છે એ થયો. અથનો અર્થ આરંભ સિદ્ધ થવાથી આ સૂત્ર અધિકારસૂત્ર કહેવાય છે એ સૂત્રનો શાસ્ત્રની સમાપ્તિપર્યંત અધિકાર છે.

योगानुशासनम्=योगस्य अनुशासनम्–યોગનું અનુશાસન. अनुशिष्यते व्याख्यायते लक्षणस्वरूपभेदोपायफलैर्येन—લક્ષણ, સ્વરૂપ, ભેદ, ઉપાય અને ફલે કરીને જેનડે વ્યાખ્યાન કરાય છે તે. આ વ્યુત્પત્તિથી અનુશાસનનો અર્થ લક્ષણાદિનો પ્રતિપાદન એટલે વ્યાખ્યાન કરનાર શાસ્ત્ર થાય છે તેથી योगा० એટલે યોગનું વ્યાખ્યાન કરનાર શાસ્ત્ર, અથવા તો યોગાનુશાસન નામનું શાસ્ત્ર. સૂત્રકારે યોગશાસન નહિ કહેતા અનુ પદ વાપર્યું છે તેથી એ સૂચવ્યું છે કે આ શાસ્ત્ર કેવલ અપૂર્વ નથી, પણ યોગનું પ્રતિપાદન કરનાર શ્રીહિરણ્યગર્ભ ભગવાનના કરેલા અતિવિસ્તૃત શાસ્ત્રને અનુસરીને રચેલું છે તેથી આ શાસ્ત્ર આદ્યોચ્ચારણાત્મક શાસનરૂપ નથી પણ અનુશાસનરૂપ છે. યાજ્ઞવલ્ક્યસંહિતામા કહ્યું છે કે हिरण्यगर्भो योगस्य वक्ता नान्यः पुरातनः —યોગના આદ્યવક્તા શ્રીહિરણ્યગર્ભ છે અન્ય કોઈ નથી.

અનુશાસન પદ વાપરવાથી આ શાસ્ત્ર શ્રીહિરણ્યગર્ભપ્રણીત શા-

અને અનુસરીને રચાયેલુ છે એ બતાવ્યુ છે અને તેથી એ પદથી 'આ શાસ્ત્ર ગુરુમૂલક નહિ હોવાથી અનારભ્ય છે એ આક્ષેપનુ પણ સનમારે ખડન કર્યું છે

આથી સૂત્રનો અર્થ એ થયો કે યોગાનુશાસનમ્ આરભ્યતે યોગનુ અનુશાસન કરનાર શાસ્ત્ર આરભાય છે અથવા અહિથી અધિકૃત થયુ જાણવુ આ અધિકારસૂત્રથી શાસ્ત્રના અનુબંધચતુષ્ટયનુ પણ સૂચન થાય છે ત્યા વ્યુત્પાદકનો વ્યાપાર સાધનવિષયક હોય છે તેથી આરભ્યરૂપે પ્રતિજ્ઞાત થએલા આ યોગાનુશાસનનુ કર્મ યોગ હોવાથી આ શાસ્ત્રનો પ્રતિપાદ્ય વિષય યોગ છે એ સિદ્ધ થાયછે ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગથી સિદ્ધ થતી ઋતભરા પ્રજ્ઞા તથા ક્લેશાદિ દગ્ધબીજ થવાથી સિદ્ધ થતી વિદેહમુક્તિ એ આ શાસ્ત્રના ફલ છે તે ફલની ઇચ્છાથી યોગની જિજ્ઞાસા રાખનાર માણસ અધિકારી છે વિષયનો તથા શાસ્ત્રનો પ્રતિપાદ્યપ્રતિપાદકભાવ સબધ છે, ફલસાથે પ્રાપ્યપ્રાપકભાવ સબધ છે વગેરે

આ પ્રમાણે આ પ્રથમ સૂત્રથી યોગાનુશાસન નામનુ શાસ્ત્ર આરભ્ય છે એ પ્રતિજ્ઞા કરી એ શાસ્ત્રનો વિષય યોગ છે, તો યોગ એટલે શુ એ પ્રશ્ન થાયછે તેનો ઉત્તર આપવાને તેનુ લક્ષણ કરવાની ઇચ્છાથી સૂત્રકાર દ્વિતીય તૃતીય સૂત્રનો આરભ કરે છે

અહિ એ આક્ષેપ કરાયછે કે એ લક્ષણપ્રતિપાદક સૂત્રો વ્યર્થ છે કેમકે યોગનુ લક્ષણ કરવા કશી આવશ્યકતા નથી યોગ શબ્દનો અર્થ વ્યાકરણથી સ્પષ્ટ જણાઈ આવેછે એ શબ્દ સમાધિવાચક યુજ્ ધાતુપરથી વ્યુત્પન્ન થયો છે તેથી સમાધિરૂપ અર્થને વ્યુત્પત્તિમાત્રથી બોધન કરેછે અર્થાત્ વ્યુત્પત્તિમાત્રથી એનો અર્થ સમજાય છે તો પછી લક્ષણની શુ આવશ્યકતા છે? કંઈ જ નહિ

એનો ઉત્તર એ કે યોગ્ય વિચારથી યોગનુ લક્ષણ આવશ્યક જ ઠરે છે કારણ કે પ્રથમ તો વ્યાકરણરૂપ પ્રમાણ લઈએ તો તેથી પણ યોગનો શો અર્થ છે તે નિશ્ચિત થતો નથી યોગ શબ્દ યુજ્ ધાતુપરથી સિદ્ધ થાયછે એ વાત ખરી છે પણ યુજ ધાતુ જેમ સમાધિવાચક છે તેમ જ સયોગવાચક પણ છે તેથી આ યોગશબ્દ સમાધિવાચક યુજ ધાતુપરથી આવેછે કે સયોગવાચક યુજિર્ ધાતુપરથી આવેછે અર્થાત્ યોગનો અર્થ સમાધિ છે કે સયોગ છે એ વ્યાકરણમાત્રથી નિશ્ચય કરી શકાય એમ નથી તેથી એ સશય દૂર કરવા યોગનુ લક્ષણ કરવુ આવશ્યક છે કદાચ

લઈએ કે યોગ શબ્દ સમાધિનો વાચક છે તો તેટલાથી પણ

નિર્વાહ થાય એમ નથી. સમાધિ એટલે એકાગ્રતા, અને એકાગ્રતા તો મધુમતી, મધુપ્રતીકા, વિશોકા અને સંપ્રજ્ઞાતરૂપ ચિત્તની ચારે અવસ્થામાં છે તેથી એકાગ્રતારૂપ અર્થ યોગનો લઇએ તો યોગત્વની ફક્ત ચારે ભૂમિકામા પ્રાપ્તિ આવે. પણ તે વિવક્ષિત નથી. તેમ જ સમાધિનો અર્થ એકાગ્રતા માત્ર છે પણ તે યત્કિંચિત્ એકાગ્રતા કે પરિપૂર્ણ એકાગ્રતા જ છે એ નિશ્ચય થતું નથી, તેથી સામાન્યરૂપે એકાગ્રતા જ ગ્રહણ કરાય છે. તો તેથી ચિત્તની ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરુદ્ધ એ (દ્વિતીય સૂત્રની વ્યાખ્યામા કહેવામા આવતી) પાંચે, ભૂમિકામા કંઇ કંઇ પણ એકાગ્રતા હોવાથી યોગત્વની પ્રાપ્તિ આવે. એ પાંચે ભૂમિકામા યત્કિંચિત્ વૃત્તિનિરોધ વા એકાગ્રતા વિદ્યમાન છે, જેમકે ક્ષિપ્તભૂમિકામા નિદ્રાવૃત્તિ તથા સાત્વિકવૃત્તિનો અભાવ છે, મૂઢભૂમિકામા સાત્વિક તથા રાજસવૃત્તિનો નિરોધ છે વગેરે તેથી યોગનો અર્થ સમાધિ લઇએ તો એ પાંચે ભૂમિકામા યોગત્વની પ્રસક્તિ આવે છે પણ તે નિર્વાદિત નથી. તેથી પણ યોગનું લક્ષણ કરવુ આવશ્યક છે

આ પ્રમાણે યોગનુ લક્ષણ આવશ્યક સિદ્ધ થાયછે તેથી તે કરવાને સૂત્રકાર ઉત્તર બે સૂત્રો રચેછે તેમા પ્રથમ કહેછે કે—

**योगश्चित्तवृत्तिनिरोध ॥ २ ॥**

સૂત્રાર્થ—યોગ એટલે ચિત્તવૃત્તિનો નિરોધ અથવા ચિત્તવૃત્તિની સંસ્કારશેષરૂપ અવસ્થા.

આ સૂત્રથી યોગનુ ×લક્ષણ બનાવ્યુ છે. ત્યાં योगः એ લક્ષ્યનો નિર્દેશ કરનાર પદ છે અને चित्त० એ લક્ષણનો નિર્દેશ કરનાર પદ છે.

---

× જે વસ્તુ વા પદાર્થનું લક્ષણ કરવાનું હોય છે તે લક્ષ્ય કહેવાય છે જેમ મનુષ્યનુ લક્ષણ કરવાનુ હોય ત્યારે મનુષ્ય પદાર્થ લક્ષ્ય છે એ લક્ષ્યમાં રહેલો જે અસાધારણ ધર્મ તે લક્ષણ કહેવાય છે જેમ મનુષ્યમાં રહેલો મનુષ્યત્વરૂપ ધર્મ અસાધારણ એટલે લક્ષ્યને સજાતીય તથા વિજાતીય પદાર્થમાત્રથી વ્યાવૃત્ત કરનારો જેમ મનુષ્યત્વ ધર્મ ચેતન પદાર્થરૂપ અન્ય પ્રાણીઓ જે મનુષ્યના સજાતીય કહેવાય તેનાથી તથા જડ પદાર્થરૂપ ઘટપટાદિ પદાર્થો જે જડ હોવાથી મનુષ્યથી વિજાતીય કહેવાય તેનાથી પોતાના આશ્રયરૂપ લક્ષ્ય મનુષ્યને વ્યાવૃત્ત કરનાર હોવાથી લક્ષ્યનિષ્ઠ અસાધારણ ધર્મ છે. એ

વૃત્તિઓનો નિરોધ—તે યોગ કહેવાય છે. નિરોધના સાધારણ અર્થ અભાવ તથા એકાગ્રતા છે. પણ આ સ્થળે એ બે તેમાંથી એકે સેવાય એમ નથી. જો અભાવરૂપ અર્થ લઇએ તો ચિત્તવૃત્તિનો અભાવ તે યોગ થયો. એ તો સર્વથા સિદ્ધ છે કે અભાવથી ભાવની ઉત્પત્તિ થતી નથી. તેથી જો અભાવરૂપ યોગ હોય તો એમાંથી ભાવની ઉત્પત્તિ નહિ થાય, પણ આગળ એવું કહેવામાં આવશે કે એ નિરોધરૂપ યોગ સ્વસંસ્કારને ઉત્પન્ન કરેછે, એટલે સંસ્કારરૂપ ભાવ પદાર્થને ઉત્પન્ન કરેછે. જો યોગનો અર્થ અભાવ લઇએ તો એ અયુક્ત ઠરે તેથી નિરોધનો અર્થ અભાવ લેવો યોગ્ય નથી. તેમ જ જો યોગનો અર્થ એકાગ્રતા લઇએ તો ચિત્તવૃત્તિની એકાગ્રતા એટલે સમાધિ તે યોગ થયો પણ સમાધિને તો આગળ સૂત્રકારે યોગના અંગરૂપ ગણી છે તેથી જો એકાગ્રતા અર્થ લઇએ તો અંગ એ જ અંગી થાય તેથી અંગાંગિ વ્યવહાર અયુક્ત ઠરે તેથી એ અર્થ પણ સેવાય એમ નથી તેથી निरुद्ध्यन्ते अस्याम् જેમાં નિરોધ થાયછે તે અવસ્થા—એ વ્યુત્પત્તિથી નિરોધનો અર્થ વૃત્તિના અભાવવાળા ચિત્તની અવસ્થાવિશેષ એ લેવો યોગ્ય છે. નિરોધનો જે સાધારણ અર્થ અભાવ થાયછે તેમાં ને આ અર્થમાં ઝાઝો ફેર નથી કેમકે આ શાસ્ત્રમાં અભાવને અધિકરણરૂપ જ માન્યો છે, અર્થાત્ અભાવ અધિકરણથી પૃથક્ પરંતુ માન્યો નથી તેથી ચિત્તવૃત્તિનો અભાવ એ ખરું જોતાં એ મતપ્રમાણે ચિત્તની અવસ્થાવિશેષરૂપ જ છે તથાપિ અભાવ અર્થ લેવાથી અભાવને પ્રાધાન્ય પ્રાપ્ત થાયછે અને અભાવવાળી અવસ્થા લેવાથી અવસ્થારૂપ ભાવરૂપ અર્થને પ્રધાન્ય આવે છે, તેથી વૃત્તિના અભાવવાળી અવસ્થા યોગનો અર્થ લઇએ ત્યારે એ અવસ્થા ભાવરૂપ અર્થ હોવાથી સંસ્કારરૂપ ભાવ અર્થને ઉત્પન્ન કરી શકે એમ કહેવામાં કશો દોષ નથી. તેથી ચિત્તવૃત્તિ॰ નો એ અર્થ સિદ્ધ થયો કે બુદ્ધિસત્ત્વના પરિણામરૂપ વૃત્તિઓના અભાવવાળી ચિત્તની અવસ્થાવિશેષ, અર્થાત્ સંસ્કારશેષ અવસ્થા.

ઉપર નિરોધરૂપ યોગનો અર્થ એકાગ્રતા નથી, એમ કહ્યું તેથી એ શંકા થાય છે કે, જ્યારે એકાગ્રતારૂપ સમાધિ યોગનો અર્થ નથી ત્યારે એને યોગ કેવી રીતે કહેવાય, કેમ કે યોગ શબ્દ

---

મનુષ્યરૂપ લક્ષ્યની સજાતીય પદાર્થથી વ્યાવૃત્તિ નહિ થાય. તેથી એ અતિવ્યાપ્ત ધર્મ યથાર્થ લક્ષણ નથી. ખરું જોતાં લક્ષણના વિશેષણથી જ આ સર્વે દોષથી રહિતપણું નીકળે છે તથાપિ સ્પષ્ટાર્થે એ દોષોને અત્ર પૃથક્ કરી વર્ણવ્યા છે. પ્રકૃતસ્થળે યોગ એ લક્ષ્ય છે તથા ચિત્તવૃત્તિનિરોધત્વ એ લક્ષણ છે.

એટલે વિક્ષેપના કારણભૂત જે રજોગુણ તેના લેશમાત્રથી પણ રહિત થવાથી જ્યારે ચિત્તસત્વ પોતાના સ્વભાવસિદ્ધ પ્રસાદાદિરૂપે સ્થિત થાયછે અને તેથી જ્યારે સત્વરૂપ બુદ્ધિ તથા પુરુષરૂપ આત્મા જે અસંત વિલક્ષણ છે તે એના ભેદજ્ઞાનરૂપ જે વિવેકસાક્ષાત્કાર તે જ માત્ર વૃત્તિ જેની રહે છે એવું થાય છે, અર્થાત્ જ્યારે ચિત્તસત્વ જેને યોગી લોકો એક પ્રસંખ્યાન અથવા તત્વજ્ઞાન કહેછે તે ધર્મમેઘરૂપ સમાધિને જ માત્ર પ્રિય માની સેવતું પ્રતીત થાયછે ત્યારે તે ચિત્તસત્વ એકાગ્ર થયું કહેવાય છે. એકાગ્ર એટલે એક છે અગ્ર જેનું, એટલે જેમ નિવાત સ્થળે રહેલા દીપકની એક અખંડિત શિખા ચાલી રહે છે તેમ જેની વિવેકસાક્ષાત્કારરૂપ વૃત્તિ અખંડિત રીતે ચાલી રહેલી છે તે. (૫) જ્યારે વિવેકખ્યાતિરૂપ વૃત્તિસહિત ચિત્તસત્વની સમગ્ર વૃત્તિઓ પોતામાં લીન થઈ જાય છે ત્યારે, તે વૃત્તિમાત્રના અભાવવાળું થયેલું સંસ્કારશેષ ચિત્ત નિરુદ્ધ કહેવાય છે.

આ પ્રમાણે પાંચ પ્રકારનાં ચિત્ત હોયછે અર્થાત્ ચિત્તસત્વની પાંચ ભૂમિકા હોય છે. એ સર્વે ભૂમિકામાં યતકિંચિત્ વૃત્તિનિરોધ તો છે. તથાપિ એ પાંચે ભૂમિકામાંનો વૃત્તિનિરોધ યોગપદથી સંગ્રાહ્ય નથી; પણ માત્ર છેલ્લી બે ભૂમિકામાંનો વૃત્તિનિરોધ ગ્રાહ્ય છે, કેમકે એ વૃત્તિનિરોધ જ જીવન્મુક્તિ તથા વિદેહમુક્તિને પમાડનાર છે. ત્યાં એકાગ્ર ભૂ[illegible] છે. અને નિરુદ્ધ [illegible]

પ્રજ્ઞાતયોગ યથાર્થ [illegible]

કર્મબંધનને શિથિલ કરેછે તથા ચિત્તને નિરોધના અભિમુખ કરેછે તેથી એ સંપ્રજ્ઞાતયોગથી તત્વજ્ઞાન તથા જીવન્મુક્તિ ફલ થાય છે. એ સંપ્રજ્ઞાતયોગમાં જે વિવેકખ્યાતિરૂપ એક વૃત્તિ અનિરુદ્ધ હોયછે તે પણ વૃત્તિ હોવાથી અનાત્મ છે, તેમ તેને ગણીને પરવૈરાગ્યના બલથી રોકી દેવાયછે ત્યારે વૃત્તિમાત્રનો નિરોધ થવાથી ચિત્ત સંસ્કારશેષ થઈ અંતે પોતાના કારણમાં લય પામી જાયછે, જેથી વ્યુત્થાનસમયે ચિત્તસત્વમાં પોતાના પ્રતિબિંબને અર્પણ કરવાથી તદ્રૂપ જાણે થયેલો હોય એવો દેખાતો અપરિણામી ચિતિશક્તિરૂપ પુરુષ, ચિત્તસત્વના અભાવે પ્રતિબિંબનિમિત્તનો અભાવ હોવાથી પોતે શુદ્ધ સ્વરૂપે સ્થિત થયો એમ કહેવાય છે. એ પુરુષના સ્વરૂપાવસ્થાનમાં હેતુરૂપ ચિત્તની સંસ્કારશેષઅવસ્થા અસંપ્રજ્ઞાતયોગ છે. તેથી એ અસંપ્રજ્ઞાત યોગથી ચિત્તનો લય તથા તેથી વિ-

દેહકૈવલ્ય થાયછે.

આ પ્રમાણે તત્ત્વજ્ઞાન તથા જીવન્મુક્તિફલને આપનાર હોવાથી સંપ્રજ્ઞાતયોગ, તથા વિદેહકૈવલ્યને આપનાર હોવાથી અસંપ્રજ્ઞાતયોગ યોગશબ્દથી લક્ષ્ય છે, તથા ક્ષિપ્તાદિ ભૂમિકાત્રયમાંનો વૃત્તિનિરોધ અલક્ષ્ય છે એ સિદ્ધ થાય છે.

આમ લક્ષ્યાલક્ષ્ય વિભાગ સ્પષ્ટ થવાથી હવે સૂત્રોક્ત લક્ષણની પરીક્ષા કરીએ. આ સૂત્રમાં <u>વૃત્તિના નિરોધને યોગ કહ્યો</u> છે, તેથી <u>વૃત્તિનિરોધત્વ એ યોગનું લક્ષણ થયું</u>. એ ધર્મ વા લક્ષણ લક્ષ્યરૂપ સંપ્રજ્ઞાત યોગ તથા અસંપ્રજ્ઞાત યોગ એ બંનેમાં વિદ્યમાન છે; સૂત્રકારે વૃત્તિનિરોધ માત્રને યોગ કહ્યો છે, કંઈ સર્વ વૃત્તિના નિરોધને યોગ કહ્યો નથી. જો સર્વ વૃત્તિના નિરોધને યોગ કહ્યો હોત તો સંપ્રજ્ઞાત યોગમાં અવ્યાપ્તિ આવત. પણ વૃત્તિનિરોધને યોગ કહેવાથી અવ્યાપ્તિ આવતી નથી તેમ જ એ લક્ષણ લક્ષ્યમાં રહેલુ છે તેથી અસંભવ પણ નથી આવતો. તેથી એ લક્ષણ અસંભવ અને અવ્યાપ્તિ દોષથી રહિત છે એ સ્પષ્ટ દેખાય છે. તથાપિ જો આ સૂત્રમાં કહેલા લક્ષણને યોગનું સંપૂર્ણ લક્ષણ લઈએ તો અતિવ્યાપ્તિ આવે છે. કેમકે સંપ્રજ્ઞાત યોગમાં આવતી અવ્યાપ્તિ અટકાવવા સર્વવૃત્તિનિરોધ તે યોગનો અર્થ લેવાય એમ નથી, તેથી યત્કિંચિત્ વૃત્તિનિરોધ યોગનો અર્થ થયો. અને યત્કિંચિત્ વૃત્તિનિરોધ તો ક્ષિપ્તાદિભૂમિકામાં પણ છે, તેથી વૃત્તિનિરોધત્વરૂપ લક્ષણ સ્પષ્ટ રીતે અતિવ્યાપ્ત છે. તેને માટે આ સૂત્રથી યોગનું સંપૂર્ણ લક્ષણ કર્યું છે એમ લેવું યોગ્ય નથી, પણ આ સૂત્રથી માત્ર વિશેષ્ય બતાવ્યો છે અને ઉત્તર સૂત્રથી અવશિષ્ટ રહેલુ લક્ષણ પૂર્ણ કર્યું છે. ઉત્તર સૂત્રમાં तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम्—તે સમયે દ્રષ્ટા પુરુષ પોતાના શુદ્ધ સ્વરૂપે સ્થિતિ પામેછે એમ કહ્યુ છે; તેથી એ સૂત્રથી એ નીકળ્યું કે દ્રષ્ટા પુરુષના સ્વરૂપાવસ્થાનમાં હેતુરૂપ આ યોગ છે. તેથી બંને સૂત્રો મળી યોગનું સંપૂર્ણ લક્ષણ એ સિદ્ધ થયું કે <u>द्रष्टुः स्वरूपावस्थानहेतुत्वे सति वृत्तिनिरोधत्वं योगत्वम्।</u> <u>દ્રષ્ટા પુરુષની સ્વરૂપે અવસ્થિતિ થવામાં હેતુરૂપ જે ચિત્તવૃત્તિનિરોધ તે યોગ</u> આ પ્રમાણે લક્ષણ લેવાથી પ્રદર્શિત અતિવ્યાપ્તિ દૂર થાયછે, કેમકે આદ્ય ત્રણ ભૂમિકામાંનો વૃત્તિનિરોધ પુરુષની સ્વરૂપાવસ્થિતિમાં હેતુરૂપ નથી તેથી નિરૂપિત લક્ષણથી વ્યાપ્ત થતો નથી. એ લક્ષણમાં પણ અસંભવ અને અવ્યાપ્તિ દોષ નથી કેમકે અસંપ્રજ્ઞાત યોગ પુરુષના સ્વરૂપાવસ્થાનમાં સાક્ષાત્ હેતુ છે અને સંપ્રજ્ઞાતયોગ અસંપ્રજ્ઞાતનો હેતુ હોવાથી પ-

સમાધિવાચક યુજ્ ધાતુપરથી વ્યુત્પન્ન થાયછે તેથી સમાધિવાચક છે એનો ઉત્તર એ કે સમાધિ તથા યોગમા કશો અંતર નથી. પણ સમાધિરૂપ અંગનો અતિશય તે જ સંપ્રજ્ઞાત યોગ છે, તેથી એ સંપ્રજ્ઞાત યોગમા તો સ્પષ્ટ રીતે એકાગ્રતા હોવાથી યુજ્ ધાતુનો અર્થ અનુગત થાય છે જે અસંપ્રજ્ઞાત યોગ છે તેમા એકાગ્રતા નથી તથાપિ અંગ અને અંગિની અભેદ વિવક્ષાથી એને ઉપચારથી યોગ સંજ્ઞા આપવામા આવેછે તેથી અદોષ છે

આ સૂત્રથી એ લક્ષણ કરયુ કે જે ચિત્તવૃત્તિઓનો નિરોધ તે યોગ અથવા યોગશબ્દ યૌગિક અર્થમા પ્રવર્તતો નથી પણ ચિત્તવૃત્તિનિરોધત્વ એ જ એ શબ્દનુ પ્રવૃત્તિનિમિત્ત છે તેથી બને યોગમા આ નિરોધ હોવાથી યોગસંજ્ઞા યોગ્ય જ છે એ લક્ષણની પરીક્ષા માટે (પૂર્વે કહેલા દોષથી રહિત લક્ષણ છે કે નહિ એ વિચારમાટે) પ્રથમ શુ લક્ષ્ય છે અને શુ અલક્ષ્ય છે એ સમજવુ જરૂરનુ છે, એટલે ચિત્તની કયી કયી અવસ્થાઓ યોગ શબ્દથી લક્ષ્ય છે અને કયી અવસ્થાઓ અલક્ષ્ય છે એ જાણવુ જોઇએ તો ચિત્તની પાચ અવસ્થાઓ હોયછે (૧) ક્ષિપ્તાવસ્થા, (૨) મૂઢાવસ્થા, (૩) વિક્ષિપ્તાવસ્થા, (૪) એકાગ્ર અવસ્થા અને (૫) નિરુદ્ધાવસ્થા આ અવસ્થાના ભેદથી ચિત્ત ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરુદ્ધ એ પાચ પ્રકારના થઇ શકેછે

અહિ એ પ્રશ્ન થાય છે કે ચિત્ત તો સર્વ એક જ પ્રકારના કહેવાયછે એની પાચ અવસ્થા વા પાચ પ્રકાર કેવી રીતે થઇ શકે? એનો ઉત્તર આ પ્રમાણે કે ચિત્તમા પ્રકાશ અથવા તત્ત્વજ્ઞાનરૂપ પ્રખ્યા પ્રસાદ લાઘવ વગેરે ગુણો જોવામા આવેછે તેમ જ ચકર્મરૂપ પ્રવૃત્તિ પરિતાપ, શોક વગેરે ગુણો, ઉતથા પ્રકાશ અને પ્રવૃત્તિના પ્રતિબંધરૂપ સ્થિતિ, ગૌરવ આવરણ વગેરે ગુણો જોવામા આવે છે તો પ્રખ્યા, પ્રસાદાદિ ગુણો સત્ત્વગુણના છે, પ્રવૃત્તિ, પરિતાપાદિ ધર્મો રજોગુણના છે, અને સ્થિતિ ગૌરવાદિ ધર્મો તમોગુણના છે એ શ્રીમદ્ ભગવદ્ગીતાના ૧૪ મા અધ્યાયના तत्र सत्त्वं निर्मलत्वात् प्रकाशकमनामयम् । सुखसङ्गेन बध्नाति ज्ञानसङ्गेन चानघ ॥ હે નિષ્પાપ અંતકરણવાળા! ત્યાં સત્ત્વ સ્ફટિકમણિમમાન સ્વચ્છ હોવાથી પ્રકાશધર્મવાળુ તથા શાન્ત છે માટે પોતાના કાર્યરૂપ સુખ તથા જ્ઞાનમા પુરુષનો સંગ કરાવી બંધન કરેછે—ઇત્યાદિ શ્લોકો વગેરે પ્રમાણોથી નિશ્ચય થાયછે અહિ એ શંકા થાય છે કે સત્ત્વ, રજસ અને તમસ્ એ ત્રણ ગુણો છે

તો પછી એ ગુણો પ્રકાશ, ક્રિયા અને સ્થિતિ વગેરે ગુણોના આશ્રય કેવી રીતે થઇ શકે? એનો ઉત્તર એ કે સત્ત્વાદિને જે ગુણસંજ્ઞા આપવામાં આવે છે તે પારિભાષિક છે. એ ગુણ શબ્દનો અર્થ ધર્મ નથી. સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ પ્રકારનાં દ્રવ્યો છે તથાપિ જેમ બંધન કરનાર રજ્જુના તંતુઓને ગુણ કહે છે તેમ ચિત્તના અવયવરૂપ આ ત્રણ દ્રવ્યો પણ પુરુષને બંધન કરનાર હોવાથી ગુણ કહેવાય છે. તેથી એ ત્રણ દ્રવ્યરૂપ હોવાથી પ્રકાશાદિ ગુણોના આશ્રયરૂપ હોઇ શકે એ અદોષ છે. ચિત્તમાં પ્રકાશ, પ્રવૃત્તિ અને સ્થિતિરૂપ અનુક્રમે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ દ્રવ્યોના ગુણો જોવામાં આવે છે તેથી ચિત્ત એક છતાં આ ત્રણ દ્રવ્યોથી બનેલું છે એ સિદ્ધ થાય છે એ દ્રવ્યો સર્વે ચિત્તમાં એક સરખે અંશે રહેલાં નથી પણ ન્યૂનાધિકભાવથી રહેલાં છે. તેથી યદ્યપિ ચિત્તમાત્ર ઉક્ત ત્રણ દ્રવ્યોનું બનેલું હોવાથી એક પ્રકારનું છે તોપણ તેના અવયવરૂપ એ ત્રણ દ્રવ્યોના ન્યૂનાધિક અંશને લીધે તથા ગુણપ્રધાનભાવને લીધે ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરુદ્ધ એ પાંચ પ્રકારનું કહેવાય છે તે યોગ્ય છે. ત્યાં (૧) યદ્યપિ ચિત્ત પ્રધાનપણે સત્ત્વગુણનું કાર્ય હોવાથી પ્રખ્યા વા પ્રકાશ ધર્મવાળું છે તથાપિ જ્યારે પ્રધાનપણે રજોગુણ અને તમોગુણથી સંસૃષ્ટ થાય છે ત્યારે અણિમાદિ ઐશ્વર્ય તથા શબ્દાદિ પાંચ વિષયને જ પ્રિય માને છે અને તેથી સંનિહિત તથા વ્યવહિત વિષયો તરફ જ રજોગુણથી પ્રેરાયેલું રહે છે. આ પ્રકારનું રજોગુણથી વિષયમાં જ વૃત્તિવાળું ચિત્ત ક્ષિપ્ત કહેવાય છે. સાધારણ રીતે દૈત્યદાનવોનું ચિત્ત સદા આવું હોય છે. (૨) જ્યારે તમોગુણની અધિકતાથી કૃત્યાકૃત્યને ન જાણનાર થવાથી ચિત્તસત્ત્વ અધર્મ, અજ્ઞાન, અવિરતિ અને અનૈશ્વર્યવાળું થઈ રહેછે ત્યારે તે મૂઢ કહેવાય છે. સાધારણરીતે રાક્ષસ, પિશાચવગેરેનું ચિત્ત સદા આવું હોય છે, (૩) સત્ત્વગુણના આધિક્યથી જેનું મોહરૂપ આવરણ જતું રહ્યું છે અને તેથી જે સર્વ વિષયવિષે વૃત્તિવાળું થયું છે એવું, તથા રજોગુણના લેશથી સંપૃક્ત હોવાથી, જે ધર્મ, જ્ઞાન, વિરાગ અને ઐશ્વર્યવાળું હોય છે તે ચિત્તસત્ત્વ વિક્ષિપ્ત કહેવાય છે. યથાર્થરીતે આ પ્રકારનું ચિત્ત શ્રીહિરણ્યગર્ભ ભગવાન વગેરે દેવતાઓનું પ્રાયશઃ સદા રહે છે. (૪) શુદ્ધ સાત્ત્વિક થવાથી જ્યારે ચિત્તસત્ત્વ એક જ વિષયમાં ઘણા લાંબા કાળપર્યન્ત નિવાત સ્થળે રહેલા દીપકની માફક અચંચલ થઇ રહેછે ત્યારે તે એકાગ્ર કહેવાયછે;

રંપરાથી હેતુરૂપ છે. તેથી એ બંને પ્રકારના યોગમાં નિરૂપિત લક્ષણ છે અર્થાત્ અસંભવ વા અવ્યાપ્તિ પણ નથી. તેથી એ નિર્દોષ લક્ષણ છે એ સિદ્ધ થાય છે. આ સૂત્રમાં તો એ લક્ષણનો એક મુખ્યભાગમાત્ર કહ્યો છે.

હવે ઉપરના લક્ષણનો એક બીજો કહેવો અવશિષ્ટ છે, તથા એ પ્રકારનાં યોગથી શું પુરુષાર્થ સિદ્ધ થાય છે એ પણ બતાવવું અવશિષ્ટ છે કેમકે યોગ નિષ્ફળ હોય તો તેને માટે સાધકે અતિકષ્ટ કરવા કંઈ પ્રયોજન નથી, અર્થાત્ એમ હોય તો યોગવિષયની ચર્ચા પણ અતિ ઉપયોગી નહિ ઠરે, તેથી યોગનું ફલ કહેવું આવશ્યક છે. તેમ જ આ સૂત્રમાં યોગને ચિત્તવૃત્તિના નિરોધરૂપ કહ્યો પણ ચિત્ત તથા વૃત્તિનું સ્વરૂપ વગેરે કંઈ કહ્યું નથી. તેથી એ પ્રતિપાદન પણ અવશિષ્ટ છે. એમાંથી ચિત્તપદની વ્યાખ્યા કરવાને તથા શેષ લક્ષણનું તથા યોગના ફલનું પ્રતિપાદન કરવાને શ્રીસૂત્રકાર કહે છે કે

तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम् ॥ ३ ॥

સૂત્રાર્થઃ—વ્યુત્થાન દશામાં દસ્વરૂપ વૃત્તિના યોગથી દ્રષ્ટૃત્વધર્મવાળો મનાતો શુદ્ધ ચિતિશક્તિરૂપ પુરુષ અસંપ્રજ્ઞાત યોગકાળે પોતાના સ્વભાવસિદ્ધ નિર્વિશેષ ચિન્માત્ર સ્વરૂપે સ્થિત થાયછે.

तदा—યોગકાળે.

द्रष्टुः—દ્રષ્ટા પુરુષનું. દ્રષ્ટાનું વ્યાખ્યાન સૂત્રકાર જ દ્વિતીય પાદમાં કરેછે તેથી આ સ્થળે અધિક વિવેચન કરવું આવશ્યક નથી. स्वरूपेऽवस्थानम्=સ્વરૂપે એટલે પોતાના સ્વભાવસિદ્ધ નિર્વિશેષ ચિતિશક્તિસ્વરૂપે, રહેવું તે.

---

૧ શ્રીવાચસ્પતિમિશ્ર આ દ્વિતીય સૂત્રથી જ યોગનું સંપૂર્ણ લક્ષણ કર્યું છે એમ લે છે, અને તેમ લેવામાં જે અતિવ્યાપ્તિ આવે છે તે દૂર કરવા શ્રીપાતંજલ ભાષ્યમાંની क्षीणोति च क्लेशान्—અવિદ્યાદિ ક્લેશોને ક્ષીણ કરે છે, એ પંક્તિમાંથી, વૃત્તિનિરોધત્વરૂપ લક્ષણને क्लेशक्षयहेतुत्वे सति—ક્લેશક્ષયના હેતુરૂપ હોઇને એ વિશેષણથી વિશિષ્ટ કરેછે. તેથી क्लेशक्षयहेतुत्वे सति वृत्तिनिरोधत्वं योगत्वम्—ક્લેશક્ષયના હેતુરૂપ, વૃત્તિઓનો નિરોધ તે યોગ એમ સંપૂર્ણ લક્ષણ કરેછે. તથાપિ જ્યાં સુધી સૂત્રથી જ સમાધાન થતું હોય ત્યાં સુધી બહારથી હેતુ શોધવા જવાની આવશ્યકતા નથી તેથી ઉપરની વ્યાખ્યામાં સૂત્રથી જ સમાધાન આપ્યું છે.

આ સૂત્રથી એ કહ્યું કે અસંપ્રજ્ઞાત યોગકાળે પુરુષ પોતાના શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવે સ્થિત થાયછે. અર્થાત્ જોતાં પુરુષ સદા સર્વદા મુક્ત જ છે તથાપિ ચિત્તરૂપ ઉપાધિમાં સંબંધથી બદ્ધાવસ્થાને પામ્યો કહેવાય છે તથા એ ચિત્તનો અપાય થયે ઉપાધિનો નાશ થવાથી મુક્તાવસ્થાને પામ્યો કહેવાયછે. જેમ સ્ફટિકમણિ જાતે સદા શુદ્ધ છે તથાપિ જપાકુસુમઉપાધિના સંનિધાનથી તદ્રૂપ થયેલો પ્રતીત થાય છે, તથા તે ઉપાધિને દૂર કરીએ છીએ ત્યારે પુનઃ સ્વસ્વરૂપે થયેલો કહેવાય છે તેમ આ પુરુષ પણ સદા શુદ્ધ સચ્ચિદ્રૂપ છે તથાપિ ચિત્તસત્ત્વના સંનિધાનથી એનો ચિત્તસત્ત્વસાથે અભેદભ્રમ થાયછે, તે અભેદભ્રમવશાત્ ચિત્તસત્ત્વમાં રહેલા બંધમોક્ષ પુરુષમાં આરોપાય છે એટલે ચિત્તસત્ત્વ હોયછે ત્યાંસુધી પુરુષ બદ્ધ કહેવાયછે અને ચિત્તસત્ત્વ પોતાના કારણમાં દગ્ધબીજ થઇ લય પામેછે ત્યારે પુરુષ મુક્ત થયેલો કહેવાયછે. શ્રીકપિલ ભગવાને પણ 'तांत्र-शुरावुपरागोपराग', कुसुमवच्च मणिः ઇત્યાદિ સાંખ્ય સૂત્રોથી એ જ અર્થ કહ્યો છે; જેમ જપાકુસુમના અપાયથી મણિ ( સ્ફટિક ) જેમાં પૂર્વે જપાકુસુમના ધર્મનો આરોપ થતો હતો તે, શુદ્ધ થયો કહેવાયછે તેમ પાંચે પ્રકારની વૃત્તિઓનો નિરોધ થવાથી વૃત્તિમાં રહેલા સુખ દુઃખાદિ ધર્મોનો આરોપ પુરુષમાંથી જતો રહેછે અર્થાત્ પુરુષ પોતાના શુદ્ધ, બુદ્ધ સ્વભાવે સ્થિત થયેલો કહેવાય છે.

આ પ્રકારનું સ્વરૂપે સ્થિત થવું એ પુરુષાર્થ છે, કેમકે જ્યાંસુધી વૃત્તિઓનો સદ્ભાવ છે તથા ચિત્ત દગ્ધબીજ થયું નથી ત્યાંસુધી વૃત્તિમાં રહેલા દુઃખોનો પુરુષમાં ભાસ થાયછે. પણ જ્યારે ચિત્તવૃત્તિઓનો નિરોધ થાયછે ત્યારે પુરુષમાંથી વૃત્તિમાં રહેલા દુઃખોના ભાસનો પણ અભાવ થાયછે, તેથી પુરુષની સ્વસ્વરૂપે સ્થિતિ એ જ સમગ્ર દુઃખોનો આત્યંતિક લય છે અને દુઃખોનો આત્યંતિક લય પુરુષાર્થ છે તેથી એ સ્પષ્ટ સિદ્ધ થાયછે કે પુરુષનું સ્વસ્વરૂપે અવસ્થાન જે કૈવલ્ય કહેવાય છે તે પુરુષાર્થરૂપ છે.

આ પ્રમાણે આ સૂત્રથી યોગથી પુરુષાર્થની અને તે પ્રસંગે શ્રેષ્ઠ પુરુષાર્થની સિદ્ધિ થાયછે એ પ્રતિપાદન કરાય છે. આ સૂત્રથી યોગના લક્ષણની પૂર્તિ કેવી રીતે થાયછે તે તો પૂર્વ, સૂત્રની વ્યાખ્યામાં બતાવ્યું છે. તેમ જ આ સૂત્રથી ચિત્તને માટે એ કહ્યું, કે જે વસ્તુના સદ્ભાવથી પુરુષને બદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે તથા જેની સંસ્કારશેષ અવસ્થા થવાથી શ્રેષ્ઠ પુરુષાર્થરૂપ કૈવલ્યની સિદ્ધિ થાયછે તે વસ્તુ ચિત્ત છે.

આ સૂત્રમાં એ આક્ષેપ થાયછે કે જ્યારે અસંપ્રજ્ઞાતયોગમાંજ પુરુષમાં દુઃખનો અભાવ થાય છે અર્થાત્ પુરુષનું સ્વસ્વરૂપે અવસ્થાન થાયછે ત્યારે એથી અન્ય અવસ્થામાં એટલે વ્યુત્થાનદશામાં પુરુષમાં દુઃખ હોયછે, અથવા પુરુષની અન્યરૂપે સ્થિતિ થાય છે, (અર્થાત્ પરિણામ થાયછે) એ અર્થાત્ સિદ્ધ થાયછે જો એ દોષ અટકાવવાને એમ કહો કે, વ્યુત્થાન દશામાં પણ પુરુષ સ્વસ્વરૂપે જ પ્રકાશે છે તો પછી વ્યુત્થાન અને અસંપ્રજ્ઞાત બન્ને એ અંશમાં સરખી અવસ્થા થઈ, એટલે એ આરૂઢ અવસ્થાથી કંઈ ફલ નથી એમ થયું. આ આક્ષેપનો પરિહાર કરવા સૂત્રકાર કહે છે કે—

## वृत्तिसारूप्यमितरत्र ॥ ४ ॥

**સૂત્રાર્થ**—(સંપ્રજ્ઞાતસહિત) વ્યુત્થાનઅવસ્થામાં જે બુદ્ધિની વૃત્તિ તે પુરુષની વૃત્તિ થઈ રહેલી દેખાયછે.

**इतरत्र**=એટલે અસંપ્રજ્ઞાત દશાથી અન્ય દશામાં આ પદથી સંપ્રજ્ઞાત તથા વ્યાવહારિક દશા એ બન્નેનું ગ્રહણ થાય છે વ્યાવહારિક દશાને વ્યુત્થાન દશા પ્રાયશઃ લોકમાં કહેછે તથાપિ આ સ્થળે સંપ્રજ્ઞાતદશા પણ અસંપ્રજ્ઞાતની અપેક્ષાથી વ્યુત્થાન જ ગણી છે. તેથી इतरत्र એટલે વ્યુત્થાનદશામાં

**वृत्तिसारूप्यम्**=વૃત્તિનું સારૂપ્ય सारूप्यम् નો સાધારણ અર્થ તો સમાન રૂપવાળાપણું છે તથાપિ આ સ્થળે સ નો અર્થ એક વા અભિન્ન છે તેથી सारूप्यम् એટલે એકરૂપતા

આ સૂત્રથી એ કહ્યું કે વ્યુત્થાનદશામાં બુદ્ધિની અને પુરુષની અભિન્ન વૃત્તિઓ હોયછે, એટલે બુદ્ધિની જે વૃત્તિઓ તે જ પુરુષની થઈ રહેલી દેખાયછે વૃત્તિઓ ચિત્ત વા બુદ્ધિસત્ત્વના પરિણામરૂપ છે જેમ દીપકમાંથી શિખા નીકળે છે, જેમ સૂર્યમાંથી અનેક કિરણો નીકળે છે તેમ <u>ત્રિગુણમય ચિત્તમાંથી એના પરિણામવિશેષરૂપ વૃત્તિઓ નીકળેછે</u>, એટલે જેમ શિખા દીપકનો એક પરિણામવિશેષ છે તથા જેમ કિરણો સૂર્યના પરિણામવિશેષ છે તેમ આ વૃત્તિઓ પણ ચિત્તના પરિણામવિશેષ છે. <u>એ વૃત્તિઓ પણ ત્રિગુણાત્મક બુદ્ધિસત્ત્વના પરિણામરૂપ હોવાથી સુખ, દુઃખ અને મોહરૂપ ગુણવાળી છે</u> તથા તેથી અનુક્રમે <u>શાન્ત</u>, <u>ઘોર</u> અને <u>મૂઢ સંજ્ઞાથી ઓળખાયછે</u> એ વૃત્તિઓ ચિત્તના પરિણામરૂપ હોવાથી દ્રવ્યરૂપ છે, ગુણરૂપ નથી કેમકે જો વૃત્તિને ગુણરૂપ લઇએ તો

ગુણ કદાપિ ક્રિયાનો આશ્રય થતો નથી. એ નિયમપ્રમાણે આ વૃત્તિઓ પણ ક્રિયાના આશ્રયરૂપ નહિ થાય. અને તેમ થવાથી એ વૃત્તિઓનું ઇન્દ્રિયગોલકસુધી તથા તદ્દ્વારા પ્રમેય વિષયદેશસુધી જવું નહિ સંભવે. અને આ પ્રમાણે થવાથી પ્રત્યક્ષ નહિ થાય, એટલું જ નહિ પણ પ્રત્યક્ષમૂલક અનુમિતિ હોવાથી અનુમિતિ, તથા એ બન્નેને મૂલ લઇ પ્રવૃત્ત થનાર શબ્દજ્ઞાન પણ નહિ થાય. તેથી વૃત્તિઓ ગુણરૂપ લેવી વિશેષ યોગ્ય નથી. તેમ જ વૃત્તિને ગુણરૂપ લેવાથી શ્રીકપિલપ્રમતાનના માતૃગામમાં તત્વાન્તર વૃત્તિઃ સંબંધાર્થં સર્પતિ—વૃત્તિ અવયવરૂપ નથી, તેમ જ ગુણરૂપ નથી પણ ભિન્ન દ્રવ્યરૂપ છે; કેમકે જ્ઞાનના વિષયસાથે સંબંધ કરવા ગતિવાળી થાયછે,—એ સૂત્રસાથે વિરોધ આવે છે. તેથી વૃત્તિ દ્રવ્યરૂપ છે એ સિદ્ધ થાયછે. એ દ્રવ્યરૂપ વૃત્તિઓ પણ ચિત્તની જ છે, પુરૂષની નથી. કારણકે પુરૂષની વૃત્તિઓ માનીએ તો એ પુરૂષના પરિણામરૂપ દ્રવ્ય થયું તેથી પુરૂષને પરિણામિત્વ પ્રાપ્ત થાયછે. પરિણામિત્વ પ્રાપ્ત થવાથી પુરૂષને કૂટસ્થ નિત્ય કહેનાર શ્રુતિસ્મૃતિઓનો વ્યાકોપ થાયછે, એટલુંજ નહિ પણ પુરુષ વિભુ હોવાથી પુરૂષના સર્વ પ્રદેશમાંથી વૃત્તિઓ નીકળવાની. તેથી યોગે કરીને ચિત્તનો નાશ કરીએ ત્યારે પણ અન્ય સર્વ સ્થળેથી વૃત્તિઓ નીકળતી રહેવાની. જેથી વૃત્તિના સદ્ભાવથી પુરૂષને સુખદુઃખાદિનો ભોગ રહેવાનો; અને એમ થવાથી પુરૂષનો મોક્ષ કદાપિ નહિ થાય અર્થાત્ અનિર્મોક્ષની પ્રાપ્તિ થાય. એ આ દોષના પરિહારમાટે એમ લઇએ કે વૃત્તિઓ પુરૂષની જ છે તથાપિ એ પરિણામો ચિત્તરૂપ નિમિત્ત હોય છે ત્યારે જ થાયછે અને જ્યારે એ ચિત્તસત્વનો યોગથી નાશ થાયછે ત્યારે નિમિત્તરૂપ સહકારિના અભાવથી વૃત્તિરૂપ પરિણામોનો પણ અભાવ થાયછે, તથાપિ એમ માનવામાં ગૌરવ આવેછે. એ મતમાં વૃત્તિપ્રતિ પુરૂષત્વ, ચિત્તત્વ અને સંયોગત્વ એ ત્રણને હેતુ માનવા પડે છે. અને વૃત્તિને ચિત્તના પરિણામરૂપજ માનીએ ત્યારે વૃત્તિપતિ માત્ર ચિત્તત્વને હેતુ માનવો પડે. તેથી જ્યારે એકને હેતુ માન્યાથી નિર્વાહ થઇ શકે છે ત્યારે પછી ત્રણને શા કારણથી હેતુ માનવા જોઇએ? કોઇ પણ વિશેષ પ્રયોજન નથી. 'તું, આત્મા છું', તેથી ચિત્તની વૃત્તિઓ માનીએ તો સુખ, દુઃખ વગેરે ધર્મો ચિત્તના થયા તેથી એ પક્ષમાં હું સુખી (સુખધર્મવાળો), દુઃખી (દુઃખ ધર્મવાળો), કર્તા (કર્તૃત્વ ધર્મવાળો) છું એ પ્રકારનો અનુભવ જે સર્વને થાયછે, તે અનુપપન્ન કરેછે,

અને આત્માની વૃત્તિઓ માનવાથી હું (આત્મા) સુખી, દુઃખી, કર્તા છું એ અનુભવ સંપન્ન કરે છે. તેથી વૃત્તિમત્ત્વ ચિત્તત્વ હેતુ માનવાથી નિર્દોષ બનતો નથી એમ તું આ સ્થળે કહેવું ઉચિત યોગ્ય નથી. કારણ કે હું સુખી છું ઇત્યાદિ પ્રતીતિ શ્રુતિ વગેરે પ્રમાણથી ભ્રાન્ત સિદ્ધ થાય છે; શ્રુતિ કહે છે કે 'સાક્ષી ચેતા કેવલો નિર્ગુણશ્ચ'—આત્મા તો સાક્ષી છે, પ્રકાશક છે વગેરે. તેથી એ ભ્રાન્ત પ્રતીતિની ઉત્પત્તિ આત્માની વૃત્તિઓ માનીએ તો જ નહિ થાય. જ્યારે આત્માની જ વૃત્તિ હોય ત્યારે તો હું સુખી છું ઇત્યાદિ અનુભવ યથાર્થ કરે, પણ ભ્રાન્ત નહિ કરે. જ્યારે વૃત્તિઓ ચિત્તની થઈ ત્યારે જ એ ચિત્તની વૃત્તિઓનો (હું સુખી છું ઇત્યાદિ પ્રતીતિમાં) આત્મામાં મિથ્યા આરોપ હોવાથી એ પ્રતીતિ ભ્રાન્ત છે એમ સિદ્ધ થાય તેથી એ નિર્દોષ સિદ્ધ થાય છે કે એ મતમાં યોગ્ય છે અને પુરુષને પરિણામિત્વ પ્રાપ્ત થાય છે એ દોષ તો છે જ. તેથી વૃત્તિઓ ચિત્તની જ છે. શ્રુતિ પણ 'કામઃ સંકલ્પો વિચિકિત્સા શ્રદ્ધાઽશ્રદ્ધા ધૃતિરધૃતિર્હ્રીર્ધીર્ભીરિત્યેતત્સર્વં મન એવ'—કામ, સંકલ્પ, સંશય, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૈર્ય, અધૈર્ય, લજ્જા, જ્ઞાન, ભય એ સર્વે મનના પરિણામરૂપ હોવાથી મન જ છે ઇત્યાદિ વચનોથી સ્પષ્ટ રીતે ચિત્તની જ વૃત્તિઓ કહે છે તેથી વૃત્તિઓ ચિત્તના જ પરિણામરૂપ છે એ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે મૂળ તો વૃત્તિઓ ચિત્તની જ છે. એ ચિત્તસત્ત્વ સત્ત્વગુણમુખ્ય પ્રધાનપણે કાર્ય હોવાથી સ્વાભાવિક રીતે અતિસ્વચ્છ છે. તેથી તેમાં ચિતિશક્તિરૂપ પુરુષનું પ્રતિબિંબ પડે છે. એ પ્રતિબિંબથી બુદ્ધિસત્ત્વ જાણે કે રંગાઈ જાય છે ને ચેતનવત્ થઈ રહેલું ભાસે છે. સાંખ્યકારિકામાં પણ એ જ અર્થ તસ્માત્ તત્સંયોગાદચેતનં ચેતનાવદિવ લિંગમ્—ચિતિશક્તિરૂપ પુરુષના સંનિધાનથી સ્વરૂપે અચેતન વા જડરૂપ બુદ્ધિસત્ત્વ ચેતનવત્ થઈ રહે છે—ઇત્યાદિ વચનોથી કહ્યો છે. આ પ્રમાણે બુદ્ધિ ચેતનવત્ થઈ રહે છે તેથી બુદ્ધિસત્ત્વ જ પુરુષ છે એ પ્રકારે બુદ્ધિ અને પુરુષનો અભેદભ્રમ થાય છે. એ ભ્રમને લીધે શાન્ત, ઘોર અને મૂઢ એ સંજ્ઞાવાળી બુદ્ધિની વૃત્તિઓ પુરુષની હોય એમ પ્રતીત થાય છે. અર્થાત્ બુદ્ધિની વૃત્તિઓ પુરુષની વૃત્તિઓ થઈ રહેલી દેખાય છે જેમ મલિન દર્પણમાં પ્રતિબિંબિત મુખ મલિન થયેલું ભાસવાથી હું મલિન છું એ પ્રકારે ઉપાધિની મલિનતાનો પોતામાં આરોપ કરી અજ્ઞ લોકો શોક કરે છે, તેમ બુદ્ધિપુરુષનો અભેદભ્રમ થવાથી

બુદ્ધિના ધર્મોનો પણ પુરુષમાં સમારોપ કરાય છે, એ સમારોપ પણ શબ્દાદિ જ્ઞાનની માફક બુદ્ધિસત્ત્વની જ વૃત્તિ છે, પુરુષની નથી. (કેમ, કે પુરુષ તો ઉદાસીન છે). બુદ્ધિની વૃત્તિ હોવાથી એ પણ જડ છે, તથા અનુભવના વિષયરૂપ છે તથાપિ-પુરુષ બુદ્ધિસત્ત્વમાં પ્રતિબિંબિત થાય છે અને તેથી બુદ્ધિ ચેતનરૂપ થઈ રહે છે તેથી-એ સમારોપ જાણે પુરુષમાં રહેલો અનુભવ હોય એમ ભાસે છે-તેથી આ પુરુષ યદ્યપિ સ્વભાવે કરી શુદ્ધ છે, એટલે વિપર્યયથી રહિત છે, અભોક્તા છે, વિવેકખ્યાતિવિનાનો છે, તથાપિ જાણે એ સર્વસહિત હોય એમ અવિદ્યાથી ભાસે છે એ જ પુરુષનું પ્રતિભારૂપ્ય છે, શ્રીપંચશિખાચાર્યે પણ एकमेव दर्शनं ख्यातिरेव दर्शनम् ઇત્યાદિ વચનોથી એ જ અર્થ કહ્યો છે કે વ્યુત્થાનસમયે દર્શનરૂપ બુદ્ધિવૃત્તિ છે એ જ પુરુષવૃત્તિ છે અર્થાત્ અભેદભ્રમ થાય છે જ્યારે અસંપ્રજ્ઞાત યોગ થાય છે ત્યારે ચિત્તની વૃત્તિમાત્રનો નિરોધ થાય છે તથા અને ચિત્તનો પણ નાશ થાય છે તેથી એ સમયે ચિત્તવૃત્તિરૂપ ઉપરાગ જતો રહેવાથી પુરુષ સ્વસ્થ થયેલો કહેવાય છે જેમ જપાકુસુમરૂપ ઉપાધિના યોગથી સ્ફટિક મણિ અસ્વસ્થ થયેલો અવિવેકીને ભાસે છે તથા એ ઉપાધિ દૂર થવાથી સ્વસ્થ થયેલો કહેવાય છે તેમ વ્યુત્થાનસમયે ચિત્તરૂપ ઉપાધિના યોગથી પુરુષ અસ્વસ્થ થયેલ અવિવેકીને ભાસે છે તથા અસંપ્રજ્ઞાત યોગકાળે ઉપાધિના વિલયથી પુરુષ સ્વસ્થ થયો કહેવાય છે

આ વિષયમાં એ શંકા સ્વાભાવિક રીતે થાય છે કે આ શાસ્ત્રમાં પુરુષોને નાના માન્યા છે તથા તે સર્વને વિભુ માન્યા છે તો પછી એક બુદ્ધિસત્ત્વમાં એક પુરુષનું જ પ્રતિબિંબ પડે અથવા એક પુરુષનો જ અભેદભ્રમ થાય અને અન્યનું પ્રતિબિંબ તેમાં ન પડે ~~અથવા અન્યનો અભેદભ્રમ ન થાય~~ એમાં શું નિયામક છે? એનો ઉત્તર એ કે સ્વસ્વામિભાવ સંબંધ નિયામક છે બુદ્ધિસત્ત્વ અયસ્કાન્તમણિ સમાન છે એટલે જેમ અયસ્કાન્ત (લોહચુંબક) લોઢાની સળીને પોતાની તરફ આકર્ષી માણસનો ઉપકાર કરે છે તેમ આ બુદ્ધિસત્ત્વ પણ વિષયોને પોતામાં આકર્ષી પુરુષના દૃશ્ય કરે છે તેથી જેમ લોહચુંબક લોઢામાં ઉપકારે પુરુષનું સ્વ કહેવાય છે તથા તે પુરુષ સ્વામી કહેવાય છે તેમ આ બુદ્ધિસત્ત્વ પણ સ્વ કહેવાય છે તથા પુરુષ તેનો સ્વામી કહેવાય છે યદ્યપિ પુરુષ અપરિણામી છે તેથી વાસ્તવિક રીતે ઉપકાર્ય નથી તોપણ

ક્લિષ્ટાક્લિષ્ટ.—ક્લિષ્ટ અને અક્લિષ્ટ. ત્યાં એક પક્ષે જોતા તો વૃત્તિ માત્ર ત્રિગુણાત્મક હોવાથી બંધનના હેતુરૂપ છે અને તેથી ક્લિષ્ટ છે, તથાપિ કેટલીક વૃત્તિઓ કેવળ દુઃખોત્પાદક હોયછે અને કેટલીક દુઃખોત્પાદક નથી હતી, તેથી પ્રથમ પ્રકારની વૃત્તિઓ ક્લિષ્ટ વૃત્તિઓ ગણાય છે અને દ્વિતીય પ્રકારની અક્લિષ્ટ ગણાય છે. ત્યાં જે વિષયાકાર વૃત્તિઓ છે તે ક્લિષ્ટ છે, કારણ કે એ વૃત્તિઓ ધર્માધર્મની વાસનાના સમુદાયરૂપ કર્માશયનું બીજ છે. વિષયાકાર વૃત્તિથી તૃષ્ણા થાય છે, તૃષ્ણાથી પીડિત જીવ તેને સંતોષવા યત્ન કરેછે; તેમાં અન્યને પીડા વા અનુગ્રહાદિ કર્મો રચેછે; એ અસંખ્ય કર્મોથી ધર્માધર્મના અસંખ્ય સંસ્કાર બંધાયછે; એ સંસ્કારથી જન્મમરણાદિ દુઃખરૂપ સંસારની પ્રાપ્તિ થાય છે. તથા એ જન્મમરણથી પુનઃ વૃત્તિઓ, કર્મ, કર્માશયાદિ બંધાયછે. આપ્રમાણે વિષયાકાર વૃત્તિથી દુઃખધારા સતત ચાલ્યા કરેછે. તેથી જે વિષયાકાર વૃત્તિઓ છે તે ક્લિષ્ટ છે એથી અતિરિક્ત વૃત્તિઓ અર્થાત્ જે વૃત્તિઓથી દુઃખધારાની ઉત્પત્તિ નથી થતી તે વૃત્તિઓ અક્લિષ્ટ છે. એવી વૃત્તિ પ્રધાનપણે તો વિવેકખ્યાતિરૂપ વૃત્તિ છે. કારણ કે એ વૃત્તિ દુઃખને ઉત્પન્ન કરનાર નથી, સત્વાદિ ત્રણ ગુણોના અધિકારને વધારતી નથી પણ અવિદ્યા તથા તન્મૂલક ક્લેશો, તથા તન્મૂલક કર્મ, કર્માશય વગેરેનો નાશ કરી દુઃખનો અત્યન્તોચ્છેદ કરનાર હોવાથી ત્રણ ગુણના અધિકારની વિરોધી છે. આ પ્રમાણે વિવેકખ્યાતિરૂપ વૃત્તિ અક્લિષ્ટ છે અને એમ હોવાથી એ વિવેકખ્યાતિરૂપ વૃત્તિને પમાડનાર જે અભ્યાસ, વૈરાગ્યાદિરૂપ વૃત્તિઓ છે તે પણ અક્લિષ્ટ છે. તેથી એ સ્પષ્ટ થયું કે વિષયાકાર વૃત્તિઓ છે તે ક્લિષ્ટ છે અને જે વિવેકખ્યાતિરૂપ વૃત્તિ છે તથા એ વૃત્તિના સાધનરૂપ જે જે વૃત્તિઓ છે તે સર્વ અક્લિષ્ટ છે અક્લિષ્ટ વૃત્તિમા માત્ર વિવેકખ્યાતિનું ગ્રહણ કરવું ઉચિત નથી પણ તેના હેતુરૂપ અન્ય વૃત્તિઓ પણ અવશ્ય સેવી પડેછે કારણ કે નહિ તો એ વૃત્તિઓના સમહ ન થવાથી સૂત્રમા ન્યૂનતા આવેછે.

આ સૂત્રથી એ કહ્યું કે યદ્યપિ ચિત્તની વૃત્તિઓ તો અનન્ત છે તથાપિ એ નિરોધ કરવાની સર્વ વૃત્તિઓનો પાંચ વર્ગમા સમાવેશ કરી શકાય છે, તેથી સાધકને એનો નિરોધ કરવો અશક્ય નથી પણ સુલભ છે. એ પાંચ પ્રકારની વૃત્તિઓનો નિરોધ કરવાથી એના કાર્યરૂપ અસંખ્ય વૃત્તિઓનો નિરોધ એની મેળે થાય છે.

નાશ પામે છે, તેમ અક્લિષ્ટ વૃત્તિના વિષયરૂપ વિવેકખ્યાતિથી, અનાદિ કાળથી પ્રવૃત્ત થયેલી અનંત ક્લિષ્ટ વૃત્તિઓ જે મિથ્યાજ્ઞાન-વિષયક છે તે તરત નાશ પામે એ સ્વાભાવિક છે. તેથી અક્લિષ્ટથી ક્લિષ્ટનો નિરોધ થાય છે એ કહેવું યોગ્ય છે. તેથી ઉપર જે ક્રમ કહ્યો કે અક્લિષ્ટથી ક્લિષ્ટનો, અને પરવૈરાગ્યથી એ અક્લિષ્ટ વૃત્તિનો નિરોધ કરવો એ અયુક્ત નથી.

આપ્રમાણે આ સૂત્રથી ભોગરૂપ પુરુષાર્થને સિદ્ધ કરનાર ક્લિષ્ટ વૃત્તિઓ અને મોક્ષરૂપ પુરુષાર્થને સિદ્ધ કરાવનાર અક્લિષ્ટ વૃત્તિ એ જે બને વૃત્તિઓનો નિરોધ અવશ્ય કર્તવ્ય છે અને એ વૃત્તિઓ પાંચ પ્રકારની છે એ કહ્યું, ને પાંચ પ્રકાર કયા છે તેનું પ્રતિપાદન કરવા કહે છે કે—

**प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतय ॥ ६ ॥**

**સૂત્રાર્થ:**—(૧) પ્રમાણ, (૨) વિપર્યય, (૩) વિકલ્પ, (૪) નિદ્રા અને (૫) સ્મૃતિ એ (ઉપર કહેલી) પાંચ પ્રકારની વૃત્તિઓ છે.

આ સૂત્રથી એ કહ્યું કે વૃત્તિઓના જે પાંચ પ્રકાર કહ્યા તે (૧) પ્રમાણ, (૨) વિપર્યય (૩) વિકલ્પ, (૪) નિદ્રા અને (૫) સ્મૃતિ છે એ પાંચ પ્રકારની વૃત્તિઓમાં પ્રથમ ત્રણ વૃત્તિઓ જાગ્રત્ અવસ્થાની છે એ જ વૃત્તિઓ, ફલ આપવાને તૈયાર થયેલા સૂક્ષ્મ સંસ્કારથી જ્યારે સ્ફુરે છે, ત્યારે સ્વપ્નાવસ્થા થાય છે, તેથી સ્વપ્નની પણ એ જ ત્રણ વૃત્તિઓ છે લોકોમાં જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ક્રમમાં આ ત્રણ અવસ્થાનો વ્યવહાર કરાય છે એ વ્યવહારને અનુસરીને પ્રથમ સૂત્રકારે જાગ્રત્ સ્વપ્નની વૃત્તિનો નિર્દેશ કર્યો છે અથવા તો એ ક્રમ આ રીતે યોગ્ય ઠરે છે. આ ત્રણ પ્રકારની વૃત્તિઓના અભાવના કારણરૂપ તમસ્‌ને વિષય કરનાર નિદ્રાવૃત્તિ છે તેથી નિદ્રાવૃત્તિના જ્ઞાનપૂર્વે આ વૃત્તિઓનું જ્ઞાન થવું આવશ્યક છે કેમકે પ્રતિયોગીનું જ્ઞાન થાય ત્યારે જ તેના અભાવનું જ્ઞાન થાય છે અને પ્રકૃત વિષયમાં એ અભાવનું જ્ઞાન થાય ત્યારે એ અભાવના કારણનું કથન થઇ શકે અને જ્યારે એ કારણનું કથન થાય ત્યારે જ એ કારણ જેનો વિષય છે તે વૃત્તિરૂપ નિદ્રાનું સ્વરૂપ સમજાય આમ હોવાથી નિદ્રાના પ્રતિપાદનપૂર્વે પ્રમાણાદિ ત્રણ વૃત્તિઓનું પ્રતિપાદન જરૂરનું હોવાથી એ ત્રણના નિર્દેશપછી નિદ્રાનો નિર્દેશ કર્યો છે સ્મૃતિ હમેશા અનુભવમૂલક હોય છે એટલે સ્મૃતિનું કારણ અનુભવ છે તેથી અનુભવની વૃત્તિઓનો નિર્દેશ કરવા પછી

સ્મૃતિ વૃત્તિનો નિર્દેશ છે. પ્રથમ ત્રણમાં પણ વિપર્યય અને વિકલ્પ એ મિથ્યા જ્ઞાનરૂપ છે અને જેનો પ્રમાણથી બાધ થાય છે તે જ્ઞાન જ મિથ્યાજ્ઞાન કહેવાયછે તેથી પ્રમાણરૂપ વૃત્તિનો પ્રથમ નિર્દેશ છે. વિપર્યય અને વિકલ્પ એ બેમાં પણ વિકલ્પ એક પ્રકારનો વિપર્યય જ છે તેથી વિપર્યયનો નિર્દેશ પ્રથમ છે. આ પ્રમાણે સૂત્રકારે નિર્દેશમાં જે ક્રમ રાખ્યો છે તે યોગ્ય જ છે.

આ પ્રમાણે આ સૂત્રથી વૃત્તિના પાંચ પ્રકારનું પ્રતિપાદન કરી હવે ઉદ્દેશક્રમાનુસાર એ પાંચેનાં સ્વરૂપનું પ્રતિપાદન કરે છે. ત્યાં પ્રથમ પ્રમાણરૂપ વૃત્તિ હોવાથી તેનું પ્રતિપાદન કરેછે.

प्रत्यक्षानुमानागमाः प्रमाणानि ॥७॥

**સૂત્રાર્થ:**—પ્રમાણવૃત્તિ પ્રત્યક્ષ, અનુમાન અને આગમ એ ત્રણ પ્રકારની છે.

આ સૂત્રથી સૂત્રકારે પ્રમાણરૂપ વૃત્તિના ત્રણ પ્રકાર કહ્યા. પ્રમાણનું લક્ષણ સુગમ હોવાથી તથા પ્રત્યક્ષાદિનાં લક્ષણો જે પોતાને ઘણે અંશે માન્ય એવું સાંખ્યશાસ્ત્ર તેમાં કરેલાં હોવાથી અત્ર કર્યાં નથી પણ માત્ર એ વૃત્તિના વિભાગનું જ પ્રતિપાદન કર્યું છે. અહિં એ કહેવું ઉચિત નથી કે એ વિભાગ કરવા પણ નિરર્થક છે કારણ કે સાંખ્યશાસ્ત્રમાં એ વિભાગ કરેલા છે. કારણ કે એ વિભાગ કરવાથી જ સૂત્રકારે એ સૂચવ્યું છે કે એ અંશમાં સાંખ્યશાસ્ત્ર પોતાને માન્ય છે. જો એ વિભાગ ન કર્યા હોત તો એ અંશમાં સાંખ્યશાસ્ત્રની પ્રક્રિયા માન્ય છે કે નહિ એ નિર્વિવાદ નિશ્ચિતપણે નહિ જણાત. તેથી એ વિભાગ કરવા જરૂરના છે. આ રીતે સૂત્રથી વિભાગ માત્ર કરેલા હોવાથી પ્રમાણ, પ્રત્યક્ષ, અનુમાન અને આગમ એ સર્વનું વ્યાખ્યાન કરવાનું છે. ત્યાં પ્રથમ પ્રમાણ એટલે શું? પ્રમાણનું લક્ષણ प्रमाकरणम् प्रमाणम्—પ્રમાનું જે કરણ તે પ્રમાણ, એ પ્રકારે થાય છે. પ્રમાણરૂપ વૃત્તિથી સ્મૃતિવૃત્તિ ભિન્ન લીધી છે તેથી अनधिगततत्त्वबोधः पौरुषेयः प्रमा અથવા अनधिगताबाधितविषयज्ञानत्वं प्रमात्वम् એ પ્રમાનું લક્ષણ છે. જે વિષયનું જ્ઞાન પૂર્વે થયું નથી એટલે જે વિષય અજ્ઞાત છે તે અનધિગત કહેવાય છે. જે અબાધિત વિષય છે તે તત્ત્વ કહેવાય છે જે પુરુષનિષ્ઠ જ્ઞાન છે તે પૌરુષેય બોધ કહેવાય છે. તેથી પ્રમાનું લક્ષણ એ થયું કે પૂર્વે અજ્ઞાત એવા તથા જેનો બાધ નથી એવા વિષયનું પુરુષનિષ્ઠ જ્ઞાન વા બોધ તે પ્રમા. આ લક્ષણમાં "અનધિગત—પૂર્વે અ-

ગાત એ વિશેષણથી સ્મૃતિની વ્યાવૃત્તિ થાય છે કેમકે સ્મૃતિનો વિષય નિયમે કરીને જ્ઞાત જ હોય છે; અબાધિતત્વ-જેનો બાધ નથી થતો એવા-એ વિશેષણથી વિપર્યયાદિની વ્યાવૃત્તિ થાય છે, કારણ કે વિપર્યયનો વિષય બાધિત હોય છે; 'જ્ઞાન વા પૌરુષેય બોધ' એ પદ પ્રમાનું સ્વરૂપ બતાવવા વાસ્તે છે. આપ્રમાણે પ્રમાનું લક્ષણ સુગમ હોવાથી સૂત્રકારે એ કર્યું નથી; અથવા તો એ લક્ષણનું સાંખ્યશાસ્ત્રમાં પ્રતિપાદન કરેલું છે તેથી એનું લક્ષણ અત્ર કર્યું નથી ત્યાં સાંખ્યશાસ્ત્રમાં પ્રમાણનું લક્ષણ આ પ્રમાણે કર્યું છે—द्वयोरेकतरस्य वाऽप्यसन्निकृष्टार्थपरिच्छित्तिः प्रमा तत्साधकतमं यत्तत् त्रिविधं प्रमाणम् । अ०१ । सू०८७ ॥ આ સૂત્રનું વિશેષ વ્યાખ્યાન આગળ કરીશું. હાલ તો असन्निकृष्टार्थपरिच्छित्तिः प्रमा तत्साधकतमं प्रमाणम् એટલાનું જ વ્યાખ્યાન કરવું જરૂરનું છે એટલાનો અર્થ એ છે કે જે પદાર્થનું પૂર્વે જ્ઞાન થયું નથી (જે પદાર્થ પૂર્વે વૃત્તિમાં આરૂઢ થયો નથી (असन्निकृष्टार्थ) ) તે અનધિગત પદાર્થરૂપ તત્વની પરિચ્છિત્તિ એટલે જ્ઞાન વા પૌરુષેય બોધ તે પ્રમા, તથા એ પ્રમારૂપ ફલના અયોગથી રહિત એવું જે કારણ તે પ્રમાણ

આ પ્રકારના લક્ષણવાળા જે પ્રમાણજ્ઞાન તે ત્રણ પ્રકારની છે. ( ૧ ) प्रत्यक्ष, ( ૨ ) अनुमान તથા ( ૩ ) आगम.

## પ્રત્યક્ષ.

શ્રીસાંખ્યશાસ્ત્રમાં પ્રત્યક્ષનું લક્ષણ આ પ્રમાણે કર્યું છે કે यत्संबद्धं सत् तदाकारोल्लेखिविज्ञानम् तत्प्रत्यक्षम् ॥ अ० १ । सूत्र ८९ ॥ વસ્તુના સંનિકૃષ્ટ થવાથી તે સંબદ્ધ વસ્તુના આકારને ધારણ કરનાર જે વિશેષ જ્ઞાનરૂપ બુદ્ધિવૃત્તિ તે પ્રત્યક્ષ પ્રમાણ છે જેમકે ઘટરૂપ વસ્તુ જ્યારે સંનિકૃષ્ટ હોય ત્યારે એ ઘટરૂપ વસ્તુના આકારને ધારણ કરનાર 'આ ઘટ છે' એ પ્રકારના વિશેષ જ્ઞાનરૂપ બુદ્ધિવૃત્તિ તે પ્રત્યક્ષ પ્રમાણ છે. શ્રી પાતંજલ ભાષ્યમાં એજ લક્ષણનું સ્પષ્ટીકરણ કરતાં કહ્યું છે કે* અંતઃકરણની વૃત્તિ ઇન્દ્રિ

* इन्द्रियप्रणालिकया चित्तस्य बाह्यवस्तूपरागात् तद्विषया सामान्यविशेषात्मनोऽर्थस्य विशेषावधारणप्रधाना वृत्तिः प्रत्यक्षं प्रमाणम् ॥ ઇન્દ્રિયરૂપ માર્ગે થઇને ચિત્તનો બાહ્ય વસ્તુથી ઉપરાગ થવાથી વૃત્તિ તદાકાર પરિણામને પામે છે, અર્થાત્ તે વસ્તુને વિષય કરે છે ત્યા વસ્તુમાં બે અંશ હોય છે ( ૧ ) સામાન્ય અને ( ૨ ) વિશેષ તેમાં વિશેષ અંશોમાંની જે વિશેષા છે તેને પ્રધાન ભાસમાન કરનાર જે વૃત્તિ છે. એ વૃત્તિને પ્રત્યક્ષ પ્રમાણ કહે છે.

ઇન્દ્રિયદ્વારા ઇન્દ્રિયગોલકમાં થઇને અને તેથી ઇન્દ્રિયસાહિત્યથી અસર પામીને વિષયદેશપર્યન્ત જાય છે. ત્યાં વિષયાકાર પરિણામને પામે છે. એ વિષયાકાર પરિણામને પામેલી વૃત્તિ પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય છે. એ વૃત્તિ વિષયાકાર પરિણામને પામેલી હોવાથી તે વિષયમાં રહેલાં સામાન્ય તથા વિશેષ સર્વેનું ભાન પ્રમાતાને કરાવે છે. તેમાં પણ અનુમાનાદિ વૃત્તિથી સામાન્ય માત્રનું જ જ્ઞાન થાય છે અને વિશેષનું જ્ઞાન તો પ્રત્યક્ષ માત્રથી જ થઇ શકે છે; તથા એ પ્રત્યક્ષવૃત્તિમાં વિશેષ પ્રથમ ભાસે છે તેથી એ પ્રત્યક્ષવૃત્તિમાં વિશેષાવધારણ (વિશેષાનું જ્ઞાન) મુખ્ય છે. ઉપર જે કહ્યું કે '*ઇન્દ્રિયસાહિત્યથી અસર પામીને વૃત્તિ વિષયદેશપર્યન્ત જાય છે*' તે અવશ્ય માનવું જોઇએ, કારણ કે જો એમ ન હોય અર્થાત્ ચિત્તનો સ્વતંત્ર રીતે એ પરિણામ થતો હોય તો ચક્ષુમાં કમળો થયો હોય છે ત્યારે જે, વિષયમાં પીતત્વ નહિ છતાં ભાસે છે, તે નહિ ભાસવું જોઇએ. ઇન્દ્રિયસાહિત્યે કરીને પરિણામને પામેલું ચિત્ત હોવાથી તે પરિણામરૂપ વૃત્તિ ઇન્દ્રિયસાહિત્યથી અસર પામે છે અને તેથી ચક્ષુમાં રહેલા પીતત્વને બહાર જણાવે છે. આ જ કારણથી શ્રુતિસ્મૃતિ વગેરે શાસ્ત્રોમાં રૂપાદિ પ્રત્યક્ષપ્રતિ ચક્ષુરાદિ ઇન્દ્રિયોને કારણરૂપે કહી વર્ણી છે. પ્રત્યક્ષ સ્થલે જ આ રીતે ઇન્દ્રિયદ્વારા વૃત્તિનું બહિર્ ગમન થાય છે.

આ પ્રમાણે ભાષ્યમાંની પ્રક્રિયા છે. ત્યાં એમાં પ્રત્યક્ષવૃત્તિનું લક્ષણ શું છે એ વિચારીએ, કેમકે આખી પ્રક્રિયા લક્ષણરૂપ સેવાય એમ નથી. ત્યાં પ્રથમ તો ભાષ્યની પંક્તિનો વાક્યાર્થ આ પ્રમાણે છે કે "ઇન્દ્રિયગોલકરૂપ ચિત્તના સંચરણના માર્ગદ્વારે સંયોગ પામીને, તે તે ઇન્દ્રિયદ્વારા બાહ્ય વસ્તુથી ઉપરાગ પામેલા ચિત્તનો ઇન્દ્રિયસાહિત્યથી જે અર્થાકાર પરિણામ થાય છે તે—ઉપરાગ પમાડનાર વસ્તુ છે વિષય જેનો, તથા તે સામાન્ય અને વિશેષ જેનું સ્વરૂપ છે એવા અર્થના વિશેષને ભાસમાન કરનાર—પરિણામરૂપ વૃત્તિ" પ્રત્યક્ષ પ્રમાણ છે. આ વાક્યમાં 'ઇન્દ્રિયસાહિત્યથી' એ પદશુધીનાં પદોથી એ પ્રત્યક્ષ વૃત્તિનું સાધારણ રીતે જે કારણ છે તે કહ્યું છે પણ એ વૃત્તિના લક્ષણમાં એ પદો લેવાં ઘટતાં નથી કારણ કે એ પદો લઇએ તો ઇશ્વરનું પ્રત્યક્ષ જે નિત્ય હોવાથી જન્ય નથી તથા આત્મા વગેરેનું પ્રત્યક્ષ કે જેમાં ઇન્દ્રિયસાહિત્યની જરૂર નથી તેમાં અવ્યાપ્તિ આવે.તેથી લક્ષણ તો

આત્ર એટલું જ છે કે 'तद्विषया अर्थस्य विशेषावधारणप्रधाना' ઉપરાગ પમાડનાર વસ્તુને વિષય કરનાર તથા તે વસ્તુના વિશેષોને પ્રધાનપણે ભાસમાન કરનાર ચિત્તની વૃત્તિ તે પ્રત્યક્ષ પ્રમાણ છે. આ લક્ષણમા तद्विषया-ઉપરાગ પમાડનાર વસ્તુ છે વિષય જેનો-પદથી સ્મૃતિની વ્યાવૃત્તિ કરાય છે, કારણ કે સ્મૃતિમાં સ્મર્યમાણ વિષય અતીત હોય છે અને સ્મૃતિવૃત્તિ વર્તમાન છે, તેથી, સ્મર્યમાણ વિષય કાલભેદને લીધે સ્મૃતિવૃત્તિસાથે સંબદ્ધ હોતો નથી; દ્વિતીય પદથી ભ્રમની વ્યાવૃત્તિ થાય છે અને તૃતીય પદથી અનુમાન તથા આગમ વૃત્તિઓ જેઓ અર્થગત સામાન્યમાત્રને વિષય કરે છે તેની વ્યાવૃત્તિ થાય છે, તેથી પ્રત્યક્ષનું લક્ષણ અદૂષિત છે

આ પ્રમાણે પ્રત્યક્ષ વૃત્તિનુ લક્ષણ કરયુ હવે એ પ્રમાણ છે તે પ્રતિપાદન કરવું આવશ્યક છે એ પ્રતિપાદનમાટે પ્રત્યક્ષ પ્રમાણ શું છે તે કહેવુ જરૂરનુ છે ઉપર પ્રતિપાદન કરી ગયા છીએ કે પ્રત્યક્ષસ્થળે વૃત્તિ વિષયાકાર પરિણામને પામે છે. એ વૃત્તિ ચિત્તનો પરિણામ હોવાથી ચિત્તના જેવી સૂક્ષ્મ તથા સ્વચ્છ છે સ્વચ્છ હોવાથી એ વૃત્તિમા શુદ્ધ ચિતિશક્તિ પુરુષનું પ્રતિબિંબ પડે છે જેમ સૂર્યનો પ્રકાશ જે જે ઉપાધિપર પડે છે તે તે ઉપાધિના આકારવાળો થઈ રહેલો દેખાય છે, જેમ કાષ્ઠાદિમા રહેલો વહ્નિ કાષ્ઠાદિના આકારવાળો પ્રતીત થાયછે તે જ પ્રમાણે એ પ્રતિબિંબ પણ ઘટાદિ વિષયાકાર પરિણામને પામેલી વૃત્તિના સમાન આકારવાળું થઇ રહેલું પ્રતીત થાય છે પુરુષ વિભુ હોવાથી જે વષયસ્થળે બુદ્ધિવૃત્તિ વિષયાકાર પરિણામને પામે છે તે જ સ્થળે એમાં પુરુષનુ પ્રતિબિંબ પડે છે અને તેથી 'આ ઘટ છે' એમ વિષયસ્થળે જ ભાન થાય છે આ પ્રક્રિયાથી એ સિદ્ધ થાય છે કે વિષયાકાર થયેલી વૃત્તિ કારણરૂપ છે અને તેનાથી નિયમે કરીને ઉત્તર કાળે થનાર ચૈતન્યનુ પ્રતિબિંબ ફલરૂપ છે એ પ્રત્યાકાર પ્રતીત થતું ફલરૂપ પ્રતિબિંબ તે પ્રત્યક્ષ પ્રમા છે પ્રમાનું કરણ પ્રમાણ છે આ કરણના બે લક્ષણો આપવામા આવે છે,-(૧) व्यापारवदसाधारणं कारणं करणम्—વ્યાપારવાળું અસાધારણ કારણ જે હોય તે કરણ કહેવાય છે વ્યાપારનો સાધારણ અર્થ મધ્યવર્તિ કારણ છે તેથી જે અસાધારણ કારણ મધ્યવર્તિ કોઈ કારણદ્વારા કોઇ કાર્યને ઉત્પન્ન કરે તો તે કાર્યનું તે અસાધારણ કારણ કરણ કહેવાય. જેમકે છેદનક્રિયારૂપ કાર્ય કુહાર અને લાકડાના સંયોગદ્વારા કુહાર કરી શકે છે તો એ છેદન ક્રિયારૂપ કાર્યનું કુહાર

કરણ છે. આ સ્થળે કુહાર અને લાકડાનો સંયોગ એ વ્યાપાર છે. (૨) फलायोगव्यवच्छिन्नं कारणं करणम्—ફલના સંબંધથી રહિત જે કારણ, અર્થાત્ જે કારણ નિયમે કરીને પોતાના ફલને ઉત્પન્ન કરનાર હોય તે કારણ કરણ છે. આ બે કરણનાં લક્ષણમાંથી આ સ્થળે દ્વિતીય લક્ષણ વિવક્ષિત છે, તેથી એ પ્રતિબિંબને નિયમે કરીને જે કારણ ઉત્પન્ન કરે છે તે કારણ પ્રમાણ કહેવાય. તેથી વિષયાકાર પરિણામને પામેલી, નિયમે કરીને એ પ્રતિબિંબરૂપ ફલને ઉત્પન્ન કરનારી તથા વિશેષને ભાસમાન કરનારી જે વૃત્તિ તે પ્રત્યક્ષપ્રમાણ છે એ સિદ્ધ થાય છે.

અહિં એ શંકા થાય છે કે આ સ્થળે તો અંતઃકરણની વૃત્તિને પ્રત્યક્ષપ્રમાણ કહ્યું પણ શ્રુતિસ્મૃતિ વગેરે શાસ્ત્રોમાં તો ચક્ષુરાદિ ઇન્દ્રિયોને પ્રત્યક્ષ પ્રમાણરૂપે કહી વર્ણી છે. તેથી શ્રુતિવગેરેથી વિરોધ આવવાનો. એનો ઉત્તર એ કે શ્રુતિસ્મૃતિવગેરે સ્થળે ઇન્દ્રિયોને પ્રમાણ સંજ્ઞા આપી છે તે કેવળ અયુક્ત નથી, તેમ જ અત્રે જે અંતઃકરણની વૃત્તિને પ્રમાણ સંજ્ઞા આપી છે તે વિરુદ્ધ નથી. કારણ કે પ્રત્યક્ષ પ્રમા બે છેઃ—(૧) <u>બુદ્ધિવૃત્તિરૂપ પ્રમા</u> અને (૨) <u>પૌરુષેય બોધરૂપ પ્રમા.</u> એ બેમાં પણ પૌરુષેય બોધરૂપ પ્રમા મુખ્ય છે. અને પ્રથમ પ્રમા ગૌણ છે. ત્યાં फलायोगव्यवच्छिन्नं कारणं करणम्। એ કરણના લક્ષણથી દ્વિતીય પ્રમાનું કરણ વિષયાકાર થયેલી અંતઃકરણની વૃત્તિ છે. તેથી અંતઃકરણની વૃત્તિ એ મુખ્યતઃ પ્રત્યક્ષપ્રમાણ છે. પ્રથમ પ્રમાપ્રતિ ચક્ષુરાદિ ઇન્દ્રિયો પ્રમાણરૂપ છે. ઇન્દ્રિયોના સામર્થ્યથી ઇન્દ્રિય અને અંતઃકરણનો સંયોગ થઈ અંતઃકરણનો વિષયાકાર પરિણામ થાય છે, તેથી એ પરિણામનું व्यापारवदसाधारणं कारणं करणम्। એ કરણના લક્ષણપ્રમાણે ચક્ષુરાદિ ઇન્દ્રિયો કરણ થાય છે તેથી એ ગૌણ પ્રમાની અપેક્ષાથી ચક્ષુરાદિ ઇન્દ્રિયો પણ પ્રત્યક્ષ પ્રમાણ કહી શકાય છે. આ પ્રકારની બે પ્રમા સાંખ્યશાસ્ત્રોમાં સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરી છે. અને તેથી ત્યાં કહ્યું છે કે द्वयोरेकतरस्य वाऽपि० વગેરે ॥ અ૦ ૧ ॥ સૂત્ર ૮૭ ॥ તેથી એ સિદ્ધ થયું કે અંતઃકરણની વૃત્તિ જ મુખ્યતઃ પ્રત્યક્ષ પ્રમાણ છે અને ચક્ષુરાદિ ઇન્દ્રિયોનું પ્રમાણત્વ ગૌણ છે.

આ પ્રકારનું પ્રત્યક્ષ બે પ્રકારનું છેઃ (૧) <u>બાહ્ય પ્રત્યક્ષ</u> અને (૨) <u>આન્તર પ્રત્યક્ષ.</u> જે પ્રત્યક્ષમાં બાહ્ય વિષય જેમ હોય

છે તે મનવડે બાહ્ય પ્રત્યક્ષ છે અને એવી અન્ય પ્રત્યક્ષ આન્તર પ્રત્યક્ષ છે એ બાહ્ય પ્રત્યક્ષ ઇન્દ્રિયના ભેદથી પાંચ પ્રકારનું કહેવાય છે જેમ કે ચક્ષુજન્ય પ્રત્યક્ષ, શ્રોત્રજન્ય પ્રત્યક્ષ, ઘ્રાણજન્ય પ્રત્યક્ષ વગેરે એ પંચવિધ બાહ્ય પ્રત્યક્ષમાના ચાક્ષુષ પ્રત્યક્ષ અને શ્રોત્રપ્રત્યક્ષ એ બેમાં અને અન્ય ત્રણ પ્રત્યક્ષમાં એ ભેદ છે કે પ્રથમ બે પ્રત્યક્ષમાં બુદ્ધિવૃત્તિ વિષયદેશસમીપ જાય છે અને અન્ય ત્રણમાં ઇન્દ્રિયગોલકસુધી જ વૃત્તિનું જવું થાય છે તેથી રૂપસાક્ષાત્કાર તથા શબ્દસાક્ષાત્કાર રૂપધર્મક અને શબ્દધર્મક દ્રવ્યના દેશમાં થાય છે અને ગંધાદિનો સાક્ષાત્કાર ગોલકઆગળ જ થાય છે જો રૂપસાક્ષાત્કાર ગોલકઆગળ જ થતો હોય તો આ ઘટ છે એવું પ્રત્યક્ષ વિષયદેશઆગળ નહિ થાય પણ ગોલકઆગળ જ થવું જોઇએ તેમ જ દૃષ્ટિઆગળ શબ્દ છે એમ ભાન ન થતાં શ્રોત્રઆગળ શબ્દ છે એમ ભાન થવું જોઇએ પણ તેમ બનેમાંથી કોઈ સ્થળે નથી તેથી રૂપિદ્રવ્યના રૂપનું પ્રત્યક્ષ તે દ્રવ્યસ્થળે જ થાય છે, અને શબ્દ કરનાર દ્રવ્યના શબ્દનું પ્રત્યક્ષ પણ ઇન્દ્રિયગોલકથી બહિર પ્રદેશમાં જ થાય છે ગંધવગેરેનું જ્ઞાન ઇન્દ્રિયગોલકઆગળ જ થાય છે તેથી એ જ્ઞાનમાટે વૃત્તિને ગોલકબહાર જવું પડતું નથી

અહિં એ શંકા થાય છે કે આપણને ચંદન સુરભિ છે એ પ્રકારનું પ્રત્યક્ષ છે તેથી જે સ્થળે ચંદનનો સાક્ષાત્કાર થાય છે તે જ સ્થળે તદ્ગત ગંધનો સાક્ષાત્કાર પણ થાય છે તેથી ગંધસાક્ષાત્કાર પણ ઇન્દ્રિયગોલકથી બહાર થઈ શકે છે એનો ઉત્તર એ કે એ ભ્રમ માત્ર છે ઇન્દ્રિયગોલકથી બહાર ગંધાદિનો સાક્ષાત્કાર થતો નથી આ સુરભિ ચંદન છે એ જ્ઞાનમાં ચંદન અંશ તો પ્રત્યક્ષ છે કારણ કે વૃત્તિ વિષયાકાર પરિણામને પામેલી છે પણ સુરભિ છે એ અંશમાં એ જ્ઞાન અનુમિતિ છે, પ્રત્યક્ષ નથી ચંદન સાક્ષાત્ સુરભિ છે એ જ્ઞાન અસત દૃઢ હોવાથી અમુક પદાર્થ ચંદન છે એ જ્ઞાન થયું કે તરત જ તે પદાર્થવિષે સૌરભ્યનું અનુમાન થઇ જાય છે એ અનુમાન અસત ત્વરિત ગતિથી થતું હોવાથી પૃથક્‌રૂપે જણાતું નથી પણ એ અનુમાન જ છે એમાં લેશ પણ સંશય નથી કારણ કે જ્યારે એ ચંદનઉપર કોઈ દુર્ગંધવાળા પદાર્થો ચોપડેલા હોય છે ત્યારે પણ એ ચંદન જોતાં જ એ ચંદન સુરભિ છે એમ જ્ઞાન થાય છે તેથી સૌરભ્યાંશમાં અનુમાન છે [illegible] તેથી [illegible]

વિષયદેશમાં થતું નથી એ પણ સિદ્ધ થાય છે.

આ બાહ્ય પ્રત્યક્ષથી વ્યતિરિક્ત જે, સુખ, દુઃખ, ઇચ્છા વગેરેનું પ્રત્યક્ષ થવું એ આંતર પ્રત્યક્ષ છે. આપ્રમાણે સંક્ષેપમાં પ્રત્યક્ષના પ્રતિપાદન પછી ક્રમપ્રાપ્ત અનુમાન વિચારીએ.

## અનુમાન.

શ્રી સાંખ્યશાસ્ત્રમાં અનુમાનનું લક્ષણ આ પ્રમાણે કરવું છે કે प्रतिबद्धदृशः प्रतिबद्धज्ञानमनुमानम् ॥ અ૦ ૧ । સૂત્ર ૧૦૦ ॥ પ્રતિબદ્ધ એટલે પ્રતિબંધ નામ વ્યાપ્તિવાળું. प्रतिबद्धदृशः—વ્યાપ્તિને જાણનારનું. प्रतिबद्धज्ञानम्—વ્યાપ્તિનું નિરૂપણ કરનાર જ્ઞાન. વ્યાપ્તિને જાણનાર પુરુષનું જે વ્યાપ્તિનિરૂપક જ્ઞાન, અર્થાત્ એ જ્ઞાનરૂપ ચિત્તવૃત્તિ તે અનુમાન છે. એ જ અર્થનું વિવરણ કરવા શ્રી પાતંજલભાષ્યમાં કહ્યું છે કે अनुमेयस्य तुल्यजातीयेष्वनुवृत्तो भिन्नजातीयेभ्यो व्यावृत्तः संबन्धो यस्तद्विषया सामान्यावधारणप्रधाना वृत्तिरनुमानम्–[જિજ્ઞાસિત ધર્મથી ( વહ્નિત્વથી ) વિશિષ્ટ જે ધર્મી ( વહ્નિ ) તે અનુમેય; એ અનુમેયના સમાન જાતિવાળા પદાર્થો (અર્થાત્ જે પદાર્થોમાં સાધ્યધર્મ હોય તે પદાર્થો ) એટલે સપક્ષ; તથા એ અનુમેયથી ભિન્ન જાતિવાળા પદાર્થો ( એટલે જેમાં સાધ્યધર્મનો અભાવ હોય તે ) એટલે વિપક્ષ; સંબંધ એટલે હેતુ–અર્થાત્ જ્ઞાપક હેતુ.] જે હેતુ અનુમેયના સજાતીય પદાર્થમાં (સપક્ષમાં ) રહે છે તથા વિજાતીય પદાર્થથી ( વિપક્ષથી ) વ્યાવૃત્ત છે તે હેતુવિષયક જે સામાન્યમાત્રને ભાસમાન કરનાર જ્ઞાનરૂપ વૃત્તિ તે અનુમાન છે. આ ભાષ્યની પંક્તિમાં सामान्यावधारणप्रधाना ( તે પદાર્થમાં રહેલા સામાન્યમાત્રનો બોધ કરનાર ) પદથી અનુમાનની પ્રત્યક્ષથી વ્યાવૃત્તિ કરાય છે. કારણ કે પ્રત્યક્ષવૃત્તિ પ્રધાનપણે પોતાના વિષયમાં રહેલા વિશેષોને ભાસમાન કરે છે, અને અનુમાનવૃત્તિ સામાન્યમાત્રને પ્રકાશે છે. એ પદ અનુમાનના લક્ષણમાં સેવું ઘટતું નથી, કારણ કે તેમ લેવાથી વ્યર્થ ઠરે છે. અન્ય પદો અનુમાનનું લક્ષણ પ્રતિપાદન કરે છે. ત્યાં હેતુને तुल्यजातीयेष्वनुवृत्तः–( સપક્ષમાં રહેનાર ) કહેવાથી એ હેતુની વિરુદ્ધ તથા અસાધારણ હેત્વાભાસથી વ્યાવૃત્તિ બોધન કરાય છે; भिन्नजातीयेभ्योव्यावृत्त–(વિપક્ષથી વ્યાવૃત્ત) કહેવાથી એ હેતુની સાધારણ અનૈકાન્તિક હેત્વાભાસથી વ્યાવૃત્તિ કરાય છે; હેતુને બદલે संबन्धः પદ વાપરવાથી એ હેતુ પક્ષમાં રહેનાર એ અર્થનો संबध्यते इति संबंधः એ વ્યુત્પત્તિથી બોધ કરેલો છે. અને હેતુની પક્ષધર્મતાના

પ્રતિપાદનથી એ હેતુની અસિદ્ધ હેત્વાભાસથી* વ્યાવૃત્તિ બોધન કરી છે.

આ પ્રમાણે અનુમાનનું લક્ષણ કર્યું. ત્યાં આ પ્રમાણે અર્થ કહ્યોઃ—જે વસ્તુ સિદ્ધ કરવાની છે તે વસ્તુ સાધ્ય કહેવાય છે, જે-વડે તે વસ્તુની સિદ્ધિ કરાય છે તે હેતુ કહેવાય છે, અને જે પદાર્થમાં સાધ્યની સિદ્ધિ કરવાની હોય છે તે પદાર્થ પક્ષ કહેવાય છે. જેમકે કોઈ પર્વતઉપર ધૂમ જોવાથી પર્વતમાં વહ્નિ છે એ જ્ઞાન થાય છે. તો એ સ્થળે વહ્નિરૂપ વસ્તુ પર્વતમાં સિદ્ધ કરવાની છે તેથી વહ્નિ એ સાધ્ય છે, ધૂમથી એ વસ્તુની સિદ્ધિ કરવાની છે તેથી ધૂમ એ હેતુ છે, અને સાધ્યની—વહ્નિની—પર્વતવિષે સિદ્ધિ કરવાની છે તેથી પર્વત એ પક્ષ છે. વહ્નિનું પર્વતમા આપ્રમાણે જ્ઞાન થાય છે. પ્રથમ તો માણસને પર્વતઉપર ધૂમનું દર્શન થાય છે. એ દર્શન થવાથી જ્યાં જ્યા ધૂમ હોય છે ત્યા ત્યાં વહ્નિ અવસ્ય હોય છે એ મહાનસાદિ સ્થળે જોઇ પુર્વ નિશ્ચય કરેલા નિયમનું માણસને સ્મરણ થાય છે અને ત્યાર પછી પર્વતઉપર પણ ધૂમ હોવાથી વહ્નિ છે એ નિશ્ચય થાય છે. અહિ 'જ્યા જ્યાં ધૂમ હોય છે, ત્યાં ત્યાં વહ્નિ નિયમે કરીને હોય છે' એ નિયમને વ્યાપ્તિ કહે છે. 'જ્યાં જ્યા હેતુ છે ત્યા ત્યાં સાધ્ય છે'[1] ( અથવા 'જ્યાં જ્યાં સાધ્ય નથી ત્યાં ત્યાં હેતુ પણ નથી'[2] ) એ પ્રકારના હેતુ અને સાધ્યના સામાનાધિકરણ્યને વ્યાપ્તિસંજ્ઞા અપાય છે. તેથી એ થયું કે પ્રથમ ધૂમજ્ઞાન થાય છે, એ ધૂમજ્ઞાનથી વ્યાપ્તિનું સ્મરણ થાય છે, અને તદનન્તર પર્વતમાં વહ્નિ છે એ જ્ઞાન થાય છે. ત્યા વ્યાપ્તિનું સ્મરણ થાય છે તેથી ત્યાર પૂર્વે વ્યાપ્તિજ્ઞાન અવશ્ય હોવું જોઇએ. એ વ્યાપ્તિજ્ઞાનરૂપ વૃત્તિ તે અનુમાન છે, એ વ્યાપ્તિજ્ઞાનથી પછી વ્યાપ્તિની સ્મૃતિ થાય છે એ અવાન્તર વ્યાપાર છે અને અ તે પર્વત વહ્નિવાળો છે એ પ્રકારનું જ્ઞાન, જેને શાસ્ત્રમાં અનુમિતિ કહે છે તે, થાય છે. તેથી વ્યાપ્તિજ્ઞાન व्यापारवदसाधारण कारण करणम् એ કરણ-

---

* વિરુદ્ધ, અસાધારણ, સાધારણ અને અસિદ્ધ એ સર્વ હેત્વાભાસો છે. એના પ્રતિપાદનમાટે જુઓ તર્કસંગ્રહ—હેત્વાભાસનું પ્રકરણ.

૧ આ પ્રકારની વ્યાપ્તિને અન્વયવ્યાપ્તિ કહે છે.

૨ આ પ્રકારની વ્યાપ્તિને વ્યતિરેકવ્યાપ્તિ કહે છે.

ના વ્યાપ્તિજ્ઞાનમાંથી અનુમિતિનું ગ્રહણ છે અનુમિતિ એ પ્રમાનું નામ હોવાથી વ્યાપ્તિજ્ઞાનરૂપ અનુમાન પ્રમાણ છે એ સિદ્ધ થાય છે

ત્યાં અનુમાન એ પ્રમાણવૃત્તિ છે અને તેથી એનાથી થતી અનુમિતિ પ્રમા વા યથાર્થજ્ઞાનરૂપ હોવી જોઈએ અનુમિતિ જ્યારે યથાર્થ હોય ત્યારે જ તે પ્રમા કહેવાય અને ત્યારે જ એના કરણરૂપ અનુમાનવૃત્તિ પ્રમાણ કહેવાય અનુમિતિ યથાર્થ હોવામાટે જે હેતુથી સાધ્ય સિદ્ધ કરવાનું હોય તે હેતુમાં પાંચ ધર્મો અવશ્ય જોઈએ તે ધર્મો આ છે (૧) પક્ષધર્મતા, (૨) સપક્ષમાં રહેવાપણું (૩) વિપક્ષમાં ન રહેવાપણું અર્થાત્ વિપક્ષથી વ્યાવૃત્તિ (૪) અબાધિતસાધ્યપણું અને (૫) અસત્પ્રતિપક્ષત્વ

(૧) પક્ષધર્મતા—એટલે જેમાં સાધ્યની સિદ્ધિ કરવાની છે તે પક્ષ કહેવાય છે તે પક્ષમાં રહેવાપણું

(૨) સપક્ષમાં રહેવાપણું એટલે જે પદાર્થમાં સાધ્ય છે એમ નિશ્ચય થયો હોય તેવા પદાર્થો જે હોય તો તેમાં હેતુનું રહેવાપણું જેમ પર્વતરૂપ પક્ષમાં ધૂમરૂપ હેતુથી વહ્નિના અસ્તિત્વરૂપ સાધ્યની સિદ્ધિ કરવાની હોય ત્યારે જે પદાર્થમાં સાધ્ય હોય અર્થાત્ વહ્નિ હોય એવા મહાનસ, વરાગયંત્ર વગેરે પદાર્થમાં ધૂમરૂપ હેતુનું રહેવાપણું

(૩) વિપક્ષથી વ્યાવૃત્તિ—એટલે જે પદાર્થમાં સાધ્યનો અભાવ છે એમ નિશ્ચિત થયું હોય તેવા પદાર્થો (જે શાસ્ત્રમાં વિપક્ષ કહેવાય છે) જે હોય તો તેમાં હેતુનું નહિ રહેવું તે જેમ ઉપર ઉદાહૃત દૃષ્ટાંતમાં વહ્નિના અભાવવાળા સરોવરવગેરે પદાર્થોમાં ધૂમરૂપ હેતુનું નહિ રહેવું તે

(૪) અબાધિતસાધ્યપણું—એટલે હેતુથી જે સાધ્યની અનુમાનથી સિદ્ધિ કરવાની હોય તે સાધ્યનો તે પક્ષમાં અનુમાનથી અન્ય કોઈ પ્રમાણથી અર્થાત્ પ્રત્યક્ષ વા આગમથી બાધ ન થયો હોય તે જેમ ચાલતા ઉદાહરણમાં પર્વતવિષે વહ્નિ નથી એવું પ્રત્યક્ષ વા આગમથી ન સિદ્ધ થયેલું હોવાથી ધૂમરૂપ હેતુનું સાધ્ય બાધિત નથી

(૫) અસત્પ્રતિપક્ષત્વ—એટલે જ્યારે એક હેતુથી એક સાધ્યની સિદ્ધિ કરવા માંડી હોય ત્યારે તે સાધ્યનો અભાવ તે જ પક્ષમાં તે વખતે સિદ્ધ કરનાર અન્ય કોઈ હેતુનો અભાવ હોવો તે

આ પાંચ* પ્રકારના ધર્મો જે હેતુમાં હોય છે તે જ સદ્ હેતુ

---

* આ પાંચ ધર્મો જેને વૈશેષિક શાસ્ત્ર અન્વયવ્યતિરેકી

ગણાય છે, અન્ય હેતુઓ હેતુજેવા દેખાવમાનવાળા હોવાથી હેત્વાભાસ વા અસદ્હેતુ ગણાય છે તેથી એ સદ્હેતુનું જે સાધ્યસાથે સામાનાધિકરણ્ય હોય તેનું જ્ઞાન અર્થાત્ વ્યાપ્તિજ્ઞાન તે જ અનુમાન પ્રમાણ છે

એ અનુમાન બે પ્રકારનું છે (૧) વીત અને (૨) અવીત ત્યાં અન્વય પ્રાધાન્યે+ કરીને પ્રવૃત્ત થઇ સાધ્યનું વિધાન કરનાર જે અનુમાન છે તે વીત અનુમાન છે જેમકે પર્વતમાં ધૂમરૂપ હેતુથી વહ્નિની સિદ્ધિ કરવાની હોય ત્યારે 'જે જે વસ્તુમાં ધૂમ છે તે તે વસ્તુમાં વહ્નિ છે' એ વ્યાપ્તિજ્ઞાનરૂપ અનુમાન વીત છે, કારણ કે એમાં અન્વયનું પ્રાધાન્ય છે અને અન્વયના પ્રાધાન્યવડે વહ્નિરૂપ સાધ્યનું એ વિધાન કરે છે આથી વૈશેષિક દર્શનના કેવલાન્વયી અનુમાન અને અન્વયવ્યતિરેકી અનુમાન આ વીત અનુમાનમાં જ આવી જાય છે જે અનુમાનમાં વ્યતિરેક પ્રધાન હોવાથી જે નિષેધ કરનાર છે તે અનુમાન અવીત છે જેમ કે પૃથ્વીતત્ત્વ જલાદિતત્ત્વોથી જૂદું છે કારણ કે એમાં ગંધ છે, આ સ્થલે પૃથ્વીતત્ત્વ એ પક્ષ છે, જલાદિતત્ત્વથી ભેદ' એ સાધ્ય છે અને 'ગંધવાળાપણું એ હેતુ છે અહિં જ્યાં જ્યાં ગંધ છે ત્યાં ત્યાં જલાદિતત્ત્વથી ભેદ છે એ પ્રકારની અન્વયવ્યાપ્તિ તો થઈ શકતી નથી કારણ કે પૃથ્વીતત્ત્વ પક્ષરૂપે લીધેલું હોવાથી અને ગંધ એ તત્ત્વથી અતિરિક્ત કોઈ સ્થળે રહેલો નહિ હોવાથી, એ વ્યાપ્તિના ઉદાહરણમાટે જોઇતું કોઈ દૃષ્ટાન્ત નથી (અર્થાત્ કોઈ સપક્ષ નથી) તેથી આ સ્થળે માત્ર 'જ્યાં જ્યાં સાધ્ય નથી ત્યાં ત્યાં હેતુ નથી', 'જ્યાં જ્યાં જલાદિતત્ત્વથી ભેદ નથી ત્યાં ત્યાં ગંધ નથી જેમકે જલતત્ત્વ, વાયુતત્ત્વ વગેરે સ્થળે' એ પ્રકારની

---

હેતુ કહે છે તેમાં જે જોઇએ છીએ જેને એ શાસ્ત્ર કેવલાન્વયી હેતુ કહે છે તેમાં ૩ જો ધર્મ જોઇતો નથી, અને જેને કેવલવ્યતિરેકી હેતુ કહે છે તેમાં ૨ જો ધર્મ જોઇતો નથી કારણ કે કેવલાન્વયીમાં વિપક્ષ હોતો નથી અને કેવલવ્યતિરેકીમાં સપક્ષ હોતો નથી તેથી એ બેમાં ચાર ધર્મો જોઇએ છીએ

+જ્યાં અન્વયવ્યાપ્તિ જ હેતુની થઇ શકે છે ત્યાં તો અન્વય પ્રાધાન્ય જ છે અને જ્યાં અન્વય અને વ્યતિરેક એમ બન્ને વ્યાપ્તિ થઈ શકે એમ હોય છે ત્યાં પણ અન્વયવ્યાપ્તિને જ પ્રધાન ગણી છે

વ્યતિરેકવ્યાપ્તિમાત્ર થઈ શકે છે. તેથી એ વ્યતિરેકવ્યાપ્તિના જ્ઞાનરૂપ અનુમાનમાં વ્યતિરેકમાત્ર છે (વ્યતિરેકનું પ્રાધાન્ય છે) તથા એ પ્રાધાન્યવડે એ અનુમાન નિષેધ કરનાર છે. તેથી એ અનુમાન અવીત અનુમાન છે. આથી વશેષિક લોકોનું કેવલ વ્યતિરેકિ અનુમાન અને આ એક જ કરે છે. આ સ્થળના અવીત અનુમાનને ઘણે પ્રસંગે શેષવત્ અનુમાન કહેવામાં આવે છે.

જે વીત અનુમાન છે તે બે પ્રકારનું છે (૧) પૂર્વવત્ અને (૨) સામાન્યતોદષ્ટ. ત્યાં જે ધર્મ સાધ્ય હોય તે સાધ્ય ધર્મરૂપ સામાન્યના આશ્રયરૂપ વ્યક્તિ જ્યાં પ્રત્યક્ષ હોય ત્યાં પૂર્વવત્ અનુમાન કહેવાય છે. જેમ જ્યાં જ્યાં ધૂમ છે ત્યાં ત્યાં વહ્નિ છે જેમકે મહાનસ, વરાળયંત્ર વગેરે પ્રદેશમાં—એ સ્થળે વહ્નિત્વરૂપ ધર્મ સાધ્ય છે. એ સાધ્ય ધર્મરૂપ સામાન્યની વ્યક્તિ અર્થાત્ વહ્નિ મહાનસ, વરાળયંત્ર વગેરેમાં દૃષ્ટ છે. તેથી આ અનુમાનમાં આ પ્રકારનું સાધ્ય હોવાથી એ અનુમાન પૂર્વવત્ છે. જે સાધ્ય ધર્મરૂપ સામાન્યની વ્યક્તિ પ્રત્યક્ષ નથી એટલે વિશેષરૂપે જ્ઞાત નથી, પણ માત્ર સામાન્યરૂપે જ જ્ઞાત છે તે સાધ્યધર્મને વિષય કરનાર અનુમાન પ્રમાણ સામાન્યતોદષ્ટ છે. જેમ રૂસ, રૂપાદિરૂપે અંતઃકરણને પરિણામ થાય છે ત્યારે એ પરિણામોનું કોઈ કરણ હોવું જોઈએ એ અનુમિતિ, કારણ કે એ ક્રિયારૂપ છે એ હેતુથી કરવાની છે. છેદનાદિ ક્રિયાઓ હોવાથી એમાં કુઠારાદિ કરણ છે એ જ્ઞાત છે. તેથી એ દૃષ્ટાન્તથી આ વ્યાપ્તિ કરવી કે 'જ્યાં જ્યાં ક્રિયા હોય છે ત્યાં ત્યાં તેનું કોઈ કરણ હોય છે' એ જરૂરનું છે—એ અન્વયવ્યાપ્તિનું જ્ઞાન અનુમાન પ્રમાણ છે. અહિં કરણત્વ એ ધર્મ સાધ્ય છે. એ કરણત્વરૂપ ધર્મવાળી વ્યક્તિ ( કરણ ) છેદનક્રિયાસ્થળે સામાન્યરૂપે ( કરણત્વરૂપે ) જ્ઞાત છે તથાપિ જે પ્રકારનું કરણત્વ ( જ્ઞાનનું કરણત્વ ) સાધ્ય છે તે પ્રકારના કરણત્વવાળી વ્યક્તિઓ ઇન્દ્રિયો છે તે કોઇ પણ પ્રસંગે દૃષ્ટ નથી, તેથી આ અનુમાન સામાન્યતોદષ્ટ છે, પૂર્વવત્ અને સામાન્યતોદષ્ટ એ એ અનુમાનમાં સાધારણ ભેદ એ છે કે પૂર્વવતમાં દૃષ્ટાન્ત પ્રત્યક્ષ છે અને સામાન્યતોદષ્ટમાં યથાર્થસાધ્યવાળું દૃષ્ટાન્ત પ્રત્યક્ષ નથી.

આ રીતે અનુમાન પ્રમાણ ત્રણ પ્રકારનું થયું: ( ૧ ) શેષવત્ ( ૨ ) પૂર્વવત્ અને (૩) સામાન્યતોદષ્ટ. એ ત્રણે પ્રકારના અનુમાનોથી માત્ર સામાન્યવિષયક જ જ્ઞાન થાય છે, જેમકે પર્વતમાં જ્યારે અનુમાનથી વહ્નિનું જ્ઞાન થાય છે ત્યારે તેઉં માત્ર વહ્નિ-

તરૂપે જ્ઞાન થાય છે પણ તે વહ્નિ અન્ય વહ્નિથી શા શા વિશેષવાળો છે તે વિશેષમાંથી કોઈ પણ વિશેષનું જ્ઞાન થતું નથી, એ જ પ્રમાણે અન્ય સર્વ સ્થળે પણ હોય છે. તેથી અનુમાન પ્રમાણથી માત્ર વહ્નિત્વાદિસામાન્યનું જ જ્ઞાન થાય છે, વિશેષનું જ્ઞાન થતું નથી. તેથી અનુમાન પ્રમાણમાં ( અનુમાન નામની વૃત્તિમાં ) સામાન્યાવધારણ હોય છે એ સ્પષ્ટ થાય છે.

આપ્રમાણે પ્રત્યક્ષપૂર્વક અનુમાન હોવાથી પ્રત્યક્ષપછી અનુમાનનુ નિરૂપણ કરયું છે હવે અનુમાનમૂલક આગમપ્રમાણ હોવાથી અનુમાનપછી આગમનો નિર્દેશ છે તેથી હવે આગમ પ્રમાણનું પ્રતિપાદન કરીએ.

## આગમ.

આગમ શબ્દનો વ્યુત્પત્તિસિદ્ધ અર્થ आप्ताद आगच्छति इति–આપ્ત પુરુષતરફથી આવતુ જ્ઞાન–એ થાય છે એ અર્થને સમાન જ એનુ લક્ષણ કરવામા આવે છે એનુ લક્ષણ પાતંજલ ભાષ્યમા આપ્રમાણે કરયુ છે કે आप्तेन दृष्टोऽनुमितो वाऽर्थः परत्र स्वबोधसंक्रान्तये शब्देनोपदिश्यते । शब्दात्तदर्थविषया वृत्तिः श्रोतुरागमः॥ યથાર્થ વક્તારૂપ આપ્ત પુરુષે પોતે દૃષ્ટ ( પ્રત્યક્ષ પ્રમાણથી જાણેલો ) અથવા અનુમિત જે અર્થ તદ્વિષયક પોતાનું જ્ઞાન અન્યને આપવામાટે તેનો જે શબ્દથી બોધ કરવામા આવે તે શબ્દથી બોધન કરાનો અર્થ છે વિષય જેનો એવી શ્રોતાપુરુષની તે શબ્દ સાંભળવાથી થયેલી વૃત્તિ તે આગમ પ્રમાણ છ આ લક્ષણના મૂલ વક્તાનું જ ગ્રહણ કરયું છે તેથી दृष्टोवाऽनुमितः એમ બે જ કહ્યા છે, પણ એ પદો લુપ્ત. એનાં પણ ઉપલક્ષક છે, તેથી મૂલ વક્તાપાસેથી સાંભળેલા અર્થનો ને સાભળનાર માણસ અન્યને બોધ કરે ત્યારે પણ જે બોધ જેને કરવામા આવ્યો હોય તે શ્રોતાના અંતઃકરણમાં તે બોધરૂપ શબ્દથી તેના અર્થવિષયક જે વૃત્તિ થાય તે વૃત્તિરૂપ જ્ઞાન પણ આગમપ્રમાણ કહેવાય. અહિં મૂલ પુરુષ વા બોધ આપનાર પુરુષ આપ્ત હોવા જોઇએ. ત્યાં જોવામા, અનુમાન કરવામાં વા સાભળવામાં તથા પ્રતિપાદન કરવામાં કુશળ હોઇને છેતરવા વગેરેની ઇચ્છાથી રહિત જે હોય તે આપ્ત કહેવાય છે

આથી કરીને જેનામાં અજ્ઞાનમાત્રનો અભાવ છે અર્થાત્ જેમને સર્વ યથાર્થ સ્વરૂપે પ્રત્યક્ષ છે તથા જે પરમકારુણિક છે, એ-

વા ઈશ્વરરૂપ મૂલ આપ્ત પુરુષથી પ્રણીત વેદ (વા. આગમ) જન્ય જ્ઞાન શ્રેષ્ઠ આગમ છે. અને વેદમૂલક જ સ્મૃતિ વગેરે હોવાથી તથા મનુવગેરે આપ્ત પુરુષોથી પ્રણીત થયેલી હોવાથી એથી થતું જ્ઞાન પણ ઉત્તમ આગમ પ્રમાણ છે. એ જ કારણથી, શ્રીવ્યાસાદિ પુરુષોથી પ્રણીત થયેલા પુરાણવગેરે ગ્રંથો પણ આપ્તવાક્ય હોવાથી તેથી થતું જ્ઞાન પણ ઉત્તમ આગમ પ્રમાણ છે. અને ચાર્વાકાદિ મતના આગમો જેઓ શ્રીબૃહસ્પતિ વગેરે દેવોએ અવતાર ધરી અસુરલોકોને છેતરવાને માટે કરેલા છે અને તેથી એ આપ્ત નહિ એવાથી પ્રણીત થયેલા છે તેથી થતું જ્ઞાન આગમ પ્રમાણ નથી.

આ આગમ પ્રમાણથી પણ સામાન્યવિષયક જ જ્ઞાન થાયછે, વિશેષનું જ્ઞાન થતું નથી, એનું પ્રતિપાદન આગળ કરાશે.

આપ્રમાણે આ શાસ્ત્રમાં પ્રત્યક્ષ, અનુમાન અને આગમ એ ત્રણ જ પ્રમાણો માન્યાં છે અન્ય શાસ્ત્રોમાં પ્રસંગવશાત વધારામાં (૧) ઉપમાન, (૨) અર્થાપત્તિ, (૩) અભાવ વા અનુપલબ્ધિ, (૪) સંભવ અને (૫) ઐતિહ્ય, એ પાંચ જોવામાં આવેછે. તથાપિ એ સર્વનો ઉક્ત ત્રણમાં અંતર્ભાવ થઇ જાયછે* તેથી આ સ્થળે અધિક કહ્યાં નથી તે યોગ્ય છે.

આપ્રમાણે ત્રણે પ્રકારની પ્રમાણવૃત્તિનું પ્રતિપાદન કર્યું. હવે ક્રમપ્રાપ્ત વિપર્યયનું પ્રતિપાદન કરેછે.

विपर्ययो मिथ्याज्ञानमतद्रूपप्रतिष्ठम् ॥८॥

સૂત્રાર્થઃ—પોતાના વિષયમાં પ્રતિષ્ઠાથી રહિત એવું જે મિથ્યાજ્ઞાન તે વિપર્યય છે.

विपर्ययः—એટલે પ્રસ્તુત વિપર્યય નામની વૃત્તિ. આ સૂત્રમાં આ પદ લક્ષ્યનો નિર્દેશ કરનાર છે.

मिथ्याज्ञानम्—એટલે स्वविषये स्वजन्यव्यवहारलोपिसर्वजनमतबाधवत्त्वम्। જે અયથાર્થ જ્ઞાનના સર્વસંમત બાધથી (ખોટું છે એ જ્ઞાનથી) સ્વવિષયક વ્યવહારનો લોપ થાયછે તે. જેમ શુક્તિમાં રજતનું જ્ઞાન થાયછે એ મિથ્યાજ્ઞાન છે કારણ કે જ્યારે એ મિથ્યાજ્ઞાન હોય છે

* જુઓ શ્રીસાંખ્યકારિકા તથા સાંખ્યતત્ત્વકૌમુદી.

ત્યારે શુક્તિને વિષે 'આ રજત છે' એવો વ્યવહાર (શબ્દપ્રયોગ) થાયછે. પણ જ્યારે એ જ્ઞાન બાધિત થાય છે (શુક્તિવિષે આ શુક્તિ છે એ પ્રકારના પ્રમાણજ્ઞાનથી 'આ રજત છે' એ જ્ઞાન ખોટું છે એમ જણાય છે) ત્યારે 'આ રજત છે' એ પ્રકારના વ્યવહારનો પણ લોપ થાયછે.

अतद्रूपप्रतिष्ठम्* –એટલે જેમ अश्राद्धभोजी ब्राह्मणः । કહેવાથી श्राद्धभोजी ब्राह्मण (શ્રાદ્ધમાં નહિ જમનાર બ્રાહ્મણ) એવો અર્થ નીકળેછે, તેમ આ સ્થળે अतद्रूपप्रतिष्ठम् કહેવાથી तद्रूपाप्रतिष्ठम्–विषयस्य रूपे प्रतिष्ठाशून्यम्-વિષયનું જે રૂપ હોય તે રૂપમાં પ્રતિષ્ઠા (સ્થિતિ) રહિત, અર્થાત્ જે વિષયના રૂપને ભાસમાન કરનાર નથી, પણ તે વિષયવિષે નહિ રહેલા કોઈ રૂપને (પ્રકારને) ભાસમાન કરે છે, અને તેથી પ્રમાણવૃત્તિથી જેનો બાધ થાય છે, અર્થાત્ જેની વિષયરૂપમાં દૃઢ સ્થિતિ નથી તે. જેમ શુક્તિવિષે શુક્તિત્વરૂપ હોય છે તેથી જે જ્ઞાન એ રૂપને એ વ્યક્તિમાં વિષય કરે છે તે જ્ઞાન કદાપિ બાધિત થતું નથી–દૂર થતું નથી, તેથી એ રૂપમાં દૃઢ સ્થિતિવાળું છે પણ જે જ્ઞાન એ શુક્તિના યથાર્થ જ્ઞાનથી દૂર થઈ જાય છે તે એ રૂપમાં દૃઢ સ્થિતિરૂપ પ્રતિષ્ઠાથી રહિત છે

આપ્રમાણે આ સૂત્રથી વિપર્યયનું એ લક્ષણ કર્યું કે જે જ્ઞાન પોતાના વિષયમાં પ્રતિષ્ઠાથી રહિત છે તથા જે જ્ઞાનનો બાધ થવાથી તદ્વિષયક વ્યવહારનો લોપ થાય છે તે જ્ઞાન વિપર્યય છે. આ લક્ષણ અદૂષિત છે, કારણ કે એમાં અવ્યાપ્તિવગેરે દોષો નથી આવતા ત્યાં વિપર્યયમાં ભ્રમ તથા સંશય એ બંનેનો સંગ્રહ કરવાનો છે, કારણ કે સંશય જો વિપર્યયમાં નહિ લઈએ તો પ્રમાણાદિ અન્ય કોઈ વૃત્તિમાં આવતો નથી તેથી લક્ષ્યમાં ભ્રમ તથા સંશય છે અલક્ષ્યમાં પ્રમાણાદિક અન્ય સર્વ વૃત્તિઓ છે. આ ઉપરનું લક્ષણ લક્ષ્યમાં લાગુ પડે છે, કારણ કે શુક્તિ-

* યોગવાર્તિકમાં આ પદનો આ પ્રમાણે અર્થ કર્યો છે કે तद् = જ્ઞાન, तद्रूप.=तद्रूप यस्य सः–એ જ્ઞાનનું રૂપ–એ જ્ઞાનના સમાન આકાર-છે જેનો એવો વિષય' એવો વિષય નહિ તે अतद्रूप, તેમાં પ્રતિષ્ઠિત તે अतद्रूपप्रतिष्ठम्. તેથી આ પદનો એ અર્થ થયો કે જે જ્ઞાનના સમાનાકાર વિષય નથી તેવા વિષયમાં સ્થિતિ પામેલું, એટલે તેવા વિષયને પ્રકાશનાર જે જ્ઞાન તે એ ટીકાકાર આ પદને मिथ्याज्ञानम् પદના વિવરણ કરનારરૂપે લે છે.

વિષે આ રજત છે એ પ્રકારનું ભ્રમાત્મક જ્ઞાન પ્રમાણવૃત્તિથી બાધિત થતું હોવાથી પોતાના વિષયમાં પ્રતિષ્ઠાથી રહિત છે, અને એ જ્ઞાનનો બાધ થવાથી 'આ રજત છે' એ પ્રકારના શુક્તિવિષેના વ્યવહારનો લોપ થાય છે તેમ જ સહજ અંધારામાં રહેનાં સ્થાણુવિષે 'આ સ્થાણુ છે કે પુરુષ છે' એ પ્રકારનું સંશયાત્મક જ્ઞાન પણ 'આ સ્થાણુ છે' એ પ્રકારની પ્રમાણવૃત્તિથી બાધિત થતું હોવાથી પોતાના વિષયમાં પ્રતિષ્ઠાથી રહિત છે અને એ જ્ઞાનનો બાધ થવાથી એ સંશય પુનઃ તે વખતે થતો નથી, અર્થાત્ 'આ સ્થાણુ છે કે પુરુષ છે' એ પ્રકારના વ્યવહારનો લોપ થાય છે તેથી આ લક્ષણ અવ્યાપ્તિ દોષથી રહિત છે અને અસંભવથી તો રહિત જ છે તેમ જ અતિવ્યાપ્તિથી પણ રહિત છે કારણ કે *अतद्रूपप्रतिष्ठम्* એ પદથી પ્રમાણવૃત્તિની વ્યાવૃત્તિ કરાય છે અને *मिथ्याज्ञानम्* એ પદથી વિકલ્પવૃત્તિની વ્યાવૃત્તિ કરાય છે કારણ કે વિકલ્પ અતદ્રૂપપ્રતિષ્ઠિત તો છે કારણ કે એનો પણ બાધ થાય છે તથાપિ વિકલ્પનો બાધ થાય પછી પણ તદ્વિષયક વ્યવહાર ચાલ્યા કરે છે લોપ પામતો નથી આ લક્ષણથી નિદ્રા અને સ્મૃતિ તો વ્યાવૃત્ત જ છે તેથી સર્વથા લક્ષણ અદૂષિત ઠરે છે

અહિં એ આક્ષેપ કરાય છે કે આ લક્ષણ અસંભવિત છે કારણ કે અમુક જ્ઞાન વિપર્યય છે એમ ક્યારે સિદ્ધ થાય કે જ્યારે ઉત્તરકાળે પ્રમાણવૃત્તિથી એ જ્ઞાનનો બાધ થાય ત્યારે પણ તે જ થવાનું નહિ, કારણ કે પ્રમાણવૃત્તિ અને વિપર્યયવૃત્તિ બન્ને વિરોધી હોવાથી જેમ જ્યાંસુધી જલ વિદ્યમાન હોય છે ત્યાંસુધી અગ્નિનો ઉદય થતો નથી તેમ જ્યાંસુધી વિપર્યયવૃત્તિ હોય છે ત્યાં સુધી પ્રમાણવૃત્તિનો ઉદય જ નહિ થવાનો વિશેષ સ્પષ્ટ કરી કહીએ તો આ પ્રમાણે—ચંદ્ર બે છે એ જ્ઞાન વિપર્યય છે એ દ્વિચંદ્રનું જ્ઞાન તો અવશ્ય ઉદય પામવાનું કારણ કે એ જ્ઞાન ઉદય પામતી વખતે એનો કોઈ પ્રતિબંધ કરનાર નથી અથવા શુક્તિવિષે રજતનું જ્ઞાન તો થવાનું કારણ કે જે સમયે શુક્તિવિષે રજ

---

+યોગવાર્તિકમાં મિથ્યાજ્ઞાન એ પદનો અર્થ જ અતદ્રૂપપ્રતિષ્ઠિત લીધેલો હોવાથી એ વ્યાખ્યાનુસાર વિકલ્પમાં એ લક્ષણની અતિવ્યાપ્તિ આવે છે એ અટકાવવામાટે વિકલ્પના લક્ષણમાં શબ્દજ્ઞાનાનુપાતી એ પદ મુકેલું હોવાથી આ વિપર્યયના લક્ષણમાં શબ્દજ્ઞાનાનનુપાતિ એ પદ અધ્યાહાર સમજી લેવું એવું કહ્યું છે

તનું જ્ઞાન થાય છે તે સમયે શુક્તિવિષે 'આ શુક્તિ છે' એવું નિરોધિ જ્ઞાન વિદ્યમાન નથી. પણ એક વખત દ્વિચંદ્રજ્ઞાનનો વા રજતત્વજ્ઞાનનો ઉદય થયો તો પછી એથી વિરોધી જ્ઞાનનો, એકચંદ્રજ્ઞાનનો વા શુક્તિત્વજ્ઞાનનો ઉદય જ નહિ થવાનો, કારણ કે એ જ્ઞાનનું વિરોધિ જ્ઞાન-દ્વિચંદ્રાદિજ્ઞાન-પ્રતિબંધકરૂપે વિદ્યમાન છે. તેથી વિપર્યય જ્ઞાનનો ઉદય થયાથી પછી પ્રમાણ જ્ઞાનનો ઉદય જ થવો સંભવતો નથી તો પછી એ પ્રમાણ જ્ઞાન વિપર્યયનો બાધ કરે એ તો આશા જ શી ! અર્થાત્ એ વિપર્યયનું લક્ષણ અસંભવિત છે. એનો ઉત્તર આ પ્રમાણે -અહિં જે નિયમ કહ્યો તે, જ્યારે બે પદાર્થોનો ઉદય પરસ્પરની અપેક્ષાથી થતો હોય ત્યારે જ લાગુ પડે છે જેમ વહ્નિનો ઉદય જલની અપેક્ષાથી જ થતો હોય ત્યાં જ જલ હોય ત્યારે વહ્નિનો પ્રતિબંધ થવાનો પણ જ્યાં પદાર્થોનો ઉદય પોતપોતાના કારણથી થાય છે ત્યાં તો એ નિયમ લાગુ પાડતો નથી, એટલું જ નહિ પણ ત્યાં તો જે પદાર્થો બળવાન્ હોય તે ઉદય પામીને નિર્બળનો બાધ કરવાના જેમકે જલદ અને ગંધકના તેજ્જન્ય-કારણથી વહ્નિનો ઉદય થઇ શકે છે. તેથી એ કારણથી વહ્નિનો ઉદય થયો એટલે પછી તે બળવાન્ હોય તો જલનો બાધ કરવાનો. એ જ પ્રમાણે દૃષ્ટિદોષવિગેરે કારણથી વિપર્યયનો ઉદય થવાનો, અને વસ્તુસ્વરૂપથી પ્રમાણ જ્ઞાનનો પણ ઉદય થવાનો એ ઉદય થયો એટલે પછી પ્રમાણનો સ્વભાવ જ બળવાન્ હોવાથી એ પ્રમાણથી વિપર્યયનો બાધ થવાનો વિપર્યય અને પ્રમાણએ બંનેના કારણો ભિન્ન ભિન્ન હોવાથી એ બંનેનો ઉદય થઇ શકેછે અરે જોતા તો વિપર્યયનો નાશ અને પ્રમાણનો ઉદય એ બંને સમકાલીનજેવા છે તેથી વસ્તુસ્વરૂપ બળવાન્ હોવાથી તેનું જ્ઞાન થતા જ તે વિપર્યયને બાધ કરે છે એમાં કોઇને શંકા હોય તો તે પોતાનો અનુભવ જ તપાસી જોવો. તેથી આ લક્ષણ અદૂષિત છે એ સહજ સિદ્ધ થાયછે

આ વિપર્યય વ્યવહાર તથા પરમાર્થ ઉભય સ્થળે અતિ દુઃખદ હોવાથી અત્યંત હેય છે તેમાં પણ વ્યવહારવિષયક વિપર્યય તો સાધારણ દુઃખોને આપનાર છે જેનાથી આ દુર્નિવારય સંસારરૂપ અનર્થ પ્રાપ્ત થયો છે તે જ મુખ્ય વિપર્યય અતિક્લેશજનક છે તેથી સર્વથા હેય છે એ જ મુખ્ય વિપર્યયને શાસ્ત્રમાં અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ તથા અભિનિવેશ એ પાંચ વિભાગ કરી મંચપર્વા અવિદ્યા કહી વિસ્તારથી વર્ણવ્યો છે યદ્યપિ રાગ,દ્વેષાદિ

જ્ઞાનરૂપ નથી તેથી વિપર્યય નથી, પણ અવિદ્યારૂપ વિપર્યયથી અનુગત હોવાથી વિપર્યયરૂપ ગણાય છે. એ પાંચે પ્રકારની અવિદ્યા આ વિપર્યયની વૃત્તિવિશેષ જ છે. એ પાંચ પ્રકારની અવિદ્યારૂપ વિપર્યયને જ પ્રસંગે શાસ્ત્રમાં તમસ્, મોહ, મહામોહ, તામિસ્ર અને અંધતામિસ્ર એ પાંચ અન્વર્થક સંજ્ઞાઓ આપી વર્ણન કરેલાં છે. શ્રીવિષ્ણુપુરાણમાં કહ્યું છે કેઃ—

તમો મોહો મહામોહસ્તામિસ્રોઽન્ધસંજ્ઞકઃ ।
અવિદ્યા પંચપર્વૈષા પ્રાદુર્ભૂતા મહાત્મનઃ ॥

તમસ્, મોહ, મહામોહ, તામિસ્ર અને અંધતામિસ્ર એ પાંચ પર્વવાળી અવિદ્યા, સર્વત્ર વ્યાપક હોવાથી વિભુ, મહાન્ ઇત્યાદિ સંજ્ઞાથી ઓળખાતા પુરુષને પ્રાદુર્ભૂત થઈ છે. ત્યાં અવ્યક્ત, મહત્તત્ત્વ, અહંકાર, અને પાંચ તન્માત્રા એ આઠ અનાત્મ પદાર્થવિષે થતી આત્મબુદ્ધિરૂપ અવિદ્યા તે આઠ પ્રકારનું તમસ્ છે. અષ્ટવિધ અવિદ્યાને તમસ્ સંજ્ઞા યોગ્ય છે કારણ કે જેમ તમસ્થી તત્ત્વ ઢંકાયેલું રહે છે તેમ અવિદ્યાથી આત્મતત્ત્વ ઢંકાયેલું રહે છે. દેહાદિવિષે થતી આત્મબુદ્ધિનો પણ આ તમસ્માં જ અંતર્ભાવ કરાય છે. અણિમાદિ આઠ સિદ્ધિરૂપ અષ્ટવિધ ઐશ્વર્ય જે વાસ્તવે જોતાં મોક્ષનું વિરોધી હોવાથી અશ્રેયરૂપ છે તેને વિષે થતી શ્રેયરૂપ બુદ્ધિ તે અષ્ટ પ્રકારનો મોહ છે. આ અષ્ટવિધ ઐશ્વર્યને પામવાથી તેને જ શ્રેયરૂપ માની જે યોગીઓ તથા દેવો, અમૃતરૂપ મોક્ષને પામ્યા છે એમ માને છે તે આ અષ્ટવિધ મોહરૂપ અસ્મિતાથી ગ્રસ્ત થયેલા છે. યોગબળે કરીને આ અષ્ટવિધ ઐશ્વર્યને પામીને અર્થાત્ સિદ્ધરૂપ થઈને ઐહિક, તથા પારલૌકિક શબ્દાદિ પાંચ વિષયોને હું ભોગવીશ—એ પ્રકારની બુદ્ધિ, તે દશવિધ મહામોહરૂપ રાગ છે. આવા આશયથી પ્રવૃત્ત થયેલો કોઈથી પ્રતિબંધને પામે ત્યારે અષ્ટવિધ ઐશ્વર્યને મેળવી શકતો નથી તથા તન્મૂલક જે ઐહિક અને પારલૌકિક શબ્દાદિ વિષયોનો ભોગ તેને પણ પ્રાપ્ત કરી શકતો નથી ત્યારે એ અષ્ટાદશ અસિદ્ધિથી તે પ્રતિબંધક ઉપરનો ક્રોધ–દ્વેષ–તે અષ્ટાદશ પ્રકારનો તામિસ્ર છે. એટલે પાંચ ઐહિક શબ્દાદિ વિષયો તથા પાંચ પારલૌકિક શબ્દાદિ વિષયો અર્થાત્ દશવિધ શબ્દાદિ વિષયો જેને એણે સ્વરૂપતઃ અભેદ માન્યા છે તે તથા તેના સાધનભૂત અષ્ટપ્રકારનું ઐશ્વર્ય જે

સ્વરૂપત નહિ પણ સાધનરૂપે વિષ માન્યુ છે, એ અષ્ટાદશના વિરોધી-પ્રતિબંધક વિરોધ થનો દ્વેષ તે અઢાર પ્રકારનો તામિસ્ર છે. આ પ્રકારના સાધનરૂપ અષ્ટવિધ સામર્થ્યને પામી તથા તેથી શબ્દાદિ દશવિધ વિષયોને પ્રાપ્ત કર્યા પછી એ સર્વ પ્રલયમા નાશ પામી જશે એ જ્ઞાનથી થતો અભિનિવેશ તે અષ્ટાદશ પ્રકારનો અંધતામિસ્ર છે દેવાદિ વિષય એ સર્વનો અસુરાદિથી ર૦ એને નાશ થાય એ પ્રકારનો ભય તે પણ આ અષ્ટાદશ પ્રકારનો અંધતામિસ્ર છે આ પ્રમાણે અવિદ્યાદિને તમસ્ વિગેરે સંજ્ઞાથી શાસ્ત્રમા વર્ણન કર્યા છે આ અવાન્તર વિભાગો પણ શ્રીસાંખ્યકારિકામા પ્રતિપાદન કર્યા છે ત્યા કહ્યું છે કે—

भेदस्तमसोऽष्टविधो मोहस्य च दशविधो महामोह ।
तामिस्रोऽष्टादशधा तथा भवत्यन्धतामिस्र ॥४८॥

તમસ્ આઠ પ્રકારનુ છે તેમ જ મોહ પણ આઠ પ્રકારનો છે મહામોહ દશ પ્રકારનો છે તામિસ્ર અને અંધતામિસ્ર પ્રત્યેક અઢાર પ્રકારનો છે

આ અવાન્તર ૬૨ ભેદવાળી તથા અવિદ્યા, અસ્મિતા, રાગ દ્વેષ અને અભિનિવેશ એ પાચ પર્વવાળી જે અવિદ્યાવૃત્તિ તે વિપર્યયવિશેષ જ છે એ મુખ્ય વિષયરૂપ હોવાથી અર્થાત સસારરૂપ અનર્થના મૂલભૂત હોવાથી અવશ્ય નિરોધ કરવા યોગ્ય છે એ જ આ સૂત્રનુ મુખ્ય તાત્પર્ય છે

આ પ્રમાણે વિપર્યયનુ સ્વરૂપ કહી હવે ઉદ્દેશક્રમાનુસાર, તૃતીય પ્રકારની વૃત્તિરૂપ વિકલ્પનુ સ્વરૂપ પ્રતિપાદન કરે છે

शब्दज्ञानानुपाती वस्तुशून्यो विकल्प ॥९॥

**સૂત્રાર્થ**—શબ્દ તથા શબ્દજ્ઞાનને સર્વદા ઉત્પન્ન કરનાર અથવા શબ્દના શ્રવણથી થનાર જે નિર્વસ્તુક જ્ઞાન તે વિકલ્પવૃત્તિ છે

शब्दज्ञानानुपाती એ સમસ્તપદના બે અર્થ થાય છે

(૧) शब्दस्य ज्ञानं च शब्दज्ञाने ते अनुपातिनी (उत्तरकाले अवश्य भाविनी ) यस्य स શબ્દ તથા શબ્દશ્રવણથી થતુ જ્ઞાન એ બન્ને જેનાથી સર્વદા થયા કરે છે તે એટલે જે મિથ્યાજ્ઞાનથી બાધકાળે તેમ જ અબાધકાળે એમ સર્વદા શબ્દપ્રયોગ તથા તેથી થતુ મિથ્યાજ્ઞાન થયા કરે છે તે

(૨) शब्दजनितज्ञानं शब्दज्ञानं । तदनुपातितुं शीलं यस्य सः એટલે શબ્દનું જે શ્રવણ તે શબ્દજ્ઞાન. એ શબ્દશ્રવણથી નિરંતર થવાપણું જેને છે તે મિથ્યાજ્ઞાનરૂપ વૃત્તિ.

આપ્રમાણે બે અર્થ આ પદના થઇ શકે છે. ત્યાં પ્રથમ અર્થ આ પ્રમાણે છે કે જે વૃત્તિથી શબ્દ તથા શબ્દજ્ઞાન બાધકાળે તથા અબાધકાળે થાય છે તે; અને બીજો અર્થ આમ છે કે જે વૃત્તિરૂપ જ્ઞાન શબ્દના શ્રવણથી—તે જ્ઞાન બાધિત થયેલું જણાય છે ત્યારે પણ તે બાધને જાણનાર વિવેકીને પણ–થાય છે તે. આ બે અર્થમાંથી પ્રથમ અર્થમાં એ વૃત્તિને શબ્દજ્ઞાનના જનકરૂપે કહી છે અને દ્વિતીય અર્થમાં એ વૃત્તિને શબ્દશ્રવણથી ઉત્પન્ન થનારી કહી છે, એટલો ફેર છે.

वस्तुशून्यः—જે જ્ઞાનનો વિષયરૂપ પદાર્થ નથી, અર્થાત્ જે જ્ઞાન નિર્વસ્તુક છે. આ પદનો અર્થ મિથ્યાજ્ઞાન વા વિપરીતજ્ઞાન છે.

આ સૂત્રથી વિકલ્પનું એ લક્ષણ કર્યું કે (૧) એ (બાધકાળે પણ વિવેકીસુદ્ધાંને) શબ્દજ્ઞાન કરાવનાર છે અથવા તો શબ્દશ્રવણથી ઉત્પન્ન થનાર છે અને (૨) એ મિથ્યાજ્ઞાનરૂપ છે, અર્થાત્ એનો બાધ થાય છે. આ બે ધર્મવાળી જે વૃત્તિ તેને આ સ્થળે વિકલ્પવૃત્તિ કહી છે. વિકલ્પવૃત્તિના લક્ષણમાં આ બંને ધર્મો મુકવા જરૂરના છે. કારણ કે જો પ્રથમ ધર્મ માત્ર રાખીએ અને દ્વિતીય ધર્મ કાઢી નાંખીએ તો એ લક્ષણની પ્રમાણમાં અતિવ્યાપ્તિ આવે. પ્રમાણરૂપ વૃત્તિથી પણ શબ્દવ્યવહાર તથા તજ્જન્ય જ્ઞાન થાય છે. તેમજ આપ્તવાક્યરૂપ શબ્દસમૂહના શ્રવણથી આગમપ્રમાણરૂપ વૃત્તિ ઉત્પન્ન થાય છે. તેથી જો માત્ર शब्दज्ञानानुपाती विकल्पः—એમ કહીએ તો યથાર્થ વસ્તુને વિષય કરનાર પ્રમાણવૃત્તિ પણ વિકલ્પમાં આવી જાય. એ અતિવ્યાપ્તિ દૂર કરવા દ્વિતીય ધર્મ જરૂરનો છે. વિકલ્પનો દ્વિતીય ધર્મ એ છે કે એ મિથ્યાજ્ઞાનરૂપ છે. પ્રમાણવૃત્તિ યથાર્થજ્ઞાનરૂપ હોવાથી એમાં આ દ્વિતીય ધર્મ નથી. તેથી એ વૃત્તિ વિકલ્પમાં નથી આવતી. હવે જો માત્ર દ્વિતીય ધર્મ કહીએ અને પ્રથમ ધર્મ કાઢી નાંખીએ તો વિકલ્પમાં વિપર્યય પણ આવી જવાનો. જ્યારે જે જે મિથ્યાજ્ઞાનરૂપ હોય તે સર્વ વિકલ્પ છે એમ કહ્યું ત્યારે વિપર્યય પણ મિથ્યાજ્ઞાનરૂપ હોવાથી વિકલ્પ જ ઠરવાનો. આ અટકાવવા, તથા યદ્યપિ વિક-

રૂપ વિપર્યયરૂપ એક અંશમાં છે તથાપિ કોઈ અંશમાં વિશેષતાઓ છે એ પ્રતિપાદન કરવા પ્રથમ ધર્મની જરૂર છે. પ્રથમ ધર્મથી એ અર્થનું પ્રતિપાદન કર્યું છે કે જેમ વિપર્યયમાં એક વખત પ્રમાણથી બાધજ્ઞાન થયું કે પછી એ મિથ્યાજ્ઞાનવિષયક શબ્દપ્રયોગાદિ વિગેરે વિવેકીને છુટી જાય છે તેમ અહિં નથી. વિકલ્પમાં તો એ જ્ઞાનનું મિથ્યાત્વ જણાય ત્યારપછી પણ વિવેકી પુરુષોસુદ્ધા એ મિથ્યાજ્ઞાનવિષયક શબ્દપ્રયોગાદિ કરે છે તેથી પ્રથમ પદ વિકલ્પની વિપર્યયથી વ્યાવૃત્તિ કરવા જરૂરનું છે

આપણે આ વિકલ્પવૃત્તિનું આ સૂત્રથી અદૂષિત લક્ષણ કર્યું. એ વિકલ્પવૃત્તિ કવચિત્ ભેદમાં અભેદનો આરોપ કરે છે, કવચિત્ અભેદમાં ભેદનો આરોપ કરે છે વિગેરે અનેક પ્રકારે પ્રવર્તે છે

"પુરુષનું ચૈતન્ય" અહિં આ બે પદોનો 'દેવદત્તની ગાય' એ બે પદોની માફક વિશેષણવિશેષ્યભાવસંબંધ પ્રતીત થાય છે પણ એ સંબંધ જ્યાં ભેદ હોય ત્યાં જ સત્ય ઠરે છે આ સ્થળે પુરુષ અને ચૈતન્ય એક જ હોવાથી એ સંબંધ મિથ્યા છે છતાં એવું જાણનાર વિવેકી પણ એ પ્રકારનો વ્યવહાર કરે છે તથા એ વાક્યથી એ વિવેકીને પણ એ વિશેષણવિશેષ્યભાવનું જ્ઞાન થાય છે તેથી એ જ્ઞાન વિકલ્પરૂપ છે તેમ જ "પુરુષ નિષ્ક્રિય છે" એ વાક્યનો અર્થ એવો છે કે પુરુષ ક્રિયાના અભાવવાળો છે એ વાક્યમાં પુરુષ આધારરૂપે અને ક્રિયાનો અભાવ આધેયરૂપે પ્રતીત થાય છે. તેથી, આ વાક્યથી પુરુષ અને ક્રિયાનો અભાવ એ બે વચ્ચે આધારાધેયભાવસંબંધ પ્રતીત થાય છે. જ્યારે એ સંબંધીઓ ભિન્ન ભિન્ન વસ્તુઓ હોય ત્યારે એ આધારાધેયભાવસંબંધ સત્ય ગણાય છે જેમકે પાત્રમાં જલ છે, વા પાત્ર જલપુરિત છે ઇત્યાદિ સ્થળે પણ અભાવ આધારથી કોઈ ભિન્ન વસ્તુ નથી પણ અધિકરણરૂપ જ છે તેથી આ સ્થળે બંને ભિન્ન ભિન્ન નહિ હોવાથી આધારાધેયસંબંધ મિથ્યા છે, છતાં એ વાક્યથી એની પ્રતીતિ થાય છે. તેથી એ પ્રતીતિ મિથ્યાજ્ઞાનરૂપ છે વિવેકી પુરુષો એ જાણે છે છતાં એ પ્રકારનો વ્યવહાર કરે છે તેથી એ મિથ્યાજ્ઞાન વિકલ્પરૂપ છે તેમ જ 'પુરુષ અનુત્પત્તિરૂપ ધર્મવાળો છે' એ વાક્યમાં માત્ર ઉત્પત્તિનો અભાવ વાસ્તવિક છે પણ એ અભાવ પુરુષની સાથે વિશેષ્યતાને પામનાર કોઈ વસ્તુરૂપ ધર્મ નથી, છતાં આ વાક્યથી એ

પ્રકારનું જ્ઞાન વિવેકીને પણ થાય છે તથા વિવેકી પુરુષ બાધજ્ઞાન પછી પણ એવો પ્રયોગ કરે છે, તેથી એ મિથ્યાજ્ઞાન પણ વિકલ્પવૃત્તિ છે. તે જ પ્રમાણે 'વૃક્ષપર શાખા છે'. એ વાક્યથી થતું જ્ઞાન પણ વિકલ્પ છે; પરંતુ જોતાં જ્યાં જ્યાં વૃક્ષત્વ હોય ત્યાં વૃક્ષ છે, એમ કહેવાય. તો એ નિયમથી શાખાપર વૃક્ષ છે એમ વસ્તુગતિથી કહેવાય. એ કિતપણ છતાં પણ વિવેકી પુરુષ એ વાક્યનો પ્રયોગ કરે છે. તેથી એ વાક્યથી થતું મિથ્યાજ્ઞાન વિકલ્પ છે. એ જ પ્રમાણે આકાશપુષ્પ, શશશૃંગનું શિંગડું, વંધ્યાનો પુત્ર ઇત્યાદિ શબ્દોના શ્રવણથી જે કોઈ વિષયાકાર વૃત્તિ થાય છે તે મિથ્યાજ્ઞાનરૂપ છે અને વિવેકીને પણ થતી હોવાથી તથા વિવેકી પણ એ શબ્દોનો પ્રયોગ કરતા હોવાથી એ મિથ્યાજ્ઞાન વિકલ્પરૂપ છે. આ વિગેરે અસંખ્ય ઉદાહરણો એ વિકલ્પવૃત્તિનાં મળી શકે છે. છતાં એનું સ્વરૂપ સ્ફુટ કરવા ઉપયોગી ગણી આટલાં અત્ર બતાવ્યાં છે. અન્ય ઉદાહરણો દરેકે પોતાના અનુભવમાંથી તપાસી લેવાં.

આપ્રમાણે આ સૂત્રથી વિકલ્પવૃત્તિનું સ્વરૂપ કહ્યું. હવે ક્રમપ્રાપ્ત નિદ્રાવૃત્તિનું સ્વરૂપ-પ્રતિપાદન કરવા કહે છે કેઃ—

**अभावप्रत्ययालंबना वृत्तिर्निद्रा॥१०॥**

સૂત્રાર્થઃ—જાગ્રત અને સ્વપ્નવૃત્તિના અભાવના કારણરૂપ તમસને વિષય કરનાર વૃત્તિવિશેષ તે નિદ્રા.

અભાવ૦ઃ-અભાવ એટલે જાગ્રત અને સ્વપ્નવૃત્તિનો અભાવ. પ્રત્યય એટલે ( कार्यं प्रत्ययते गच्छति એ વ્યુત્પત્તિથી ) કારણ વા હેતુ. તેથી અભાવ૦—એટલે જાગ્રત અને સ્વપ્નવૃત્તિઓનો અભાવ કરનાર, જે અંતઃકરણનું વા ચિત્તનું તમસ્ દ્રવ્ય તે તમસને આલંબન કરનાર—વિષય કરનાર.

વૃત્તિ.—એટલે ચિત્તનો પરિણામવિશેષ. યદ્યપિ वृत्तयः पंचतय्यः એ સૂત્રથી वृत्तिः એ પદની અનુવૃત્તિ ચાલી આવે છે તથાપિ આ સ્થળે પાછું वृत्ति પદ વાપરવું છે તેનું કારણ આ છે: ઘણા લોકો નિદ્રાને ज्ञानाभावो निद्रा જ્ઞાનનો અભાવ તે નિદ્રા—એ લક્ષણ કરી અભાવરૂપ માને છે. પણ એ માનવું યોગ્ય નથી. એ અર્થનું પ્રતિપાદન કરવાને આ પદ આ સૂત્રમાં મુક્યું છે, તેથી આ વૃત્તિપદ સાભિપ્રાય છે અર્થાત્ કેવળ અનુવાદ માત્ર નહિ પણ વિધાન કરનાર છે.

આ સૂત્રથી એ કહ્યું કે જાગ્રત્ અને સ્વપ્નમાં વિવિધ વિષયોનું જ્ઞાન થાય છે તેથી એ અવસ્થામાં સત્ત્વ અને રજસનું પ્રાધાન્ય હોય છે. સુષુપ્તિમાં જાગ્રતની અને સ્વપ્નનીવૃત્તિઓનો અભાવ થાય છે. એ અભાવ સત્ત્વગુણથી તો થાય જ નહિ કારણ કે સત્ત્વગુણનો સ્વભાવ પ્રકાશ કરવું વિગેરે છે, પણ આચ્છાદન કરવાનો નથી. તેમ જ રજોગુણથી પણ અંતઃકરણ વા ચિત્ત ચંચલ થઈ વિવિધ વિષયોપ્રતિ ધાય છે અર્થાત વિવિધ વૃત્તિરૂપે પરિણામ પામે છે. તેથી રજોગુણથી પણ એનો સ્વભાવ આચ્છાદન કરવાનો નહિ હોવાથી જાગ્રતસ્વપ્નવૃત્તિઓનો અભાવ થઇ શકે નહિ એ અભાવનું કારણ તમો ગુણ છે. તમોગુણ આચ્છાદન કરેનાના સ્વભાવવાળો છે તેમ જ એમાં ગૌરવધર્મ છે. તેથી એ અભાવનુ કારણ તમોગુણ જ ઘટે છે એ તમોગુણને વિષય કરનાર વૃત્તિ જે સુષુપ્તિમાં સ્ફુરે છે તે વૃત્તિનું નામ નિદ્રા છે

નિદ્રા એ કેવળ વૃત્તિઓનો અભાવ નથી પણ વૃત્તિઓના અભાવના કારણરૂપ તમસને વિષય કરનાર ચિત્તની તામસ વૃત્તિ છે. જો નિદ્રાને વૃત્તિરૂપ ન લઇએ અને કેવળ જ્ઞાનના અભાવરૂપ લઇએ તો તેટલાથી નિર્વાહ થાય એમ નથી. જો સુષુપ્તિમા નિદ્રા નામની ચિત્તની વૃત્તિ નહિ હોય તો સુષુપ્તિમા કશુ જ્ઞાન નહિ થવું જોઇએ, અર્થાત્ જ્ઞાનનો કેવળ અભાવ જ હોવો જોઇએ. અને જ્ઞાનનો અભાવ હોય તો એ અવસ્થાના અનુભવની સ્મૃતિ પણ ન થવી જોઇએ. કારણ કે સ્મૃતિ અનુભવમૂલક છે. તેથી જો સુષુપ્તિસમયે કશો અનુભવ ન થતો હોય તો એ અવસ્થાની જાગ્રતમાં કશી સ્મૃતિ ન થવી જોઇએ પણ તેમ તો છે નહિ સુષુપ્તિથી જાગ્રતમાં પ્રવેશેલા માણસને સ્મરણ થાય છે. ક્યાં તો 'હું સુખેથી સુતો હતો, મારૂં મન પ્રસન્ન હતું—સ્વચ્છ હતું' ઇત્યાદિ પ્રકારનું સાત્ત્વિક નિદ્રાનું; ક્યાં તો 'હું દુઃખથી સુતો હતો, મારૂં મન ચંચલ થઈ ભમતું હતું' ઇત્યાદિ પ્રકારનું રાજસ નિદ્રાનું, અથવા તો 'હું મૂઢ થઈ રહ્યો હતો, મારાં ગાત્ર ભારે થઈ ગયેલાં હતાં, મારૂં મન શ્રાંત થયું હતું—જાણે બીજાથી હરણ કરાયેલું હોયની એવું હતું' ઇત્યાદિ પ્રકારનું તામસ નિદ્રાનું સ્મરણ સર્વને અનુભવથી સિદ્ધ છે. તેથી જાગ્રતમાં સુષુપ્તિવિષયક સ્મૃતિ થાય છે એ સ્પષ્ટ છે એ સ્મૃતિની ઉપપત્તિમાટે સુષુપ્તિમાં કોઈ અનુભવ કરનાર વૃત્તિ અવશ્ય અંગીકાર કરવી જોઇએ એ વૃત્તિ તે નિદ્રા છે. તેથી નિદ્રા જ્ઞાનનો અભાવ નથી પણ વૃત્તિવિશેષ છે એ સિદ્ધ થાય છે. શ્રુતિ પણ નિ-

षु धामसु यद्भोग्यं भोक्ता भोगश्च यद्भवेत् અર્થાત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થામાં જે ભોગ્ય, ભોક્તા અને ભોગ થાય છે—ઇત્યાદિ વચનથી સુષુપ્તિવિષે ભોગ્ય અને ભોગનું કથન કરે છે. ત્યાં વૃત્તિદર્શન એ ભોગ શબ્દનો અર્થ છે અને એ વૃત્તિનો જે વિષય હોય તે ભોગ્ય છે. તેથી એ શ્રુતિ સુષુપ્તિવિષે વૃત્તિ તથા તેનો વિષય છે એમ બોધન કરે છે. તેમ જ શ્રુતિમાં સુષુપ્તિના ભોગ ભોગવનારને (વૃત્તિના જોનારને) अंतःप्रज्ञः નામ આપ્યું છે તો એથી પણ સુષુપ્તિમાં ભોગ્યરૂપ વૃત્તિને શ્રુતિ અવશ્ય અંગીકાર કરે છે, તેથી આગમ્ પ્રમાણથી પણ *નિદ્રા એ વૃત્તિ છે એ સિદ્ધ થાય છે.

આપ્રમાણે નિદ્રા એ કેવળ જ્ઞાનનો અભાવ નથી પણ એક જાતની તામસવૃત્તિ છે અને તેથી યોગની સાક્ષાત્ વિરોધી છે અને તેથી અવશ્ય નિરોધ કરવાયોગ્ય છે એ તાત્પર્યનું આ સૂત્રથી પ્રતિપાદન કર્યું. હવે ક્રમપ્રાપ્ત છેલ્લી સ્મૃતિવૃત્તિનું પ્રતિપાદન કરે છે.

अनुभूत विषयासंप्रमोषः स्मृतिः ॥ ११ ॥

સૂત્રાર્થ:—પ્રમાણાદિથી અનુભવ કરાયેલા વિષયથી અધિકનું અગ્રહણ અર્થાત્ તેટલાનું જ ગ્રહણ તે સ્મૃતિ.

अनुभूत॰—अनुभूतौ यौ विषयौ (वृत्तिसंस्कारौ) तयोः असंप्रमोषः અનુભૂતા એટલે પૂર્વે અનુભવ કરાયેલા, પ્રાપ્ત થયેલા. વિષયો એટલે જ્ઞાનના વિષયો.

असंप्रमोष—એ શબ્દ ચોરીવાચક मुष् ધાતુઉપરથી વ્યુત્પન્ન થયો છે, તેથી સંપ્રમોષ એટલે ચોરી અને અસંપ્રમોષ એટલે

* યદ્યપિ નિદ્રા એ તામસી વૃત્તિ છે તથાપિ એના સાત્વિક, રાજસ અને તામસ એ ત્રણ વિભાગો આ પ્રમાણે કરવામાં આવે છે. નિદ્રા એ વૃત્તિ હોવાથી ચિત્તના પરિણામરૂપ છે અને તેથી એ પણ ત્રણ દ્રવ્યના અવયવીરૂપ છે. ત્યાં, જ્યારે એ વૃત્તિમાં તમસ્‌નું પ્રાધાન્ય, તેથી ન્યૂન સત્વ અને તેથી ન્યૂન રજસ્ હોય ત્યારે એ નિદ્રા વૃત્તિને સાત્વિક કહી છે; જ્યારે તમસ્‌નું પ્રાધાન્ય, તેથી ન્યૂન રજસ્ અને તેથી ન્યૂન સત્વ હોય છે ત્યારે એને રાજસી નિદ્રા કહી છે; અને જ્યારે સત્વ, રજસ્‌નો પણ અભિભવ, પણ સચિવવિના રાજ્ય કરનાર રાજાની માફક કેવળ તમસ્ જ રાજ કરે છે ત્યારે એ તમસ્‌વિષયક વૃત્તિ તામસી નિદ્રા છે.

ચોરી નહિ કરવી તે, અર્થાત્ અસ્તેય ત્યાં પોતાની નહિ ગણાતી મિલકતનું ગ્રહણ એ ચોરીનો અર્થ છે. આ સ્થળે જે અનુભૂત વિષય છે તે સ્મૃતિવૃત્તિની પોતાની મિલકત છે. તેથી તેટલાનું અથવા તેથી ન્યૂન વિષયનું ગ્રહણ જો એ વૃત્તિ કરે તો તે ચોરી નથી. પણ તેથી અધિક વિષયનું ગ્રહણ કરવું એ ચોરી છે તેથી असम्प्रमोषः પદથી એ અર્થ થયો કે અનુભૂત વિષયથી અન્યનું ગ્રહણ ન કરવું અર્થાત્ તેટલાનું અથવા તેથી ન્યૂન અર્થનું જ ગ્રહણ કરવું તે. તેથી પ્રકૃત સમસ્ત પદનો એ અર્થ થયો કે અનુભવ કરાયેલા જે વિષયોનુ એટલે ઘટાદિ ગ્રાહ્ય પદાર્થો તથા ઘટાદિ આકારને પામેલી જ્ઞાનરૂપ વૃત્તિ તેનું જ ગ્રહણ તે.

આ સૂત્રથી સ્મૃતિનું એ સ્વરૂપ નીકળ્યું કે અનુભવ કરાયેલા ઘટાદિ ગ્રાહ્ય વિષયો તથા તે સમયે થયેલી ઘટાદિઆકારવાળી ચિત્તની જેવૃત્તિ તેથી અધિકનુ અગ્રહણ એ સ્મૃતિ વૃત્તિ છે. ખરું જોતાં તો અધિકનુ ગ્રહણ ન કરવું એ સ્મૃતિ વૃત્તિનો ધર્મ છે, છતા ધર્મ અને ધર્મીની અભેદવિવક્ષાએ આ સ્થળે એ અગ્રહણને સ્મૃતિ કહી છે. તેથી સ્મૃતિનુ એ સ્વરૂપ થયુ કે જે વૃત્તિ અનુભૂત ગ્રાહ્ય વિષયનું તથા ગ્રાહ્યાકાર વૃત્તિનું જ માત્ર ગ્રહણ કરે છે તે વૃત્તિ સ્મૃતિ છે. સ્મૃતિવૃત્તિનું સ્વરૂપ 'તે દેવદત્ત,' 'તે ગંગા' ઇત્યાદિ પ્રકારનું છે એ લક્ષણથી સ્મૃતિને વૃત્તિ કહેવાથી સ્મૃતિના કારણરૂપ, તથા અનુભવથી પછી હોવાથી અનુભવના કાર્યરૂપ સંસ્કારની વ્યાવૃત્તિ કરાય છે તેમ જ सोऽयं देवदत्तः-તે દેવદત્ત આ છે, એ પ્રકારનું જ્ઞાન જેને પ્રત્યભિજ્ઞા કહે છે તેની પણ આ લક્ષણથી વ્યાવૃત્તિ કરાય છે. કારણ કે પ્રત્યભિજ્ઞામા स देवदत्तः તે દેવદત્ત-એ અંશમાં તે દેશકાલાદિવિશિષ્ટ દેવદત્ત અનુભવાયેલો હોવાથી સ્મૃતિ છે. પણ अयम्-આ-એ અંશમા અનુભવ છે તેથી પ્રત્યભિજ્ઞા સ્મૃતિ અને અનુભવ બન્નેને મિશ્રણ કરનાર હોવાથી એ પ્રત્યભિજ્ઞાનો સ્મૃતિમાં અન્તર્ભાવ થતો નથી. પ્રત્યભિજ્ઞાનો સ્મૃતિ અને અનુભવ એ બન્નેમાં અંતર્ભાવ થઇ શકે છે. તેથી આ સૂત્રમાં કરેલું સ્મૃતિનું લક્ષણ યોગ્ય છે અથવા તો 'તે દેશ કાળનો અનુભવ થયેલો છે, તેમ જ દેવદત્તનો અનુભવ' પણ થયેલો છે છતાં એ એના સંબંધનો અનુભવ નથી થયો અને स. देवदत्तः-તે દેવદત્ત-એમાં એ સંબંધ પણ વિષયરૂપે ભાસે છે તેથી એ જ્ઞાનમાં અનનુભૂત વિષય પણ છે અને તેથી એ સ્મૃતિ સૂત્રના લક્ષણથી ન કહેવાય' એમ કોઇ કહે તો સૂત્રથી સ્મૃતિનું સાધારણ સ્વરૂપમાત્ર

બતાવ્યું છે અને સ્મૃતિનું શાસ્ત્રીય લક્ષણ તો संस्कारजन्यं ज्ञानं स्मृतिः 'અનુભવથી પડેલા સંસ્કારથી થનાર જ્ઞાન તે સ્મૃતિ છે'–એ જ છે એ ઉત્તર ઉચિત છે. આ લક્ષણમાં એ અવ્યાપ્તિ નથી આવતી.

આ સૂત્રના अनुभूतविषय૦ એ પદમાં अनुभूतौ यौ विषयौ એ પ્રમાણે વિગ્રહ કરવાથી આ અર્થ નિકળે છે કે એ સ્મૃતિના વિષયરૂપે જેમ ગ્રાહ્ય ઘટાદિ વિષયો હોય છે તેજ પ્રમાણે પૂર્વનું ઘટાદિ જ્ઞાન પણ હોય છે ત્યાં પ્રથમ ઘટાદિ વિષયો તથા તદ્વિષયક જ્ઞાન એ બંનેનો અનુભવ થયેલો હોય છે. પ્રથમ આ ઘટ છે એ પ્રમાણે જ્ઞાન થાય છે. તેથી એ જ્ઞાનમાં ઘટ ગ્રાહ્યરૂપે પ્રતીત થાય છે. તદનંતર घटज्ञानवान् अहम् ઘટજ્ઞાનવાળો હું છું એ પ્રમાણે અનુભવ થાય છે. એ અનુભવ જેને અનુવ્યવસાય કહે છે તેમાં ઘટજ્ઞાન પણ વિષયરૂપે ભાસે છે. તેથી ઘટજ્ઞાનરૂપ વૃત્તિ પણ અનુભૂત થયેલી હોય છે. તેથી અનુભવમાં ઘટ તથા ઘટજ્ઞાન એ બંને વિષયો હોય છે. એ અનુભવ સ્વસમાનજાતીય સંસ્કાર ચિત્તમાં પાડે છે. તે સંસ્કાર કાલાદિ અભિવ્યંજક (જાગ્રત્ કરનાર) મળવાથી જ્યારે ઉદ્ભૂત થાય ત્યારે સ્વસમાન સ્મૃતિનો જ પ્રાદુર્ભાવ કરે છે. કારણકે અનુભવના સરખો સંસ્કાર અને સંસ્કારના સરખી સ્મૃતિ હોય એવો નિયમ સર્વત્ર છે. એ નિયમથી જ્યારે એ સંસ્કાર ઉદ્ભૂત થવાનો ત્યારે ઘટાદિ ગ્રાહ્ય વિષય તથા તેનું વૃત્તિરૂપ જ્ઞાન એ બંનેનું સ્મરણ કરાવવાનો, તેથી સ્મૃતિમાં ઘટાદિ ગ્રાહ્ય વિષય તથા વૃત્તિરૂપ જ્ઞાન એ બંને ભાસવાનાં. આ રીતે અનુભવ અને સ્મૃતિ બંને સરખાં છે કારણ કે અનુભવમાં પણ ગ્રાહ્ય અને જ્ઞાન બંને ભાસે છે અને સ્મૃતિમાં પણ તેમ જ છે. તથાપિ અનુભવમાં વૃત્તિરૂપ જ્ઞાન મુખ્ય છે એ घटज्ञानवान् अहं એ વાક્યથી જ સ્પષ્ટ દેખાય છે, અને સ્મૃતિમાં તે દેવદત્ત ઇત્યાદિથી જેમ સ્પષ્ટ જણાય છે તેમ ગ્રાહ્ય મુખ્યરૂપે ભાસે છે. અનુભવમાં જ્ઞાનના વિશેષણરૂપ ઘટ હોય છે અને સ્મૃતિમા તો ઘટ જાતે જ વિશેષ્યરૂપ હોય છે, તેથી અનુભવમાં જ્ઞાનની મુખ્યતા છે અને સ્મૃતિમા ગ્રાહ્યની મુખ્યતા છે. તેથી અનુભવ અને સ્મૃતિનો આ અંશમાં પણ ભેદ છે. બાકી સ્મૃતિમાં પણ ગ્રાહ્ય અને વૃત્તિરૂપ જ્ઞાન બંને વિષયરૂપે ભાસે છે, એ તો સિદ્ધ છે.

આપ્રમાણે આ સૂત્રથી સ્મૃતિવૃત્તિનું–જે પાંચ પ્રકારમાંની છેલ્લી વૃત્તિ હતી તેનું–પ્રતિપાદન કરયું.

આ રીતે આ સૂત્રોથી યોગનું સ્વરૂપ કહ્યું; તથા તેને ઉપયોગી વૃત્તિનું સ્વરૂપ તથા વૃત્તિના પાંચ પ્રકાર કહ્યા. એ પાંચે પ્રકારની વૃત્તિનાં સ્વરૂપ પણ કહ્યાં; તથા કહ્યું કે આ પાંચે પ્રકારની વૃત્તિઓનો નિરોધ કરવો; એ કરવાથી શું ફલ થાય છે એ પણ સંક્ષેપમાં કહ્યું. હવે એ નિરોધ કરવાનો કહ્યો પણ તે ઉપાયવિના થવો અશક્ય છે. તેથી ઉપાયનું પ્રતિપાદન કરવું આવશ્યક છે. એ ઉપાયોનું સાધારણ પ્રતિપાદન કરવા ઉત્તર પાંચ સૂત્રો રચ્યાં છે. ત્યાં પ્રથમ તો એ ઉપાય કયા છે તે કહે છે.

अभ्यासवैराग्याभ्यां तन्निरोधः ॥१२॥

**સૂત્રાર્થ**—એ પાંચે પ્રકારની વૃત્તિઓનો નિરોધ અભ્યાસ તથા વૈરાગ્યવડે થાય છે.

अभ्यास०—એટલે અભ્યાસ તથા વૈરાગ્યવડે. આ પદ તૃતીયાંત હોવાથી સાધનનો નિર્દેશ કરનાર છે તથા આ સૂત્રમાં સાધનનું વિધાન કરવાનું હોવાથી આ પદ જ વિધેયનું પ્રતિપાદન કરનાર છે

तन्निरोध.—એ પાંચે પ્રકારની વૃત્તિઓનો નિરોધ

આ સૂત્રથી પૂર્વે પ્રશ્ન કર્યો હતો કે એ વૃત્તિનો નિરોધ કયા ઉપાયથી કરવો તેનો એ ઉત્તર આપ્યો કે અભ્યાસ તથા વિરાગ એ સાધનોથી એ વૃત્તિનો નિરોધ કરવો. આ સૂત્રથી નિરોધના સાધનરૂપે બે ઉપાયો કહ્યા: (૧) અભ્યાસ અને (૨) વિરાગ ત્યાં એ બનેમાંથી ગમે તે એક ઉપાય સાધક કરે તો ચાલે એમ છે કે સાધકે એ બને ઉપાયોનું અનુષ્ઠાન કરવું જરૂરનું છે એ વિચારવાનું છે, અર્થાત્ આ સૂત્રમાં च વિગેરે કોઈ શબ્દ ન હોવાથી એ બે ઉપાયોનો વિકલ્પ સૂત્રકારે કહ્યો છે કે એ બનેનો સમુચ્ચય કહ્યો છે એ સંશયગ્રસ્ત રહે છે ત્યાં પૂર્વપક્ષ એ પ્રાપ્ત થાય છે કે એ સાધનોનો વિકલ્પ ગ્રંથકારને માન્ય છે કારણ કે દુઃખનો અભાવ એ મુખ્યફલ છે. એ ફલના સાધનરૂપે યોગનું વિધાન છે. ત્યાં દુઃખ થવાનું કારણ પદાર્થોપરની આસક્તિ છે કારણ કે આસક્તિના અભાવે દુઃખ થતું દેખાતું નથી અન્યના લાખ ગેઇને માણસને દુઃખ થતું નથી પણ પોતાના પ્રિય માનેલા પદાર્થોના નાશ વા વિયોગથી જ દુઃખ થાય છે એ સર્વને અનુભવસિદ્ધ છે. એ ઉદાહરણથી એ સ્પષ્ટ દેખાય છે કે દુઃખનું કારણ મરણ વા વિયોગ નથી પણ જે પદાર્થના વિયોગ વા મરણથી દુઃખ થાય છે તે પદાર્થવિષેનો માણસનો રાગ જ કારણ છે. જે મરણ

વા વિયોગથી જ દુઃખ થતું હોય તો સર્વદા સર્વના મરણથી દુઃખ થવું જોઈએ. પણ તે તો છે નહિ. તેથી આસક્તિ વા રાગ એ જ દુઃખનું કારણ છે. આસક્તિ વા રાગને લીધે જ વૃત્તિઓ વિષયમાં લાગેલી રહે છે અર્થાત્ ચિત્ત ચંચલતાને પામી એકાગ્ર વા નિરુદ્ધ રહેતું નથી, પણ વૃત્તિવાળું રહ્યા કરે છે. તેથી એ આસક્તિ વા રાગને દૂર કરવા વિરાગમાત્રની જરૂર છે. અથવા તો પોતાનું દુઃખમાત્રથી રહિત પુરુષત્વ જાણવારૂપ (એટલે પોતે સર્વ દશ્યપ્રપંચથી વિલક્ષણ છે તથા તેથી ભિન્ન છે એ જાણવારૂપ) વિવેકખ્યાતિમાત્રની જરૂર છે, તેથી ક્યાં તો વિરાગની વા ક્યાં તો અભ્યાસની—એમાંથી એકની—સાધકને માટે જરૂર છે. પણ બંનેની જરૂર નથી. તેથી આ સ્થળે આ બે સાધનોનો વિકલ્પ વિવક્ષિત છે એ પ્રાપ્ત થયું.

એ પૂર્વપક્ષ વિશેષ વિચારથી યોગ્ય ઠરતો નથી. કારણ કે ચિત્ત એક નદીરૂપ છે અને તે બે પ્રકારે વહન કરે છે. ક્વચિત્ સંસારસાગરતરફ વહન કરે છે, અને ક્વચિત્ કૈવલ્યસાગરતરફ વહન કરે છે. સ્વાભાવિક રીતે સર્વ જીવોની ચિત્તનદી સંસારસાગરતરફ વહન કરતી દેખાય છે. શ્રીકઠોપનિષદ્‌માં પણ કહ્યું છે કે पराञ्चि खानि व्यतृणत् स्वयंभूः—સ્રષ્ટાએ સર્વ ઇન્દ્રિયોને પરાક્ પદાર્થને જોનાર રૂપે જ રચી છે, અર્થાત્ એ ઇન્દ્રિયોથી ચિત્ત સંસારતરફ જ ખેંચાયેલું રહે છે. તેથી નિરોધમાટે સાધકને બે કર્તવ્ય છે. એક તો એ નદીના સંસારસાગરતરફના માર્ગને રોધવો તથા એ નદીને કૈવલ્યસાગરતરફ વાળી એને ત્યાં જ લીન કરી દેવી. એ બે કર્તવ્યની સિદ્ધિ થાય છે ત્યારે જ યથાર્થ નિરોધની સિદ્ધિ થઈ કહેવાય છે. એ બે કર્તવ્યમાટે સૂત્રોક્ત બંને સાધનોનો સમુચ્ચય જરૂરનો છે. વૈરાગ્યથી સંસારતરફ વહેતા પ્રવાહને અટકાવાય છે અને અભ્યાસથી એ પ્રવાહને કૈવલ્યસાગરમાં લીન કરાય છે. એટલે ચિત્તવૃત્તિ વિષયાભિમુખ રહે છે તેને વિષયમાં દોષદર્શનાદિ ઉપાયોથી તેતરફ જતી બંધ પાડવામાં આવે છે અને એ વિષયતર જતી અટકેલી વૃત્તિઓને પુરુષતત્ત્વપ્રતિ અભ્યાસરૂપ ઉપાયવડે લઈ જવામાં આવે છે. તેથી વિરાગ અને અભ્યાસ એ બંને સાધનો નિરોધમાટે પ્રતિસાધકને જરૂરનાં છે. આમ હોવાથી જ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં બંને સાધનોનો સમુચ્ચય કરેલો છે. ત્યાં કહ્યું છે કે

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम्।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते॥

હે મહાબાહો ! મન વા ચિત્ત અતિચંચલ હોવાથી તેનો નિરોધ વા નિગ્રહ કરવો એ નિઃસંશય અતિકઠિન છે. તથાપિ એ ચિત્તનો નિરોધ અભ્યાસ તથા વિરાગ એ બે ઉપાયોથી થાય છે. શ્રી કપિલ ભગવાને પણ वैराग्यादभ्यासाच्च ॥ અ० ૨. સૂ० ૨૬ ॥ એ સૂત્રથી વૈરાગ્ય અને અભ્યાસ એ બન્નેનો સમુચ્ચય કહ્યો છે. શ્રીમદ્ વિદ્યારણ્યસ્વામીએ પણ એમ જ કહ્યું છે કે *જેમ તીવ્રવેગવાળા નદીપ્રવાહને સેતુબંધનથી રોકીને વહેતો અટકાવીને ખેતરતરફનો અન્ય આડો પ્રવાહ નહેર કાઢી ચલાવાય છે, તેમ વૈરાગ્યવડે ચિત્તનો વિષયતરફનો વેગ અટકાવીને સમાધિના અભ્યાસવડે અંતર્મુખ વહેતો અન્ય પ્રશાન્ત પ્રવાહ ચલાવાય છે. અર્થાત્ વૃત્તિનિરોધમાટે વૈરાગ્ય અને અભ્યાસ બન્ને જોઇએ છીએ. શ્રીસુરેશ્વરાચાર્યે પણ इहामुत्रविरक्तस्य संसारं प्रजिहासतः। जिज्ञासोरेव कस्यापि योगेऽस्मिन्नधिकारिता॥ ઐહિક અને પારલૌકિક વિષયોવિષે વિરક્ત થએલા તથા સંસારને ચિત્તથી છોડી દેવા ઇચ્છનાર કોઇ જિજ્ઞાસુ પુરુષ જ આ યોગમાટે અધિકારી છે. આ વાક્યથી પણ વૈરાગ્ય અને પછી યોગરૂપ સમાધિનો અભ્યાસ એ બન્ને જરૂરનાં ઠરે છે.

આપ્રમાણે વૈરાગ્ય અને અભ્યાસ તો બન્ને જરૂરના છે એટલુ જ નહિ પણ સાધકને તો બંનેનુ અનુષ્ઠાન સાથે જ કરવુ જરૂરનું છે. કોઈ એમ ધારે કે પ્રથમ યથાર્થ વૈરાગ્ય સિદ્ધ કરીને પછી અભ્યાસમાં પ્રવેશુ તો તે યોગ્ય નથી. કારણ કે અભ્યાસ વૈરાગ્યનો ઉપકારક છે અને વૈરાગ્ય અભ્યાસનો છે. જેટલો વખત ચિત્ત વિષયમાં પ્રીતિથી રહિત રહે છે તેટલો વખત તે સહજ પ્રયાનથી અંતર્મુખ કરી શકાય છે અને જેટલો વખત ચિત્ત અંતર્મુખ રહે છે તેટલો વખત પુરી રીતે તે વિષયથી વિમુખ રહે છે. તેથી અભ્યાસ અને વૈરાગ્ય બંને પરસ્પરના ઉપકારક હોવાથી બંનેનુ અનુષ્ઠાન પણ સાથે જ કરવુ પડે છે.

---

*तीव्रवेगोपेतं नदीप्रवाहं सेतुबन्धेन निवार्य कुल्या प्रणयनेन क्षेत्राभिमुखं तिर्यक्प्रवाहान्तरमुत्पाद्यते तथा वैराग्येण चित्तनद्या विषयप्रवाहं निवार्य समाध्यभ्यासेन प्रशान्तः प्रवाहः संपाद्यते ॥ ( जीवन्मुक्तिविवेक )

આ પ્રમાણે આ સૂત્રથી યોગના સામાન્ય બે સાધનો કહ્યા હવે એ બે પદોથી-અભ્યાસ અને વૈરાગ્યથી શું અર્થ ગ્રહણ કરવાનો છે તેનું પ્રતિપાદન કરે છે, અર્થાત્ અભ્યાસ કોને કહેવો અને વૈરાગ્ય કોને કહેવો વગેરે પ્રતિપાદન કરે છે તેમા પ્રથમ અભ્યાસનુ કથન કરેલું હોવાથી અભ્યાસનુ પ્રથમ પ્રતિપાદન કરે છે,

तत्र स्थितौ यत्नोऽभ्यास ॥१३॥

**સૂત્રાર્થ** —ત્યા ચિત્તની પ્રશાન્તવાહિતા સ્થિતિમાટેના સાધનોનુ અનુષ્ઠાન તે અભ્યાસ છે

तत्र—એટલે અભ્યાસ અને વૈરાગ્ય એ બે સાધનમધ્યે

स्थितौ—ચિત્તની રાજસ અને તામસ વૃત્તિરહિત જે અવસ્થા જેને પ્રશાન્તવાહિતા કહે છે તે સ્થિતિ સ્થિતિ શબ્દનો અર્થ વૃત્તિમાત્રનો અભાવ નથી કારણ કે એ સ્થિતિની સિદ્ધિઅનન્તર સંપ્રજ્ઞાતયોગ થાય છે એમ ઉત્તર સૂત્રમા કહ્યુ છે તેથી જો સ્થિતિનો અર્થ વૃત્તિમાત્રનો નિરોધ અર્થાત્ અસંપ્રજ્ઞાતયોગ લઇએ તો અસંપ્રજ્ઞાતયોગની સિદ્ધિપછી સંપ્રજ્ઞાતયોગ થાય છે એવો વિપરીત અર્થ પ્રાપ્ત થાય. તેથી સ્થિતિનો અર્થ પ્રશાન્તવાહિતા નામની અવસ્થા લેવો યોગ્ય છે स्थितौ એ સપ્તમી છે, તથાપિ એ સપ્તમી ચતુર્થીના અર્થમા હોવાથી નિમિત્તસપ્તમી છે જેમ चर्मणि द्वीपिनं हन्ति ચર્મમા હાથીને મારે છે એ વાક્યમા चर्मणि એ સપ્તમ્યન્ત છે તથાપિ એ વાક્યનો અર્થ 'ચર્મમાટે હાથીને મારે છે,' એમ હોવાથી એ સપ્તમી ચતુર્થીના અર્થમા છે તેમ આ સ્થળે પણ છે તેથી स्थितौ એટલે ચિત્તની પ્રશાન્તવાહિતા અવસ્થામાટે અથવા તો स्थितौ એ સપ્તમી જ રાખીએ તો स्थितौ નો અર્થ આ પ્રમાણે કરવો —સ્થિતિને વિષય લઇને તેથી એ સપ્તમી આધાર-સપ્તમી થઈ

यत्न —એટલે સ્વત બહિર્મુખ થનાર ચિત્તને મારે (અનિભાનીએ) સર્વથા નિરુદ્ધ કરવુ એ પ્રકારનો માનસ ઉત્સાહ અથવા તો એકાગ્રતાની ધારારૂપ સ્થિતિને સંપાદન કરવાના ઉત્સાહથી આગમ કહેવામા આવતા શ્રદ્ધા વીર્ય વગેરે સાધનોનુ અનુષ્ઠાન

આ સૂત્રથી એ કહ્યુ કે ચિત્તની રાજસ, તામસ વૃત્તિઓના નિરોધથી થતી એકાગ્રતાની ધારારૂપ જે પ્રશાન્તવાહિતા સ્થિતિ તેને સંપાદન કરવાની ઇચ્છાથી શ્રદ્ધા, વીર્ય વગેરે સાધનોનુ પુન

પુનઃ અનુષ્ઠાન કરવું તે અભ્યાસ છે, અર્થાત્ એ સ્થિતિની જ્યાં સુધી સિદ્ધિ થાય ત્યાં સુધી એ સાધનોનું વારંવાર અનુષ્ઠાન કરવા કરવું તે અભ્યાસ છે.

આ પ્રમાણે અભ્યાસનો અર્થ કરવાથી અભ્યાસ શબ્દથી સમાધિનો અભ્યાસ કર્યો છે એ પ્રકારનો ભ્રમ દૂર થાય છે. સમાધિના સાધનરૂપે અભ્યાસરૂપ સાધનનું વિધાન અત્ર કર્યું છે. તો સમાધિ કેવી રીતે સિદ્ધ થાય એના ઉત્તરમાં 'સમાધિનું પુનઃ પુનઃ અનુષ્ઠાન કરવું" એમ કહેવું અનુચિત છે તેથી અભ્યાસ જે 'પુનઃ પુનઃ કરાતા અનુષ્ઠાનનો' વાચક છે તે શબ્દથી સમાધિના અભ્યાસનું ગ્રહણ નથી થતું પણ સમાધિનાં સાધનોના પુનઃ પુનઃ અનુષ્ઠાનનું ગ્રહણ થાય છે.

આપ્રમાણે આ સૂત્રથી અભ્યાસનો અર્થ પ્રતિપાદન કર્યો. એ અભ્યાસથી અનાદિ કાળથી બંધાયેલા વાસનારૂપ સંસ્કારોનો હ્રાસ થાય છે. તથા ચિત્તમાં જે રજસ્ તમસનું પ્રાધાન્ય છે તે મટી જઈ સત્ત્વનું પ્રાધાન્ય થાય છે, એટલું જ નહિ પણ ક્રમે કરી એ ત્રિવિધ દ્રવ્યનો અભિભવ થઈ શુદ્ધસાત્વિક દ્રવ્યનું પ્રાધાન્ય થાયછે એ શુદ્ધસાત્વિક દ્રવ્યનું બળ જામે છે ત્યારે જ એકાગ્રતાની ધારારૂપ પ્રશાન્તવાહિતા સ્થિતિ પ્રાપ્ત કરાય છે તેથી અભ્યાસ શરૂ કરવા કે તરત પ્રશાન્તવાહિતા સ્થિતિ થતી નથી પણ તેને માટે એ અભ્યાસરૂપ સમાધિસાધનનું પુનઃ પુનઃ અનુષ્ઠાન કેટલાંક વિશેષણવાળું હોવું જોઈએ છે, તેનું પ્રતિપાદન કરવા હવે કહે છે કે—

स तु दीर्घकालनैरन्तर्यसत्कारासेवितो दृढभूमिः॥१४॥

**સૂત્રાર્થ**—એ અભ્યાસ જ્યારે દીર્ઘકાળપર્યંત તથા નૈરંતર્ય કરીને આદરવડે સર્વ પ્રકારે સેવન કરવામાં આવે છે ત્યારે, યથાર્થ સ્થિતિને ઉત્પન્ન કરનાર થાય છે (અર્થાત્ દૃઢનિશ્ચયક થાય છે)

स—એટલે ઉક્ત પ્રકારનો અભ્યાસ.

तु—એ શંકાનો નિરાસ કરવા અર્થે મૂક્યું છે. ત્યાં એ શંકા સાધારણ રીતે થાય છે કે 'ઉપલા સૂત્રમાં સમાધિસાધનનો અભ્યાસ કરવો એમ કહ્યું'. ત્યાં એ સમાધિસાધનનું ત્રણ ચાર વાર અનુષ્ઠાન કર્યું એટલે 'એ શાસ્ત્રવચન ચરિતાર્થ થયું'. તો પછી એ ત્રણ ચાર વખતના અનુષ્ઠાનથી અનાદિકાળથી બંધાયેલી વાસનાનો ક્ષય

થવો જોઈએ. પણ તે તો સંભવતો નથી તેથી અભ્યાસરૂપ સાધન યોગ્ય નથી,' એ શંકાનો પરિહાર આ સૂત્રથી કરેલો છે એ બતાવનાર તુ શબ્દ છે.

દીર્ઘકાલ૦—એટલે દીર્ઘકાલસુધી, નૈરંતર્યે કરીને, સત્કાર એટલે આદર વા પ્રીતિવડે એનું આસેવન (સર્વ પ્રકારે સેવન) કરાય તો જ.

દૃઢભૂમિઃ—એટલે દૃઢ છે ભૂમિ નામે વિષય જેનો એવો થાય. ત્યાં એ સ્થિતિવિષયક અભ્યાસ હોવાથી એ અભ્યાસનો વિષય પ્રશાંતવાહિતા સ્થિતિ છે. એ ભૂમિ દૃઢ થાય=યથાર્થ સિદ્ધ થાય.

આ સૂત્રથી એ કહ્યું કે એ નિરોધનાં વા સમાધિનાં સાધનોનો અભ્યાસ જો (૧) દીર્ઘકાળપર્યંત કરવામાં આવે, (૨) નૈરંતર્યથી એટલે વ્યવધાનરહિતપણે કરવામાં આવે તથા (૩) આદર વા પ્રીતિપૂર્વક ધ્યાન દઈ એ કરવામાં આવે તો જ એ પોતાના લક્ષ્ય વિષયરૂપ ચિત્તની પ્રશાન્તવાહિતા સ્થિતિ વા તેથી થતી સમાધિને વ્યુત્થાનસંસ્કારથી અભિભવ ન પામે એવી દૃઢ કરી શકે. આ રીતે આ સૂત્રથી એ અભ્યાસનાં ત્રણ વિશેષણો કહ્યાં. ત્યાં એ વિશેષણો જરૂરનાં છે કે કેમ એ વિચારીએ. ત્યાં પ્રથમ તો એ અભ્યાસ દીર્ઘકાળસુધી કરવો એ કહ્યું છે, અર્થાત્ ત્રણ ચાર વારના અભ્યાસથી ચાલે એમ નથી. પણ એ ઘણા લાંબા વખતસુધી કરવો જરૂરનો છે. કારણ કે એ અભ્યાસથી દૃઢ એકાગ્રતા વા નિરોધ સિદ્ધ કરવાનો છે. એકાગ્રતા વા નિરોધ દૃઢ ક્યારે થાય કે જ્યારે એનો વ્યુત્થાનસંસ્કારથી ( બહિર્મુખ કરનાર સંસ્કારથી ) અભિભવ ન થાય ત્યારે. વ્યુત્થાનસંસ્કારો અનાદિ કાળથી જીવને બંધાયા છે, તેથી એ અતિલાંબા વખતથી બંધાયેલા સંસ્કારોનો અભિભવ કરવા અથવા તો એની સામે ટકી રહેવા નિરોધસંસ્કારો અતિબળવાન્ થવા જોઈએ. ત્યાં એક વખત નિરોધસાધનનું અનુષ્ઠાન કરવામાં આવે તો તેથી માત્ર એક નિરોધસંસ્કાર પડે. પુનઃ જ્યારે એ નિરોધસાધનોનું અનુષ્ઠાન કરવામાં આવે ત્યારે પ્રથમ પડેલા નિરોધસંસ્કારને યત્કિંચિત્ બળ મળે. એપ્રમાણે જેમ જેમ અધિક અધિકવાર સાધનોના અનુષ્ઠાનની આવૃત્તિ કરાય તેમ તેમ એ નિરોધસંસ્કારો વિશેષ વિશેષ બળવાન્ થતા જાય. અને અંતે જ્યારે એ નિરોધસંસ્કારો વ્યુત્થાનસંસ્કારોથી અત્યંત બળવાળા થાય ત્યારે એ નિરોધસંસ્કારો વ્યુત્થાનસંસ્કારોથી કેવલ અડગ થઈ રહે અર્થાત્ પોતાના કાર્યરૂપ એકાગ્રતાધારામાં લેશ પણ ખલેલ નહિ આવવા દે.

તેથી ઘણા લાંબાકાળથી બંધાયેલા તથા બળ પામેલા વ્યુત્થાનસંસ્કારોનો અભિભવ કરવા એ અભ્યાસ દીર્ઘકાળનો હોવો જોઇએ, એ સ્પષ્ટ છે

અહિં એવું સમજવાનું નથી કે વ્યુત્થાનસંસ્કારો અનાદિકાળના હોવાથી એનો અત્યંત અભિભવ કરનાર તથા અંતે દાહ કરનાર નિરોધસંસ્કારો પણ અપરિમિતકાળસુધીના હોવા જોઇએ, અર્થાત્ અભ્યાસ અપરિમિત કાળસુધી કરવો જરૂરનો છે, અને તેથી અર્થાત્ અશક્ય છે કારણ કે આ સૃષ્ટિના આદિ નિયમોને સ્થાપનાર ઈશ્વર અતિદયાળુ છે અને તેથી જ તેમણે એવો નિયમ સંશમત છતાં સ્થાપ્યો નથી કે અજ્ઞાનમૂલક સંસ્કારોનો અભિભવ તથા દાહ કરવા યથાર્થવિષયક સંસ્કારો તેટલા જ કાળના હોવા જોઈએ વ્યુત્થાનસંસ્કારો માત્ર અવિદ્યામૂલક છે તેથી તેના મૂલનો અભિભવ થવાથી એ સર્વનો અભિભવ અને અંતે દાહ થઇ જાય છે સમાધિસંસ્કારો વા નિરોધસંસ્કારો યથાર્થ તત્ત્વને પ્રકાશનાર હોય છે તેથી એક વખત દૃઢ અપરોક્ષ જ્ઞાન થાય એટલે પછી વ્યુત્થાનસંસ્કારો બાધ કરનાર થઈ શકતા નથી તેથી એ અભ્યાસ જેનું ફલ દૃઢ અપરોક્ષ તત્ત્વજ્ઞાન છે તેનું અનુષ્ઠાન અનંતકાળસુધી કરવાનું નથી અને તેથી અશક્ય નથી પણ જેમ જ્યાં સુધી ચોખા નિકળે ત્યાં સુધી અવઘાતક્રિયા કરવી જરૂરની છે, તેમ જ્યાં સુધી અપરોક્ષ તત્ત્વજ્ઞાન થાય ત્યાં સુધી જ એ અભ્યાસ કરવાનો છે એ અભ્યાસ પોતાના ફલરૂપ તત્ત્વજ્ઞાનને ઉત્પન્ન કરે છે એટલે તરત જ સ્વભાવથી અવિદ્યાનો બાધ થાય છે તથા અંતે અવિદ્યા સંસ્કારો પણ દગ્ધ થઇ ચિત્તની સાથે નાશ પામી જાય છે બાકી એ તો ખરૂં છે કે જેમ ચિત્તને એક પ્રકારનો અભ્યાસ ઘણા લાંબાકાળથી પડ્યો હોય છે તો તે અભ્યાસને ( દગ્ધ નહિ કરી ) અટકાવીને અન્ય અભ્યાસ પાડવામાટે ઘણો લાંબો કાળ પ્રયત્ન કરવો પડે છે તેમ વ્યુત્થાનસંસ્કારો તત્ત્વજ્ઞાનમાં બાધ ન કરે અને નિરોધસંસ્કારો પોતાનું કાર્ય કરી શકે તેટલામાટે વ્યુત્થાનસંસ્કારોને બળ ન આપીને નિરોધસંસ્કારોને જ ઘણા લાંબાકાળસુધી બળ આપ્યા કરવું પડે છે, અર્થાત્ પ્રસ્તુત અભ્યાસ ઘણા લાંબાકાળસુધી કરવો પડે છે એ કારણથી જ શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् । અનેક જન્મોના અભ્યાસથી રૂડી રીતે સમાધિ યોગ્ય ચિત્ત સિદ્ધ થાય છે, ત્યારે પછી ઉત્કૃષ્ટ ગતિને પમાય છે તેથી અભ્યાસ ઘણા લાંબા કાળસુધીનો હોવો જ-

એ સિદ્ધ થયું કે સ્ત્રી, પુત્ર, ધન, ક્ષેત્ર, સંબંધી વગેરે પદાર્થો દૃષ્ટ વિષય છે અને સ્વર્ગાદિ લોક વિદેહ અને પ્રકૃતિલયત્વ એ આનુશ્રવિક વિષય છે. એ બંને પ્રકારના વિષયોપ્રતિ જે સાધકને વિતૃષ્ણા થઇ છે તેને–એ પ્રથમ પદનો અર્થ છે.

वशीकारसंज्ञा—એટલે એ પદાર્થો મારે વશ્ય છે, હું એમનેવશ્ય નથી–એ પ્રકારની સિદ્ધ વિતૃષ્ણા જે થઈ છે તે.

वैराग्यम्—યોગના સાધનરૂપ વૈરાગ્ય છે.

આ સૂત્રથી વૈરાગ્યનું લક્ષણ કર્યું છે. તેમાં वैराग्यम् એ પદ લક્ષ્યનો નિર્દેશ કરનાર છે અને वशीकारसंज्ञा એ પદસુધીનું સર્વ લક્ષણ છે ત્યાં વૈરાગ્યનું એ લક્ષણ કર્યું કે સ્ત્રી, પુત્ર, ધન, ક્ષેત્ર વગેરે લૌકિક પ્રમાણથી જણાતા પદાર્થો બંધનના હેતુરૂપ છે તે, તેમ જ સ્વર્ગાદિ પદાર્થો પણ બંધનના હેતુરૂપ છે તે ઉભયવિધ પદાર્થોમાં દોષદર્શનદ્વારા થતી જે વશીકારસંજ્ઞા વિતૃષ્ણા છે તે યોગના સાધનભૂત વૈરાગ્ય છે.

અહિં દૃષ્ટાદિ પદાર્થોને બંધનના હેતુરૂપ કહેવાનું કારણ તો એ જ છે કે એ પદાર્થો દુઃખ આપનાર છે અને કલેશને વધારનાર છે. એ વાત સહજ વિચારથી જણાય એમ છે. ત્યાં પ્રથમ દૃષ્ટ પદાર્થો લઇએ. દૃષ્ટ પદાર્થો વ્યક્તિરૂપે તો અનંત છે, તેથી પ્રત્યેક વ્યક્તિ લઇ તેના દોષોનું પ્રતિપાદન ગ્રંથમાં થવું અસંભવ છે. છતાં સામાન્યરૂપે એ સર્વ પદાર્થોના ત્રણ વિભાગ થઇ શકે છે. તે આ છેઃ ધન, સ્ત્રીપુત્ર અને યશસ્. એ ત્રણે પ્રકારના પદાર્થોપ્રતિનો પ્રેમ જેને શાસ્ત્રમાં વિત્તૈષણા, પુત્રદારૈષણા અને લોકૈષણા કહી વર્ણન કર્યો છે તે દુઃખ અને કલેશનો જ ઉત્પન્ન કરનાર છે અને તેથી હેય છે. શ્રીબૃહદારણ્યકોપનિષદ્‌માં તે पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थाय भिक्षाचर्यं चरन्ति–આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવામાં પ્રવૃત્ત થયેલા સાધકો પુત્રૈષણાદિ ત્રિવિધ એષણાનો ત્યાગ કરી ભિક્ષાચર્યને સેવે છે–ઇત્યાદિ વચનથી એ એષણાને હેય જ કહી છે. આપ્રમાણે શાસ્ત્રમાં એ ત્રિવિધ એષણાને હેય કહી વર્ણન કરી છે તેનું કારણ એ જ છે કે એ એષણાના વિષયભૂત પદાર્થો દોષથી ભરેલા છે. શ્રીપંચદશીના બ્રહ્માનંદ પ્રકરણમાં अलब्धमानस्तनयः पितरौ क्लेशयेच्चिरं । लब्धोऽपि गर्भपातेन प्रसवेन च बाधते ॥ ઇત્યાદિ વચનોથી એ પ્રમાણે કહ્યું છે કે જ્યાંસુધી પુત્ર થયો નથી ત્યાંસુધી તો તે પોતાની અપ્રાપ્તિને લીધે માતપિતાને પરિતાપવં-

ગેરે દુઃખો આપે છે. પુત્ર ગર્ભમાં આવે છે ત્યારે નાના પ્રકારનાં આધિવ્યાધિવગેરે દુઃખો સાક્ષાત્ માતાને તથા એ ઉભયવિષે આસક્ત મૂર્ખ પિતાને આપેછે. ગર્ભમાં સ્થિતિ પામ્યા છતાં પણ માબાપને ગર્ભસ્રાવવગેરેવડે અનેક ભયદુઃખને આપે છે. પ્રસવસમયે માતાને પ્રાણાન્તસંકટ આપેછે. પ્રસૂત થયાપછી પોતાને વિષે આસક્ત માબાપને ગ્રહપીડા તથા રોગાદિ નિમિત્તથી અપાર કષ્ટસહન કરાવે છે એમ કરતાં કૌમાર અવસ્થાનો થાયછે ત્યારે રખેને એ મૂર્ખ રહેશે એ પ્રકારના ભયથી માબાપનાં મન નિરંતર સંતપ્ત કરે છે. અને કદાચ દૈવયોગથી મૂર્ખ રહેછે તો તો પછી જીવતાપર્યન્ત અપાર દુઃખોને ઉપજાવેછે. ઉપનયન થયાપછી જો વિદ્યા ભણતો નથી તો દુઃખ આપે છે. કદાચ વિદ્વાન્ થાય છે તો પછી પોતાને માટે,સુલક્ષણી કન્યાની શોધ તથા તેની ચિંતાથી માબાપ ને અસહ્ય દુઃખનો હેતુરૂપ થઇ પડે છે. કદાચ તેવી કન્યા મળેછે તો પણ રખેને એ પરસ્ત્રીલંપટતાવગેરે દોષોવાળો થાય એ ચિંતાથી માબાપને બાળે છે, અને તેવા દોષોવાળો થાય છે તો તો જીવતાં જ દુઃખદાતા થાય છે એટલું જ નહિ પણ માબાપના મૃત્યુપછી પણ અનેક કષ્ટનો હેતુ થઇ નીવડેછે કદાચ આ સર્વ થાય છે છતાં કુટુંબી થઇ દરિદ્ર રહેછે તથા યશકીર્તિવાળો થતો નથી તોપણ માબાપને સંતાપનો હેતુ થાયછે આ સર્વ થતા જો મૃત્યુને અધીન થાય છે તો તો પછી અપાર કષ્ટને આપેછે.† આ પ્રમાણે જન્મથી પૂર્વે, જન્મથી તે મૃત્યુપર્યન્ત અને મરણપ્રસંગે અને પછી એમ સર્વકાળે પુત્ર કેવલ દુઃખનો જ આપનાર છે એ સિદ્ધ થાય છે. તેમજ પોતાના મૂર્ખ માબાપને રાગરૂપ ક્લેશ ઉપજાવી નિરંતર પિતૃઋણથી બાંધે છે તથા રાગદ્વારા અંતે મુક્તિનો વિરોધી થાય છે. તે જ પ્રમાણે સ્ત્રી—જે શ્રીયોગવાસિષ્ઠમાં मांसपाञ्चालिकायास्तु यन्त्रलोलेऽङ्गपञ्जरे ઇત્યાદિ શ્લોકથી કહ્યાપ્રમાણે અત્યંત દુર્ગંધયુક્ત માંસની પુતળિકારૂપ છે તથા શરીરે સ્નાયુ, અસ્થિ, રુધિર, મજ્જાવગેરેથી તથા નાનાવિધ ગ્રંથીથી જ ભરેલી છે, અર્થાત્ કોઈ પણ શુદ્ધ પદાર્થથી રહિત છે તે—પોતાની પ્રાપ્તિ પૂર્વે, પ્રાપ્ત થયાપછી અને મરણથી પતિને કેવળ દુઃખ આપનાર તથા પો-

† વિશેષ માટે જુઓ શ્રીસિદ્ધાન્તસિન્ધુ પ્રથમ રત્ન, શ્રીઅંશુમાન રાજા અને મનીષા રાણીનો સંવાદ.

કરવો છે એ સિદ્ધ થાય છે

આ પ્રમાણે ઘણા વર્ષપર્યંત અભ્યાસ કરે પણ જો એ અભ્યાસ વિરમી વિરમીને કરવામાં આવે તો તે ઇચ્છિત ફલને પ્રાપ્ત કરતો નથી અર્થાત્ એ અભ્યાસ નૈરંતર્યથી કરવો જરૂરનો છે જો વિરમી વિરમીને કરવામાં આવે તો મધ્યના ગાળામાં સાધનના સંસ્કારો જાગ્રત નહી રહેવાના અને વ્યુત્થાનસંસ્કારો જાગ્રત થવાના તેથી એ સાધનસંસ્કારો ન્યૂનબલ થઇ જવાના અને વ્યુત્થાનસંસ્કારો જે ક્ષીણબલ થતા હતા તે પુનઃ બલ પામવાના વિરમી વિરમીને અભ્યાસ કરવાથી ઘણા વર્ષપછી પણ તે માણસ લગભગ ત્યાંનો ત્યાં જ આવી રહે છે જેમ કોઇ માણસ કેટલોક વખત કમાણી કરે, પછી પાછુ ખર્ચે વા લુટાય વળી કમાણી કરે ને વળી ન ટાય એમ અનેક વાર ક્યા કરે અને પછી કેટલાક વર્ષને અંતે પોતાની સીલક તપાસે તો પુંજી લગભગ નહિ જેવી જ નીકળે છે તે જ પ્રમાણે જે માણસ વિરમી વિરમીને અભ્યાસ કરે છે તે કેટલોક વખત વ્યુત્થાનસંસ્કારરૂપ શત્રુબલને હણીને નિરોધબલ પ્રાપ્ત કરે છે અને પછી વળી કેટલોક વખત નિરોધબલને હણીને શત્રુબલને વધારે છે તેથી ઘણા વર્ષપછી પણ પોતે સાધનનો આરંભ કર્યો તે વખતની સ્થિતિના સંધિમાં જ આવી રહેછે તેથી અભ્યાસનુ અનુષ્ઠાન નૈરંતર્યથી કરવુ જરૂરનુ છે

આ પ્રમાણે દીર્ઘકાળ તથા નૈરંતર્યથી અભ્યાસ કરે પણ તે જો આદરવિના કરે તો તેથી શ્રીયોગવાસિષ્ઠમા अवज्ञया कृतमपि दूरगतमना न तु कथाश्रवणं यथा । ઇત્યાદિ વચનથી જણાવ્યા પ્રમાણે ચિત્તની વાસનાને ક્ષય કરવાનુ કામ કરતા છતા પણ નહિ કર્યા જેવુ થાય છે જેમ કથા શ્રવણ કરનો માણસને થી અન્ય વિષયમાં ચિત્તને ભ્રમવા દે છે તો તે કથાના ફલને નહિ પામતા કથા શ્રવણ કરીને ફૂટયા માન તોએ ન આવ્યુ થઇ જ્ઞાન એ કહેણીના પાત્રરૂપ થાય છે તેમ આદરવિના કરેલું યોગાનુષ્ઠાન પણ નહિવત્ ફલને ઉત્પન્ન કરે છે તેથી યોગાનુષ્ઠાન આદરરૂપ પ્રીતિસહિત હોવુ જોઇએ (આદરનો બીજો અર્થ તપ, બ્રહ્મચર્ય વિદ્યા શ્રદ્ધા વગેરે ગુણો એમ પણ કરવામાં આવે છે તો એવો આદર સાધકે રાખવો જોઇએ એ પણ तपसा ब्रह्मचर्येण

†એ શબ્દનો બીજો અર્થ લય વિક્ષેપ કષાય અને રસાસ્વાદનો પરિહાર એવો પણ કરવામાં આવે છે લયાદિના સ્વરૂપ માટે જુઓ સિદ્ધાન્તબિન્દુ પ્રથમ રત્ન તથા જીવન્મુક્તિવિવેક

विषयात्मानमन्विष्य એ શ્રુતિવાક્ય કહે છે )

આપ્રમાણે આ સૂત્રથી દીર્ઘકાળસુધી, નૈરતર્ય કરીને તથા આદરથી અભ્યાસ કરવો એ પ્રતિપાદન કર્યું હવે અભ્યાસ અને વૈરાગ્ય બે સાધનોનો નિર્દેશ પૂર્વસૂત્રમા કર્યો છે તેમા આ સૂત્રોથી અભ્યાસ માત્રનુ પ્રતિપાદન થયેલુ હોવાથી ક્રમપ્રાપ્ત વૈરાગ્યનુ પ્રતિપાદન હવે કરે છે એ વિરાગ બે પ્રકારનો છે (૧) અપર અને (૨) પર. એ બેમા સંપ્રજ્ઞાત યોગનો સાધક અપર વિરાગ છે અને અસંપ્રજ્ઞાત યોગનો સાધક પર વૈરાગ્ય છે તેમાથી ભૂમિકાક્રમપ્રમાણે પ્રથમ અપર વૈરાગ્યનુ પ્રતિપાદન કરે છે

**दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम् ॥१५॥**

સૂત્રાર્થ:—લૌકિક અને વૈદિક વિષયોપ્રતિ જે વશીકાર સંજ્ઞારૂપ વિતૃષ્ણા તે વૈરાગ્ય છે

દ્દષ્ટ૦—દૃષ્ટ અને આનુશ્રવિક વિષયોમા દોષદર્શનથી થયેલી વિતૃષ્ણા જેને થઇ છે તે સાધકને આ દૃષ્ટ એટલે લૌકિક પ્રમાણુથી જાણી શકાય એવા અર્થાત્ આ લોકના આનુશ્રવિક गुरुपाठादनु श्रूयते इति अनुश्रवो वेद । तत्र भव आनुश्रविक ॥ શ્રી ગુરુમુખથી જે શ્રવણ કરાય છે તે અનુશ્રવરૂપ વેદ છે તેમા કહેલા તે આનુશ્રવિક વિષય એ શબ્દ षिञ् बन्धने બંધનવાચક षिञ् ધાતુરૂપરથી આવે છે તેથી બંધનના હેતુભૂત પદાર્થોનો વાચક છે આથી સ્ત્રી, પુત્ર, ધન, ક્ષેત્રવગેરે પદાર્થો લૌકિક પ્રમાણુથી જાણી શકાય એવા હોવાથી તથા એમના પ્રતિનો પ્રેમ બંધનના હેતુરૂપ હોવાથી એ સર્વે દૃષ્ટ વિષયમા આવે છે શ્રી સદ્‌ગુરુ, ઇષ્ટની પ્રતિમાવગેરે પદાર્થો લૌકિક પ્રમાણુથી સ્થૂલરૂપે જાણી શકાય એવા છે છતા તેમનુ વાસ્તવ સ્વરૂપ લૌકિક પ્રમાણુથી જણાય એવુ નથી તેથી તથા એમના પ્રતિનો પ્રેમ બંધનના હેતુભૂત નથી પણ કૈવલ્યના હેતુરૂપ છે તેથી એમનું દૃષ્ટ વિષયમા ગ્રહણ થતુ નથી તે જ પ્રમાણે સ્વર્ગાદિ પદાર્થો વેદથી જણાતા હોવાથી તથા એ પ્રતિનો પ્રેમ બંધનના હેતુરૂપ હોવાથી એ પદાર્થો આનુશ્રવિક વિષય છે તેમ જ વિદેહ અને પ્રકૃતિલયપણુ એ પણ વેદથી જણાતા હોવાથી તથા બંધનના હેતુરૂપ હોવાથી એ પદાર્થો આનુશ્રવિક વિષય છે શ્રી સદ્‌ગુરુ વા ઇષ્ટનું વાસ્તવ સ્વરૂપ તથા વિવેકખ્યાતિ એ પદાર્થો યદ્યપિ વેદથી જણાય છે છતા એ બંધનના હેતુરૂપ નથી પણ કૈવલ્યના હેતુરૂપ છે તેથી એ પદાર્થો આનુશ્રવિક વિષય નથી તેથી

તામા મિથ્યા મોહ ઉપજાવી ખરા પરમાર્થથી તથા સન્યાસરૂપ ચ આશ્રમથી ભ્રષ્ટ કરનાર જ છે. તે જ પ્રમાણે ધન, ક્ષેત્ર વગેરે માટે પણ છે એ પદાર્થોમાટે કહ્યુ છે કે अर्थानामर्जने क्लेशस्तथैव परिपालने । नाशे दुःखं व्यये दुःखं धिगर्थाः क्लेशकारिणः ॥ એમની પ્રાપ્તિમા નાનાવિધ અપાર સકટ છે, પ્રાપ્ત થયાપછી પણ એ પોતાના રક્ષણમાટે રાત્રિદિવસ ચિંતા તથા રક્ષણના યોજનારૂપ નાના વિધ કષ્ટ કરાવે છે, પોતાના વ્યસનથી અસન્માર્ગે ન વ્યય થાય તે તે માટે અનેક ચિતાઓ કરાવે છે અને જો તેવે માર્ગે વ્યય થાયછે તો તો પછી અસખ્ય શાખાવાળા દુખવૃક્ષનુ બીજક જ થાય છે તેમ જ પ્રાણ, પૈસો અને મન સ્વભાવથી જ ચચળ હોવાથી તથા આ પ્રવાહરૂપ સસારમા પડેલો કોઇ પણ પદાર્થ સનાતન એકે સ્થળે સ્થિતિ કરીને રહે એ અસભવ હોવાથી ચિત્તમા અપરિમિત દુખ આપી અતે એ ધન જાય છે આપ્રમાણે આદિ, મધ્યઅને અતે ધન કેવળ દુખરૂપ જ છે અને પોતામા આસક્તિ કરાવી દેવબ્રહ્મ વગેરે બધનોને ઉપજાવનાર છે* આ જ પ્રમાણે વિદ્યા, રૂપ, બળ વગેરે સર્વ પદાર્થોમાટે જાણ્યુ છે તેમ જ અદ્ભાવે અધ્યાસને પામી દુખ અને ક્લેશના હેતુરૂપ થનાર જે પોતાનો દેહ તે પણ સર્વ અનર્થનુ મૂળ છે તેથી દૃષ્ટ પદાર્થો તો સર્વ દુખના જ આપનાર છે અને તેથી પ્રેમના પાત્ર નથી.

હવે આનુશ્રવિક પદાર્થ લઈએ એ વિષયોમા સ્વર્ગાદિ લોક, વૈદેહ અને પ્રકૃતિલયપણુ છે ત્યાં સ્વર્ગાદિ લોક તો પ્રસિદ્ધ છે વૈદેહ એટલે વિદેહપણુ તે જે જીવો ઉપાસનાના બળથી સ્થૂળદેહવિના માત્ર સૂક્ષ્મદેહથી જ દિવ્ય ભોગોને ભોગવે છે તે વિદેહ કહેવાય છે એ વિદેહ પુરુષો બ્રહ્માડની અદર જ રહીને દિવ્ય ભોગોને ભોગવે છે જે જીવો એથી પણ બળવતી ઉપાસનાએ કરીને અધિક બળયુક્ત છે તે આવરણસહિત બ્રહ્માડથી બહાર જઈ ધનામાત્રરૂપ પ્રધાનમા લીન થઈ રહે છે તથા વિદેહ વગેરે દેવોનુ પણ શાસન કરનાર છે, તે પ્રકૃતિલીન કહેવાય છે એ બેમા ફેર એટલો છે કે વિદેહ પુરુષો માત્ર બ્રહ્માડમા રહેલા હોય છે અને પ્રકૃતિલીનની અપેક્ષાથી ન્યૂન ઐશ્વર્યવાળા હોય છે તથા અલ્પ વિષયોને ભોગવે છે પ્રકૃતિલય પુરુષો બ્રહ્માડની મર્યાદાથી બહાર ગયેલા હોય છે તથા પોતાના

* વિશેષ માટે જુઓ શ્રીમદ્ભાગવત દ્વિતીયસ્કન્ધ—શ્રીદત્ત અને સિદ્ધિનો સવાદ.

શુદ્ધ સંકલ્પમાત્રથી અતિશુદ્ધ વિષયોને ભોગવે છે આ ત્રણે પદાર્થો આનુશ્રવિક વિષય છે. તથાપિ એમાં ક્ષય, અતિશય અને વિનાશ વગેરે દોષો છે. સ્વર્ગાદિ લોકથી તેમ જ વૈદેહ્યાદિસ્થિતિથી પણ પુનઃ આવૃત્તિ થાય છે, તેથી એ સર્વ ક્ષય દોષવાળા છે. તેમ જ સ્વર્ગાદિ લોકકરતા વિદેહનું સામર્થ્ય અધિક છે વિદેહકરતાં પ્રકૃતિલયનું સામર્થ્ય અધિક છે, અને પ્રકૃતિલયકરતા પણ ઈશ્વરનું અધિક સામર્થ્ય છે તેથી એ સર્વ પદાર્થોમા અતિશયરૂપ દોષ છે. તેમ જ પુનઃ આવૃત્તિ હોવાથી અંતે વિનાશ તો છે જ. તેથી એ સર્વ પદાર્થો પણ ક્ષયાદિદોષવાળા છે શ્રીસાંખ્યકારિકામાં પણ 'દૃષ્ટવદાનુશ્રવિક સહ્યવિશુદ્ધિક્ષયાતિશયયુક્ત'। એ કારિકાથી એ ત્રણે પદાર્થોને ક્ષયાદિદોષવાળા કહ્યા છે. તેથી એ સિદ્ધ થાય છે કે દૃષ્ટ અને આનુશ્રવિક પદાર્થો બંધનના હેતુરૂપ તથા દુઃખદ છે +

એ સર્વે વિષયોના આ પ્રકારના તથા અન્ય અનેક દોષો જે છે તે જાણીને તેનો પુનઃ પુન વિચાર કરવાથી એ વિષયોપ્રતિ વિતૃષ્ણતા થાય છે અર્થાત્ એ પ્રતિનો પ્રેમ ક્રમે ક્રમે ઓછો થઈ અંતે નાશ પામે છે એ વિતૃષ્ણતાને જ સાધારણ રીતે વિરામ કહે છે. એ વૈરાગ્ય બે પ્રકારનો હોય છે (૧) સાધ્ય અને (૨) સિદ્ધ. ત્યાં સાધ્ય વૈતૃષ્ણ્ય વા વૈરાગ્ય ભૂમિકાક્રમથી ત્રણ પ્રકારનો છે (૧) यतमानसंज्ञा (૨) व्यतिरेकसंज्ञा અને (૩) एकेन्द्रियसंज्ञा રાગદ્વેષાદિના જ્ઞાનપૂર્વક વૈરાગ્યના સાધનરૂપ દોષદર્શનાદિનું જે અનુષ્ઠાન કરવામા આવે છે, અર્થાત્ ચિત્તમા રહેનાર રાગાદિને પાક કરવામાટે દોષદર્શનાદિમા કરાતો આરંભયત્ન તે યતમાનસંજ્ઞા વૈરાગ્ય કહેવાય છે, તથા એ વૈરાગ્યની ભૂમિકાને પણ યતમાનસંજ્ઞા કહે છે. એ ભૂમિકાની સિદ્ધિઅનંતર આ આ ઈન્દ્રિયોનો જય થયો છે અને આટલી ઈન્દ્રિયોનો જય બાકી છે, અથવા આટલા કષાય પક્વ થયા છે અને આટલા પક્વ થવાના બાકી છે. એ પ્રકારના વિભાગરૂપ વ્યતિરેકનું અવધારણ કરવું તે વ્યતિરેકસંજ્ઞા ભૂમિકા છે રૂપ, રસ વગેરે બાહ્યેન્દ્રિયના વિષયવિષે રાગાદિનો ક્ષય થયા પછી માત્ર મનરૂપ એક જ ઈન્દ્રિયના માનાપમાનાદિ વિષયવિષે રહેલા રાગદ્વેષાદિનો રાગદ્વેષાદિનો જ્ઞાનપૂર્વક કરાતો ક્ષય તે એકેન્દ્રિયસંજ્ઞા ભૂમિકા છે, અથવા ઈન્દ્રિયોની બહિર્મુખ પ્રવૃત્તિ કરા

+ આ જ અર્થનું વિશેષ પ્રતિપાદન સૂત્રથી આગળ આવનાર છે તેથી તે આ

પણ દોષદર્શન થાય છે. વિવેકખ્યાતિ એ સાત્ત્વિક ચિત્તની એક અન્તિમ (એકાગ્રતાની) વૃત્તિ છે. એ વૃત્તિ પણ સ્વસ્વરૂપથી ભિન્ન છે. પોતે તો સ્વરૂપે નિત્ય છે, નિષ્ક્રિય તથા કેવળ નિર્લેપ છે, અને આ વિવેકખ્યાતિરૂપ સત્ત્વગુણાત્મિકા વૃત્તિ તો સત્ત્વગુણનું કાર્ય હોવાથી વિનાશી છે, પરિણામી છે, વિષયસાથે સંબંધ કરવા ક્રિયાશીલ છે તથા વિષયનો સંગ કરનાર હોવાથી નિર્લેપ નથી. આપ્રમાણે ભિન્ન ધર્મોના આશ્રયરૂપ હોવાથી એ વિવેકખ્યાતિરૂપ ચિત્તવૃત્તિ પોતાના સ્વરૂપથી વિપરીત છે અને તેથી ત્યજવાયોગ્ય છે એ પ્રકારે તે યોગીને વિવેકખ્યાતિનો પણ અનુભવ થયા પછી લાગે છે. આ રીતે એ વિવેકખ્યાતિમાં ઉત્પન્ન થતી અલંબુદ્ધિ તે પરવૈરાગ્ય છે. શ્રીપાતંજલ ભાષ્યમાં પણ दृष्टानुश्रविकविषयदोषदर्शी विरक्तः पुरुषदर्शनाभ्यासात् तच्छुद्धिप्रविवेकाप्यायितबुद्धिः गुणेभ्यो व्यक्ताव्यक्तधर्मकेभ्यो विरक्तः इति तद् द्वयं वैराग्यम्— આ પંક્તિઓથી એ જ અર્થ કહ્યો છે કે સાધકને દૃષ્ટ અને આનુશ્રવિક વિષયોમાં દોષદર્શનથી વશીકારસંજ્ઞા વૈરાગ્ય થાય છે. એ થયા પછી શ્રીસદ્ગુરુની પ્રસાદિકી વેદરૂપી વાણીથી તથા પોતાના અનુભવથી બુદ્ધિપુરુષનો વિવેક થાય છે, અર્થાત્ વિવેકખ્યાતિનો ઉદય થાય છે; એ વિવેકખ્યાતિનો અભ્યાસ કરવાથી ક્રમે કરી એ મહાત્માને એ દર્શનની શુદ્ધિ થાય છે, અર્થાત્ રજોગુણ અને તમોગુણનો પરિહાર થઈ સાત્ત્વિક એકાગ્ર વૃત્તિ થાય છે. એ થવાથી તેના બુદ્ધિસત્ત્વનો પુરુષાર્થ* સમાપ્ત થાય છે. એ પુરુષને આ ભૂમિકાએ સ્થૂલસૂક્ષ્મ કાર્ય જેના ધર્મરૂપ છે એવા સત્ત્વાદિ ત્રણે ગુણવિષે અને તેથી શુદ્ધ સાત્ત્વિકી વિવેકખ્યાતિવિષે પણ અલંબુદ્ધિરૂપ પરવૈરાગ્ય થાય છે, તેથી બન્ને વૈરાગ્ય ભિન્ન ભિન્ન છે. વળી અપર વૈરાગ્ય સત્ત્વના સમુદ્રેકથી તમોગુણરૂપ મળ જેનો ધોવાઇ ગયો છે, પણ રજોલેશ જેનામાં છે એવા ચિત્તની આશ્રયરૂપે આવશ્યકતા રાખે છે, અને તેથી લૌકિક પુરુષોમાં પણ અપર વૈરાગ્ય થઇ શકે છે. શાસ્ત્રમાં પણ वैराग्यात्प्रकृतिलयः ઇત્યાદિ વચનથી અપરવૈરાગ્યના ફલરૂપે પ્રકૃતિલયપણું કથન કરેલું છે. આ રીતે લૌકિક પુરુષમાં પણ એ વૈરાગ્ય હોઇ શકે છે. એથી ઊલટું આ પરવૈરાગ્ય તો કૈવલ્યસાધનમાત્ર છે અને તેથી શુદ્ધસાત્ત્વિક

* પુરુષાર્થની અંદર ભોગ અને વિવેકદર્શન વા વિવેકખ્યાતિ એ બેનું ગ્રહણ કરવામાં આવે છે.

ચિત્તની અપેક્ષા રાખે છે.

આ પરવૈરાગ્યના ઉદયથી તે પુરુષને એમ સ્પષ્ટ જણાય છે કે આત્મજ્ઞાનરૂપ અવશ્ય પ્રાપ્ત કરવાયોગ્ય વસ્તુ હું પામ્યો છું, મારા અવિદ્યાદિ ક્લેશો સર્વ ક્ષીણ થઈ ગયા છે, તથા સંસાર-ચક્રમાં ભ્રમણ કરાવનાર ધર્માધર્મનો સમૂહ મેં મૂલસહિત ઉચ્છિન્ન કર્યો છે, જેથી મારે હવે કશું પ્રાપ્તવ્ય કે કર્તવ્ય બાકી રહ્યું નથી. તેથી આ દુઃખાત્મિકા વિવેકખ્યાતિ પણ શમો, એ પ્રકારની વિવેકખ્યાતિવિષે થતી અલંબુદ્ધિરૂપ આ પરવૈરાગ્ય આત્મજ્ઞાનની પરાકાષ્ઠા છે. એ વૈરાગ્યના ઉદયથી સર્વ વૃત્તિનો નિરોધ થઈ જાય છે, કારણ કે એ વૈરાગ્ય ઉદય થતાપૂર્વે પુરુષખ્યાતિથી અતિરિક્ત વૃત્તિઓ તો નિરુદ્ધ થયેલી હતી અને માત્ર પુરુષખ્યાતિ-રૂપ એક જ વૃત્તિ અનિરુદ્ધ રહી હતી એ વૃત્તિપર ઉપેક્ષા થવાથી એ વૃત્તિ પણ શમે છે અને તેથી તે સમયે સર્વ વૃત્તિઓનો નિરોધ થાય છે, અર્થાત્ પરવૈરાગ્યના ઉદયથી અસંપ્રજ્ઞાત સમાધિનો લાભ થાય છે અને તેથી અવિદ્યએ કરીને કૈવલ્યની પ્રાપ્તિ થાય છે. યમ, નિયમાદિ, અપરવૈરાગ્ય અને સંપ્રજ્ઞાત યોગ એથી ન ક્ષય થયેલા પ્રારબ્ધ કર્મો પણ આ વૈરાગ્યથી ઉદય થતા અસંપ્રજ્ઞાત યોગથી ક્ષય થાય છે તેથી આ વૈરાગ્ય શ્રેષ્ઠ છે અને તેથી યોગ રીતે પરવૈરાગ્ય કહેવાય છે

આપ્રમાણે આ સૂત્રોથી યોગનુ સામાન્ય સ્વરૂપ પ્રથમ બતાવ્યું, તેથી થતું જે સ્વરૂપાવસ્થાનરૂપ ફલ તે સામાન્યરૂપે બતાવ્યું, તથા સહેલથી નિરોધ થાય તે માટે નિરોધના વિષયરૂપ વૃત્તિઓનું (પાંચ વિભાગ કરી) સ્વરૂપ બતાવ્યું, તથા અંતે ઉભય પ્રકારના યોગની સિદ્ધિમાટે અભ્યાસ અને વૈરાગ્યરૂપ સાધનોનુ પ્રતિપાદન કર્યુ. હવે એ જ વિષયને વિસ્તારથી વિશેષરૂપે પ્રતિપાદન કરવા ઉત્તર સૂત્રો રચે છે. તેમાં પ્રથમ તો આ સૂત્રોથી જે બે સાધનો કહ્યાં છે તે સાધનોથી સિદ્ધ થતા યોગનું શાસ્ત્રીય સંજ્ઞાના પ્રદર્શનપૂર્વક પ્રતિપાદન કરે છે. ત્યાં યોગ સામાન્યરૂપે સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત એ બે પ્રકારનો કહ્યો છે, તેમાં સંપ્રજ્ઞાતયોગની સિદ્ધિ થયાપછી અસંપ્રજ્ઞાત યોગની સિદ્ધિ થાય છે. તેથી પ્રથમ સંપ્રજ્ઞાતયોગનું ચાર વિભાગે પ્રતિપાદન કરે છે.

**वितर्कविचारानन्दास्मितानुगमात् संप्रज्ञातः ॥ १७ ॥**

**સૂત્રાર્થઃ**—(ઉક્ત સાધનોથી) વિતર્ક, વિચાર, આનંદ અને અ-

રિતા એ ચારથી યુક્ત થયેલા અને તેથી સવિતર્ક, સવિચાર, સાનંદ અને સાસ્મિત, એ ચાર સંજ્ઞાવાળા શાસ્ત્રમાં વર્ણવેલા ચાર પ્રકારના સમાધિરૂપ સંપ્રજ્ઞાત યોગ ક્રમે કરી સિદ્ધ થાય છે.

આ સૂત્રથી એ કહ્યું કે અભ્યાસ અને અપર વૈરાગ્યની સિદ્ધિ કરવાથી સવિતર્ક, સવિચાર, સાનંદ અને સાસ્મિત એ ચાર પ્રકારના સંપ્રજ્ઞાતયોગની ક્રમે કરીને સિદ્ધિ થાય છે.

જેમ ધનુર્વિદ્યાનો આરંભ કરનાર સાધક પ્રથમ સ્થૂલ પદાર્થને લક્ષ્ય લે છે અને સ્થૂલને વેધન કરવાનું સામર્થ્ય સિદ્ધ થયા પછી સૂક્ષ્મ પદાર્થને લક્ષ્ય લે છે અને એમ કરતો અતીવ સૂક્ષ્મ પદાર્થપર્યન્ત જાય છે. તે જ પ્રમાણે યોગનો સાધક પ્રથમ સ્થૂલ પદાર્થને ધ્યેય લે છે અને તેને અન્ય વિષયના પરિહારપૂર્વક ચિત્તમાં પુનઃ પુનઃ પ્રવેશ કરવારૂપ ભાવનાને કરવાના અભ્યાસવાળો થાય છે, તથા તેની સિદ્ધિઅનન્તર સૂક્ષ્મ વિષયને ધ્યેય લે છે; અને એમ કરતો કરતો ગંતવ્ય સ્થાનપ્રતિ જાય છે. યોગવાર્તિકમાં પણ योगारंभे मूर्तहरिममूर्तमथ चिन्तयेत् । स्थूले विनिर्जितं चित्तं ततः सूक्ष्मे शनैर्नयेत् ઇત્યાદિ વચનથી એ જ કહ્યું છે કે સાધકે યોગના આરંભમાં મૂર્તિમાન્ અથવા અમૂર્તિમાન્ હરિની ભાવના કરવી અને એ અભ્યાસથી સ્થૂલ વિષયમાં ચિત્તની યથાર્થ એકાગ્રતા થાય એવું સામર્થ્ય પ્રાપ્ત થાય એટલે પછી તેથી સૂક્ષ્મ વિષયને ધ્યેયરૂપે લેવો; એમ ક્રમે કરી ગંતવ્ય સ્થાનપર્યન્ત જવું. આ નિયમપ્રમાણે યોગનો સાધક પ્રથમ વિરાટ્, પંચવિંશતિ તત્ત્વોના સંઘાતથી રચાયેલી, ચતુર્ભુજવગેરે વિશેષણવાળી હરિહરાદિની આકૃતિવગેરેરૂપ સ્થૂલ વિષયને ધ્યેય લે છે, અને તે વિષયને પુનઃ પુનઃ અન્ય વિષયોના પરિહારપૂર્વક ચિત્તમાં પ્રવેશાવવા અભ્યાસવાળો થાય છે. એ અભ્યાસની સિદ્ધિ થયે એ સ્થૂલ વિષયમાં એ સાધકનું ચિત્ત એકાગ્રતાને પામે છે. એ સ્થૂલ વિષયમાંની એકાગ્રતારૂપ સમાધિને સવિતર્ક સમાધિ કહે છે. સવિતર્ક એટલે વિતર્કથી યુક્ત અથવા વિતર્ક જેનાં સ્વરૂપ છે તે. લૌકિક પ્રત્યક્ષે નહિ જણાતા, અનુમાન પણ નહિ કરાયેલા તથા આગમ પ્રમાણથી પણ સાંભળવામાં ન આવેલા એવા ધ્યેયગત અશેષ વિશેષોનો સાક્ષાત્કાર અર્થાત્ તે વિશેષોનું હસ્તામલકવત્ અપરોક્ષ જ્ઞાન તે विशेषेण तर्कणं अवधारणम् એ વ્યુત્પત્તિથી વિતર્ક છે. એ વિતર્ક જેના સ્વરૂપે છે તે સવિતર્ક સમાધિ વા સવિતર્ક સંપ્રજ્ઞાતયોગ છે. તેથી સાધકે પ્રથમ ભૂમિકામાં જે સ્થૂલ પદાર્થને ધ્યેયરૂપે લીધો હોય

છે તે ધ્યેયગત અશેષ વિશેષનો સાક્ષાત્કાર જે સમાધિ વા સંપ્રજ્ઞાતયોગથી સિદ્ધ થાય છે, તેને સવિતર્ક* સમાધિ વા સવિતર્ક સંપ્રજ્ઞાત યોગ કહે છે, તે યોગ્ય છે.

આ સવિતર્ક સમાધિમાં વિષયો સ્થૂલ છે એટલું જ નહિ પણ એ સમાધિ બાહ્યવિષયગોચર જ હોય છે તેથી એના વિષયરૂપે કેવળ કાર્યરૂપ માત્ર તત્ત્વોનું જ ગ્રહણ કરવું ઘટે છે, અર્થાત્ વિશ્વભેદરૂપ જગતના ઘટપટાદિ સ્થાવરજંગમ પદાર્થો તથા પૃથિવ્યાદિ પાંચે મહાભૂતો વગેરેનું ગ્રહણ કરવું ઘટે છે, તેથી એ મુખ્ય કે એ પદાર્થોવિષે થતી ચિત્તની પૂર્ણ એકાગ્રતા (એ પ્રકારની એકાગ્રતા કે જેથી એ પદાર્થગત સર્વ વિશેષોનું અપરોક્ષ જ્ઞાન તે ચિત્તને થાય) તે સવિતર્ક સમાધિ છે.

એ સમાધિની સિદ્ધિ થયાપછી તે સાધક સૂક્ષ્મ પદાર્થને ધ્યેય લે છે એટલે સવિતર્ક સમાધિથી જે સ્થૂલ વિષયનો એ સાધક સાક્ષાત્કાર કર્યો છે તે સ્થૂલ વિષયમાં કારણરૂપે અનુગત થયેલા હોવાથી સૂક્ષ્મસંજ્ઞાને પામેલા અણુઓ વા તન્માત્રાથી માંડી પ્રકૃતિપર્યંતના સર્વતત્ત્વોને યથાક્રમે ધ્યેયરૂપે તે સાધક લે છે એ સૂક્ષ્મ પદાર્થો અદૃષ્ટમતીય હોવાથી ત્રસરેણુ વગેરે સ્થૂલ પદાર્થના સાક્ષાત્ ભાવનાના પરિપાકથી થાય છે ત્યારે જ, જેમ હાલ સર્વ મુંબઈ ઉપર પૂર્વે ધ્યેય થઈ શકતા નથી. જ્યારે ઘટાદિનો સાક્ષાત્કાર કરનારને ઘટની અંદર મૃત્તિકા અનુગત થયેલી ભાસે છે, અને તેથી ધ્યેય લેવી હોય તો લઈ શકાયછે તેમ, એ સાક્ષાત્કૃત સ્થૂલની અંદર કારણરૂપે અનુગમ પામેલા ( Inhered )સૂક્ષ્મ પદાર્થો ધ્યેયરૂપે લઈ શકાય છે આપ્રમાણે હોવાથી સવિતર્ક સમાધિને પહોંચેલો યોગી જ એ પદાર્થોને ધ્યેયરૂપે લઈ શકે છે એ પદાર્થોને ધ્યેયરૂપે લઈને તેમાં ભાવનાનો અભ્યાસ એ યોગી કરે છે એ ભાવનાની પરિપાક અવસ્થાએ યોગીને એ સૂક્ષ્મ પદાર્થોમાં રહેલા અશેષ વિશેષનો સાક્ષાત્કાર થાય છે એ સાક્ષાત્કારને શાસ્ત્રમાં પ્રસં-

* ( અહીં સ્થળે એ કહેવું જરૂરનું છે કે આ સ્થળનો વિતર્ક શબ્દ તથા આગળના સમાપત્તિસૂત્રોમાં જ્યાં સવિતર્કા અને નિર્વિતર્કા એવાં બે સંપ્રજ્ઞાત યોગમાં સ્થૂલના બે ભેદ પાડ્યા છે ત્યાંનો વિતર્ક શબ્દ જુદા જુદા અર્થના વાચક છે આ સ્થળનો વિતર્ક શબ્દ સ્થૂલ વિષયમાં થતી ચિત્તની પરિપૂર્ણતાનો વાચક છે અને તે સ્થળનો વિતર્ક શબ્દ, विपरीत तर्कणम् - वितर्क એ વ્યુત્પત્તિથી વિકલ્પનો વાચક છે.)

ને ચિત્તની પરિપૂર્ણતા કહી વર્ણું છે તથા પ્રસંગે એ સાક્ષાત્કાર સૂક્ષ્મ વસ્તુનો હોવાથી એને ચિત્તની સૂક્ષ્મ પરિપૂર્ણતા પણ કહે છે. એ સાક્ષાત્કાર વા ચિત્તની સૂક્ષ્મ પરિપૂર્ણતા તે 'વિશેષેણ સૂક્ષ્મવસ્તુપર્યન્તં ચરણં'—સૂક્ષ્મ વસ્તુપર્યન્ત ચિત્તની પરિપૂર્ણતા થવી તે—એ વ્યુત્પત્તિથી વિચાર કહેવાય છે. * એ વિચાર વા સાક્ષાત્કાર જેથી વા જેમાં થાય છે તે સમાધિ સવિચાર કહેવાય છે. તેથી યોગની દ્વિતીય ભૂમિકારૂપ સવિચાર સમાધિનો એ અર્થ થયો કે જે સમાધિ વા સંપ્રજ્ઞાત યોગથી સ્થૂલ વિષયમાં કારણરૂપે અનુગત થયેલા હોવાથી સૂક્ષ્મ સંજ્ઞાથી ગ્રહણ કરાતા પદાર્થોના અશેષ વિશેષનો સાક્ષાત્કાર થાય છે તે સમાધિ સવિચાર છે.

આ સવિચાર સમાધિ પણ ગ્રાહ્યવિષયક જ હોય છે. એની સિદ્ધિ થયા પછી યોગીને સાનંદ સમાધિ થાય છે. સાનંદ સમાધિ એટલે જે સમાધિ આનંદયુક્ત હોય અર્થાત્ જેમાં વા જેનાવડે આનંદનો સાક્ષાત્કાર થાય તે. અહીં આનંદ શબ્દના ત્રણ અર્થ લેવામાં આવે છે. (૧) (વાચસ્પતિમિશ્રપ્રમાણે) સાત્વિક અહંકારથી ઉત્પન્ન થયેલી ઇન્દ્રિયો જે સત્ત્વપ્રધાન હોય છે અને સત્ત્વ જ આનંદરૂપ હોવાથી જે આનંદરૂપ ઉપચારથી કહેવાય છે તે. (૨) (ભોજવૃત્તિકારપ્રમાણે) રજોગુણ તથા તમોગુણના લેશથી સંપૃક્ત થયેલું બુદ્ધિસત્ત્વ, અને (૩) (વાર્તિકકારપ્રમાણે) સૂક્ષ્મવિષયક સમાધિથી જે હ્લાદ નામનું સુખવિશેષ યોગીને થાય છે તે સુખરૂપ અંતઃકરણની વૃત્તિ તે આનંદ છે. આ પ્રકારનો આનંદ જે સમાધિ વા સંપ્રજ્ઞાત યોગથી સાક્ષાત્કૃત થાય છે તે સાનંદ સમાધિ વા સાનંદ સંપ્રજ્ઞાત યોગ છે.

આ સમાધિને શાસ્ત્રમાં પ્રસંગે ગ્રહણવિષયક સમાધિ પણ કહી છે. આ સમાધિની સિદ્ધિ અનંતર યોગીને ગ્રહીતૃવિષયક સમાધિ થાય છે, જેને સાસ્મિત સમાધિ વા સાસ્મિત સંપ્રજ્ઞાતયોગ શાસ્ત્રકારો કહે છે. જે સંપ્રજ્ઞાત યોગથી અસ્મિતાનો સાક્ષાત્કાર થાય છે તે સંપ્રજ્ઞાતયોગ સાસ્મિત સંપ્રજ્ઞાત યોગ છે. અહીં અસ્મિતા એટલે ગ્રહીતૃ આત્માની સાથે એકભાવને પામેલું બુદ્ધિસત્ત્વ અથવા

* આ સ્થળનો વિચાર શબ્દ અને આગળ સમાપત્તિ સૂત્રમાં સવિચારા અને નિર્વિચારા એ પ્રમાણે આ જ સમાધિના સ્વરૂપ સમાપત્તિના જે વિભાગો પાડ્યા છે ત્યાંનો વિચારશબ્દ જુદા જુદા અર્થના વાચક છે. ત્યાંનો વિચાર શબ્દ ક્યાં તો [illegible]રૂપ અર્થવાળો છે અથવા તો પારિભાષિક છે.

તો ઈશ્વરરૂપ વા પુરૂષરૂપ આત્મા[1] તેથી જ્યારે ગ્રહીતૃ આત્માની સાથે એકભાવને પામેલા બુદ્ધિસત્ત્વની ભાવના કરવામાં આવે છે ત્યારે એ ભાવનાનો પરિપાક થયાએ યોગીને એ તત્ત્વનો સાક્ષાત્કાર થાય છે તેમજ જ્યારે ઈશ્વર વા પુરુષરૂપ આત્માને ધ્યેય લઇ ભાવના કરવામાં આવે છે,ત્યારે એ ભાવનાની પરિપાક થયાએ યોગીને એ તત્ત્વોનો સાક્ષાત્કાર થાય છે એ સાક્ષાત્કાર જે ચિત્તવૃત્તિનો નિરોધરૂપ યોગનું રૂપ છે તે નિરોધરૂપ યોગ સાસ્મિત કહેવાય છે. એ યોગ ચતુર્થભૂમિકાવાળો છે અને તેથી એની સિદ્ધિ અંતે જે થાય છે. એ યોગમાં બુદ્ધિસત્વ તથા પુરુષના વિવેકરૂપ વિવેકખ્યાતિની સિદ્ધિ યોગીને થાય છે તેથી એ યોગ જે ચારેમાં શ્રેષ્ઠ છે[2]

---

[1] આ બીજો અર્થ વાર્તિકકારે લીધેલો છે.

[2] અત્ર જે ચતુર્વિધ સમાધિ કહ્યો છે, એનો ગ્રંથકારે પુનઃ આજ પાદનાં ૪૧-૪૨-૪૩-૪૪-૪૫-૪૬-વગેરે સૂત્રોથી વિસ્તારે કરેલો છે. તેથી એ સર્વેનો સમન્વય કરી અર્થ કરવો યોગ્ય છે. સાઆ સંબંધમાં ટીકાકારો બહુ જ જુદી રીતે વ્યાખ્યાન કરે છે એ તો અત્ર કરેલા સંક્ષેપથી સ્પષ્ટ થયું હશે તો કેટલાકનું વ્યાખ્યાન આપ્રમાણે છે-અત્ર જે સવિતર્કસમાધિ કહ્યો છે તેમાં ૧૬ વિકારો અવલંબન હોય છે એ સર્વ કેવલકાર્યરૂપ હોવાથી સ્થૂલ તત્ત્વો છે તેથી એ સર્વવિષે જે સમાધિ થાય છે તે સવિતર્ક સમાધિ છે. આ જ સમાધિમાં જ્યારે પૂર્વાપરાનુસંધાનવડે શબ્દાર્થના વ્યવહારપૂર્વક ભાવના થાય છે ત્યારે તે સવિતર્કા સમાપત્તિ છે અને શબ્દાર્થના વ્યવહારથી શૂન્ય જ્યારે એ થાય છે ત્યારે નિર્વિતર્કા સમાપત્તિ થાય છે.

આ સમાધિની સિદ્ધિ થવાથી એ સાધક ઉત્તર ભૂમિકામાં પ્રવેશ કરે છે ત્યારે એ સૂક્ષ્મ વિષય અર્થાત અંતઃકરણને ધ્યેય લે છે એ સમાધિ સવિચાર કહેવાય છે. એ જ સમાધિમાં જ્યારે દેશકાલધર્માવચ્છેદથી ભાવના ચાલે છે ત્યારે એને સવિચારા સમાપત્તિ કહે છે અને એ અવચ્છેદથી રહિત થાય છે ત્યારે એ નિર્વિચારા સમાપત્તિ કહેવાય છે.

આ બન્ને સમાધિ વા સમાપત્તિ ગ્રાહ્યવિષયક છે એની સિદ્ધિ થવા પછી સાત્ત્વિક રજસ્ તથા તમસના લેશથી અનુવિદ્ધ થયેલા અંતઃકરણસત્વને ધ્યેય લે છે તથા તેની ભાવના કરે છે એ સમયે ચિતિશક્તિ ગૌણ રહે છે અને સુખપ્રકાશમય અંતઃકરણસત્ત્વ પ્રધાનરૂપે સ્ફુરે છે તેથી એમાં આનંદની અભિવ્યક્તિ થાય છે. આ સમાધિ સાનંદ કહેવાય છે. આ સમાધિને પામેલા યોગી

થાય ને એ યોગથી વિવેકખ્યાતિની સિદ્ધિ થાય તેને જ સંપ્રજ્ઞાત યોગ કહેવાય તો એ રીતે આ ચતુર્થ ભૂમિકામાંનો યોગ જ સંપ્રજ્ઞાત

---

થી પણ આગળની ભૂમિકાનું પ્રતિપાદન કરવું છે એમ લેવું, અ-
થવા એ આગળની ભૂમિકામાં ગયા પછી ઋતંભરા પ્રજ્ઞાનો ઉદય
થાય છે એમ લેવું, અને પછી એ મુખ્ય ઋતંભરા પ્રજ્ઞારૂપ વિવેક-
ખ્યાતિથી અંતે નિર્બીજ સમાધિ થાય છે એમ અર્થ લેવો. વાર્ત્તિ-
કકારના વ્યાખ્યાનમાં एतयैव० એ સૂત્રથી આ ચારે સમાધિ લઈએ
તોપણ વિરોધ નથી, કેમકે બીજનો અર્થ દુઃખસંસ્કાર વા અવિદ્યા
સંસ્કાર લેવાથી એ સર્વેને સબીજ લેવાય છે. તેમ જ ઋતં-
ભરા પ્રજ્ઞા છે તે સમાધિના આરંભથી જ ઉદય થતી નથી પણ તેની
સ્થિતિથી; તેથી સાસ્મિતા સમાધિ થઈ ગયા પછી પણ સ્થિતિની
અપેક્ષા છે, તે થવાથી જ ઋતંભરાનો ઉદય છે એમ છે. છતાં
એ પ્રકાર एतया० એ સૂત્રથી માત્ર બે જ સમાધિ લે છે તથા
એના વૈશારદ્યથી બુદ્ધિપ્રસાદ થવાથી ઋતંભરાનો ઉદય થાય છે
એમ લે છે.

આ રીતે ભિન્ન ભિન્ન વ્યાખ્યાથી વ્યામોહ થવા સરખું કાંઈ
જ નથી, કેમકે વસ્તુસ્થિતિમાં ભેદ નથી; છતાં શાસ્ત્રાર્થ ભાગમાં ભેદ
છે. આ સાધકનો ક્રમ આ દેખાય છે કે પ્રથમ પ્રથમ સ્થૂલ પદા-
ર્થનું ધ્યેય લેવા, તેથી સ્થૂલ પદાર્થરૂપ ભૌતિક પદાર્થો તથા તેના
કારણરૂપ પંચભૂત પ્રથમ ધ્યેય લેવાય છે. એમાં ચિત્તની સ્થિરતા
થયા પછી ઇન્દ્રિયો ધ્યેયરૂપે લેવાય છે. ઇન્દ્રિયો પણ આ સૂ-
ત્રમાં સ્થૂલ કાર્યમાં જ લીધી છે. તેથી આ સોળ વિકારવિષે પ્ર-
થમ સમાધિ થાય છે તે સવિતર્ક સમાધિ છે. એ જ અવાંતર
ભેદથી સવિતર્કા તથા નિર્વિતર્કારૂપ બે વિભાગવાળી થાય છે.

આ ક્રમથી સમાધિની સિદ્ધિ થયા પછી, એ યોગી સૂક્ષ્મ
વિષયને ધ્યેય કરી શકે છે અર્થાત અષ્ટપ્રકૃતિ હવે ધ્યેયરૂપે લઈ
શકવા એનામાં સામર્થ્ય આવે છે. શ્રુતિવગેરે પ્રમાણથી એ અષ્ટ
પ્રકૃતિનું સ્વરૂપ નિશ્ચય કરી સમજ કરેલું હોય તોપણ ફરી શ્રવ-
ણ, જે ગાઢ નિરોધબલ પ્રાપ્ત થવાથી એનો સાક્ષાત્કાર થઈ શકે
છે પણ એમાં બહુ કષ્ટ તથા કાલની અપેક્ષા રહે છે તથા ભૂ-
મિકાભેદથી એમાં અનુક્રમે આ રીતે છે. પ્રકૃતિ વા પ્રધાનપ-
ર્યંત સૂક્ષ્મનો સાક્ષાત્કાર થઈ જાય છે એટલે ભાવ વિષયમાં એમ
જાણવાનું રહેતું નથી. આ સૂક્ષ્મવિષયક સમાધિ તે સવિચાર

યોગ છે, કારણ કે તેમાં જ વિવેકખ્યાતિનો ઉદય થતો હોય છે આ મ છતાં પ્રથમ ત્રણ ભૂમિકામાં પણ સમ્યક્ પ્રજ્ઞાયતે ધ્યેયરૂપ સ્વરૂપ યસ્મિન્ સઃ—જેમાં ધ્યેયરૂપના અર્થવિશેષનો સાક્ષાત્કાર થાય તે સંપ્રજ્ઞાત યોગ, એ વ્યુત્પત્તિસિદ્ધઅર્થ લાગુ પડતો હોવાથી તથા એ ત્રણ ભૂમિકામાંનો યોગ પણ ચતુર્થ ભૂમિકામાંના યોગદ્વારા વિવેકખ્યાતિનો હેતુ હોવાથી એને આ રથલે સંપ્રજ્ઞાત યોગ કહ્યો છે તે અયોગ્ય નથી

---

સમાધિ છે એ જ અવાંતર વિભાગથી સવિચારા તથા નિર્વિચારા એ-રથી આગળ વર્ણન કરી છે આ બને સમાધિ ગ્રાહ્યવિષયક જ છે

આ રીતે સાધક યોગી ગ્રાહ્ય વિષયમાં સંયમ કરી રહે છે એટલે એની વૃત્તિને દૃશ્યમાંથી કંઈ જાણવું નહિ રહેવાથી દ્રષ્ટાતરફ એની વૃત્તિ પાછી વળે છે ત્યાં ગ્રહણમાં બે અંશ છે, (૧) અંતઃકરણ તથા (૨) પુરુષ આ બેમાંથી પ્રથમ અંશમાં પ્રથમ સંયમ થાય છે કેમકે પુરુષનો અંતઃકરણાવચ્છિન્નરૂપે જ પ્રથમ સાક્ષાત્કાર થાય છે ત્યાં આટલી ભૂમિકાએ પહોંચેલા યોગીનું ચિત્ત સાત્ત્વિક થયું છે તેથી એ અંતઃકરણમાં થતા સમાધિથી આનંદનો આવિર્ભાવ થાય છે તેથી આ સાનંદસમાધિ છે તથા એ અંતઃકરણરૂપ ગ્રહણવિષયક હોવાથી ગ્રહણસમાધિ પણ કહેવાય છે

આ સમાધિની સિદ્ધિ થઈ એટલે પછી અંતઃકરણાવચ્છિન્ન ચિતિશક્તિરૂપ પુરુષમાં સમાધિ સિદ્ધ થઈ તેનો સાક્ષાત્કાર થાય છે આ સમાધિ તે સાસ્મિત સમાધિ છે તથા ગૃહીતૃપુરુષવિષયક હોવાથી આ સમાધિ ગૃહીતૃસમાધિ પણ કહેવાય છે

આ રીતે ભૂમિકાક્રમ લેવાથી વસ્તુગત્યાએ યથાર્થ છે એ તો સ્પષ્ટ છે તેની જ સાથે આ ચતુર્વિધ સંપ્રજ્ઞાત યોગમાં વિવેકખ્યાતિને અનુકૂલ યોગ પણ આવી જવાથી ન્યૂનતા નથી આવતી સાસ્મિત યોગમાં પુરુષ લેતા નથી તો મુખ્ય સંપ્રજ્ઞાતનો રહ્યો જ ક્યાં છે અને જે એ સમાધિને સબીજ કહી છે તથા નિર્વિચારાથી અધ્યાત્મ પ્રસાદ થયે ઋતંભરા પ્રજ્ઞાનો ઉદય વર્ણવ્યો છે તે સર્વની તો સમાન ઉપપત્તિ થઈ શકે છે સર્વથા વસ્તુવ્યવસ્થાની હાનિ નથી તેથી આ વિવાદનો વિષય નથી

૧ જે ટીકાકારો સાસ્મિત સમાધિમાં પણ વિવેકખ્યાતિનો ઉદય નથી લેતા તેમની વ્યાખ્યામાં આ ચારેને ઉપચારથી જ-અ યૌગિક અર્થમાં જ સંપ્રજ્ઞાત યોગ સંજ્ઞા અપાય છે

સાધન પરવૈરાગ્ય છે એ પ્રતિપાદન કર્યું છે, અને તે યોગ્ય છે. કારણ કે અપરવૈરાગ્ય માત્ર વિષયવિષયક હોવાથી સંપ્રજ્ઞાતયોગની સાત્ત્વિકી વૃત્તિ વા તત્ત્વજ્ઞાનરૂપ વૃત્તિ એનો વિષય નથી,તેમ જ એકાગ્રતારૂપ અભ્યાસ છે તે પણ આ નિરોધયોગનું સાક્ષાત્ કારણ નથી કારણ કે એ નિરોધયોગમાં વૃત્તિમાત્રનો અભાવ હોય છે અર્થાત્ એ યોગ આલંબનવૃત્તિનો વિરોધી છે અને એકાગ્રતામાં પુરુષપર્યન્તનું કોઇ પણ આલંબન હોય જ છે. તેથી તત્ત્વજ્ઞાનપર્યંતના સકલ પદાર્થોવિષે અનાત્મત્વવગેરે દોષદર્શનથી થયેલો પરવૈરાગ્ય જ એ યોગનું સાક્ષાત્ કારણ ઘટે છે. એ વૈરાગ્ય પણ નિર્વસ્તુક છે એટલે સકલ ધ્યેયપ્રતિની વિરક્તિરૂપ છે અને આ યોગ પણ સકલ ધ્યેયથી શૂન્ય છે. તેથી આ પદથી જે કહ્યું છે તે યોગ્ય જ છે.

*संस्कारशेष*—આ પદથી અસંપ્રજ્ઞાત યોગનું સ્વરૂપ બતાવ્યું છે. શ્રીમદ્વિદ્યારણ્યસ્વામીએ એ પદનું જીવન્મુક્તિવિવેકમાં આ પ્રમાણે વિવરણ કર્યું છેઃ तदर्शितवृत्तिकस्य चित्तस्य तत्स्वरूपस्य दुर्लक्ष्यत्वात् संस्काररूपेण चित्तं शिष्यते । ત્યાં વૃત્તિ એ જ ચિત્તનું જીવન હોવાથી વૃત્તિરૂપ જીવનના અભાવવાળું થયેલું ચિત્ત કેવલ દુર્લક્ષ્ય છે. અને તેથી અતિ સૂક્ષ્મરૂપે રહે છે. ચિત્તનું આ અતિ સૂક્ષ્મરૂપે રહેવું એ ચિત્તની સંસ્કારશેષાવસ્થા છે.

*अन्य*—એટલે સંપ્રજ્ઞાતથી વિલક્ષણ અર્થાત્ અસંપ્રજ્ઞાત.

આ સૂત્રથી એ કહ્યું કે ચિત્ત જ્યારે વૃત્તિરૂપ જીવનથી રહિત થઇ અતિ સૂક્ષ્મરૂપે રહે છે અર્થાત્ સંસ્કારશેષરૂપ અવસ્થામાં રહે છે ત્યારે તે અવસ્થા અસંપ્રજ્ઞાતયોગ કહેવાય છે. ત્યાં સાધકને એ અસંપ્રજ્ઞાતયોગની સિદ્ધિ પરવૈરાગ્યના અભ્યાસથી થાય છે, એટલે સંપ્રજ્ઞાત યોગની ચરમ ભૂમિકામાં સાધકને એક તત્ત્વને આલંબન કરનાર વિવેકખ્યાતિરૂપ વૃત્તિ રહેલી હોય છે. એ પણ વૃત્તિ હોવાથી ચિત્તના પરિણામરૂપ છે અને તેથી જડ છે તથા પુરુષથી વિલક્ષણ છે ઇત્યાદિ પ્રકારના દોષદર્શનથી એ વૃત્તિથી પણ તે સાધક મહાત્માને વિરક્તિ થાય છે. એ વિરક્તિ તે પરવૈરાગ્ય છે. એ પરવૈરાગ્યના અભ્યાસથી એ વૃત્તિનો પણ નિરોધ થાય છે. અને તેથી એ વૃત્તિ પણ શમે છે. તે સમયે ચિત્ત વૃત્તિમાત્રના અભાવવાળું થયેલું હોય છે અને તેથી એ ચિત્તની અવસ્થા અસંપ્રજ્ઞાત યોગ છે. તેમાં પૂર્વે પૂર્વે અસંપ્રજ્ઞાતનિરોધ ચિત્ત પોતાના ઉપાદાન કારણમાં અતિસૂક્ષ્મરૂપે રહેલો હોય તે

નિરોધસંસ્કારના અવધિએ પુનઃ સ્વસ્વરૂપે પ્રકટ થાય છે અને ચરમ અસંપ્રજ્ઞાતસિદ્ધિએ તો ચિત્ત પોતાના કારણમાં આત્યંતિક લયને પામે છે.

આ રીતે આ સૂત્રથી ચિત્તની સંસ્કારશેષ અવસ્થાને અસંપ્રજ્ઞાત યોગ કહ્યો. ત્યાં અસંપ્રજ્ઞાતનો વ્યુત્પત્તિસિદ્ધ અર્થ એ છે કે न किंचित् वेद्य संप्रज्ञायते यस्मिन् જેમાં કોઈ પણ વસ્તુ વેદ્ય (જ્ઞેય) રૂપે ભાસતી નથી તેવી ચિત્તની અવસ્થા એ વ્યુત્પત્તિસિદ્ધ અર્થ સર્વ વૃત્તિના નિરોધવાળા ચિત્તની અવસ્થામાં બરાબર રીતે લાગુ પડે છે કારણ કે એ અવસ્થામાં જ્ઞાનરૂપ વૃત્તિનો અભાવ હોય છે તેથી કોઈ પણ વસ્તુ જ્ઞેયરૂપે ભાસતી નથી. હવે એ અવસ્થા બે પ્રકારે થાય છેઃ (૧) કેટલાકને જન્મથી જ થાય છે અને (૨) કેટલાકને સાધનથી ત્યાં જે જન્મથી થાય છે તે જીવની પુનરાવૃત્તિ કરનાર હોવાથી હેય છે અને જે સાધનથી થાય છે તે કૈવલ્ય આપનાર હોવાથી ઉપાદેય છે એ બે પ્રકારના અસંપ્રજ્ઞાતનું હવે સૂત્રકાર પ્રતિપાદન કરે છે ત્યાં હેયપૂર્વક ઉપાદેયનું પ્રતિપાદન કરવું વિશેષ યોગ્ય હોવાથી પ્રથમ હેયનું પ્રતિપાદન કરે છે —

भवप्रत्ययो विदेहप्रकृतिलयानाम् ॥ १९ ॥

**સૂત્રાર્થઃ**—વિદેહ તથા પ્રકૃતિલય પુરુષોને જન્મમાત્રથી જે ચિત્તની સંસ્કારશેષ અવસ્થારૂપ અસંપ્રજ્ઞાત દશા પ્રાપ્ત થાયછે તે પ્રથમ પ્રકારનો અસંપ્રજ્ઞાત યોગ છે

भवप्रत्ययः–भवः प्रत्ययः कारणं यस्य — ભવ એ જ કારણ છે જેનું એવો અસંપ્રજ્ઞાત યોગ ત્યાં ભવ શબ્દથી બે અર્થનું ટીકાકારો ગ્રહણ કરે છે. મણિપ્રભાકાર એ શબ્દથી "અવિદ્યા" એવો અર્થ લે છે અને વાર્તિકકારે એનો અર્થ 'જન્મ' લીધેલો છે. તેથી એ સમસ્ત પદના આ બે અર્થ થયા (૧) અવિદ્યા છે કારણ જેનું એવો. અવિદ્યા કારણ હોવાથી સમાધિપ્રજ્ઞાથી થયેલો આ યોગ નથી તેથી પુનરાવૃત્તિ કરનાર છે એ તો સિદ્ધ જ થાય છે. (૨) જન્મમાત્રથી થયેલો અર્થાત્ જન્મ છે કારણ જેનું એવો. આ બીજો અર્થ પણ યોગ્ય જ છે. કારણ કે વિદેહ અને પ્રકૃતિલય પુરુષો પૂર્વરચિત કર્મઉપાસનાના બળે ઇન્દ્રિયો વગેરેમાં તથા પ્રકૃતિમાં લીન અવસ્થાને પામે છે. એ દશા તે તેમનાં પૂર્વ શરીરના ત્યાગપછી પ્રાપ્ત થાય છે, તેથી તથા એ અવસ્થાથી તેમની પુનરાવૃત્તિ

છે, તેથી જન્મરૂપ જ છે. એ જન્મમાત્રથી એમને ચિત્તની સંસ્કાર-શેષા અવસ્થારૂપ અસંપ્રજ્ઞાત દશા પ્રાપ્ત થાય છે. એ જન્મ થયા પછી અસંપ્રજ્ઞાત દશામાટે એ પુરુષોને કોઇ પણ ઉપાયની જરૂર રહેતી નથી. તેથી એ દશાનું કારણ જન્મમાત્ર લીધું હોય તેપણ તે યોગ્ય છે.

विदेहप्रकृ०–વિદેહ તથા પ્રકૃતિલય પુરુષોનો.

આ સૂત્રથી એ કહ્યું છે કે વિદેહ તથા પ્રકૃતિલય પુરુષોને જન્મમાત્રથી અસંપ્રજ્ઞાન દશા અર્થાત્ ચિત્તની સંસ્કારશેષાવસ્થા પ્રાપ્ત થાય છે. ત્યાં જે પુરુષો પૃથિવ્યાદિ ભૂત તથા ઇન્દ્રિયને આત્મારૂપે માની તેની ધ્યાનાદિ ઉપાસના કરતા રહે છે. તેમનું અંતઃકરણ તે ઉપાસનાની વાસનાવાળું થાય છે. તેથી વર્તમાન દેહનું પતન થવાથી એ પૂર્વ વાસનાને અનુસાર પૂર્વ ઉપાસનાના બળથી એ પુરુષો ભૂત તથા ઇન્દ્રિયરૂપ જે જેના ઉપાસ્ય હોય તેમાં લીન થાય છે. એ પૃથિવ્યાદિ ભૂત તથા ઇન્દ્રિયમાં લીન થયેલા પુરુષો વિદેહ કહેવાય છે. તેમ જ જે પુરુષો પ્રકૃતિ વા પ્રધાનની આરૂઢ ઉપાસના કરતાં દેહ છોડે છે તેઓ બ્રહ્માંડની બહાર રહેલી સામ્યાવસ્થાવાળી પ્રકૃતિમાં લીનભાવને પામે છે, તે પ્રકૃતિલય પુરુષો છે. આ બંને પ્રકારના પુરુષોનાં ચિત્ત ભૂત ઇન્દ્રિયાદિ ઉપાસ્યમાં લીન થયેલાં હોય છે તેથી સંસ્કારશેષ હોય છે, તથા તેમને એ સમયે અન્ય કશાનું ભાન નથી પણ જાણે કૈવલ્ય પદને અનુભવતા હોય તેમ તેઓ રહેલા હોય છે તેથી તેમની અસંપ્રજ્ઞાત દશા છે એ સિદ્ધ છે. એ અસંપ્રજ્ઞાત દશાની પ્રાપ્તિમાટે સ્વસ્વઉપાસ્યમાં લય થયા પછી તેઓને કંઇ પણ પ્રયત્ન કરવો પડતો નથી તેથી એ અસંપ્રજ્ઞાત દશાનું કારણ જન્મમાત્ર જ છે એ પણ સ્પષ્ટ છે. એ અસંપ્રજ્ઞાત દશા યોગીને હોય છે, એટલે એની પ્રાપ્તિમાત્રથી કૃતકૃત્ય થવાતું નથી. કારણ કે સ્થૂલ શરીરથી રહિત થઇ ભોગ ભોગવનાર હોવાથી વિદેહસંજ્ઞાને યોગ્ય રીતે પામેલા પુરુષોનાં તથા પ્રધાનરૂપ પ્રકૃતિમાં લય પામેલા હોવાથી પ્રકૃતિલય કહેવાતા પુરુષોનાં ચિત્ત સાધિકાર હોય છે. વિવેકખ્યાતિપર્યંત ચિત્તનું ચેષ્ટિત હોય છે એ સાંખ્ય તથા યોગનો સિદ્ધાન્ત છે. એ પુરુષો પ્રકૃતિઆદિ જડ અનાત્મ પદાર્થોવિષે આત્મબુદ્ધિ કરી રહેલા હોય છે તેથી એઓને વિવેકખ્યાતિરૂપ તત્વજ્ઞાનનો ઉદય નથી; અને તેથી તેમના

ચિત્તનો અધિકાર સમાપ્ત થયેલો નથી એ સ્પષ્ટ છે આમ હોવાથી પોતાની ઉપાસનાના બળથી કેટલોક કાળ તેઓ એ અસંપ્રજ્ઞાત દશામાં જાણે કૈવલ્યને અનુભવતા હોય તેમ સ્થિત થાય છે અર્થાત્ એ સ્થિતિમાં રહેનારૂપ, પોતાની ઉપાસનાત્મક કર્મના સંસ્કારથી બંધાયેલા વિપાકને ભોગવી ક્ષય કરે છે તથા તેનો ક્ષય થવાથી પુન તે દશાથી ભ્રષ્ટ થાય છે ( વ્યુત્થાનને પામે છે ) અર્થાત્ મનાભ્યાસ અસ્થિતિ પામે છે એ તો નિઃસંદેહ છે કે તેઓ કર્મગોક્ષના માર્ગમાં છે, એટલે તેઓ સંસારને પામે છે એનો અર્થ એવો નથી કે તેઓ તિર્યગ યોનિ વા મનુષ્યલોકને પામે છે પણ સાર એ જ કે તેઓ અન્ય દિવ્ય તનુને ધારણ કરે છે તથા તે શરીરમાં રહી નાનાવિધ ભોગ ભોગવે છે તથા ઉપાયે કરી વિવેકસાક્ષાત્કાર કરી પછી કૈવલ્યને પામે છે આથી એ સિદ્ધ થયું કે વિદેહ તથા પ્રકૃતિલય પુરુષોનો થતો અસંપ્રજ્ઞાતયોગ કૈવલ્યનો સાક્ષાત્ હેતુ નથી શ્રીસાંખ્યસૂત્રમાં પણ કહ્યું છે કે न कारणलयात् कृतकृत्यता मग्नवदुत्थानात् । કારણમાં મન દૃશ્યના કારણરૂપ પ્રકૃતિમાં લય પામવાથી કૃતકૃત્યતા અર્થાત્ ચિત્તના સાધિકારપણાનો અવધિ થતો નથી, કારણ કે જેમ જળાન્તરમાં મગ્ન થયેલા પુરુષો પુન ઉત્થાનને પામે છે તેમ પ્રકૃતિલય પમાડનાર કર્માશયનો ક્ષય થવાથી પુન સંસારની પ્રાપ્તિ થાય છે વાયુપુરાણમાં પણ

> दशमन्वन्तराणीह तिष्ठन्तीन्द्रियचिन्तकाः ।
> भौतिकास्तु शतं पूर्णं सहस्रं त्वाभिमानिकाः ॥
> बौद्धा दशसहस्राणि तिष्ठन्ति विगतज्वराः ।
> पूर्णं शतसहस्रं तु तिष्ठन्त्यव्यक्तचिन्तकाः ॥

ઇત્યાદિ વચનોથી એ જ કહ્યું છે કે ઇન્દ્રિયમાં લીન થયેલા પુરુષો દશ મન્વન્તરસુધી તે લયાવસ્થામાં રહે છે, સૂક્ષ્મભૂતમાં લીન થયેલા પૂર્ણ સો મન્વન્તરસુધી, અહંકારમાં લીન થયેલા સહસ્ર મન્વન્તરસુધી, મહત્તત્ત્વમાં લીન થયેલા દશ હજાર મન્વન્તરસુધી તથા પ્રકૃતિમાં લીન થયેલા એક લક્ષ મન્વન્તરસુધી તે તે લયાવસ્થામાં રહે છે

* આ સર્વથી એ સિદ્ધ થાય છે કે વિદેહ તથા પ્રકૃતિલય પુરુષોને પુનરાવૃત્તિ અર્થાત્ સંસારપ્રાપ્તિ છે તેથી તેમની થતી

પણ ઉપાયથી થતો જે અસંપ્રજ્ઞાત યોગ છે તેની પ્રાપ્તિમાટે પ્રયત્ન કરવો આવશ્યક છે.

આપ્રમાણે આ સૂત્રથી સાધક યોગીને હેય અસંપ્રજ્ઞાત યોગનું પ્રતિપાદન કરી હવે ઉપાય વા સાધનથી થતા બીજા પ્રકારના અસંપ્રજ્ઞાત યોગનું પ્રતિપાદન કરે છે.

**श्रद्धावीर्यस्मृतिसमाधिप्रज्ञापूर्वक इतरेषाम् ॥२०॥**

**સૂત્રાર્થઃ**—વિદેહ અને પ્રકૃતિલયથી અન્ય પુરુષોને (દેવ, મનુષ્યાદિને) શ્રદ્ધા, વીર્ય, સ્મૃતિ, સમાધિ અને સમાધિપ્રજ્ઞા એ ઉપાયથી અસંપ્રજ્ઞાત યોગ થાય છે. (તે બીજો અસંપ્રજ્ઞાત યોગ છે),

આ સૂત્રમાં એક તો બીજા પ્રકારનો અસંપ્રજ્ઞાત યોગ કહ્યો છે અને બીજું તો પૂર્વ સૂત્રમાં અભ્યાસનું સ્વરૂપ માત્ર કહી અટકાવ્યું હતું તે અભ્યાસના વિષયભૂત સાધનો પણ બતાવ્યાં છે, જેથી એ સાધનવિષયક આકાંક્ષાની નિવૃત્તિ કરનાર પણ આ સૂત્ર છે.

**इतरेषाम्** એટલે પૂર્વ સૂત્રમાં જે વિદેહ અને પ્રકૃતિલય પુરુષો કહ્યા છે તેથી અન્ય સર્વ યોગીઓનો-પછી તે દેવ હોય કે મનુષ્ય.

**श्रद्धा०**—શ્રદ્ધા, વીર્ય વગેરે છે પૂર્વ જેનાં એવો અર્થાત્ એ સાધનોથી થતો જે અસંપ્રજ્ઞાત યોગ તે.

આ સૂત્રોથી એ કહ્યું કે વિદેહવગેરેથી અન્ય યોગીઓને શ્રદ્ધા, વીર્ય, સ્મૃતિ, સમાધિ અને સમાધિપ્રજ્ઞા એ ઉપાયોના અનુષ્ઠાનથી અસંપ્રજ્ઞાત યોગ થાય છે.

ત્યાં શ્રદ્ધા—એટલે ચિત્તનો સંપ્રસાદ અથવા પ્રીતિ; તેમાં સર્વવિષયક પ્રીતિ યોગ માટે ઉપયોગી નથી પણ વિરોધી છે. તેથી શ્રીસદ્ગુરુના ઉપદેશવગેરેથી થતી તત્ત્વવિષયક અથવા યોગવિષયક પ્રીતિ અર્થાત્ 'યોગ એ જ મારા પરમ પુરુષાર્થનું સાધન છે,' એ જ્ઞાનથી થતી યોગાનુષ્ઠાનવિષે ચિત્તની પ્રેમાત્મક વૃત્તિ તે શ્રદ્ધા છે. એ પ્રીતિ યોગની ઉત્કૃષ્ટતાના શ્રવણથી થાય છે. ત્યાં શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યું છે કે

**तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः।**
***कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥***

ઉત્તમ લોકના સાધનરૂપ કૃચ્છ્રચાંદ્રાયણાદિ તપ કરનાર યો-

કો પણ તેમના પુણ્ય ક્ષીણ થવાથી પુનઃ આ લોકમાં આવે છે તેથી તપ પુનરાવૃત્તિરહિત મોક્ષનું સાધન નથી અને તેથી તપસ્વીકરતાં, તત્ત્વજ્ઞાનથી જીવન્મુક્તિ થાય છે તથાપિ તત્ત્વજ્ઞાન પ્રારબ્ધનું વિરોધી નથી તેથી વિનાબવિના કૈવલ્યને પ્રાપ્ત કરનાર નથી તેથી જ્ઞાનીઓકરતા તથા જ્યોતિષ્ટોમાદિરૂપ સ્વર્ગાદિના સાધનભૂત કર્મોથી ક્ષય, અતિશય અને વિનાશવગેરે દુઃખવાળા સ્વર્ગાદિ લોકની જ પ્રાપ્તિ થાય છે તેથી કર્મીકરતા પણ પુનરાવૃત્તિરહિત તથા શીઘ્ર મોક્ષને પમાડનાર તથા દુઃખ માત્રનો અભાવ કરનાર જે યોગ તેનો સાધક શ્રેષ્ઠ છે આવગેરે વાક્યોથી શ્રદ્ધાની ઉત્પત્તિ થાય છે

વીર્ય—એટલે ઉત્સાહ એ અર્થ શ્રીવિદ્યારણ્યસ્વામિએ લીધો છે. શ્રીવિજ્ઞાનભિક્ષુ વીર્યં યત્ન ધારણારૂપ એ પંક્તિથી ધારણારૂપ પ્રયત્નને વીર્ય પદનો અર્થ લઇ 'હું સર્વથા યોગનું સંપાદન કરૂં' એ વીર્યનું સ્વરૂપ છે આ ઉત્સાહરૂપ અર્થ લઇએ તો તે પણ યોગ્ય છે કારણ કે યમનિયમાદિ યોગાંગરૂપ અનુષ્ઠાન થવાથી ઉત્સાહની ઉત્પત્તિ થાયછે તેમ જ આ અર્થ પણ યોગ્ય છે કારણ કે એ શ્રદ્ધાથી ઉત્સાહ થઇ પ્રયત્ન પણ થાયછે તથી જેમ શ્રદ્ધાનું સાક્ષાત્ કાર્ય ઉત્સાહ છે તેમ જ સ્મૃતિનું સાક્ષાત્ કારણ ધારણા છે

સ્મૃતિ—ઉત્સાહરૂપ વીર્યથી અનુષ્ઠેયરૂપે યોગના અંગોનું સ્મરણ થવું તે તથા ધારણારૂપ વીર્યથી ધ્યાનરૂપ ધ્યેયની સ્મૃતિ થવી તે

સમાધિ—એટલે ચિત્તની એકાગ્રતા આ યોગાગના સ્મરણથી સમાધિનું સમ્યક્ અનુષ્ઠાન થાયછે અને ધ્યાનરૂપ સ્મૃતિના અભ્યાસથી જે વિચ્છેદસહિત વૃત્તિનો પ્રવાહ વહેતો હોય છે તેમાથી વિચ્છેદ ઓછો થતા થતા અવિચ્છિન્ન પ્રવાહ વહેછે. અર્થાત્ એકાગ્રતા થાયછે

પ્રજ્ઞા—એટલે ઉત્તર સૂત્રમા કહેવામા આવતી ઋતંભરા નામની પ્રજ્ઞા, અથવા વિવેકખ્યાતિ

ઇતરેષામ્—એટલે પૂર્વ સૂત્રમાં પ્રકૃત વિદેહ તથા પ્રકૃતિલયથી અન્ય યોગીઓનો

આ સૂત્રથી એ કહ્યું કે વિદેહ તથા પ્રકૃતિલયથી અન્ય યોગીઓને શ્રદ્ધાવગેરે સાધનોના અનુષ્ઠાનથી જે અસંપ્રજ્ઞાત યોગ

થાય છે તે બીજા પ્રકારનો અસંપ્રજ્ઞાત યોગ છે. તે સાધનો તે શ્રદ્ધા, વીર્ય, સ્મૃતિ, સમાધિ અને પ્રજ્ઞા છે. એ સાધનોમાં શ્રદ્ધાની સિદ્ધિ થવાથી વીર્યનો ઉદય થાયછે, વીર્યની સિદ્ધિ થવાથી સ્મૃતિનો ઉદય, સ્મૃતિની સિદ્ધિ થવાથી સમાધિનો ઉદય, અને સમાધિની સિદ્ધિ થવાથી પ્રજ્ઞાનો ઉદય થાય છે. પ્રજ્ઞાનો ઉદય થવાથી અવિદ્યાદિ ક્લેશો નષ્ટ થાયછે તથા તેના સંસ્કારો શિથિલ થાયછે. એ પ્રજ્ઞાના વિશેષ અભ્યાસથી તે મહાત્માને આ પ્રજ્ઞાવિષે પણ અલંબુદ્ધિરૂપ પરવૈરાગ્યનો ઉદય થાયછે અને તેથી અસંપ્રજ્ઞાત યોગ થાય છે. આ પ્રમાણે આ બીજા પ્રકારનો યોગ સાધનની સિદ્ધિથી થતો હોવાથી અર્થાત્ એ સાધનોના અનુષ્ઠાનથી અવિદ્યાદિ ક્લેશોનો નાશ થયેલો હોવાથી કૈવલ્યનો હેતુ છે અને તેથી મુમુક્ષુએ અવશ્ય સેવવાયોગ્ય છે.

એ યોગની સિદ્ધિ સર્વને સરખે વખતે થતી નથી. પણ કેટલાકને લાંબે વખતે સિદ્ધ થાયછે તો કેટલાકને અવિલંબે કરીને સિદ્ધ થાયછે. તેમાં સાધનનો અભ્યાસ તથા સંવેગ નિયામક છે, અર્થાત્ એ બેના તારતમ્યથી યોગની સિદ્ધિના વખતમાં તારતમ્ય થાયછે. ત્યાં સાધનાભ્યાસના તારતમ્યથી યોગીના અર્થાત્ યોગના સાધકના ત્રણ પ્રકારે વિભાગ પડેછેઃ— (૧) મૃદૂપાય એટલે ઉપાયના અલ્પત્વવાળા (૨) મધ્યોપાય અને (૩) અધિમાત્રોપાય (ઉપાયના અતિશયવાળા). આ ત્રણ વિભાગ શ્રદ્ધાદિ સાધનના તારતમ્યથી પડેલા છે. એ ત્રણમાંના પ્રત્યેકના ત્રણ ત્રણ વિભાગ સંવેગના તીવ્રતાગત તારતમ્યથી પડેછે. તેથી આ નવ પ્રકારના યોગીઓ થયાઃ (૧) અલ્પોપાયવાળા તથા મૃદુતીવ્રસંવેગવાળા, (૨) અલ્પોપાય તથા મધ્યતીવ્રસંવેગવાળા, (૩) અલ્પોપાય તથા અધિમાત્રસંવેગવાળા, (૪) મધ્યોપાય તથા મૃદુતીવ્રસંવેગવાળા, (૫) મધ્યોપાય તથા મધ્યમ તીવ્રસંવેગવાળા, (૬) મધ્યોપાય તથા અધિમાત્રસંવેગવાળા (૭) અધિમાત્રોપાય તથા મૃદુતીવ્રસંવેગવાળા, (૮) અધિમાત્રોપાય તથા મધ્યમ તીવ્રસંવેગવાળા, અને (૯) અધિમાત્રોપાય તથા અધિમાત્રસંવેગવાળા. આ નવ પ્રકારના યોગીમાંથી કયા યોગીને સમાધિલાભ તથા તેના ફલરૂપ અસંપ્રજ્ઞાતયોગ અને કૈવલ્ય સમીપ છે તે પ્રતિપાદન કરવા સૂત્રકાર કહેછે કેઃ—

[ अधिमात्रोपायानां ] तीव्रसंवेगानामासन्नः
॥ *२१ ॥ [ समाधिलाभः ]

**સૂત્રાર્થ**—( ઉપાયના અતિશયવાળા ) તીવ્ર સંવેગવાળા યોગીઓને ( સમાધિ તથા તેના ફળરૂપ અસંપ્રજ્ઞાત યોગ અને મોક્ષ ) આસન્ન છે

अधिमात्रोपायानाम्—એટલે ઉપાયના અતિશયવાળા ત્યાં ઉપાય એટલે શ્રદ્ધાવગેરે અભ્યાસના વિષયભૂત સાધનો અથવા અભ્યાસ તથા વિરાગ બંનેના વિષયભૂત સાધનો

तीव्रसंवेगानाम्—એટલે તીવ્ર વેગવાળા સંવેગ શબ્દના અર્થ ટીકાકારો બે રીતે કરે છે (૧) વાર્તિકકાર સંવેગ શબ્દથી ઉપાયના અનુષ્ઠાનમાં રહેલી શીઘ્રતા લે છે અને (૨) વાચસ્પતિમિશ્રવગેરે સંવેગ પદનો અર્થ વૈરાગ્ય કરે છે

આ સૂત્રથી એ કહ્યું કે અધિમાત્ર ઉપાયવાળા અને તીવ્ર સંવેગવાળાને સમાધિલાભ સમીપ છે એટલે અતિનજીક થાયછે શ્રી વિષ્ણુપુરાણમાં પણ तत्रापि परमसमाधिस्तु मुक्तिं तत्रैव जन्मनि । એકાગ્રતા જેને સિદ્ધ થઇ છે તેને તે જન્મમાં મોક્ષ મળેછે ઇત્યાદિ વચનથી એ જ અર્થ સૂચવાય છે

આપ્રમાણે આ સૂત્રથી સમાધિલાભ કેને સમીપ છે—આસન્ન છે એ કહ્યું હવે કોને આસન્નતર તથા આસન્નતમ છે એ પ્રતિપાદન કરવા કહેછે કે—

मृदुमध्याधिमात्रत्वात् ततोऽपि विशेषः ॥ २२ ॥

**સૂત્રાર્થ**—મૃદુ મધ્ય અને અધિમાત્ર એ ત્રણ સંવેગગત તીવ્રત્વના પ્રકાર હોવાથી સમાધિલાભની આસન્નતા (સમીપતા ) ના તર અને તમ રૂપ વિશેષ હોયછે એટલે આસન્નતરતા અને આસન્નતમતારૂપ બેદ હોયછે

આ સૂત્રથી એ કહ્યુ કે અધિમાત્રોપાયવાળા તથા મૃદુતીવ્ર

---

* આ સૂત્રના બે પાઠ દેખાયછે (૧) શ્રીમદ્વિદ્યારણ્યસ્વામી तीव्रसंवेगानामासन्नः समाधिलाभः । એ પ્રમાણેનો પાઠ સંમત ગણેછે વાચસ્પતિમિશ્ર વગેરેને સંમત तीव्रसंवेगानामासन्नः । એટલું જ સૂત્ર છે એ ટીકાકારો समाधिलाभः । એ પદ અધ્યાહાર્ય લે છે વાર્તિકકાર अधिमात्रोपायानां तीव्रसंवेगानामासन्नः એટલું સૂત્ર લે છે

અયોગ્ય છે

વા—એ પદથી વિકલ્પ બતાવ્યો છે પૂર્વ સૂત્રોમા જીવવિષયક તથા ઈશ્વરવિષયક એમ બને યોગને સાધારણ એવો પ્રજ્ઞાન્ત ઉપાય કહ્યો એ ઉપાયનુ અતિમાત્ર પ્રમાણમા તથા અતિતીવ્રસ વેગથી અનુષ્ઠાન કરવુ એ જીવવિષયક સંપ્રજ્ઞાતયોગમાટે જ આવશ્યક છે ઈશ્વરવિષયક સંપ્રજ્ઞાત યોગમાટે નથી કારણ કે એ પ્રમાણેના અનુષ્ઠાનવિના પણ આ પદથી બોધન કરાયેલા વિકલ્પપ્રમાણે ઈશ્વર પ્રણિધાનથી પણ એ યોગની સિદ્ધિ થાય છે

આ સૂત્રથી એ કહ્યું કે જે સાધક જીવવિષયક સંપ્રજ્ઞાતયોગ કરવા માગે છે તેને તો શ્રદ્ધાદિ ઉપાયોનુ અધિમાત્ર પ્રમાણમાં તથા અતિતીવ્રસ વેગથી અનુષ્ઠાન કરવુ જરૂરનુ છે પણ જે સાધક ઈશ્વરતત્ત્વવિષયક સંપ્રજ્ઞાત યોગ કરવા માગે છે તેને તેમ કરવુ જરૂરનુ નથી અર્થાત્ તેને તે યોગ ઈશ્વરપ્રણિધાનરૂપ સાધનથી સહેલથી સિદ્ધ થઈ શકે છે એ સાધક ઈશ્વરપ્રણિધાનથી ઈશ્વરના અનુગ્રહ સંપાદન કરે છે અને તેવા તે સર્વશક્તિમાન્ ઈશ્વરના ‘આ સાધકને સમાધિલાભ થાઓ’ એ પ્રકારના સિદ્ધ સંકલ્પરૂપ અનુગ્રહથી ઉપાયાના અધિમાત્રપ્રમાણ વગેરેના અનુષ્ઠાનવિના પણ સમાધિલાભ થાય છે, અને તેથી અવિલંબ મોક્ષ થાય છે આમ હોવાથી જ શ્રુતિમા કહ્યુ છે કે तमेव विदित्वा अतिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय તેને જ પરમ કારુણિક ભગવાનને જાણી તેના આશ્રય સર્વ સાધન છોડી દે શ્રીમદ્ ભગવદ્ગીતામા પણ सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज । अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ સમાધિ આદિ મોક્ષના સર્વ સાધનોને છોડી ત્વ એક મને શરણે આવ, હું તને સર્વ પાપ પ્રતિબન્ધક ઉપાધિથી મુક્ત કરીશ અર્થાત્ જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ આપીશ—ઇત્યાદિ વચનથી એ જ અર્થ સ્પષ્ટ જણાય છે

આ સ્થળે એ શંકા થાય છે કે આ શાસ્ત્રમાં જડ અને ચેતન એવા પ્રધાન અને પુરુષરૂપ બે તત્ત્વ માન્યા છે તેમા ઈશ્વર એ કયુ તત્ત્વ છે ? તો ઈશ્વર જડ હોય એમ હોવાથી અને જડ તે અન્તર્યામી હોઈ શકે નહિ તેમ જ ઈશ્વરને પુરુષમા પણ અન્તર્ભાવ કરી શકાય એમ નથી કારણ કે સર્વ પુરુષો શુદ્ધનિરતિશયરૂપ હોવાથી તેમાનાં ઈશ્વરત્વ અને અન્તર્યામી એવો ભેદ હોવો ઘટતો નથી તો પછી આ ઈશ્વર એ કયુ તત્ત્વ છે

વર્તતે એ વ્યુત્પત્તિથી ચિત્તરૂપ ભૂમિમાં પડી રહેનાર, વિપાકને અનુકૂલ તથા વિપાકના કારણભૂત ચિત્તગત વાસનાનો વાચક છે.

અપરામૃષ્ટ:—એટલે પરામર્શ વા સંસર્ગથી રહિત. આ સ્થળે ત્રણે કાળે ઉપચારથી પણ ક્લેશાદિના સંસર્ગથી રહિત એ અર્થ છે.

પુરુષવિશેષ:—એટલે કોઇ એક પુરુષ અથવા વિશિષ્ટ પુરુષ.

ઈશ્વર:—એ શબ્દ ઐશ્વર્યવાચક ઈશ ધાતુઉપરથી આવેછે તથા સંપૂર્ણ જગતના અધિષ્ઠાતા તથા જગતને ઉપજાવવા વગેરેના સામર્થ્યવાળા એ અર્થને બોધન કરેછે.

આ સૂત્રથી એ કહ્યું કે (૧) ક્લેશ, કર્મ, વિપાક અને આશયના સંસર્ગથી ત્રણે કાળે ઉપચારથી પણ રહિત, (૨) સમગ્ર ઐશ્વર્યસંપન્ન (૩) પુરુષવિશેષ તે ઈશ્વર છે આ સૂત્ર ઈશ્વરનું લક્ષણ પ્રતિપાદન કરનાર છે તેથી એ સૂત્રસ્થ સર્વ પદો આવશ્યક છે તથા એ લક્ષણના દોષથી રહિત છે એ પ્રતિપાદન કરવું જરૂરનું છે. ત્યાં જો માત્ર ઈશ્વર: એટલું જ કહે અર્થાત્ 'સમગ્ર ઐશ્વર્યવાન્ તે ઈશ્વર' એટલું જ કહે તો તેટલાથી જ ચાલે એમ નથી કારણ કે એ લક્ષણની ન્યાયાદિ શાસ્ત્રસંમત ઈશ્વરમાં અતિવ્યાપ્તિ થાય છે તેથી પુરુષવિશેષ એ પદ મૂક્યું છે એ પદથી ઈશ્વર શુદ્ધચિતિશક્તિસ્વરૂપ છે અર્થાત્ જ્ઞાનવગેરે ઈશ્વરના ધર્મો નથી પણ સ્વરૂપ છે એ સિદ્ધાન્ત કહ્યો, છે, તથા એ જ પદથી ઉપર જે શંકા કરી હતી કે ઈશ્વર એ પ્રધાન તથા પુરુષથી વિલક્ષણ કયું તત્ત્વ છે એનું પણ સમાધાન કર્યું છે કે ઈશ્વરનો પુરુષમાં અંતર્ભાવ થાયછે જો પુરુષવિશેષ તે ઈશ્વર એટલું જ માત્ર કહે તોપણ એ લક્ષણની ઇતર સર્વ પુરુષોમાં અતિવ્યાપ્તિ આવે. અથવા તો આ સૂત્રસ્થના લક્ષ્યવાચક ઈશ્વરપદનો વ્યુત્પત્તિસિદ્ધઅર્થ લક્ષણમાં મેળવી દે અર્થાત્ ઐશ્વર્યવાળો તથા સિદ્ધચિતિશક્તિરૂપ પુરુષ તે ઈશ્વર એમ લક્ષણ કરે તોપણ હિરણ્યગર્ભાદિ તથા પ્રકૃતિલીન અને મુક્ત પુરુષો એ સર્વમાં અતિવ્યાપ્તિ આવે, કારણ કે એ સર્વ પુરુષ છે તથા ઐશ્વર્યવાળા છે. એ અતિવ્યાપ્તિ દૂર કરવા પ્રથમ પદની આવશ્યકતા છે. પ્રથમ પદથી એ અર્થ કહ્યો કે ક્લેશાદિનો સંસર્ગ જેનામાં ત્રણે કાળે ઉપચારથી પણ નથી તે જો 'ઉપચારથી પણ' એ પદ મૂકી દેવામાં આવે તો ઉપરની અતિવ્યાપ્તિ દૂર થતી નથી કારણ કે હિરણ્યગર્ભાદિ પુરુષો પુરુષ હોવાથી વસ્તુત: તો ક્લેશાદિના સંસર્ગથી રહિત જ છે. પણ ઇતર પુરુષો ચિત્તરૂપતત્ત્વના સ્વામી અથવા ભોક્તા

હોવાથી, જેમ લશ્કરે કરેલા જયપરાજયનો તેના સ્વામીરૂપ રાજા-માં ઉપચાર કરાયછે તેમ, ચિત્તમાં રહેલા ક્લેશાદિના સંસર્ગવાળા ઉપચારથી કહેવાયછે. અને ઈશ્વરમાં તો ઉપચારથી પણ ક્લેશાદિનો અભાવ છે કારણ કે ઈશ્વર અવિદ્યાને અવિદ્યારૂપે જાણીને અંગીકાર કરનાર હોવાથી તેવિષે સદા અભિમાનરહિત છે. મુક્તપુરુષો પણ ક્લેશાદિના સંસર્ગથી ઉપચારથી પણ રહિત છે છતાં એ પુરુષો પૂર્વે જીવતદશામાં હતા ત્યારે એ સંસર્ગથી ઉપચારથી રહિત નહોતા. તેથી એ પુરુષોપર આવતી અતિવ્યાપ્તિ દૂર કરવા 'ત્રણે કાળે એ સંસર્ગથી રહિત' એ પદો જરૂરના છે. આ જ વિશેષણથી પ્રકૃતિલીન પુરુષોપરની અતિવ્યાપ્તિ પણ દૂર થાયછે કારણ કે જેમ મુક્ત પુરુષોને ભૂતપૂર્વ ઉપચરિત સંસર્ગ હતો તેમ પ્રકૃતિલીન પુરુષોમાં પણ જ્યારે પોતાના કાળનો અવસાન થાયછે ત્યારે અભિમાન સ્ફુરે છે તેથી ભાવિ ઉપચરિત સંસર્ગવાળા છે.

આપ્રમાણે આ પદોથી ઈશ્વરનું અદૂષિત લક્ષણ કર્યું છે, કેમ કે ઈશ્વરનો પુરુષમાં અંતર્ભાવ કર્યો છે તેથી પ્રધાનથી તથા ન્યાયાદિ સંમત ઈશ્વરથી એની વ્યાવૃત્તિ થાયછે અને પ્રથમ પદથી ઇતર સર્વ પુરુષોથી વ્યાવૃત્તિ થાયછે. તેથી આ લક્ષણ સજાતીય તથા વિજાતીય સર્વ પદાર્થોથી પોતાના લક્ષ્યને વ્યાવૃત્ત કરનાર હોવાથી અદૂષિત છે.

આ સ્થળે એ શંકા થાયછે કે યદ્યપિ આ લક્ષણ અતિવ્યાપ્તિથી રહિત છે તેમ જ ઈશ્વર એક હોવાથી અવ્યાપ્તિથી પણ રહિત છે તોપણ અસંભવ દોષવાળું છે કારણ કે ઈશ્વર જાતે પુરુષ હોવાથી નિર્ગુણ, નિષ્ક્રિય તથા અપરિણામી છે તેથી ઈશ્વરમાં ઈશિતૃત્વ હોવું ઘટતું નથી તથા તે સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ પણ ઘટે નહિ એનો ઉત્તર આ પ્રમાણે:—યદ્યપિ ઈશ્વર સ્વરૂપતઃ શુદ્ધ-ચિતિશક્તિરૂપ છે તોપણ તેને એક ચિત્ત હોયછે. એ ચિત્ત શુદ્ધ-સત્વ માયાના શુદ્ધાંશનું બનેલું છે અને તેથી યોગીના ચિત્તથી પણ વિલક્ષણ છે. યોગીનું ચિત્ત પ્રયત્ને કરી શુદ્ધાંશવાળું થાયછે અને ઈશ્વરનું તો અનાદિકાળથી શુદ્ધાંશવાળું જ હોયછે; એ ચિત્તના યોગથી ઈશ્વરમાં જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિ હોયછે. એ ચિત્તની સાથે ઈશ્વરને અન્ય જીવોની માફક અવિદ્યાનિમિત્ત સ્વસ્વામિભાવસંબંધ નથી; પણ જગતરૂપ પ્રવાહમાં પોતાના પુરુષોનો જ્ઞાનાદિના ઉપદેશદ્વારા ઉદ્ધાર કરવાની ઇચ્છારૂપ નિમિત્તથી ઈશ્વરે એ ચિત્તનું ગ્રહણ કર્યું છે. એમ હોવાથી જેમ સંયોગે તેની તે રૂપ જાણી અદ-

ણ કરનાર શૈલૂષ (નાટકનું પાત્ર) તેથી બંધનને પામતો નથી તેમ એ ચિત્તરૂપ માયાને માયારૂપ જાણીને પોતાની ઇચ્છાથી ગ્રહણ કરનાર ઈશ્વર પણ એનાથી બંધનને પામતા નથી.

ઈશ્વર પોતાની ઇચ્છાથી એક ચિત્તનું ગ્રહણ કરેછે એમ કહેવામાં ઇચ્છાથી અનન્તર ચિત્તનું ગ્રહણ અને ચિત્તવિના ઇચ્છાનો અસંભવ હોવાથી ચિત્તના ગ્રહણથી અનન્તર ઇચ્છાઓ હોવા છતાં અન્યોન્યાશ્રય દોષ આવતો નથી કારણ કે સર્ગ અનાદિ છે. જો સર્ગને પ્રથમતા હોત તો એ પ્રશ્નનો અવકાશ રહેત કે ઈશ્વરે પ્રથમ ચિત્તનું ગ્રહણ કેવી રીતે કર્યું. પણ તેમ તો છે નહિ જગત્પ્રવાહ અર્થાત્ સર્ગનો પ્રવાહ અનાદિ છે. તેથી એક સર્ગના સંહારસમયે 'આ સર્ગનો અવધિ આવ્યે એટલે સર્ગાન્તરની સૃષ્ટિ થવાના સમયે મારે અમુક શુદ્ધસત્ત્વગુણ વિશિષ્ટ ગ્રહણ કરવું છે' એવો સંકલ્પ કરી ઈશ્વર સૃષ્ટિનો સંહાર કરેછે. અને એ સંકલ્પની વાસનાવાળું થઇ ઈશ્વરનું ચિત્ત પણ તે સમયે પ્રધાનમાં લીન થઇ જાયછે ત્યાર પછી જ્યારે પ્રલયકાળ પૂર્ણ થઇ રહે છે ત્યારે જેમ રાત્રિએ 'કાલે મારે વહેલા ઉઠવું છે' એવો દૃઢ સંકલ્પ કરી સુતેલા પુરુષને તે દૃઢ સંકલ્પની વાસનાવાળું ચિત્ત તે વાસનાબલાત્ પ્રાતઃકાળે જાગ્રત્ થઇ પ્રાપ્ત થાય છે તેમ પૂર્વસર્ગના અવધિએ કરેલા પ્રણિધાનરૂપ દૃઢ સંકલ્પવાળું ઈશ્વરનું ચિત્ત તે સંકલ્પવશાત આ સર્ગના આરંભમાં ઈશ્વરને પ્રાપ્ત થાયછે અને ત્યાર પછી એ ચિત્તવડે જગત્‌ની ઉત્પત્તિ, જ્ઞાનાદિનો પ્રકાશ વગેરેને ઉપદેશ વગેરે ઈશ્વર કરે છે. પુનઃ એ સર્ગનો અવધિ આવ્યે પૂર્વવત્ પ્રણિધાન કરેછે તથા તે પ્રણિધાનવશાત્ પુનઃ નવા સર્ગના આરંભે એ ચિત્તની પ્રાપ્તિ થાય છે એમ અનાદિ કાળથી પ્રણિધાન અને ચિત્તનું ગ્રહણ થતું હોવાથી બીજાંકુરવત્ ચાલ્યા જ કરેછે.

આ સ્થળે એ સવાલ ઉઠે છે કે ઈશ્વરને પ્રકૃષ્ટ સત્ત્વવાળું ચિત્ત છે એમાં શું પ્રમાણ છે? એનો ઉત્તર એ કે જો ઈશ્વર જ્ઞાનનો ઉપદેશ વગેરે કરે એ પ્રમાણસિદ્ધ થાય તો શેષવત્અનુમાનથી પ્રકૃષ્ટ સત્ત્વવાળા ચિત્તની સિદ્ધિ થઇ શકે છે. કારણ કે તેવા ચિત્તવિના અપાર જ્ઞાનશક્તિ તથા ઐશ્વર્યશક્તિ સંભવતાં નથી. ત્યાં ઈશ્વરમાં અપાર જ્ઞાનશક્તિ તથા ઐશ્વર્યશક્તિ છે એનું પ્રમાણ તદૈક્ષત, સોઽકામયત, તદાત્માનં સ્વયમકુરુત, સ્વાભાવિકી જ્ઞાનબલક્રિયા ચ, યઃ સર્વજ્ઞઃ સર્વવિદ્ તેણે ઈક્ષણ કર્યું, હું બહુ થાઉં એવી ઇચ્છા કરી,

, તેણે પોતાના આત્માને (સ્વરૂપને) પોતે કરયો, તેનામાં સ્વભાવથી જ જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિ છે, તે સર્વ પદાર્થને સામાન્યવિશેષરૂપે જાણે છે ઇત્યાદિ શ્રુતિવાક્ય છે. × એ સર્વ શ્રુતિવાક્યો પ્રમાણરૂપ છે; કારણ કે પ્રકૃષ્ટ સત્ત્વવાળા ઈશ્વરથી પ્રણીત છે. જેમ મંત્રશાસ્ત્ર તથા આયુર્વેદનું પ્રામાણ્ય તે તે સ્થળે કહેલો અર્થ અવ્યભિચારીપણે સિદ્ધ થતો હોવાથી સર્વને સિદ્ધ છે તે જ પ્રમાણે मन्त्रायुर्वेदवच्च तत्प्रामाण्यम् એ ન્યાયસૂત્રમાં કહ્યાપ્રમાણે સર્વ વેદનું પ્રામાણ્ય સિદ્ધ થાય છે. એટલે સર્વ વેદ એકનું જ કાર્ય છે અને જ્યારે તેમાંનો મંત્રભાગ તથા આયુર્વેદનો ભાગ પ્રમાણરૂપ અનુભવથી જણાય છે તો શેષ રહેલો ભાગ અપ્રમાણ છે એમ કહેનાર માણસ મિથ્યાભાષણ કરનાર જ ઠરે છે. આ પ્રકારનો વેદ જે સર્વ જ્ઞાન તથા ઐશ્વર્યવગેરેના ઉપાયોનો આકાર છે તેનું પ્રણયન કોનાથી થઇ શકે એ વિચારતાં સહજ જણાય એમ છે કે એ સર્વના જ્ઞાનવાળો પુરુષ જ એવું પ્રણયન કરી શકે. એ પુરુષનું ચિત્ત પ્રકૃતિના મલિન અંશ માત્રથી રહિત હોવું જોઇએ કેમકે નહિ તો તેનાં કાર્યરૂપ ભ્રમ તથા વિપ્રલંભની ઇચ્છા તેનામાં હોવાથી સર્વથા નિર્દોષ ગ્રંથનું પ્રણયન તેનાથી થઇ શકવું અસંભવ છે. તેથી એ ચિત્ત પ્રકૃષ્ટ સત્ત્વવાળું હોવું જોઇએ એ નિર્વિવાદ સિદ્ધ થાય છે. આ જ અર્થની સિદ્ધિ આવી રીતે જ શ્રીમદ્વેદવ્યાસે शास्त्रयोनित्वात् એ વેદાન્તસૂત્રથી કરી છે.

આ સર્વથી એ સિદ્ધ થયું કે ઇશ્વરને પ્રકૃષ્ટ સત્ત્વવાળું ચિત્ત હોવાથી એ પોતે પુરુષ છતાં સમગ્ર જ્ઞાનવાન, સમગ્ર ઐશ્વર્યવાન તથા પ્રધાનના ચાલક હેતુરૂપ થઇ શકે છે.

આ સૂત્રમાં ईश्वरः એ પદ એક વચનમાં મૂક્યું છે. એ એક વચન કાં તો જાતિપરત્વે હોય કે કાં તો વ્યક્તિ એક જ હોય તો તે પરત્વે હોય. તેમાં ઇશ્વર અનેક નથી પણ માત્ર એક જ છે તેથી એ વચન વ્યક્તિપરત્વે જ છે. ઈશ્વર અનેક હોવા ઘટતા જ નથી કારણ કે ઇશ્વર અનેક લઇએ તો તેઓ કાં તો તુલ્ય ઐશ્વર્યવાળા હોય અથવા તો ન્યૂનાધિક ઐશ્વર્યવાળા હોય. ત્યાં ન્યૂનાધિક ઐશ્વર્યવાળા હોય તો તે સર્વ ઇશ્વર કહેવાય જ નહિ કારણ કે તેમાં જે નિર-

× આપ્રમાણે શ્રુતિવાક્યો ઇશ્વરસદ્ભાવમાં પ્રમાણરૂપ મળે છે તેથી प्रमाणाभावान्न तत्सिद्धिः । ઇત્યાદિ સાંખ્યસૂત્રમાં લૌકિક અનુવાદ માત્ર છે. અને એ લૌકિક વાક્યો અપ્રમાણરૂપ ઠરે છે.

તિશય ઐશ્વર્યવાળો પદાર્થ હોય ને જગદેવ ઈશ્વર હોવાથી ઈશ્વર છે. આ રીતે આ પક્ષમાં તો માત્ર એક જ ઈશ્વર ઠરે છે. જો તુલ્યબલવાળા અનેક ઈશ્વર લઈએ તો એ પણ અયુક્ત ઠરે છે કારણ કે એ ઈશ્વરોનો સંકલ્પમાં કાં તો ભેદ પડે અથવા તો કોઈના સંકલ્પમાં ભેદ નહિ જ પડે. હવે જો ભેદ પડતો હોય તો સર્વ સરખા બલવાળા હોવાથી કોનો સંકલ્પ પ્રતિબદ્ધ થાય ? કોઈનો જ નહિ. તેમ જ વિરોધી સંકલ્પ હોય તો તેવાં વિરોધી કાર્ય પણ થવાં સંભવે નહિ તેથી એ પક્ષ દૂષિત છે. હવે જો એ અનેક ઈશ્વરોના સંકલ્પમા ભેદ નથી પડતો એમ લઈએ તો અનેક ઈશ્વરો મળીને પણ એક ઈશ્વરજેટલું જ કાર્ય કરવાના તો પછી અનેક ઈશ્વર માનવામાં કારણ શું ? કંઈ જ નહિ તેથી अर्के चेन्मधु विन्देत किमर्थं पर्वतं व्रजेत् જો આકડામાં મધુ મળતું હોય તો પછી કોણ વિચારવાન્ માણસ તેની પ્રાપ્તિમાટે જ પર્વતઉપર જાય ? આ ન્યાય પ્રમાણે લાઘવથી એક જ ઈશ્વર માનવા ઘટે છે તેથી સર્વથા ઈશ્વર એક જ છે અને અનેક નથી એ સિદ્ધાન્ત યોગ્ય છે

આપ્રમાણે આ સૂત્રથી ઈશ્વરનુ અદ્ભુત લક્ષણ કરયુ યોગી યાજ્ઞવલ્ક્યે પણ क्लेशकर्मविपाकाद्यैर्गौतवर्णाभिस्त्यर्थव च । अपरामृष्टमेवाह पुरुषमीश्वर श्रुति ઇત્યાદિ વચનથી તથા શ્રીલિંગ પુરાણમા अविद्यादेशस्य योगो नातीतो नाप्यनागत । नाप्यस्मिनतया चैव रागेणापि त्रिकालतः ઇત્યાદિ વચનથી એ જ અર્થનું પ્રતિપાદન કરયુ છે. આ સૂત્રમાં કરેલા લક્ષણમાટે તથા ઈશ્વરનાં સદ્ભાવમાટે શ્રુતિવાક્ય તથા યોગજન્ય પ્રત્યક્ષ એ અતિ બલવાન્ મુખ્ય પ્રમાણ છે, છતાં મનનાદિ અર્થે ઉપયોગી હોવાથી અનુમાનપ્રમાણ બતાવવા તથા ઈશ્વર સર્વજ્ઞ છે એ કંઠરવથી પ્રતિપાદન કરવા હવે સૂત્રકાર કહે છે કે—

तत्र निरतिशयं सर्वज्ञबीजम् ॥ २५ ॥

**સૂત્રાર્થ**—સર્વજ્ઞપણાનું બીજ જે સાતિશયવાળું જ્ઞાન તે ઈશ્વરમાં નિરતિશય છે.

तत्र—એટલે ઈશ્વરમાં.

निरतिशयम्—એટલે નિરતિશય અર્થાત્ એનાથી ઉત્કૃષ્ટ નહિ એવું છે

सर्वज्ञबीजम्—યદ્યપિ આ સ્થળે સર્વજ્ઞ પદ વાપરયુ છે તથાપિ

એ ભાવપ્રધાન નિર્દેશ છે તેથી એનો અર્થ સર્વજ્ઞતા છે. सर्वज्ञबीजम् એટલે સર્વજ્ઞતાનું બીજ વા મૂળ. બીજ એટલે મૂળ અથવા જ્ઞાપક હેતુ. એ બીજ સાતિશયજાતીયજ્ઞાન છે. એટલે લોકોમાં એક પુરુષને અતીત, અનાગત અને વર્તમાન પદાર્થોનું અલ્પજ્ઞાન હોય છે, અન્યને તેથી અધિક હોય છે, ત્રીજાને તેથી પણ અધિક હોય છે વગેરે જોવામાં આવે છે. તેથી જ્ઞાનનું સાતિશયત્વ જોવામાં આવે છે. એ સાતિશયજાતીયજ્ઞાન સર્વજ્ઞતાનું બીજ વા જ્ઞાપક હેતુ છે.*

આ સૂત્રમાં એ કહ્યું કે સર્વજ્ઞતાનો જ્ઞાપક હેતુ જે સાતિશયજાતીય જ્ઞાન તે ઈશ્વરમાં નિરતિશય છે અર્થાત્ અમર્યાદ અવસ્થાને પામ્યું છે. ત્યાં સાતિશયજાતીય જ્ઞાન સર્વજ્ઞતાનું આપમાણે જ્ઞાપન કરે છે. જ્ઞાન સાતિશય હોવાથી કોઈ સ્થળે પણ નિરતિશય થવું જોઈએ કેમકે લોકમાં આપણે જોઈએ છીએ કે જે જે ગુણ સાતિશય હોય છે—જેવું કે પરિમાણ—તે ક્વચિત્ પણ નિરતિશય થાય છે. પરિમાણનું જે અણુત્વ મહત્ત્વરૂપ સાતિશય જોઈએ છીએ તેની પુરુષમાં કાષ્ઠાપ્રાપ્તિ છે કારણ કે પુરુષ વિભુ હોવાથી નિરતિશય મહત્ત્વવાળો છે. એ જ પ્રમાણે જ્ઞાન પણ સાતિશય હોવાથી ક્વચિત્ કાષ્ઠાને પામવું જોઈએ. જ્ઞાન સાતિશય છે એ આપણને અનુભવસિદ્ધ છે. આ લોકમાં જે અતીત, અનાગત અને વર્તમાન પદાર્થોનું કેટલાકને ઓછું તો કેટલાકને વધારે જ્ઞાન હોય છે. એ સર્વ પુરુષકરતાં ઉપાસનાના બળવાળાઓને એ અતીતાદિ અતીન્દ્રિય પદાર્થોનું અધિક જ્ઞાન હોય છે. તેનાથી શ્રેષ્ઠ ઉપાસનાવાળાને તેથી અધિક જ્ઞાન હોય છે વગેરે. આ રીતે જ્ઞાન સાતિશય છે એ સિદ્ધ છે અને તેથી પરિમાણની માફક ક્વચિત્ નિરતિશય હોવું જોઈએ: જ્યાં જ્ઞાન નિરતિશય થાય છે ત્યાં સર્વજ્ઞત્વ છે એ તો સ્પષ્ટ છે. તેથી સાતિશયજાતીય જ્ઞાનથી સર્વજ્ઞ પદાર્થની સિદ્ધિ અનુમાનથી થઈ શકે છે. હવે એ સર્વજ્ઞ પદાર્થ તે બુદ્ધ, અર્હત્ વગેરે હશે કે શ્રીમહેશ્વર, પરમકારુણિક, *જગતના અધિષ્ઠાતા વગેરે સંજ્ઞાવાળા ઈશ્વર હશે એ વિશેષજ્ઞાન આ અનુમાનની શક્તિથી બહાર હોવાથી શાસ્ત્રપ્રમાણથી થાય છે. શ્રીલિંગ પુરાણમાં लोके सातिशयित्वेन ज्ञानैश्वर्ये विलोकिते । शिवे नातिशयित्वेन स्थित आहुर्मनीषिण । લોકમાં જ્ઞાન અને ઐશ્વર્ય જે અતિશયવાળાં દેખાય છે તે પરમાત્માવિષે નિરતિશયત્વને પામેલાં છે ઇત્યાદિ વચનથી જગતના અધિષ્ઠાતા શ્રીમહેશ્વરમાં જ્ઞાનની નિરતિશયિતા કહી છે.

અહિં એ શંકા થાય છે કે ઈશ્વરને જગતના અધિષ્ઠાતા અર્થાત્ જગતના ઉત્પન્ન કરનાર માન્યા તે યોગ્ય નથી કારણ કે શાસ્ત્રમા ઈશ્વરને આપ્તકામ કહ્યા છે તથા ભગવાન્ હોવાથી આરૂઢ વૈરાગ્યવાળા કહ્યા છે તેથી ઈશ્વરને કોઈ પણ સ્વાર્થ ઘટતો નથી અને સ્વાર્થવિના જગતની સૃષ્ટિરૂપ ક્રિયા ઘટતી નથી સાંખ્ય સૂત્રમા स्वोपकारादधिष्ठान लोकवत् । એ સૂત્રથી એ જ અર્થનું બોધન કરયુ છે કે લોકમા જેમ સ્વાર્થને માટે પ્રવૃત્તિ જોવામા આવે છે તેમ જગત્સર્જનરૂપ ક્રિયાના કર્તા ઈશ્વરને માનીએ તો તે પ્રવૃત્તિ પણ સ્વાર્થને માટે હોવી જોઈએ ત્યા ઈશ્વર નિત્ય મુક્ત હોવાથી ભોગ વા અપવર્ગ એ બન્નેમાથી કોઈ પણ સ્વાર્થ એમને હોવો ઘટતો નથી કદાચ પરાર્થ પ્રવૃત્તિ માનીએ તો પરમકારુણિક ઈશ્વરની એ પ્રવૃત્તિ ઇતર પુરુષોના સુખને માટે હોવી જોઈએ અને તેમ હોય તો નાનાવિધ દુઃખોથી ભરેલા આ જીવલોકની સૃષ્ટિ ઈશ્વરકૃત થાય નહિ તેમ જ ઈશ્વર કદાચ તો કર્મની અપેક્ષા રાખી સૃષ્ટિ કરે અથવા તો કર્મની અપેક્ષા રાખ્યા વિના ત્યા જો કર્મની અપેક્ષા વિના સૃષ્ટિ કરે છે એમ લઈએ તો ઈશ્વરમા વૈષમ્યનૈર્ઘૃણ્ય દોષોની પ્રાપ્તિ આવે છે અને કર્મની અપેક્ષા રાખી સૃષ્ટિ કરે છે એમ લઈએ તો સૃષ્ટિમાટે કર્મ અને ઈશ્વર એ બે કારણ માનવારૂપ ગૌરવ આવે છે સાંખ્યસૂત્રમા न ईश्वराधिष्ठिते फलनिष्पत्तिः कर्मणा तत्सिद्धेः એ સૂત્રથી એ જ અર્થ કહ્યો છે તથા લોકમા જ્યા જ્યા પ્રવૃત્તિ થાય છે ત્યા ત્યા રાગનો સદ્ભાવ જોવામા આવે છે તો એ ઉપરથી પ્રવૃત્તિ અને રાગ એ બે વચ્ચે કાર્યકારણભાવસંબંધ દેખાય છે તેથી જો ઈશ્વરની જગત્સૃષ્ટિરૂપ પ્રવૃત્તિ માનીએ તો ઈશ્વરમા રાગ સિદ્ધ થવાનો અને તેમ થવાથી ક્લેશ, કર્માદથી રહિત ઈશ્વર છે એ સિદ્ધાન્ત અસત્ય ઠરવાનો સાંખ્યસૂત્રમા न रागादृते तत्सिद्धिः प्रतिनियतकारणत्वात् એ સૂત્રથી એ જ અર્થ કહ્યો છે તેથી અન્યથા ઈશ્વર જગત્કર્તા નથી એ પ્રાપ્ત થાય છે

એનો ઉત્તર આ પ્રમાણે —ઈશ્વરસદ્ભાવમાટે આગળ શ્રુતિપ્રમાણો આપી ગયા છીએ એટલે प्रमाणाभावान्न तत्सिद्धिः — પ્રમાણનો અભાવ હોવાથી ઈશ્વરસિદ્ધિ નથી એ કહેવુ અયોગ્ય છે એ ઈશ્વરની નિત્ય પ્રવૃત્તિ હોવાથી તેમા પ્રયોજનની અપેક્ષા જરૂર નથી જે પ્રવૃત્તિ કાદાચિત્કી હોયછે ત્યા જ માત્ર प्रयोजनमनुद्दिश्य मन्दोऽपि न प्रवर्तते । વિના પ્રયોજન મંદ પુરુષ પણ પ્રવૃત્તિ કરતો નથી

એ લૌકિક ન્યાય પ્રાપ્ત થઇ પ્રયોજન હોવાની ફરજ પાડે છે. ઈશ્વરની જગત્સર્જનરૂપ પ્રવૃત્તિ નિત્ય છે તેથી એ પ્રવૃત્તિમાં કોઇ પણ સ્વાર્થ વા પરાર્થરૂપ પ્રયોજનની જરૂર નથી. આ મુખ્ય સમાધાન છે. છતાં એ પ્રવૃત્તિમાં પણ પ્રયોજનની જરૂર માનીએ તો આપ્તકામ ઈશ્વરને સ્વાર્થ તો સંભવતો નથી તેથી પરાર્થ એ જ માત્ર પ્રયોજન છે. આ વિષયમાં જે કહ્યું કે જો પરાર્થ પ્રયોજન હોય તો ઈશ્વર જીવોને દુઃખ શું કામ ભોગવાવે? એનો પ્રથમ ઉત્તર એ કે દુઃખ ભોગવાવ્યા વિના પરાર્થની સિદ્ધિ જ થતી નથી. જ્યાં સુધી જીવોને દુઃખાનુભવ થયો નથી ત્યાંસુધી તે દુઃખોને દૂર કરવાનાં સાધનની જિજ્ઞાસા થતી નથી. તેમ જ જિજ્ઞાસાવિના જ્ઞાન અને જ્ઞાનવિના તેમાં ( સાધનમાં ) પ્રવૃત્તિ અને પ્રવૃત્તિ વના તેના ફલરૂપ વિવેકખ્યાતિ થતાં નથી. તેમ જ દુઃખાનુભવવિનાં વિવેકખ્યાતિના સાધનરૂપ વૈરાગ્યની સિદ્ધિ થતી નથી. આ બે કારણમાટે દુઃખરૂપ સંસારની સૃષ્ટિ પરમકારુણિક તથા સર્વના સુખને ઇચ્છનાર પરમેશ્વર જ કરે એ સિદ્ધ થાય છે. ઈશ્વરે જગત્માં દુઃખ શું કરવા ઉત્પન્ન કરયું એ તો પ્રશ્ન જ નથી કેમકે દુઃખ એ પ્રકૃતિમાં રહેલું જ હોવાથી ઈશ્વરે ઉત્પન્ન કરયું છે એ અસિદ્ધ છે. તેથી દુઃખરૂપ જગતની સૃષ્ટિ ઈશ્વરથી થઇ શકે એ યોગ્ય છે. તેમ છતાં પણ ઈશ્વર પુરુષોને વિનાકારણ દુઃખ દેતા નથી. પ્રત્યેક પુરુષના કર્માનુસાર તેમને સુખદુઃખ આપે છે. અને તેથી કરીને જ વૈષમ્યનૈર્ઘૃણ્ય દોષો ઈશ્વરમાં આવતા નથી. આ સંબંધમાં જે કહ્યું કે કર્મ અને ઈશ્વર બેને કારણ માનવાથી ગૌરવ આવે છે તે અયોગ્ય છે. કારણ કે ન્યાયસિદ્ધ ગૌરવ દોષરૂપ નથી. જડ કર્મ પોતપોતાની મેળે પોતાનો કાળ જાણી પક્વ થઇ ફળ આપે એ કલ્પનામાં અપૂર્વતા છે. વળી જીવરૂપ પુરુષોની સઘળી પ્રવૃત્તિ પણ પોતાના અર્થને લીધે નથી અર્થાત્ કેટલીક પરાર્થે પણ હોય છે. એમાં સ્પષ્ટ ઉદાહરણો મળે છે. તો પછી પ્રવૃત્તિ માત્ર સ્વાર્થને માટે છે એમ કેમ જ કહેવાય? ન જ કહેવાય; અને વળી લોકમાં કદાચ સઘળી પ્રવૃત્તિ સ્વાર્થને માટે જ છે એમ અંગીકાર કરીએ તો પણ સંપૂર્ણ અજ્ઞાન જીવોથી વિલક્ષણ આપ્તકામ ઈશ્વરની પ્રવૃત્તિ પણ તેમ જ હોવી જોઇએ એમ કોઇ ઉપાયે કહેવાય એમ નથી. લોકમાં પણ મહાત્મા પુરુષો, જીવન્મુક્ત પુરુષો, અને લોકના અધિપતિરૂપ અદૃષ્ટિશરીરાભિમાન્ય પુરુષો—એ સઘળાની પ્ર-

વૃત્તિ પરાર્થે જ છે તથા એ પુરુષોને એ પ્રવૃત્તિમા રાગ પણ હેતુ નથી કારણ કે એ સર્વ મુક્ત છે તેથી પ્રવૃત્તિનું કારણતાવચ્છેદક રાગત્વ છે એ નિયમ પણ અસિદ્ધ છે કદાચ એમ અગીકાર કરીએ કે લોકમા પ્રવૃત્તિ કરનાર પુરુષોમા રાગ છે પણ એટલા માત્રથી પ્રવૃત્તિ તથા રાગનો કાર્યકારણસબધ ઠરતો નથી કેમકે જો માત્ર આવા સાહચર્યથી કાર્યકારણભાવનો નિર્ણય થતો હોય તો અવિદ્યા તથા સુખનો પણ કાર્યકારણભાવ સબંધ ઠરે કારણ કે લોકોમા જ્યા જ્યા સુખ જોવામા આવેછે ત્યા ત્યા સર્વ સ્થળે અવિદ્યાનુ અસ્તિત્વ પણ જોવામા આવે છે જો મુક્ત પુરુષોમા એ નિયમનો વ્યભિચાર છે એમ કહો તો પ્રવૃત્તિ તથા રાગની નિયતવ્યાપ્તિ પણ એજ સ્થળે વ્યભિચરિત ઠરે છે તેથા સર્વ રીતે સિદ્ધ થાય છે કે ઈશ્વરમા જગત્સર્જનરૂપ પ્રવૃત્તિમાટે રાગ હોવો જોઇએ એ અસિદ્ધ છે અને તેથી ઈશ્વર જગતના સ્રષ્ટા વા અાધિષ્ઠાતા જે માન્યા છે તે સર્વાશે યોગ્ય છે

આપ્રમાણે આ સૂત્રથી ઈશ્વરસભાવમા ઉપયોગી એવુ અનુમાન બતાવ્યુ હવે જગતના સ્રષ્ટા પાલક વગેરે મનાતા સર્વ જે બ્રહ્મા, વિષ્ણુ વગેરેથી પણ એ ઈશ્વર અધિક મહિમાવાળા છે એ પ્રતિપાદન કરતા સૂત્રકાર કહે છે કે —

**(स एषः) पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात् । २६ ।**

**સૂત્રાર્થ:**—એ ઈશ્વર પૂર્વ પૂર્વ સર્ગમા ઉત્પન્ન થયેલા બ્રહ્મા વગેરેના પણ ગુરુ છે કારણ કે ઈશ્વર કાલકૃત પરિચ્છેદથી રહિત છે અર્થાત્ આદિ તથા અતથી વર્જિત છે

स एष —એવા જે ઈશ્વર તે (આ બે પદો વાચસ્પતિમિશ્ર ભાષ્યસ્થ લે છે અને વાર્તિકકારવગેરે સૂત્રસ્થ લે છે)

पूर्वेषामपि—પૂર્વ પૂર્વ સર્ગમા ઉત્પન્ન થયેલા બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર વગેરેના પણ અર્થાત્ આ સર્ગમા જે અસખ્ય બ્રહ્મા વગેરે છે તેના તથા પૂર્વ પૂર્વ સર્ગમા જે ઉત્પન્ન થયેલા હતા તેના પણ

गुरु —ઉપદેષ્ટા, બોધ કરનાર

कालेना०—એટલે કાલકૃત પરિચ્છેદથી રહિત જેને વિષે પૂર્વ હતા, હવે થશે એમ કહેવાપણુ નથી પણ જે માત્ર સદા સ-

થેદા છે જ.

આ સૂત્રથી એ અર્થનું બોધન કર્યું કે ઈશ્વર 'અનાદિસિદ્ધ પદાર્થ હોવાથી જેમ આ સર્ગના બ્રહ્માદિના ઉપદેષ્ટા છે તેમ અતીત અનાગત બ્રહ્માદિના પણ ઉપદેષ્ટા છે. કારણ કે એ મહેશ્વર ભગવાન તે વખતે પણ તે જ રૂપમાં હોય છે, બ્રહ્માદિ દ્વિપરાર્ધાદિ કાલથી અવચ્છિન્ન છે તેથી પોતપોતાના આયુષના અવધિએ પોતપોતાના કારણમાં શમે છે. ईश्वरं अनादिनिधनं विष्णुं सर्वलोकमहेश्वरं એ શ્રીમહાભારતના વાક્યાનુસાર કારણરહિત હોવાથી તથા અંતરહિત હોવાથી બ્રહ્માદિના નાશસમયે પણ તે જ રૂપમાં સ્થિત થા-શકે. પુનઃ સર્ગકાળ આવે છે ત્યારે એ ઈશ્વરના સંકલ્પાનુસાર प्रकृतिं पुरुषं चैव प्रविश्यात्मेच्छया हरिः । क्षोभयामास संप्राप्ते सर्गकाले व्ययाव्ययौ । એ વાક્યાનુસાર પ્રકૃતિમાં ક્ષોભ કરે છે તથા ત્યાર પછી तत्त्वेनेरितं विषमत्वं प्रयाति એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે પ્રકૃતિના ગુણનું વૈષમ્ય થાય છે. એ વૈષમ્ય થયાથી અનુક્રમે શ્રીસદાશિવ, વિષ્ણુ અને બ્રહ્મા ઉત્પન્ન થાય છે. એ સર્વ પોતપોતાના આયુષનો અવધિ આવવાથી નાશને પામેલા હતા અને તેથી વેદાદિના જ્ઞાનથી રહિત થયા હતા. તેમને તે સર્વ વખતમાં પણ જેમના તેમ સ્થિત થનાર એ શ્રીમહેશ્વર ભગવાન *यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च* प्रहिणोति तस्मै ઇત્યાદિ શ્રુતિઅનુસાર વેદાદિનો ઉપદેશ કરે છે. તેથી બ્રહ્માદિના ગુરુ વા ઉપદેષ્ટા આ શ્રીમહેશ્વર ભગવાન છે. અને એ અર્થમાં कालेनानवच્છेदात्--કાલથી અનવચ્છિન્ન હોવાથી--એ હેતુ છે. કારણ કે શ્રીમહેશ્વર સર્વ કાળે જેમના તેમ સ્થિત થયેલા હોવાથી વેદાદિના વિસ્મરણથી રહિત સદા સર્વજ્ઞ હોય છે. અને તેથી જેમને વેદાદિનું વિસ્મરણ પ્રલયકાળમાં થયું છે તેવા બ્રહ્માદિને તેનો બોધ કરે છે એ સૂત્ર છે.

આ સૂત્રનું એ તાત્પર્ય થયું કે બ્રહ્માદિ સર્વ નાશવાન છે. માત્ર આ ઈશ્વર જ અનાદિસિદ્ધ છે અને તેથી પૂર્વ સર્ગના, આ સર્ગના તથા હવેના સર્ગના બ્રહ્માદિના પણ અંતર્યામી તથા ઉપદેષ્ટા છે.

---

આવશ્યક કે सर्वज्ञत्वकार એ સૂત્રના ઈશ્વર પાનું વિચાર-

રથી વ્યાખ્યાન કરયુ તથા આ સૂત્રથી શ્રદ્ધાથી વિલક્ષણતા પણ તેમની બતાવી. હવે દ્વિતીય પદ જે પ્રણિધાન તેનું વ્યાખ્યાન કરવાનું છે. તેનો અર્થ બતાવતા પૂર્વે એ પ્રણિધાનના અંગભૂત ૐકારરૂપ મંત્ર જે ઈશ્વરની રહસ્યસંજ્ઞા છે તે પ્રથમ કહેછે.

तस्य वाचकः प्रणवः ॥ २७ ॥

**સૂત્રાર્થઃ**—ઉક્ત લક્ષણવાળા ઈશ્વરરૂપ વાચ્યને અભિધાશક્તિથી બોધન કરનાર વાચક શબ્દ ૐકારરૂપ પ્રણવ છે.

वाचक—એટલે અભિધાશક્તિથી બોધન કરનાર.

प्रणव—એ શબ્દની વ્યુત્પત્તિ ભોજવૃત્તિમા આ પ્રમાણે આપી છે,

( ૧ ) प्रकर्षेण नूयते स्तूयते अनेन इति—જેવડે ઉત્તમ પ્રકારે સ્તુતિ કરાય છે તે.

( ૨ ) प्रकर्षेण नौति स्तौति—ઉત્તમ પ્રકારે સ્તવન કરનાર

આ વગેરે તાત્પર્યાર્થને બોધન કરનાર અનેક વ્યુત્પત્તિ અન્ય સ્થળે જોવામા આવેછે જેમકે શિર ઉપનિષદ્‌મા उच्चार्यमाण एव ऋग्यजुः सामाथर्वाङ्गिरस ब्रह्म ब्राह्मणेभ्य प्राणामयति नामयति च–ઉચ્ચારણ કરતા જ ઋક્, યજુષ્ વગેરે ચતુર્વેદાત્મક બ્રહ્મને તેમનું અધ્યયન કરનારને અધીન કરેછે તેથી તે પ્રણવ છે

આ સૂત્રથી એ કહ્યુ કે ઈશ્વરને અભિધાશક્તિથી બોધન કરનાર શબ્દ પ્રણવ છે એ પ્રણવ તે ૐકાર છે કારણ કે ૐકાર એ જ શ્રેષ્ઠ મંત્ર છે શ્રુતિસ્મૃતિ વગેરે સર્વે સ્થળે ૐકારને શ્રેષ્ઠ મંત્ર કહ્યો છે अदृष्टविग्रहो देवो भावनाग्राह्य मनोमयं । तस्योंकार स्मृतो नाम तेनाहुत. प्रसीदति । એ વાક્યથી યોગી યાજ્ઞવલ્ક્ય પ્રણવને જ અદ્ભુત શરીરવાળા તથા બાહિર ગાત્રથી ન જણાતા શ્રીપરમાત્માનુ નામ કહે છે. શ્રીલિંગપુરાણમા प्रणवो वाचकस्तस्य शिवाख्य परमात्मनः शिवरुद्रादिशब्दना प्रणवो हि पर स्मृत. । પરમ ભગવાન્ તે પરમાત્માનો વાચક શબ્દ ૐ છે શિવ, રુદ્ર, વિષ્ણુ વગેરે સર્વે જપના અંગભૂત મંત્રોમા પ્રણવ સૌથી શ્રેષ્ઠ છે શ્રીકઠોપનિષદ્‌મા सर्वे वेदा य त्पदमामनन्ति । तपांसि सर्वाणि च यद् वदन्ति । यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पद संग्रहेण ब्रवीमि ॐइति । એ શ્રુતિથી સર્વે વેદમા પણ ૐકારને શ્રેષ્ઠ કહ્યો છે એનુ વિશેષ વર્ણન શ્રી ગ્રંથોમાં

પનિષદમા प्रजापति लोकान् अभ्यतपत् । तेभ्योऽभितप्तेभ्य त्रयी विद्या सम्प्रास्रवत् ઇત્યાદિ આખ્યાયિકાથી કહ્યુ છે કે સર્વ શ્રેષ્ઠથી વેદત્રયી સારરૂપ પ્રજાપતિએ કાઢી અને તેમાથી પણ भूः भुवर् અને स्वर् એ ત્રણ શબ્દો સારરૂપ કાઢ્યા છે અને એ ત્રણમાથી પણ પ્રણવ સારરૂપ કાઢ્યો છે તૈત્તિરીય શાખામા यच्छन्दसामृषभो विश्वरूप —એ શ્રુતિથી વેદમાત્રમા પ્રણવને શ્રેષ્ઠ કહ્યો છે તેથી એ નિર્વિવાદ સિદ્ધ છે કે ૐકાર એ જ યથાર્થ પ્રણવ છે અને એ જ ઈશ્વરનો વાચક છે સા અભિધાશક્તિથી અર્થનુ બોધન કરનાર શબ્દ તે અર્થનો વાચક છે અને તેની અપેક્ષાથી તે અર્થ વાચ્ય છે એક એવો નિયમ છે કે જે શબ્દનો જે અર્થમા સકેત હોય તે શબ્દ તે અર્થનો વાચક થઈ શકે એ અર્થ અને શબ્દવચ્ચે વાચ્યવાચકભાવ સબધ છે એ સબધનુ જ્ઞાન સકતથી થાયછે અને તેથી જે માણસને જે શબ્દના સકેતનુ જ્ઞાન નથી હોતુ તે માણસને તે શબ્દનો વાચ્યાર્થ સમજાતો નથી અહિ એ શકા આવેછે કે પ્રણવ તથા ઈશ્વરનો જે સબધ છે તે સકેતથી નવો કરાયછે કે પૂર્વસિદ્ધ સબધનુ વ્યજન માત્ર કરાય છે જો સકેત થી નવો સબધ કરાયછે એમ લઈએ તો પ્રતિસર્ગે સ્વતત્ર ઈશ્વરના સકતમા ભેદ પડવાથી શબ્દ તથા અર્થની વ્યવસ્થા જતી રહે એટલે આ સર્ગમા પ્રણવ ઈશ્વરમા સકેતિત હોય તો પણ ઉત્તર સર્ગે સકેતના ભેદ પડવાથી પ્રણવ કોઈ અન્યાર્થનો જ વાચક થાય અર્થાત્ પ્રણવ ઈશ્વરની નિયમજ્ઞા નહિ કરે જો સકેતથી પૂર્વ સિદ્ધ સબધનુ વ્યજન માત્ર થાય છે એમ લઈએ તો પિતા પુત્રમા દેવદત્તાદિ જ સકેત કરેછે વ્યર્થ કરેછે કેમકે દેવદત્તાદિ શબ્દો દેવે આપેલા પ્રત્યાદિ અર્થમા શક્તિવાળા છતા પિતાસકેતના લક્ષ્યભૂત પિણ્ડવિશેષમા શક્તિવાળા નથી તેથી એ શબ્દોમા સકેત તથા વ્યજન થવાયોગ્ય કોઈ શક્તિ જ નથી અને તેથી વ્યજ્યના અભાવે વ્યજક સાથક નહિ ઠરે તેથી બન્ને રીતે આ સૂત્ર વ્યર્થ છે આ શકાનુ સાધન એ કે ખરુ જોતા સર્વ શબ્દો સર્વ અર્થના વાચક છે ગોશબ્દ ગોત્વનો જ (ગાયનો જ) વાચક છે અને અન્યનો નથી એમ માનવા કશુ પ્રમાણ નથી તેથી સર્વ શબ્દ તથા અર્થવચ્ચે શક્તિ વા સબધ હતા જ એમ નથી પણ માત્ર પૂર્વસિદ્ધ શક્તિનુ વ્યજન થાયછે એ તો સ્પષ્ટ છે તેમા પણ જ્યારે સર્વ શબ્દો સર્વ અર્થમા સબધવાળા છ

ત્યારે વ્યવહારનો લોપ થવાનો કેમકે પછી પ્રત્યેક શબ્દ પ્રત્યેક અર્થને બોધન કરવાનો. તેથી એ શક્તિનું નિયમન કરવું આવશ્યક છે. એ નિયમન ઈશ્વર કરેછે અને જેમને વિસ્મરણ થઇ ગયું છે, એવા બ્રહ્માદિને બોધ કરેછે તેથી ઈશ્વરનો સંકેત પ્રકાશક તથા નિયામક બને છે. એટલે સર્ગના આરંભમાં વેદાદિની વ્યવસ્થામાટે ગોઆદિ શબ્દની શક્તિને ગોઆદિ અર્થમાં જ નિયમિત કરી સ્થાપે છે તથા પ્રલયમા જેમને જ્ઞાન જતું રહ્યું હોય છે તેવા પુરુષોને તે શક્તિનો પ્રકાશ કરેછે. અને ઈશ્વર સર્વજ્ઞ તથા નિત્ય હોવાથી પૂર્વ પૂર્વ સર્ગમા જે જે શબ્દો જે જે અર્થમાં નિયમિત થયેલા હતા તે તે અર્થમાં તેમને નિયમિત કરેછે તેથી ઈશ્વરસંકેતમા ભેદ પડતો નથી, અર્થાત્ પ્રણવ એ ઈશ્વરનો નિત્યવાચક છે. પિતાવગેરે જે સંકેત કરેછે તે પણ દેવદત્તાદિની સર્વ અર્થમાં રહેલી શક્તિને માત્ર નિયમિત કરેછે તેથી આ સંકેતસૂત્ર વ્યર્થ નથી

આથી એ સિદ્ધ થયું કે સમગ્ર વેદ નિત્ય હોવાથી પ્રણવ ઈશ્વરનો નિત્યવાચક છે.

આ રીતે આ સૂત્રથી એ તાત્પર્ય કહ્યું કે પ્રણવ વા ૐનો અર્થ ઈશ્વર છે અને તેથી ઈશ્વરનુ નામોચ્ચારણરૂપ જપ કરવો હોય ત્યારે શ્રેષ્ઠ પદ આ ૐ છે આ પ્રમાણે મંત્ર કહી હવે મુખ્ય પ્રતિપાદન કરવાનું જે પ્રણિધાન તેનુ સ્વરૂપ કહેછે

### तज्जपस्तदर्थभावनम् ॥ २८ ॥

**સૂત્રાર્થઃ**—એ પ્રણવના યથાવત્ ઉચ્ચારણસહિત તેના વાચ્યાર્થરૂપ ઈશ્વરનું ચિંતન તે ઈશ્વરપ્રણિધાન છે

तज्जपः—એટલે અર્ધમાત્રાસહિત ત્રણ માત્રાવાળા પ્રણવનુ યથાવત્ ઉચ્ચારણ. ૐમાં અનુક્રમે अ, उ અને म् એ ત્રણ માત્રા છે અને म्નુ અનુસ્વાર થાય છે, તે અત્યની અર્ધમાત્રાછે તેથી ૐ સાર્ધત્રિમાત્રિક કહેવાય છે ૐનું યથાવત્ ઉચ્ચારણ તે જપશબ્દનો અર્થ છે શ્રીપુરશ્ચરણદીપિકામાં न शनैर्नातिरुच्चैः नद्रुत न विलम्बितं । न न्यून नातिरिक्त जप कुर्याद दिने दिने * ઇત્યાદિ વચનથી જે ઉચ્ચારણ અત્યંત ધીમુ નહિ હોય, અતિસ્પષ્ટ નહિ હો-

* આ શ્લોકના બીજા ચરણમાં જપની ન્યૂનાધિક સખ્યા કરવાની ના કહી છે તે પુરશ્ચરણ કરનારને માટે જ છે, અન્યને માટે નથી કેમકે પુરશ્ચરણ કરનાર જો ન્યૂનાધિક સખ્યાથી જપ કરે તો

વ અતિ ત્વરિત વા વિલંબિત ન હોય તેને યથાવત્ ઉચ્ચારણ કહ્યું છે જપને માટે બીજો એક અવશ્યાપાલન નિયમ એ છે કે કોઈ પણ મંત્ર પોતાની મેળે લઈ જપવાથી ફળદાતા નથી પણ યોગતત્ત્વવેત્તા શ્રીમદ્ગુરુભગવાનના મુખથી લેવાય છે ત્યારે તે મહાત્માના ઐશ્વર્ય તથા સંકલ્પબળથી શ્રદ્ધાવાન્ અધિકારીને તેના અધિષ્ઠાતારૂપ દેવતાના અનુગ્રહવડે ફળે છે તેથી પોતાની મેળે મંત્રનું ગ્રહણ કરવું અધિક ઉચિત નથી શ્રીપુરશ્ચરણદીપિકામાં એ સ્પષ્ટ કહ્યું છે કે

> अदीक्षिता ये कुर्वन्ति जपपूजादिका क्रिया ।
> निष्फलं तत्प्रिये तासां शिलायामुप्तबीजवत् ॥

જે અનધિકારીઓ યોગ્ય શ્રીમદ્ગુરુથી દીક્ષા લીધાવિના જપ પૂજાદિ ક્રિયા કરે છે તે સર્વ પાષાણમાં ગેરેલા બીજવત્ * નિષ્ફળ આપતી નથી તેથી तज्जप નો અર્થ એ થયો કે યોગ્ય શ્રીમદ્ગુરુદ્વારા ગ્રહણ કરેલા આ પ્રણવનું યથાવત્ *ઉચ્ચારણ

तदर्थभावनम्—તે પ્રણવના વાચ્યાર્થરૂપ ઈશ્વરની ભાવના અર્થાત્ તે ભાવનાનો સામાન્ય અર્થ ચિત્તમાં પુનઃ પુનઃ રેવતું નિવેશન કરવું એ છે વિશેષ અર્થ શ્રીમદ્શંકરાચાર્ય મહાનુભાવે ભાષ્યમાં આ પ્રમાણે કરેલો છે કે 'ભાવના વિષયથી મનને કરણોને એથી રોકી સમાહિત ચિત્ત કરી આદરવડે ૐકારમાં પ્રણવમાં શ્રી વિજાતીય પ્રત્યયથી રહિતપણે ધ્યેયાકાર પ્રત્યયનો અવિચ્છિન્ન પ્રવાહ ચલાવવો તે ભાવના અથવા ચિંતન છે

આ સૂત્રથી એ કહ્યું કે યોગ્ય શ્રીસદ્ગુરુદ્વારા ગ્રહણ કરેલા ૐકારરૂપ મંત્રનું યથાવત્ ઉચ્ચારણ કરવું તથા એના વાચ્યાર્થરૂપ ઈશ્વરની ભાવના કરવી એ ઈશ્વરનું પ્રણિધાન છે આ ઈશ્વરની ભાવના મુખ્ય બે પ્રકારે થાય છે—

( ૧ ) अहं ब्रह्म, सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत ઇત્યાદિ શ્રુતિમાં *જ્ઞાનયજ્ઞો ગુરુઓ તથા બ્રહ્મનો અભિપ્રાય લઈ

---

તો જપની સંખ્યા ગણવામાં વ્યગ્ર થવું પડે તેથી ચિત્ત્યા મંદ રૂપ થાય છે

*એ જપ વાચિક વગેરે ભેદવાળો થાય છે તેનું પ્રતિપાદન દ્વિતીય પાદમાં કર્યું છે

આત્મા એ જ બ્રહ્મ છે તથા બ્રહ્મ એ જ ॐ છે એ પ્રકારે પુનઃ પુનઃ ચિંતન કરવું તે, અને

(૨) પ્રકૃતિ તથા તેના કાર્યમાત્રથી વિવિક્ત શુદ્ધ ચેતનરૂપ બ્રહ્મ હું છું એવી ભાવના કરવી તે આ અર્થ શ્રુતિમાં 'ॐ इत्येवं ध्यायथ आत्मानं આત્માનું ॐ રૂપે ધ્યાન કરવું, अथातो आदेशो नेति नेति એ બ્રહ્મ પ્રકૃતિ તથા તેના કાર્યમાંથી કોઈ નથી પણ શુદ્ધચિતિશક્તિરૂપ છે એમ વિવેક કરી તે શુદ્ધચિતિરૂપ બ્રહ્મ હું છું એવી ભાવનાકરવી' ઇત્યાદિથી કહ્યો છે શ્રીલિંગપુરાણમાં પણ एकं ब्रह्मैव ध्यायेत् सर्वं विप्र चराचरम् । चराचरविभागं च त्यजेदहमिति स्मरन् । એ શ્લોકથી ચરાચર વિભાગના અભાવપૂર્વક સર્વત્ર એક શુદ્ધ બ્રહ્મ છે અને તે જ હું છું એવું ધ્યાન કરવાનું કહ્યું છે

આ બે મુખ્ય પ્રકારશિવાય અન્ય અનેક પ્રકારો શાસ્ત્રમાં અધિકારીપરત્વે પ્રતિપાદન કરેલા છે+ તથાપિ એમાંથી પોતાને કયો પ્રકાર અનુકૂળ છે એ તો સદ્ગુરુશ્રીદ્વારા જ નિર્ણય કરી શકાય એમ છે તેથી અત્ર પ્રતિપાદન કરવા ખાસ જરૂર નથી

આ રીતે આ સૂત્રોથી ઈશ્વરપ્રણિધાનનું પ્રતિપાદન કર્યું. એ ઈશ્વરપ્રણિધાનથી શીઘ્ર સમાધિસિદ્ધિ થાય છે શ્રીલિંગપુરાણમાં પણ કહ્યું છે: प्रणवाच्यस्य भगवतस्तज्जपादपि । आशु सिद्धिः परा प्राप्या भवत्येव न संशयः । ઇત્યાદિ વચનથી એ જ અર્થ કહ્યો છે. તથા ઈશ્વરપ્રણિધાનથી શીઘ્ર સમાધિસિદ્ધિ થવામાં સામાન્ય રીતે આ કારણો છે - (૧) પરમકારુણિક ભગવાન् ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् જે પુરુષો મને પ્રીતિથી ભજે છે તે મારે વિષે રહેલા છે તથા તેમને વિષે હું રહેલો છું એ શ્રીગીતાવાક્યાનુસાર તે સાધકઉપર પ્રસન્ન થઈ અનુગ્રહ કરે છે અને સર્વશક્તિમાન્ પરમાત્માના અનુગ્રહથી સર્વ સુલભ થાય એ સહજ સમજાય એમ છે શ્રીજીવન્મુક્તિવિવેકમાં પણ एवमवदेन मनोनिरोधे परमधर्मे प्रवर्तमानं योगिनमीश्वरोऽनुगृह्णाति આ વાક્યથી એ જ અર્થ કહ્યો છે કે વૃત્તિનિરોધરૂપ યોગમાટે પ્રવૃત્ત થનાર સાધકને પરમેશ્વર અનુગ્રહ કરે છે (૨) પ્રકૃષ્ટ સત્ત્વવાળા ઈશ્વર ધ્યેય હોવાથી 'ધ્યાતા ધ્યેયરૂપ થાય છે' એ નિયમપ્રમાણે યોગીનું ચિત્ત અલ્પકાળમાં પ્રકૃષ્ટ સત્ત્વવાળું થાય છે તેથી રજોગુણ

+દૃષ્ટાન્તરૂપે જુઓ પ્રશ્નોપનિષદ્, નાદબિન્દૂપનિષદ્ વગેરે

તથા તમોગુણનાં કાર્યરૂપ યોગાન્તરાય શમી જાય છે તથા સમાધિની સિદ્ધિ થાય છે. ( ૩ ) સર્વ કલ્યાણગુણગણયુક્ત, સર્વકર્મફલપ્રદાતા પરમાત્માવિષે તેમના માહાત્મ્ય શ્રવણથી સહજમાં જન્મને પામતી પ્રેમાત્મક ભક્તિથી વૃત્તિમાં અતિત્વરાથી એકાગ્રતા થાયછે તેથી ઈશ્વરપ્રણિધાનથી સહજમાં સમાધિલાભ થાયછે એ યુક્તિયુક્ત છે એ સિદ્ધ થાયછે.

---

આ પ્રમાણે ૨૪, ૨૫ અને ૨૬ મા સૂત્રથી ઈશ્વરપદનું વ્યાખ્યાન કરી, ૨૭ અને ૨૮ મા સૂત્રથી પ્રણિધાનપદનું વ્યાખ્યાન કરી, ईश्वरप्रणिधानाद् वा એ સૂત્રમાંનાં પ્રથમ બંને પદોનું સવિસ્તર વ્યાખ્યાન કર્યું. હવે એ ૨૩ મા સૂત્રમાં वा પદ છે તેથી એ જીવપ્રણિધાન તથા ઈશ્વરપ્રણિધાનનો વિકલ્પ કહ્યો છે. પણ એ વિકલ્પ તુલ્યતઃ નથી એ કહેવું અવશિષ્ટ છે; એટલે જીવવિષયક શ્રદ્ધાદિ ઉપાયોથી સમાધિની સિદ્ધિ થાય છે, તેમ જ ઈશ્વરના પ્રણિધાનથી પણ સમાધિની સિદ્ધિ થાય છે અર્થાત્ ઈશ્વરતત્ત્વનો સાક્ષાત્કાર થાય છે, એ બંનેથી કૈવલ્ય પદની પ્રાપ્તિ વિવેકખ્યાતિના ઉદયદ્વારા થાય છે; પણ તેમાં પુરુષવિષયક સમાધિથી થની પુરુષવિષયક પ્રજ્ઞાકરતાં ઈશ્વરવિષયક પ્રજ્ઞા મુખ્ય છે એ જણાવવું અવશિષ્ટ છે. તે જણાવવા કહે છે કેઃ—

ततः प्रत्यक्चेतनाधिगमोऽप्यन्तरायाभावश्च ॥ २९ ॥

**સૂત્રાર્થઃ**— પ્રણવના જપસહિત ઈશ્વરની ભાવનારૂપ ઈશ્વરપ્રણિધાનથી સમાધિ તથા તેના ફલરૂપ મોક્ષની સિદ્ધિ થાય છે એટલું જ નહિ પણ તેની સાથે વળી પ્રત્યક્ ચેતનરૂપ પુરુષનો સાક્ષાત્કાર તથા વ્યાધિ વગેરે યોગના અંતરાયનો અભાવ ઈશ્વરાનુગ્રહથી થાય છે.

ततः—ઈશ્વરપ્રણિધાનથી વા ઈશ્વરપ્રસાદથી.

प्रत्यक्चेतना०:— प्रतीपं अञ्चति ( विजानाति ) જે તત્ત્વ સ્વભાવસિદ્ધ બહિર્મુખ વૃત્તિથી વિપરીત જે અંતર્મુખ વૃત્તિ તેથી [illegible]રૂપે જણાયછે તે, અથવા તો વિપરીત જ્ઞાનરૂપ અવિદ્યાવાળો જે પુરુષ તે પ્રત્યક્ છે; ઈશ્વર પ્રત્યક્ નથી, કારણ કે તે સદા સર્વદા મુક્ત છે તથા વળી કદી અવિદ્યાદિના સંબંધથી રહિત છે. તેથી પ્રત્યક્-પદથી જીવાત્મા પુરુષનું ગ્રહણ થાય છે. [illegible] [illegible]

આપેલી પ્રતિ પ્રતિવસ્તુ અંચતિ અનુગચ્છતિ અર્થાત્ વસ્તુમાં અનુગત જે થાય છે એ વ્યુત્પત્તિયો પ્રત્યક્ પદનો મુખ્યાર્થ ઈશ્વર ઠરે છે, તેથી એ વ્યુત્પત્તિ લઈએ તો આ સ્થળે વિભુત્વરૂપ સામ્યથી જીવ અભિધાયક એ પદ ગૌણ લેવું જોઈએ સર્વથા આ સ્થળે પ્રત્યક્ પદથી અવિદ્યાવાળા પુરુષનું ગ્રહણ થાય છે એ પ્રત્યક્રૂપ જે ચેતન તેનો અધિગમ અથવા સાક્ષાત્કાર એ પ્રત્યક્૦ નો અર્થ છે બીજી રીતે લઈએ તો પ્રત્યક્ જે પુરુષ તેની ચેતના એટલે સાક્ષાત્કાર તેનો અધિગમ એટલે પ્રાપ્તિ અર્થાત્ પ્રત્યક્ પુરુષના સાક્ષાત્કારની પ્રાપ્તિ એ અર્થ આ પદનો થયો

અપિ—એ સમુચ્ચય બતાવે છે એ સમુચ્ચય પૂર્વે કહેલા આસન્નતમ સમાધિલાભની સાથે આ સૂત્રોક્ત લાભનો છે

અન્તરાયાભાવશ્ચ—ઉત્તર સૂત્રમાં કહેવામાં આવતા યોગના પ્રતિપક્ષરૂપ વ્યાધિવગેરેનો અભાવ ચ પદથી પ્રત્યક્ ચેતનના અધિગમસાથે આ લાભનો સમુચ્ચય કરાય છે

આ સૂત્રથી એ કહ્યું કે ઈશ્વરસમાધિથી જ્યારે ઈશ્વરપ્રસાદનો ઉદય થાય છે ત્યારે એ પ્રસાદની સાથે તે યોગીને બીજાં બે ફલ થાય છે ( ૧ ) પ્રત્યક્ ચેતનનો સાક્ષાત્કાર અને ( ૨ ) યોગાન્તરાયનો અભાવ ત્યાં ઈશ્વરસાક્ષાત્કારથી પુરુષનો સાક્ષાત્કાર તથા પ્રકૃતિવગેરેથી વિવેક કેવી રીતે થાય છે એ સમજવું કઠિન નથી કારણ કે પુરુષ અને ઈશ્વર એ બને ભિન્ન તત્ત્વો નથી જો એ બે અત્યંત ભિન્ન તત્ત્વો હોત તો એકના સાક્ષાત્કારથી અન્યનો સાક્ષાત્કાર નહિ થાત પણ તેમ તો છે નહિ આ તો ઉપાધિનો બાધ કરવાથી એક જ તત્ત્વ ઠરે છે ઈશ્વરની જે પ્રકૃષ્ટ સત્ત્વ તથા જીવની જે મલિન સત્ત્વરૂપ ઉપાધિ છે તે ન લઈએ તો જેમ ઈશ્વર શુદ્ધચિતિશક્તિરૂપ, ગુણના અભિમાનથી રહિત તથા અવિદ્યાદિ ક્લેશથી રહિત છે તેમ બુદ્ધિનો સાક્ષી પુરુષ પણ સ્વરૂપે શુદ્ધ ચિતિશક્તિરૂપ, સમગ્ર ભોગથી રહિત, પુણ્ય, પાપ, તથા અવિદ્યાદિ ક્લેશોવગેરેથી રહિત છે તથા પ્રધાનથી ભિન્ન છે આપ્રમાણે ઈશ્વર અને પુરુષ બનેમાં પુરુષત્વ હોવાથી જેમ એક શાસ્ત્રના અભ્યાસથી અન્ય શાસ્ત્રમાં તે માણસની વ્યુત્પત્તિ થાયછે તેમ ઈશ્વરસ્વરૂપના સાક્ષાત્કારથી તેને પુરુષત્વ સાધર્મ્ય સમગ્ર અંગે ભળતા પ્રત્યક્ ચેતનનો પણ સાક્ષાત્કાર થઈ શકે એ યુક્તિયુક્ત જ છે આથી જ નારદે કહ્યું છે કે—

मायाप्रवर्तके विष्णौ दृढा भक्तिः कृता नृणाम् ।
सुखेन प्रकृतेर्भिन्नं स्वं दर्शयति दीपवद् ॥

માયાના પ્રવર્તક શ્રીમહેશ્વરવિષે માણસ દૃઢ ભક્તિ કરી તેનો સાક્ષાત્કાર કરેછે તો તેથી પોતે પણ પ્રકૃતિથી ભિન્ન છે એ પ્રકારની વિવેકખ્યાતિનો સુખેથી હસ્તામલકવત અનુભવ કરેછે. જેમ જીવતત્ત્વનો વિવેક ઈશ્વરતત્ત્વના સાક્ષાત્કારથી થાયછે તેમ ઈશ્વરતત્ત્વનો વિવેક જીવતત્ત્વના સાક્ષાત્કારથી થતો નથી. કારણ કે ઈશ્વર મન, વાણીથી અગોચર છે તેથી શાસ્ત્રપ્રમાણદ્વારા ઈશ્વરતત્ત્વનો વિવેક ઈશ્વરસાક્ષાત્કારથી જ થઇ શકે છે. તેમ જ પૂર્ણત્વ, નિત્યત્વ વગેરે ધર્મો જેવી રીતે ઈશ્વરનાં સાક્ષાત્કારથી જીવતત્ત્વમાં સુખેથી જણાયછે તેવી રીતે જીવના સાક્ષાત્કારથી ઈશ્વરમાં જણાતા નથી. આપણે જોઇએ છીએ કે અગ્નિનું જ્ઞાન થયું, એટલે તેના વિસ્ફુલિંગોનું જ્ઞાન થઇ શકેછે પણ વિસ્ફુલિંગના જ્ઞાનથી અગ્નિની શક્તિ, પૂર્ણત્વ વગેરેનું જ્ઞાન થતું નથી. તેથી જીવતત્ત્વના સાક્ષાત્કારથી ઈશ્વરતત્ત્વનો વિવેક યથાવત નહિ થાય અને ઈશ્વરતત્ત્વના સાક્ષાત્કારથી જીવતત્ત્વનો સાક્ષાત્કાર થાય એ યોગ્ય જ છે.

બીજો લાભ યોગના અન્તરાયનો અર્થાત વિક્ષેપકોનો અભાવ કહ્યો. ખરું જોતાં તો એ વિક્ષેપકો એકાગ્રતાના વિરોધી છે. તેથી એકાગ્રતા થવાની કે એનો બાધ થવાનો. છતાં આ સ્થળે ઈશ્વરપ્રણિધાનથી એનો અભાવ થાય છે એમ કહ્યું છે. એ અનુવાદનું ફલ આધિક્ય બતાવવું એ છે; એટલે અન્યવિષયક એકાગ્રતાથી એ વિક્ષેપકરૂપ અંતરાયોનો અભાવ થાય છે એ વાત સાચી છે તથાપિ ઈશ્વરવિષયક એકાગ્રતાથી એ અંતરાયોનો સહજમાં અભાવ થાય છે. तस्य ह न देवाश्च नाऽभूत्या ईशत आत्मा ह्येषां स भवति—એ શ્રુતિ પણ એ જ કહેછે કે બ્રહ્મને આત્મારૂપે જાણનાર માણસની ઇચ્છાનો વિઘાત કરવા દેવાદિ પણ સમર્થ નથી. અર્થાત્ ઈશ્વરના અનુગ્રહથી, અન્યવિષયક સમાધિમાં દેવો પણ જે વિઘ્ન કરેછે તે ઈશ્વરવિષયક સમાધિમાં કરતા નથી. આ સર્વનો યથાવત વિચાર કરીને જ શ્રીગીતામાં કહ્યું છે કે सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज—સર્વ ધર્મનો ત્યાગ કરી મને મન, વાણી અને શરીરદ્વારા અહંકૃતિ સંપૂર્ણ અભિમાનના અભાવપૂર્વક શરણ થા. તથા શ્રીનારદે કહ્યું છે કે तस्मान्मुमुक्षोः सुगमो मार्गः सर्वोपायमः । એમ હોવાથી મુમુક્ષુમાટે સરળ રસ્તો જ એ છે કે ઈ-

મહેશ્વરનો આશ્રય કરવો.

આ પ્રમાણે આ સૂત્રથી ઈશ્વરપ્રણિધાનરૂપ માર્ગ મુખ્ય છે એ પ્રતિપાદન કરી ૨૩ મા સૂત્રમાં તુલ્યવત્ વિકલ્પ નથી એ પણ સિદ્ધ કર્યું. આ સૂત્રમાં અન્તરાયનો અભાવ થાય છે એમ કહ્યું. હવે એ અન્તરાય કયા તે બતાવવા કહે છે કેઃ—

**व्याधिस्त्यानसंशयप्रमादालस्याविरतिभ्रान्तिदर्शनालब्धभूमिकत्वानवस्थितत्वानि चित्तविक्षेपास्तेऽन्तरायाः ॥ ३० ॥**

**સૂત્રાર્થઃ**—વ્યાધિ, સ્ત્યાન, સંશય, પ્રમાદ આલસ્ય, અવિરતિ, ભ્રાન્તિદર્શન, અલબ્ધભૂમિકત્વ અને અનવસ્થિતત્વ એ ચિત્તને વિક્ષેપ કરનાર હોવાથી ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગના વિરોધી છે તેથી યોગાન્તરાય કહેવાય છે.

चित्तविक्षेपाः—એટલે ચિત્તને વિક્ષેપ કરનાર આ પદ સાભિપ્રાય છે તેથી હેતુનુ પ્રતિપાદન કરે છે, એટલે વ્યાધિવગેરેને યોગાન્તરાય કહેવાનું કારણ આથી પ્રતિપાદન કર્યુ છે

योगान्तरायाः—યોગના વિઘ્ન, યોગના મળ, યોગના પ્રતિપક્ષ. આ સૂત્રથી એ કહ્યું કે વ્યાધિવગેરે ચિત્તને વિક્ષેપ કરનાર હોવાથી યોગના વિરોધી છે

ત્યાં व्याधि.—એટલે શરીરને ધારણ કરનાર હોવાથી ધાતુસંજ્ઞાને પામેલા કફ, વાત અને પિત્ત એ ત્રણનુ, તથા રસાદિરૂપ આહારના પરિણામનું તથા ચક્ષુરાદિરૂપ કરણોનુ વૈષમ્ય અર્થાત્ વિષમતા. એ વ્યાધિથી પ્રથમ તો વૃત્તિ તેમા લાગેલી રહે છે તેથી અંતઃકરણ સ્વસ્થ થતુ નથી અને બીજું તો એ વ્યાધિ થવાથી તેની નિવૃત્તિનાં સાધનોમાં વૃત્તિને વ્યાપૃત કરવી પડે છે, તેથી ધ્યેયથી વિમુખ કરનાર હોવાથી તથા નાનાવિધ વૃત્તિને ઉપજાવનાર હોવાથી વ્યાધિ યોગનો અંતરાય છે.

स्त्यान—ચિત્તની અકર્મણ્યતા, એટલે કદાચિત્ તમોગુણની વૃદ્ધિથી ચિત્તની વ્યાપાર કરવાને અયોગ્ય જે સ્થિતિ થાય છે તે. આ ચિત્તની મૂઢાવસ્થા તમોગુણપ્રધાન હોવાથી શુદ્ધ સાત્વિક ચિત્તમાં આવિર્ભાવ પામનાર એકાગ્રતારૂપ સમાધિની વિરોધી છે. તેમ જ એના સદ્ભાવથી યોગાનુષ્ઠાનમાં પ્રવૃત્તિ થતી નથી, એ તો એના લક્ષણથી જ સ્પષ્ટ છે. તેથી બંને રીતે એ અવસ્થા યોગની પરિપંથી હોવાથી અંતરાયરૂપ છે.

संशय—ગોને વિરોધી ઉભય કોટિને આલંબન કરનાર જ્ઞાન-સામાન્યરીતે સંશયમાત્ર વૃત્તિરૂપ હોવાથી વૃત્તિના નિરોધરૂપ યોગનો વિરોધી છે, તથાપિ આ સ્થળે શ્રીમદ્ વિદ્યારણ્યસ્વામીએ તૈત્તિરીયોપનિષદ્દીપિકામાં उपायस्य निश्चयराहित्य संशय—ઉપાયના નિશ્ચયનો અભાવ તે સંશય એ પ્રકારે સંશયપદની વ્યાખ્યા કરી છે તે વિશેષ યોગ્ય છે યોગના ઉપાયવિષે નિશ્ચયનો અભાવ એટલે કૈવલ્યનું સાધન યોગ છે કે નહિ તથા ઈશ્વરપ્રણિધાનાદિ યોગના સાધન છે કે નહિ ઇત્યાદિ પ્રકારનો સંશય યોગમાર્ગમાં કદાચિત્ પ્રવૃત્તિ કરવા દેતો નથી તેથી संशयात्मा विनश्यति એ ગીતાવાક્યાનુસાર યોગનો બલવાન્ વિરોધી હોવાથી અંતરાય છે

વિપર્યયના લક્ષણવખતે સંશયને વિપર્યયસાથે મિથ્યાજ્ઞાનમાં લીધો હતો તેથી વિપર્યયથી એનો ભેદ બતાવવા તથા સાધકને એનો નિરોધ કરવો સરલ પડે તેવાસ્તે આ સ્થળે भ्रान्तिदर्शनथी સંશયને પૃથક્ ગણ્યો છે

प्रमाद—એટલે યોગના સાધનનું અનુષ્ઠાન નહિ કરવું તે

आलस्यम्—એટલે કફવગેરે દોષથી થતું શરીરનું ગુરુત્વ તથા તમોગુણથી થતું ચિત્તનું ગુરુત્વ એ બંને પ્રકારના ગુરુત્વરૂપ હેતુથી પશ્ચાત્ કરીશ એ પ્રકારની યોગસાધનવિષે થતી જે ઉપેક્ષાબુદ્ધિ તે આલસ્ય છે

अविरति—એટલે વિષયના સંનિકર્ષથી થતી અભિલાષા એટલે વૈરાગ્યરહિતપણું એ અવિરતિથી પ્રથમ તો વૃત્તિ વિષય છોડી અંતર્મુખ થવાની ઇચ્છા થવા દેતી નથી કદાચ ઇચ્છા થઈ તેમાં પ્રવૃત્તિ થાય છે તોપણ મધ્યે મધ્યે વિષયસ્મરણો સ્ફુરાવી ચિત્તને વ્યુત્થિત કરે છે એટલું જ નહિ પણ યોગની બારે સ્થિતિઉપર પહોંચેલા સાધકને પણ એ જ અવિરતિ અનેક રીતે ભ્રષ્ટ કરે છે, તેથી એ યોગાન્તરાય છે

भ्रान्तिदर्शन—એટલે ઉપાસ્ય વસ્તુમાં અન્યથા નિશ્ચય વગેરે વિપર્યય

अलब्धभूमिकत्व એટલે સમાધિની આગળ કહેવામાં આવતી મધુમતિવગેરે ભૂમિકા છે તેમાંથી કોઇ પણ ભૂમિકાનો સાધનનું અનુષ્ઠાન કરતા છતાં પણ લાભ નહિ થવો તે આ પ્રમાણે થવાથી વૃત્તિની અંતર્મુખતા બની રહેતી નથી, પણ વચ્ચે વચ્ચે બહિર્મુખતા થાય છે અર્થાત્ ચિત્ત એક સ્થિર પદઉપર આવતું ન

થી. તેથી એ પણ યોગનો અંતરાય છે.

अनवस्थितत्व—એટલે મધુમતિવગેરે યોગભૂમિકાનો લાભ થા-ય પણ તેમા ચિત્તની સ્થિતિ નહિ થવી અર્થાત્ તેનાથી ભ્રષ્ટ થવો તે. શ્રીવિદ્યારણ્યસ્વામી તૈતિરીયોપનિષદ્ દીપિકામાં આ અ-તરાયનો ઉપર પ્રમાણે અર્થ નહિ કરતા આ પ્રમાણે કરે છે કે कदाचिदुपास्ने प्रवृत्तिः, कदाचिद्यागदानादौ, कदाचित् कृषिवाणिज्यादौ इत्येतादृगनवस्थितत्वम् કેટલોક કાળ ઉપાસનામા પ્રવૃત્તિ તો કેટલોક કાળ યાગદાનાદિ ધર્મોમાં અને કેટલોક કાળ કૃષિવાણિજ્યાદિ અ-ન્ય વ્યાપારોમાં, એ પ્રકારની ચિત્તની સ્થિતિ તે અનવસ્થિતપણું છે બંને રીતે આ સ્થિતિ યોગના અંતરાયરૂપ છે પ્રથમ અર્થમા ચિત્ત સ્થિતિને પામતું નથી તેથી તે તે ભૂમિકાનો જય થતો ન-થી. અને એમ થવાથી ઉત્તરોત્તર ભૂમિકાની પ્રાપ્તિ થતી નથી બીજા અર્થમાં યોગાભ્યાસનું નૈરન્તર્યથી અનુષ્ઠાન થતું નથી તેથી અભ્યાસ વ્યુત્થાનસંસ્કારને અભિભવ કરનાર થતો નથી

આ સર્વ અંતરાયોનો ઈશ્વરપ્રણિધાનથી અભાવ થાય છે. એનાં કારણો પૂર્વે આપી ગયા છીએ તેથી અત્ર વિસ્તારની જ-રૂર નથી.

માત્ર આ નવ જ યોગના વિરોધી નથી પણ એ અંતરાય-ની સાથે દુ:ખવગેરે અન્ય અંતરાય પણ ઉત્પન્ન થાય છે તે પ્ર-તિપાદન હવે સૂત્રકાર કરે છે

दुःखदौर्मनस्याङ्गमेजयत्वश्वासप्रश्वासा
विक्षेपसहभुवः ॥३१॥

સૂત્રાર્થ—દુ:ખ, દૌર્મનસ્ય, અંગમેજયત્વ, શ્વાસ અને પ્ર-શ્વાસ એ અંતરાયો વિક્ષેપની સાથે થાય છે અર્થાત્ વિક્ષિપ્ત ચિત્તમા થાય છે

विक्षेप०—એટલે વ્યાધિ વગેરે જે ચિત્તના વિક્ષેપ કહ્યા તેની સાથે થનાર છે અર્થાત્ તેનાથી ઉત્પન્ન થાય છે

આ સૂત્રથી એ કહ્યું કે દુ:ખ, દૌર્મનસ્ય, અંગમેજયત્વ, શ્વા-સ અને પ્રશ્વાસ એ નવા અંતરાયો વ્યાધિવગેરે વિક્ષેપક થવાથી જન્મ પામે છે

ત્યાં દુ:ખ નું લક્ષણ प्रतिकूलवेदनीयम् दुःखम् છે, એટલે જે-નો અનુભવ થવાથી જે પ્રતિકૂલ લાગે છે તે દુ:ખ છે. એ દુ:ખ

સદા મનને જ છે, તથાપિ વિવિધ કારણથી ઉત્પન્ન થાય છે. જેમકે વ્યાધિરૂપ શરીરની વિક્રિયાથી તથા કામવૃત્તિરૂપ મનની વિક્રિયા વગેરેથી. તેથી સ્વરૂપે એકરૂપ છતાં અર્થાત્ સર્વ દુઃખ માનસિક છતાં નિમિત્તભેદથી શાસ્ત્રમાં અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ એ ત્રણ વિભાગ પાડવામાં આવે છે. आत्मानं स्वसंघातमधिकृत्य वर्तते એ વ્યુત્પત્તિથી જે દુઃખમાં પોતાનું મન તથા શરીર જ નિમિત્ત ગણાય છે તે દુઃખ અધ્યાત્મ છે. એ દુઃખ શરીરસંબંધી તથા મનસંબંધી એ બે વિભાગવાળું છે. વ્યાધિ વગેરે શરીરના વિકારથી પ્રધાનપણે ઉત્પન્ન થયેલું દુઃખ શારીરિક છે અને કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સરાદિ મનના વિકારથી જ થયેલું દુઃખ માનસ છે. भूतानि व्याघ्रादीनधिकृत्य जायते इति आधिभौतिकम् । એ વ્યુત્પત્તિથી વ્યાઘ્ર, સર્પ, વીંછીવગેરે આ લોકના પ્રાણીથી ઉત્પન્ન થયેલુ દુઃખ આધિભૌતિક છે. देवानधिकृत्य जायते इति आधिदैविकम् એ વ્યુત્પત્તિથી દેવ અર્થાત્ મનુષ્યલોકથી ઇતર લોકના પ્રાણીથી થતું દુઃખ આધિદૈવિક છે. જેમ કે અતિવૃષ્ટિ, વૃષ્ટિ, અનાવૃષ્ટિ, તાપ વગેરેથી થતું દુઃખ. આ ત્રણે પ્રકારનું દુઃખ મનમાં જ ખરું જોતાં થાય છે, અને એ સર્વનો અનુભવ થતાં એ સર્વમાં પ્રતિકૂલતા ભાસે છે તેથી એ સર્વ દુઃખ કહેવાય છે. ભાષ્યમાં દુઃખનું લક્ષણ येनाभिहताः प्राणिनस्तदुपघाताय प्रयतन्ते—જેનો અનુભવ થતાં જીવો તેને દૂર કરવા પ્રયત્નવાન્ થાય છે તે દુઃખ એ આપ્યું છે એ દુઃખનો અનુભવ થવામાં મૂળ કારણ તો રજોગુણનું પ્રાધાન્ય હોવું જોઇએ. કારણ કે દુઃખ એ રજોગુણનું કાર્ય છે. તેથી દુઃખ રજોગુણથી અવિનાભાવિ હોવાથી અંતઃકરણને વિક્ષિપ્ત રાખે છે, તથા દુઃખ થવાથી વૃત્તિ તેને દૂર કરવાનાં સાધનમાં વ્યાપૃત થાય છે, તેથી અંતર્મુખ થતી નથી. એ રીતે એ યોગાન્તરાય છે, તથા રજોગુણવાળા વિક્ષિપ્ત અંતઃકરણમાં જ થનાર છે.

दौर्मनस्य—પોતાની ઇચ્છાનો અનાદર વા ભંગ થવાથી ચિત્તમાં થતો ક્ષોભ વા અસ્વસ્થ ક્ષોભ રજોગુણનો ધર્મ હોવાથી વિક્ષિપ્તાંતઃકરણમાં થાય છે અને તેથી યોગાન્તરાય છે.

अङ्गमेजयत्व—અંગોને કંપવાપણું અર્થાત્ અંગોનો કંપ. એ કંપ પણ રજોગુણથી થાય છે તેથી વિક્ષેપનો સહભૂ છે, અને તેથી આસન સ્થિરતા થતી નથી. આ રીતે એ યોગનો અન્તરાય છે.

श्वासप्रश्वास—પૂરકરેચકરૂપ પ્રાણની ગતિ પ્રાણવાયુ જે બા-

વાયુને અંતરમાં આકર્ષે છે તે શ્વાસ તથા જે અંતરગત વાયુને બહાર કાઢે છે તે પ્રશ્વાસ. શ્વાસપ્રશ્વાસનું અનિયમિત થવું અથવા અધિક વેગથી થવું એ પ્રવૃત્તિ વાળા અંતઃકરણમાંજ થાય છે. મનની ગતિ તથા પ્રાણવાયુની ગતિ પરસ્પરને આધારે રહેલી હોવાથી જે પુરુષનું મન અતિચંચળ હોય છે, તેને શ્વાસપ્રશ્વાસ અતિવેગથી થાય છે. તેથી એ બન્ને વિક્ષિપ્તાંતઃકરણમાં થનાર હોવાથી વિક્ષેપના સહભૂ છે તથા શ્વાસ રેચક પ્રાણાયામનો તથા પ્રશ્વાસ પૂરકનો અને બન્ને એકસરખી રીતે કુંભકના વિરોધી હોવાથી યોગના અંતરાય છે.

આ પ્રમાણે યોગના અંતરાય તથા તેનાં કાર્ય કહ્યાં. તથા એ સર્વનો ઈશ્વરપ્રણિધાનથી સરલતાથી અભાવ થાય છે એ પણ કહ્યું. ત્યાં એ પ્રશ્ન થાય છે કે એ સર્વને દૂર કરવા માત્ર પ્રણિધાન જ ઉપાય છે કે અન્ય કોઇ ઉપાય પણ છે ? એ પ્રશ્નનો, તથા ઈશ્વરપ્રણિધાનથી સરલતાથી એ સર્વનો અભાવ થાય છે એમ કહ્યું તેમાં કયા ઉપાયની અપેક્ષાથી એ ઉપાયમાં સરલતાથી એનો અભાવ કરવા સામર્થ્ય છે એ પ્રશ્નનો ઉત્તર આપવા, તથા ઉપાયમાત્રનો સંગ્રહ વૈરાગ્ય અને અભ્યાસ, એ બેમાં કરવો છે અને અભ્યાસનો વિષય અહિં સુધી ચાલ્યો છે તેનો ઉપસંહાર કરવા હવે સૂત્રકાર કહે છે કેઃ—

तत्प्रतिषेधार्थमेकतत्त्वाभ्यासः ॥ ३२ ॥

**સૂત્રાર્થઃ**—કાર્યસહિત યોગાન્તરાયનો બાધ કરવા ગમે તે એક તત્ત્વનો અભ્યાસ કરવો.

तत्०—તત્ શબ્દથી ગયા બે સૂત્રોમાં કહેલા વિક્ષેપક તથા તેના કાર્યોનો પરામર્શ થાય છે. તેનો પ્રતિષેધ અથવા બાધ કરવા.

एकतत्त्वा०—યોગશાસ્ત્રસંમત તત્ત્વોમાંથી ગમે તે કોઇ સ્થૂલ સૂક્ષ્મ તત્ત્વનો અભ્યાસ વા ભાવના. एक० શબ્દથી ઈશ્વરરૂપ એક તત્ત્વનું ગ્રહણ કરવું ઉચિત નથી, કારણ કે બાધકવિના સામાન્યવાચક શબ્દનો સંકુચિત અર્થ કરવો ઉચિત નથી. તેમ જ એ અર્થ તો પૂર્વ સૂત્રથી પ્રાપ્ત જ છે તેથી પુનરુક્તિ થાય છે. અને ગમે તે તત્ત્વનો અભ્યાસ પણ ઉપદ્રવસહિત એ વિક્ષેપકોનો બાધ કરવા સમર્થ છે. તેથી અસંકુચિત અર્થ જ લેવો ઉચિત છે એ તો ખરું જ છે કે ગમે તે તત્ત્વના અભ્યાસ કરતાં ઈશ્વરતત્ત્વનો અભ્યાસ શ્રેષ્ઠ છે.

આ સૂત્રથી એ કહ્યું કે એ યોગાન્તરાયનો બાધ કરવા ગમે તે એક તત્ત્વનો અભ્યાસ કરવો. તેમાં સૌથી શ્રેષ્ઠ તત્ત્વ તો ઈશ્વરતત્ત્વ છે. અવશિષ્ટ તત્ત્વોમાં પણ પૃથિવ્યાદિ પાંચ તત્ત્વોના અભ્યાસમાં વિશેષતા દરેક યોગગ્રંથમાં માન્ય કરી છે. ત્યાં એ તત્ત્વોની ધારણા શરીરની અંદર જ કરાયછે. તેનો વિધિ યાજ્ઞવલ્ક્ય સંહિતામાં भूमिरापस्तथा तेजो वायुराकाश एव च । एतेषु पञ्चभूतेषु धारणा पंचधोच्यते । ઇત્યાદિ શ્લોકથી આપ્રમાણે કહ્યો છે:-પાદથી તે જાનુપર્યન્ત પૃથિવીતત્ત્વનું, જાનુથી પાયુપર્યન્ત જલતત્ત્વનું, પાયુથી હૃદ્દેશપર્યન્ત અગ્નિતત્ત્વનું, હૃદયથી ભ્રૂકુટિપર્યન્ત વાયુનું અને ભ્રૂકુટિથી બ્રહ્મરંધ્રપર્યન્ત આકાશતત્ત્વનું સ્થાન છે, અર્થાત્ એ એ સ્થાનમાં એ એ તત્ત્વોની ધારણા કરાયછે. પૃથિવીતત્ત્વના સ્થાનમાં પ્રાણવાયુને ધારણ કરીને લ કાર બીજસહિત ચાર ભુજાવાળા જગત્સ્રષ્ટા શ્રીબ્રહ્મા ભગવાનનું ધ્યાન કરવું. એ પ્રમાણે નિરંતર બે કલાકસુધી કરવાથી સાધક સર્વ વ્યાધિ તથા તેનાં કાર્યોથી મુક્ત થાયછે અને પૃથિવીતત્ત્વનો જય કરી શકે છે. એ પૃથિવીતત્ત્વની ધારણા છે. જલતત્ત્વના સ્થાનવિષે પ્રાણવાયુને ધારણ કરીને વ કાર બીજસહિત ચાર ભુજવાળા શુદ્ધ સ્ફટિક મણિના સમાન ગૌર આકૃતવાળા તથા પીતાંબરથી વાસિત વપુવાળા તથા સૌમ્યાકૃતિ, મંદમંદ હસતા મુખવાળા શ્રીવિષ્ણુ ભગવાનની ધારણા કરવી. એ પ્રમાણે નિરંતર બે કલાક કરેછે તો સર્વ પાપથી રહિત થઇ જલતત્ત્વનો જય કરી શકે છે. એ જલતત્ત્વની ધારણા કહેવાયછે. અગ્નિસ્થાનવિષે પ્રાણવાયુને ધારણ કરી ર કાર બીજસહિત ત્રણ લોચનવાળા, બાલારુણસમાન પ્રભાવાળા, ભસ્મથી લેપન કરાવેલા અંગવાળા, પ્રસન્ન મુખવાળા તથા કર્પૂરગૌર શ્રીરુદ્રભગવાનની ધારણા કરવી. એ પ્રમાણે નિરંતર બે કલાકસુધી કરવાથી અગ્નિતત્ત્વનો જય થાય છે. આ અગ્નિતત્ત્વની ધારણા કહેવાય છે. વાયુતત્ત્વના સ્થાનમાં પ્રાણનો નિરોધ કરીને ય કાર બીજસહિત ક્લેશાદિથી રહિત, સર્વશક્તિમાન્ તથા સર્વજ્ઞ શ્રીમહેશ્વર ભગવાનની ધારણા કરવી. એ પ્રમાણે નિરંતર બે કલાકસુધી કરવાથી વાયુતત્ત્વનો જય થાય છે. આ વાયુતત્ત્વની ધારણા કહેવાયછે. આકાશતત્ત્વના સ્થાનવિષે પ્રાણનો નિરોધ કરીને હ કાર બીજસહિત ૐકારની અર્ધમાત્રારૂપ સર્વગત્ શુદ્ધ સ્ફટિકસમાન ગૌરવર્ણવાળા, મસ્તકઉપર બાલેન્દુને ધારણ કરનાર, દશ બાહુવાળા, ત્રણ લોચનવાળા, સર્વ પ્રકારનાં આભરણથી શોભતા, મહામાયા શક્તિસહિત

આપ્રમાણે અહિં સુધી અભ્યાસના વિષયનું નિરૂપણ કર્યું. અભ્યાસનો અર્થ એ કે ચિત્તની સ્થિતિને માટે પુનઃ પુનઃ કરાતું સાધનોનું અનુષ્ઠાન. તે સાધનો શ્રદ્ધા, વીર્ય વગેરે પૂર્વે કહેલાં છે. પણ એ સાધનોની ત્વરિત ગતિ તથા એના પ્રતિબંધકોની નિવૃત્તિ કેવી રીતે કરવી તેના ઉપાય બતાવવા અવશિષ્ટ છે.તે બતાવવા પ્રથમ તો જે ચિત્ત સંકુચિત રહેછે તથા અસૂયાદિ દોષોથી કલુષિત રહે છે તે ચિત્ત સ્થિતિને પામતું નથી તેથી ચિત્તની પ્રસન્નતા સિદ્ધ કરનાર કેટલીક પરિકર્મરૂપ ( એટલે સમાધિનાં બહિરંગ હોવાથી બાહ્યકર્મરૂપ) ભાવના હવે બતાવે છે.

**मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम् ॥ ३३ ॥**

**સૂત્રાર્થઃ**—સુખી, દુઃખી, પુણ્યશાલી તથા પાપી પુરુષોવિષે અનુક્રમે મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષાની ભાવના કરવાથી ચિત્ત પ્રસન્ન થાય છે અને તદ્દ્વારા સ્થિતિને યોગ્ય થાય છે.

સુખ૦—યદ્યપિ સૂત્રમાં માત્ર સુખ, દુઃખ વગેરે કહ્યાં છે તથાપિ તેનો અર્થ તદ્વાન્–તે વાળો છે. તેથી એ પદનો અર્થ સુખી, દુઃખી, પુણ્યશાલી તથા પાપી–એ છે આ સ્થળે સુખાદિનું બાહુલ્ય બતાવવા સૂત્રમાં ધર્મધર્મીનો અભેદથી નિર્દેશ કરેલો છે. એ ચતુર્વિધ પુરુષોપ્રતિ ભાવના કરવાથી.

चित्तप्रसादनम्—એટલે સ્વચ્છ થવું અથવા શુક્લ ધર્મરૂપ સત્ત્વગુણવાળા થવું. જેમ મળના દૂર થવાથી જળ સ્વચ્છ થાય છે તેમ રાગદ્વેષ વગેરે ચિત્તના મળને દૂર કરવાથી ચિત્ત સત્ત્વગુણવાળું થવાથી પ્રસન્ન થયેલું કહેવાય છે.

આ સૂત્રથી એ કહ્યું કે સાધકે સુખી માણસવિષે મૈત્રી કરવી, દુઃખીવિષે કરુણા કરવી, પુણ્યશાલીવિષે મુદિતા અને પાપીવિષે ઉપેક્ષા કરવી. આ પ્રકારે મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષાની ભાવનાથી તેનું ચિત્ત પ્રસન્ન થાય છે. ત્યાં મૈત્રી એટલે સૌહાર્દ. જે જે પુરુષો સુખબહુલ દેખાય તે સર્વવિષે મિત્રભાવના રાખવી. પ્રાયશઃ અન્યને સુખી જોઇને કલુષિત ચિત્તવાળા જનોમાં ઇર્ષ્યા તથા અસૂયા થાય છે. ઇર્ષ્યા એટલે પારકાના ગુણો સહન નહિ થવા તે અને અસૂયા એટલે પારકાના ગુણોમાં દોષનો આરોપ કરવો તે. ચિત્તના એ બન્ને દોષ મિત્રભાવનાથી નિવૃત્ત થાય છે. કારણ કે તેથી જેમ

મિત્રના ગુણોના જ્ઞાનથી અદેખાઈ ન થતાં પ્રસન્નતા થાય છે, તથા તે ગુણોમાં દોષનો આરોપ મિત્ર કદાપિ કરતો નથી તેમ એ ભાવનામાં સર્વ સુખીજનોવિષે એ સાધક મિત્રબુદ્ધિ કરવાનો, તેથી તે સર્વનું સુખ જોઈ પ્રસન્ન થવાનો અને ઈર્ષ્યાદિથી રહિત થવાનો. તેમ જ દરેક માણસને મને સર્વ સુખ થાઓ એ પ્રકારની રાગના મથી ઓળખાવાતી એક વૃત્તિ હોય છે તેમાં સમગ્ર સુખની સામગ્રી કદાપિ કોઈને પ્રાપ્ત થતી નથી તેથી એ રાગ નિરંતર ચિત્તને કલુષિત કરે છે એ રાગનો પણ આ ભાવનાથી બાધ થાય છે કારણ કે જેમ પુત્રનું રાજ્ય હોય તોપણ પુત્રવિષે મદીયબુદ્ધિ (એટલે મારો એવી બુદ્ધિ) હોવાથી પિતાને તે પોતાના રાજ્યવત્ લાગે છે, તેમ સર્વ સુખીજનોવિષે મદીયબુદ્ધિ સિદ્ધ થવાથી તે સર્વનું સુખ પણ સાધકને મદીયતુલ્ય લાગવાનું જેથી સામગ્રીનો અભાવ છતાં પણ જાણે પોતે સર્વ સુખવાળો હોય એમ જણાવાથી રાગનિવૃત્તિ થવાની અને તેથી ચિત્તનદીને કલુષિત કરનાર રાગરૂપ વર્ષાઋતુ જતી રહેવાથી ચિત્ત સ્વચ્છ ને પ્રસન્ન થવાનું આપ્રમાણે સુખીવિષે મૈત્રી અવશ્ય કર્તવ્ય છે બીજી ભાવના તે દુઃખીવિષે કરુણાની છે જે દુઃખી પુરુષો હોય તેમના ઉપર કરુણા વા દયા રાખવી, એટલે જેમ પોતાના દુઃખો નાશ કરવાની ઇચ્છા સર્વને થાય છે તેમ સર્વ પ્રાણીના દુઃખો નાશ પામો એવી ઇચ્છા સાધકે રાખવી એ ઇચ્છારૂપ ભાવનાના બળથી તે સાધક કોઈનો અપકાર નહિ કરવાનો તેમ જ એ ભાવના બળ પામવાથી અન્યને અપકાર કરવાની વિરોધી વૃત્તિ પણ એ સાધકને શમેલી જ રહેવાની આ રીતે આ ભાવનાથી પરાપકારની ઇચ્છારૂપ ચિત્તમળ દૂર થાય છે વળી અયોગી પુરુષોમાં દ્વેષરૂપ મોટો મળ હોય છે એ દ્વેષ વૈરી પ્રાણીઉપર હોય છે તેથી જ્યાંસુધી વૈરીપ્રાણીરૂપ વ્યાઘ્રાદિ હોય છે ત્યાં પર્યન્ત તેને દ્વેષ થયા કરે છે તેમાં સમગ્ર વ્યાઘ્રાદિરૂપ વૈરબુદ્ધિના વિષયભૂત પદાર્થોનો તો નાશ કરવો અશક્ય છે તેથી દ્વેષ દૂર કરવા તેમને વિષેથી વૈરબુદ્ધિનો ત્યાગ કરવો, એ જ ઉપાય છે એ ત્યાગ આ કરુણારૂપ ભાવનાથી થાય છે જ્યારે જીવન્મુક્તિવિવેકમાં ઉદાહૃત प्राणा यथात्मनोऽभीष्टा भूतानामपि ते तथा । आत्मौपम्येन भूतानां दयां कुर्वन्ति मानवाः । એ સ્મૃતિઅનુસાર આત્મવત્ ગણી સર્વ પ્રાણીવિષે 'સર્વ પ્રાણી સુખી થાઓ, સર્વ નિરામય થાઓ, સર્વ કલ્યાણને પામો, કોઈ પણ દુઃખને ન પામો' એ પ્ર-

આ ભાવનાઓની ભાવનાથી ચિત્તના રાજસ્, તામસ્ ધર્મો દૂર થવાથી સાત્ત્વિક શુકલધર્મ આવિર્ભાવ પામે છે, જેથી ચિત્ત સ્વચ્છ જલવત્ પ્રસન્ન થઈ સ્થિતિના સાધનથી એકાગ્રતાને પામે છે શ્રીમદ્ ભ૦ ગીતામાં પણ रागद्वेषविमुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् । आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति । प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते । એ શ્લોકોથી એજ કહ્યું છે કે રાગદ્વેષાદિ ચિત્તના મળની નિવૃત્તિ થવાથી ચિત્ત પ્રસાદને પામે છે અને પ્રસન્ન ચિત્ત જ સ્થિતિ પદને પામે છે ( આ સૂત્રમાં યોગવાર્તિકકાર ૩૫ મા સૂત્રમાંથી स्थितिनिबन्धिनी પદથી स्थितिनिबन्धनम् પદ લઈ તેની સાથે प्रसादनम् નો અન્વય કરે છે તેથી સ્થિતિનું એક સાધન મૈત્રી ભાવનાથી થયેલો ચિત્તનો પ્રસાદ એ થયું અને અન્ય સાધનોમાં વિષયવતી પ્રવૃત્તિ આદિ વાચસ્પતિમિશ્ર ચિત્તપ્રસાદ સર્વેના આવશ્યક ગણે છે તેથી ચિત્તપ્રસાદરૂપ સાધનનો વિષયવતી પ્રવૃત્તિ વગેરે સાથે વિકલ્પ નથી લેતા અને તે યોગ્ય જ છે )

ચિત્તની પ્રસન્નતામાટે અન્ય ઉપાય કહેવા અથવા પ્રસન્ન ચિત્તની સ્થિતિનો ઉપાય કહેવા કહે છે કે—

**प्रच्छर्दनविधारणाभ्यां वा प्राणस्य ॥ ३४ ॥**

**સૂત્રાર્થ:**—અથવા તો પ્રાણના પ્રચ્છર્દન તથા વિધારણથી ચિત્તનો પ્રસાદ થાય છે

**प्रच्छर्दन**—પ્રચ્છર્દન તથા વિધારણથી અંતરના વાયુને પ્રયત્ને કરીને બહાર કાઢવો તે પ્રચ્છર્દન કહેવાય છે એ ક્રિયાને રેચક પ્રાણાયામ કહે છે વાયુને જવાનો ના નિરોધ કરી દેવો અર્થાત્ ગતિવિચ્છેદરૂપ કુંભક કરવો તે વિધારણ છે એ રેચક તથા કુંભકથી એ પ્રકૃત પદનો અર્થ છે

આ પદનો વાચસ્પતિમિશ્ર એવો અર્થ કરે છે કે યોગશાસ્ત્રવિહિત પ્રયત્નવિશેષે કરી ઉદરગત વાયુને નાસિકાના બે છિદ્રો દ્વારા અર્થાત્ ઈડાપિંગલા નાડીદ્વારા રેચન કરવું તથા તે રેચિત વાયુને બહિર્જ સ્થાપન કરી દેવો એટલે બાહ્યવાયુ ને સહસા અંતર્ પ્રવેશ કરે તેને તેમ ન કરવા દેવારૂપ બહિર્કુંભક કરવો એ પ્રચ્છર્દન તથા વિધારણ છે એ ઉપાયે કરીને

वा —શબ્દથી પૂર્વ સૂત્રપ્રદર્શિત મૈત્રી વગેરે ભાવનાઓથે આ ઉપાયનો વિકલ્પ કર્યો છે, અથવા वा શબ્દથી ઉત્તર સૂત્રમાં

કહેવામાં આવતા સ્થિતિના ઉપાયથી આ ઉપાયનો વિકલ્પ કહ્યો છે

આ સૂત્રથી એ કહ્યું કે રેચકકુંભક પ્રાણાયામથી ચિત્તપ્રસાદ થાય છે અથવા ચિત્તની સ્થિતિ થાય છે ત્યાં પ્રાણાયામ સાધારણ રીતે રેચક પૂરક અને કુંભક એ ત્રણ ભેદથી કરાય છે તેથી આ સ્થળે રેચક અને કુંભક કહ્યાથી પૂરક પણ તેનો યોગ્ય છે બહારના વાયુને અંતર્ આકર્ષી લેવો એ પૂરક છે તે કર્યા પછી યથાશક્તિ તેને અંતરમાં રોકી રાખવો તે કુંભક છે તે ફરી શનૈઃ શનૈઃ તે વાયુને બહાર કાઢવારૂપ રેચક કરવામાં આવે છે ત્યાં એ પ્રાણાયામમાં પ્રથમ રેચક કરવો કે પૂરક કરવો એ સંબંધમાં કોઇ વિશેષ નિયમ દેખાતો નથી અર્થાત્ લોકો બન્ને રીતે કરતા દેખાય છે તોપણ કેટલેક સ્થળે એવું પ્રતિપાદન કરેલું જાણવામાં આવે છે કે આરંભમાં પૂરક કરી અંતે રેચક કરવો એ વૈદિક પ્રાણાયામ છે અને આરંભમાં રેચક કરી અંતે કુંભક કરવો એ તાંત્રિક પ્રાણાયામ છે એ રેચક પૂરક કુંભક કરવામાં એવો નિયમ છે કે જે નાડીથી રેચક કર્યો તે જ નાડીથી પૂરક કરવો પણ જે નાડીથી પૂરક કર્યો હોય તે જ નાડીથી વાયુને તે જ વખતે રેચવો નહિ બીજો સામાન્ય નિયમ એ છે કે જેટલો વખત પૂરક કરતાં લાગે તેથી ચાર ગણો વખત કુંભક કરવો ને પૂરકથી બેવડા વખતમાં રેચક કરવો તાત્પર્ય એ કે પૂરક કાંઇ શક્તિઅનુસાર વેગથી કર્યો હોય તો વિશેષ બાધ નથી પણ રેચક તો સાવકાશ ધીમે ધીમે જ કરવો નહિ તો બળનો નાશ થાય છે

આ સમાધિપાદ જે વ્યુત્થિત ચિત્તવાળા સાધકો હોય તેમને માટે મુખ્યત્વે કરીને નથી તેથી આ સ્થળે કહેલો પ્રાણાયામમાત્ર *સામાન્ય પ્રાણાયામ લેવો યોગ્ય છે વ્યુત્થિત ચિત્તવાળા માટેના પ્રાણાયામો દ્વિતીય પાદમાં કહ્યા છે

આ પ્રકારના લોમવિલોમ પ્રાણાયામથી પ્રાણ તથા અપાનનું સમત્વ થાય છે એ સમત્વથી અગ્નિ દીપ્ત થાય છે અને અગ્નિનું પરિણામ જય થાય છે તથા એ જયથી અંતરશુદ્ધિ થાય છે તેથી કરીને અમૃતબિન્દુ ઉપનિષદમાં યથા पर्वतधातूनां दह्यन्ते धमनान्मला । तथेन्द्रियकृता दोषा दह्यन्ते प्राणनिग्रहात् ॥ જેમ ધમવાથી પર્વતના ધાતુના મળો બળી જાય છે તેમ પ્રાણના નિરોધરૂપ પ્રાણાયામથી

*એ પ્રાણાયામનું લોમવિલોમ અથવા અનુલોમવિલોમ પ્રાણાયામ એવું નામ છે જુઓ શ્રી યો ગ્ર પ્રથમ ખંડ પૃ ૨૫૩

ઇન્દ્રિયથી કરાયલા દોષો દગ્ધ થઇ જાયછે—ઇત્યાદિ વાક્યથી પ્રાણ ના નિરોધથી દોષનો નાશ કહ્યો છે. શ્રીશ્વેતાશ્વતરોપનિષદ્‌મા लघुत्वमारोग्यमलोलुपत्वं ઇત્યાદિ શ્રુતિથી પણ પ્રાણાયામથી ઇન્દ્રિયોના વિષયોતરિની લોલુપતાનો બાધ થાયછે એમ પ્રતિપાદન કરયુ છે. આ વગેરે અનેક પ્રમાણથી એ સિદ્ધ થાયછે કે પ્રાણાયામથી ચિત્તના દોષો ટળે છે અર્થાત્ ચિત્ત પ્રસન્ન થાયછે તેથી આ સૂત્રથી ચિત્તની પ્રસન્નતાવાસ્તે અન્ય ઉપાયો બતાવ્યા છે

આ પ્રમાણે ચિત્તની સ્થિતિનો એક ઉપાય કહી તો ચિત્તમાં અથવા રેચક, કુંભક પ્રાણાયામ કહી હવે અન્ય ઉપાય કહેછે

**विषयवती वा प्रवृत्तिरुत्पन्ना मनसः स्थिति निबन्धिनी ॥ ३५ ॥**

**સૂત્રાર્થ:**—અથવા તો અભ્યાસવશથી ઉત્પન્ન થયેલી, ગંધાદિ પદાર્થોને વિષય કરનાર સાક્ષાત્કારરૂપ પ્રજ્ઞા શ્રદ્ધાદિના ઉત્તેજકરૂપ થઇ નિર્વિકલ્પસમાધિસુધીના વિશેષપર્યન્ત ચિત્તની સ્થિતિ કરનાર છે

विषयवती—એટલે વિષય શબ્દથી ગ્રહણ કરાતા ગંધ રસ વગેરે વાળી આ પ્રવૃત્તિ સવિતર્કરૂપ હોવાથી આ મતુપ્ પ્રત્યયથી વિષયવિષયિણીમ બંધ બતાવાય છે તાત્પર્ય કે એ ગંધાદિ વિષય એ પ્રવૃત્તિના વિષયરૂપે છે

वा—પદથી પૂર્વપ્રતિપાદિત સ્થિતિ સાધનથી આ સાધનનો વિકલ્પ કહ્યો છે

प्रवृत्ति—એટલે प्रकृष्टा वृत्ति—પ્રકૃષ્ટજ્ઞાન અર્થાત્ સાક્ષાત્ કારરૂપ જ્ઞાન

स्थिति०—એટલે ચિત્તની સ્થિતિ અથવા એકાગ્રતામા યોગ્યતા સંપાદન કરનાર છે આ સ્થિતિને કરનાર ઉપાયો આ યોગ્યતા શ્રદ્ધાદિ ઉપાયોના પ્રતિબંધનો નિવૃત્તિદ્વારા કરેછે

આ સૂત્રથી એ કહ્યુ કે ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ એ પાચ વિષયના સાક્ષાત્કારરૂપ પ્રજ્ઞા જ્યારે ઉદય થાયછે ત્યારે એ મનના ચિત્તની સમાધિપ્રજ્ઞાપર્યન્તના ઉપાયોમા સ્થિતિ કરે છે ત્યાં ગંધનુ જ્ઞાન કરાવનાર ઘ્રાણેન્દ્રિયના સ્થાનરૂપ નાસિકાના અગ્ર ભાગમા ધારણા કરવાથી સાધકને અલ્પકાળમા દિવ્ય ગંધનો સાક્ષાત્કાર થાયછે, એ ગંધપ્રવૃત્તિ કહેવાયછે. એ જ પ્રમાણે જિહ્વાના અગ્ર ભાગમા સંયમ કરવાથી રસપ્રવૃત્તિ, તાલુસ્થાનમા સંયમ ક-

રવાથી રૂપપ્રવૃત્તિ, જિહ્વાના મધ્યમાં સંયમ કરવાથી સ્પર્શપ્રવૃત્તિ અને જીહ્વાના મૂળમાં સંયમ કરવાથી શબ્દપ્રવૃત્તિ થાયછે એ પાંચ પ્રકારની વિષયવતી પ્રવૃત્તિ મુખ્ય છે. ત્યાં રૂપનું ઉપલબ્ધિસ્થાન ચક્ષુ છે, 'શબ્દનું શ્રોત્ર છે તથાપિ શાસ્ત્રપ્રામાણ્યાત તાલુ પણ રૂપનું ઉપલબ્ધિસ્થાન છે વગેરે માનવું યોગ્ય છે. આ પાચ પ્રકારની પ્રવૃત્તિને અત્ર વિષયવતી પ્રવૃત્તિમાં લીધી છે તેથી ન્યૂનતા નથી આવતી, કારણકે અન્ય શાસ્ત્રોમાં કહેલા ચંદ્ર, આદિત્ય, ગ્રહ, મણિ, પ્રદીપવગેરે પદાર્થોવિષેના સાક્ષાત્કારના પણ 'ચંદ્રાદિ રૂપપ્રધાન વિષય હોવાથી તેમનો આ સ્થળે રૂપપ્રવૃત્તિમાં અંતર્ભાવ કર્યો છે. તેથી તે પદાર્થોવિષેનો સયમ તથા સાક્ષાત્કાર પણ આ વિષયવતી પ્રવૃત્તિમાં જ લેવા. ચંદ્રાદિ વિષયમાં સંયમ કરવાથી તે તે લોકોનો સાક્ષાત્કાર થાય છે ત્યાં એ વિષયોમાંથી ગમે તે વિષય લેઇ સયમ કરવા જવારૂપ સાહસ સાધકે કરવું યોગ્ય નથી. કેમકે તેમ કરવાથી અનેક દુઃખો થયેલાં દૃષ્ટિગોચર થયાં છે તથા થાય છે. ચંદ્ર જલના સમૂહરૂપ છે તથા તેના ધ્યાનથી કફની ઉત્પત્તિ થાય છે તેમ જ આદિત્ય તથા પ્રદીપવગેરે ઉષ્ણવીર્ય પદાર્થોના ધ્યાનથી ઉષ્ણતા તથા પિત્તની વૃદ્ધિ થાય છે. તેથી એ વિષયોમાંથી શરીરપ્રકૃતિવગેરેને અનુકૂલ હોય તે જ વિષયમાં સયમ કરવો યોગ્ય છે. નહિ તો એ વિષયોમાં કરાયેલો સંયમ ચિત્તને સ્થિતિની યોગ્યતા સંપાદન કરાવવાને બદલે વ્યાધિવગેરે યોગાન્તરાયનો જ ઉત્પન્ન કરનાર નીવડે છે. તેથી વિશેષ સાવધાન રહેવું ઉચિત છે. તેમાં પણ આદિત્યાદિ પદાર્થો કયી કયી અસર કેવી રીતે કેટલા બળથી કરે છે તથા તેનું સમીકરણ કેવી રીતે થાય છે વગેરે યુક્તિઓ પ્રત્યેક સાધકમાટે અધિકારભેદથી ભિન્ન ભિન્ન હોવાથી કોઈપણ શાસ્ત્રદ્વારા જાણી શકવી અસંભવ છે. તેથી એવા વિષયોનો સંયમ તો શ્રીસદ્‌ગુરુની આજ્ઞાનુસાર જ કરવો એ શાહ નીતિ સાદર સેવવા યોગ્ય છે. તેમ નહિ કરવાથી એ પ્રયોગો જેમ હાલના કેટલાક દાંભિક અથવા અજ્ઞાનથી અભિમાની થઇ શ્રીસદ્‌ગુરુની આજ્ઞાની અપેક્ષા નહિ રાખી સ્વતઃ એ વિષયમાં પ્રવૃત્ત થયેલા તથા પાછળથી આગળ જવાનું તથા વચ્ચે આવતાં વિઘ્નોને દૂર કરવાવગેરેનું પોતામાં સામર્થ્ય નહિ હોવાથી વચ્ચે ઢળી પડેલા તથા રોગના ભોગરૂપ થયેલા અને તેથી પોતાના અભિમાનવગેરેમાં દોષનો આરોપ કરવાને બદલે યોગમાં અશ્રદ્ધા કરી તેનો તિરસ્કાર કરતા દૃષ્ટિગોચર થાય છે તેમ સાધકને કેવલ અ-

નર્થંકર નીવડે છે

આ પ્રમાણે યોગ્ય સદ્ગુરુદ્વારા ગ્રહણ કરી આરંભાયેલી વિષયવતી પ્રવૃત્તિ જ્યારે સિદ્ધ થાય છે ત્યારે તે ચિત્તની સ્થિતિના હેતુરૂપ ત્રણ પ્રકારે થાય છે

(૧) ચિત્તને એક વિષયપર સંયમ કરવાનો અભ્યાસ સિદ્ધ થાય છે તો અભ્યાસવશાત્ અન્ય વિષયોપર પણ ચિત્ત સ્થિર થાય છે તેથી આ પાંચમાંથી એક વા અધિક વિષયપર ચિત્ત એકાગ્ર થઈ તેનો સાક્ષાત્કાર કરે છે તો પછી વિવેકખ્યાતિપર્યન્તના સર્વ વિષયોપર એકાગ્રતા થતાં વિલંબ થતો નથી તેથી અભ્યાસના સામર્થ્યથી સ્મૃતિ તથા સમાધિરૂપ ઉપાયોના સહાયરૂપ આ પ્રવૃત્તિ છે

(૨) જે સાધકને આ પ્રમાણે સંયમ કરવાથી દિવ્ય ગંધ દિવ્ય રસ વગેરે વિષયો ભોગરૂપે પ્રાપ્ત થાય છે તે સાધકનું ચિત્ત પછી સંસારના દુઃખમિશ્રિત તથા અનેક આયાસે કરી પ્રાપ્ત થનાર ક્ષુદ્ર વિષયોને મેળવવાયોગ્ય ગણતું નથી અર્થાત્ તેનાથી વિરક્ત થાય છે આ રીતે આ પ્રવૃત્તિ વૈરાગ્યને ઉત્પન્ન કરનાર હોવાથી પણ સમાધિના સહાયરૂપ છે

(૩) એ પ્રવૃત્તિથી શ્રદ્ધા અતિશય ઉત્પન્ન થાય છે જ્યારે શાસ્ત્રનો એક ભાગ પણ અનુભવથી સાચો જણાય છે ત્યારે તે સાધકને શાસ્ત્રના અન્ય સર્વ ભાગોપર અતિશય શ્રદ્ધા થાય છે અગર જો શ્રીપતંજલિ ભગવાન્ શાસ્ત્રના કર્તા છે તેથી તથા શ્રી સદ્ગુરુના ઉપદેશથી અને યુક્તિયો શાસ્ત્રપર શ્રદ્ધા થાય છે તો પણ ખરી છે તો પણ જ્યાંસુધી સર્વ શાસ્ત્ર પરોક્ષજેવું હોય છે ત્યાંસુધી તે શ્રદ્ધાની અભિવૃદ્ધિ થતી નથી તથા તદ્દ્વારા પ્રાપ્ત થનાર ઉત્સાહ પણ સાધકમાં આવતો નથી પણ પોતાના ચક્ષુરાદિ ઇન્દ્રિયથી અથવા મનોવૃત્તિથી શાસ્ત્રના એક દેશનો અપરોક્ષાનુભવ થાય છે ત્યારે શાસ્ત્રના સર્વ ભાગઉપર અતિશય શ્રદ્ધા થાય છે તથા યોગાનુષ્ઠાનમાં અતિઉત્સાહપૂર્વક સાધકની ચિત્તવૃત્તિ તરંગ કરે છે તેથી શ્રદ્ધા અને ઉત્સાહને ઉત્પન્ન કરનાર હોવાથી આ વિષયવતી પ્રવૃત્તિ સ્થિતિપ્રયોજક છે

આપ્રમાણે આ ઉપાયનું પ્રતિપાદન કરયું હવે સ્થિતિ માટે અન્ય ઉપાય કહે છે

विशोका वा ज्योतिष्मती ॥ ३६ ॥

**સૂત્રાર્થ:**—અથવા તો શોકરહિત, અને બુદ્ધિસત્ત્વ તથા અસ્મિતારૂપ જ્યોતિર્મય પદાર્થો વિષય કરનાર હોવાથી જ્યોતિષ્મતી પ્રવૃત્તિ પણ સ્વસાધનથી ઉત્પન્ન થયાથી ચિત્તની સ્થિતિમાં હેતુરૂપ છે.

પૂર્વ સૂત્રમાંથી *પ્રવૃત્તિરુત્પન્ના મનસઃ સ્થિતિનિબંધિની* એ પદોની અનુવૃત્તિ આ સૂત્રમાં આવે છે. તેથી એ પદો લઇ આ સૂત્રનો અન્વય કરવાનો છે.

*વિશોકા*—એટલે જેમાંથી શોક જતો રહ્યો છે તેવી, અર્થાત્ દુઃખથી રહિત. આ સાભિપ્રાય વિશેષણ છે. એ પદથી એ સૂચન કરવું કે આ પ્રવૃત્તિ સૌથી શ્રેષ્ઠ ઉપાયરૂપ છે. કારણ પૂર્વના ઉપાયોથી દુઃખધ્વંસ થતો નથી અને આથી થાય છે.

વા–પદ પૂર્વવત્ વિકલ્પબોધક છે. તથાપિ આ વિકલ્પ તુલ્યતઃ નથી. કારણ કે આ ઉપાય શ્રેષ્ઠ છે.

*ज्योतिष्मती*—એટલે જ્યોતિષ્‌ને વિષયરૂપે ગ્રહણ કરનાર. આ પદમાંનો મતુપ્ પ્રત્યય પણ વિષયવતીમાંના મતુપ્‌ના સમાન અર્થને બોધન કરે છે.

આ સૂત્રથી જ્યોતિષ્મતી પ્રવૃત્તિને દુઃખનો ધ્વંસ કરનાર તથા તેથી ચિત્તની સ્થિતિના શ્રેષ્ઠ ઉપાયરૂપ કહી. ત્યાં એ પ્રવૃત્તિ યોગશાસ્ત્રમાં બે પ્રકારની કહી છે. (૧) હૃદયકમલરૂપ આલંબનવિષે બુદ્ધિસત્ત્વની ધારણા કરવાથી બુદ્ધિસત્ત્વનો સાક્ષાત્કાર થાય છે, તે પ્રથમ પ્રકારની. તેની યોગશાસ્ત્રસંમત પ્રક્રિયા આ છે. ઉદર તથા ઉરસના મધ્ય પ્રદેશમાં અર્થાત્ હૃદયદેશમાં એક પદ્માકાર આકૃતિ છે જે હૃત્પદ્મ કહેવાય છે. તે અયોગી સર્વ જીવોમાં આઠ પાંખડીવાળું હોવાથી અષ્ટદલ કહેવાતું અધોમુખ રહેલું હોય છે. એ હૃત્પદ્મના મધ્ય દેશમાં સૂર્યમણ્ડલ, અકાર તથા જાગ્રતસ્થાન છે. તેની ઉપર ચંદ્રમણ્ડલ ઉકાર તથા સ્વપ્નસ્થાન છે અને તેની ઉપર વહ્નિમણ્ડલ, મકાર તથા સુષુપ્તિસ્થાન છે. તેથી પણ ઉપર સર્વવ્યાપક પરબ્રહ્મ તથા તુરીયાવસ્થાનું સ્થાન છે જેને બ્રહ્મવાદી અર્ધમાત્રા કહે છે. તેની એક કર્ણિકાવિષે સર્વત્રવ્યાપક સહસ્રશાખાવાળી મનોવહનાડીનું મૂળ છે. એ અલાબુલતાના જેવી મનોવહા નાડીની એક ઊર્ધ્વમુખી શાખા નીકળેલી છે. જે ઠેઠ હિરણ્યગર્ભપર્યન્ત પહોંચેલી છે. એને સુષુમ્ના નાડી શાસ્ત્રમાં કહી છે. એ સુષુ-

આત્વડે બાહ્ય જે સૂર્યમણ્ડલવગેરે પદાર્થો છે તે સર્વ નથાયેલા છે જેમ એક સૂત્રમાં અસંખ્ય પુષ્પો પરોવાય છે તથા એક નાથાથી અનેક બળદો એક સરખી રીતે નાથવામાં આવે છે તેમ શ્રીસૂત્રાત્મા બ્રહ્મા ભગવાનથી એ સુષુમ્ના નાડીરૂપ સૂત્રવડે સર્વ જગત્ પરોવાયેલું વા નથાયેલું છે. હૃદયમાંની સર્વ નાડીઓમાં માત્ર આજ નાડી ઠેઠ બ્રહ્મરંધ્રપર્યન્ત પહોંચેલી છે. તથા ત્યાંથી નીકળી સૂત્રાત્મામાં મળે છે. શ્રીકઠોપનિષદ્‌મા કહ્યું છે કે, शतं चैका च हृदयस्य नाड्यः तासां मूर्धानमभिनिःसृतैका । હૃદયમાં થઈ જતી મુખ્ય ૧૦૧ નાડી છે. તેમા મૂર્ધામાં થઇ બહાર ગયેલી એવી તો માત્ર સુષુમ્ના નામની એક જ નાડી છે. આ સર્વ નાડીઓનુ ઉત્પત્તિસ્થાન હૃદય નથી, પણ કંદપ્રદેશ છે શ્રીગોરક્ષશતકમા કહ્યું છે કે ऊर्ध्वं मेढ्रादधो नाभेः कन्दयोनिः खगाण्डवत् । तत्र नाड्यः समुत्पन्नाः सहस्राणां द्विसप्ततिः ॥ ઉપસ્થથી ઉપર તથા નાભિપ્રદેશથી નીચે અંડાકૃતિ કંદનું સ્થાન છે. એ કંદમાંથી શરીરસ્થ સંપૂર્ણ ૭૨૦૦૦ નાડીઓ ઉત્પન્ન થઈ છે અર્થાત્ એ કંદ સુષુમ્નાનું પણ મૂળ છે એ સુષુમ્ના નાડી ષટ્ ચક્રોના મધ્યમા થઇને બ્રહ્મરંધ્રપર્યન્ત જાય છે તેથી એ સુષુમ્ના નાડી હૃત્પદ્મઆગળ પણ છે એ હૃત્પદ્મ જે અધોમુખ છે તથા સંકુચિત છે તેને રેચક પ્રાણાયામ કરી વિકાસ પમાડવામાં આવે છે તથા વિવિધ પ્રાણાયામથી એને ઊર્ધ્વમુખ કરવામાં આવે છે. એમ કરી એની અંદર સુષુમ્ના નાડીમા બુદ્ધિસત્ત્વને ધારણ કરી રાખવું. આમ કરવાથી કાળે કરી એ બુદ્ધિસત્ત્વનો સાક્ષાત્કાર થાય છે. એ સાક્ષાત્કાર પ્રથમ પ્રકારની જ્યોતિષ્મતી પ્રવૃત્તિ છે. એ પ્રવૃત્તિ ( સાક્ષાત્કાર ) જ્યોતિષ્મતી છે કારણ કે બુદ્ધિસત્ત્વ સત્ત્વરૂપ હોવાથી પ્રકાશમય છે એ પ્રકાશમય બુદ્ધિસત્ત્વમાં નિર્મલ એકાગ્રતા થવાથી બુદ્ધિસાક્ષાત્કાર પણ સૂર્યાદિ પ્રભાસદૃશરૂપે ઉત્પન્ન થાય છે, અર્થાત્ આ પ્રવૃત્તિનો વિષય જ્યોતિષ્માન્ હોવાથી એ પ્રવૃત્તિને પણ જ્યોતિષ્મતી કહે છે. એ પ્રવૃત્તિ થવાથી યોગી સિદ્ધસંકલ્પવાળો થાય છે તથા તેને અલ્પ કાળમાં વિવેકખ્યાતિનો ઉદય થવા યોગ આવે છે અને તેથી ક્લેશાદિનો નાશ થાય છે. આમ હોવાથી આ પ્રવૃત્તિ વિશોકા પણ છે. આપ્રમાણે બુદ્ધિસત્ત્વનો સાક્ષાત્કાર થાય છે. તેથી પુરુષનો પણ સહજમાં સાક્ષાત્કાર થઈ વિવેકખ્યાતિનો ઉદય થાય છે. તેથી આ પ્રવૃત્તિ શ્રેષ્ઠ સ્થિતિઉપાય છે.

( ૨ ) અસ્મિતાવિષે સંયમ કરવાથી થતો સાક્ષાત્કાર બીજા પ્રકારની જ્યોતિષ્મતી પ્રવૃત્તિ છે. અસ્મિતા શબ્દથી વાર્તિકકાર પુરુષનું ગ્રહણ કરે છે અને શ્રીવાચસ્પતિમિશ્રવગેરે અહંકારનું ગ્રહણ કરે છે. ત્યાં જો પુરુષ અર્થ લઈએ તો પુરુષ જ્યોતિરૂપ હોવાથી પુરુષસાક્ષાત્કારરૂપ પ્રવૃત્તિ જ્યોતિષ્મતી છે. અને तरति शोकमात्मवित्—આત્માનો અપરોક્ષાનુભવ કરનાર પુરુષ શોકોપલક્ષિત ક્લેશમાત્રથી દૂર થાય છે એ શ્રુતિપ્રમાણે એ પ્રવૃત્તિ વિશોકા છે. એ પ્રવૃત્તિનો વિષય જો અહંકાર લઈએ તો એ અહંકાર પણ સાત્ત્વિક હોવાથી અતિપ્રકાશવાળો છે. તેથી એ પ્રવૃત્તિ પણ પ્રથમ પ્રકારની પ્રવૃત્તિમાફક જ્યોતિષ્મતી તથા વિશોકા કહે છે.[1]

આ સૂત્રનું તાત્પર્ય એ કે હૃદયને ઊર્ધ્વમુખ કરી તેમાં બુદ્ધિસત્ત્વની વા અસ્મિતાની પ્રકાશસ્વરૂપે ધારણા કરવી. તેમ કરવાથી કેટલેક કાળે એ જ્યોતિનો સાક્ષાત્કાર થાય છે. એ સાક્ષાત્કાર ચિત્તસ્થિતિનો હેતુ છે. આ જ પ્રમાણે હૃદયમાં સૂર્ય, ચંદ્રાદિ પદાર્થોના સ્થિર પ્રકાશની ધારણા શ્રીસદ્‌ગુરુની આજ્ઞાનુસાર કરવાથી થતો સાક્ષાત્કાર પણ ચિત્તસ્થિતિમાં હેતુ છે.

આપ્રમાણે આ સૂત્રથી જ્યોતિષ્મતી પ્રવૃત્તિને સ્થિતિના એક ઉપાયરૂપ કહી હવે અન્ય ઉપાય કહે છે—

वीतरागविषयं वा चित्तम् ॥ ३७ ॥

સૂત્રાર્થ:—અથવા તો જે ચિત્તમાંથી રાગદ્વેષાદિ જતા રહ્યા છે તેને આલંબન કરનાર યોગીનું ચિત્ત પણ સ્થિતિને પામે છે.

ભા૦—જેના રાગ, દ્વેષ વગેરે વિકારો જતા રહ્યા છે તેને. એવા વીતરાગ પરમ વ્યાસ, શુક વગેરે પુરુષો જેમનાં ચિત્ત રાગ, દ્વેષાદિ રહિત થયાં છે તેમનું ગ્રહણ થાય છે.

આ સૂત્રથી એ કહ્યું કે વીતરાગ પુરુષોને ધ્યેયરૂપે લેનારી યોગીનું ચિત્ત, ધ્યાતા તદ્રૂપ થાય છે, એ નિયમાનુસાર રાગ, દ્વેષાદિથી રહિત થઈ શાન્ત થઈને અવશ્ય સ્થિતિને પામે છે.

આપ્રમાણે આ ઉપાયનું પ્રતિપાદન કરી હવે અન્ય ઉપાય કહે છે.

---

૧. જ્યારે પુરુષરૂપ અર્થ લઈએ ત્યારે પછી આ પ્રવૃત્તિ પુરુષસાક્ષાત્કાર અર્થ જાય છે તેથી એ જ્યોતિષ્મતી વિશોકાવિષે થઈ, તો પછી એને સ્થિતિના ઉપાયરૂપ શા માટે કહી એ વિચારવાનું છે.

स्वप्ननिद्राज्ञानालंबनं वा ॥ ३८ ॥

**સૂત્રાર્થ:**—અથવા તો સ્વપ્નજ્ઞાનને તથા નિદ્રાજ્ઞાનને આલંબન કરનાર યોગીનું ચિત્ત પણ સ્થિતિપદને પામે છે.

સ્વપ્ન૦—એટલે સ્વપ્નજ્ઞાન તથા નિદ્રાજ્ઞાન જેનું આલંબન છે એવું ચિત્ત.

વા—પદથી પૂર્વે સાધનોથી આનો વિકલ્પ કર્યો છે.

આ સૂત્રથી એ કહ્યું કે જે યોગીનું ચિત્ત સ્વપ્નજ્ઞાન તથા નિદ્રાજ્ઞાનને સર્વત્ર વિષય કરે છે તે કારણે કરીને સ્થિતિને પામે છે. ત્યાં સ્વપ્નજ્ઞાન એટલે મિથ્યાબુદ્ધિ+. બાહ્ય વિષયોનો અભાવ છતાં જીવ સ્વકલ્પિત અને વ્યવહારસત્તાશૂન્ય પદાર્થોને જુએ છે તે સ્વપ્નાવસ્થા કહેવાય છે. * જાગ્રત્ પ્રપંચ પણ સત્તાશૂન્ય છે અર્થાત્ મિથ્યા છે એ પ્રકારના જગતવિષેના સ્વપ્નરૂપ જ્ઞાનને આલંબન કરનાર ચિત્ત પણ નિરોધાદિરૂપ સ્થિતિને પામે છે. યોગવાર્તિકમાં કહ્યું છે કે दीर्घस्वप्नमिमं विद्धि दीर्घं वा चित्तविभ्रमम् આ જગત્‌ને દીર્ઘ સ્વપ્નરૂપ અથવા તો દીર્ઘ ચિત્તવિભ્રમરૂપ જાણ. આ પ્રકારની બુદ્ધિ સર્વત્ર કરવાથી ચિત્ત સ્થિતિને પામે છે. અથવા તો યોગીએ સર્વત્ર નિદ્રાજ્ઞાનને આલંબન કરવું. ત્યાં નિદ્રાનું લક્ષણ તો આગળ કહી ગયા છીએ. એ નિદ્રામાં સમગ્ર જાગ્રત્ સ્વપ્ન પ્રપંચનો અભાવ પ્રતીત થાય છે. તેથી નિદ્રાજ્ઞાનનો અર્થ શૂન્યબુદ્ધિ છે. તેથી એ થયું કે જગત્‌વિષે શૂન્યબુદ્ધિ કરવાથી પણ ચિત્ત સ્થિતિને પામે છે. આ ભાવના પણ ઉત્તમ છે. નાસ્તિકવાદી બુદ્ધે પણ પોતાના શિષ્યોને शून्यं शून्यमिति भावयेत् શૂન્ય છે શૂન્ય છે એ

---

+ વાચસ્પતિમિશ્ર સ્વપ્નજ્ઞાનનો જગત્‌વિષે સ્વપ્નબુદ્ધિ અર્થ નહિ લેતાં જ્ઞાનનો અર્થ જ્ઞેય લે છે અથવા તો स्वप्ने ज्ञानं यस्य तत् એવો વિગ્રહ કરી આપ્રમાણે કહે છે કે કોઈ વખતે સ્વપ્નમાં જ્યારે વિવિક્ત વનની સમીપ રહેલી, ચંદ્રકિરણથી પણ કોમળ પદ્મતંતુસદૃશ અંગપ્રત્યંગવાળી, ચંદ્રકાન્ત મણિના સમાન તથા અત્યંત સુગંધવાળી, માલતી વગેરે પુષ્પોની વનમાળાથી અતિ મનોહર શ્રીમહેશ્વર ભગવાનની પ્રતિમાને આરાધન કરતો કરતો પુરુષ જાગ્રત્ થાય છે ત્યારે જાગ્રત્‌માં પણ તેજ પ્રતિમાને ધ્યેય ગણી સેવે તો તેથી તેનું ચિત્ત સ્થિતિને પામે છે.

*સ્વપ્નાવસ્થામાં મિથ્યા પદાર્થો થાય છે કે જાગ્રત્‌ની માફક

પ્રકારની ભાવના કરવી—એ વચનથી સર્વત્ર જગતમાં શૂન્યબુદ્ધિ કરવાની કહી છે. યોગવાર્તિકમાં પણ चराचरं लयइव प्रसुप्तमिह पश्यताम् એ ચરણથી એ જ અર્થ કહેલા છે કે, સંપૂર્ણ પ્રપંચને પ્રલયની માફક અભાવને પામેલો જ આ ક્ષણે પણ તું જો. તેથી આ બુદ્ધિ પણ ચિત્તની સ્થિતિમાં હેતુરૂપ છે.

આપ્રમાણે કેટલાક સ્થિતિના ઉપાયો કહ્યા. તોપણ માણસોની પ્રકૃતિ ભિન્ન ભિન્ન હોવાથી કોઇને કોઈ પદાર્થ રુચે તો અન્યને અન્ય જ રુચે તેથી, તથા કોઈ પણ વિષયમાં ચિત્ત સ્થિતિને પામે છે તો પછી વિવેકખ્યાતિપર્યન્તના વિષયોમાં પણ સહેલથી સ્થિતિને પામી શકે છે તેથી હવે રુચિઅનુસાર અધિકારપ્રમાણે ધ્યેય લેવારૂપ સ્થિતિનો ઉપાય બતાવી એ પ્રકરણનો ઉપસંહાર કરે છે.

## यथाऽभिमतध्यानाद्वा ॥ ३९ ॥

**સૂત્રાર્થ:**—અથવા તો રુચિઅનુસાર ધ્યેયનું ધ્યાન કરવાથી પણ ચિત્ત સ્થિતિને પામે છે.

આ સૂત્રથી અભિમત પદાર્થને ધ્યેયરૂપ લેવા કહ્યું. ત્યાં પદાર્થો બે પ્રકારના હોય છે (૧) આભ્યન્તર અને (૨) બાહ્ય. તેમાં આભ્યંતર પદાર્થોમાં જે પ્રાયશ: ધ્યેયરૂપ લેવાય છે, તે હૃતુપદ્મ વગેરે તથા ષટ્ ચક્રો છે. ઉપસ્થ તથા પાયુના મધ્ય પ્રદેશમાં ચતુર્દલ આધાર નામનું ચક્ર છે. ઉપસ્થની ઉપર ગુહ્ય પ્રદેશમાં ષડ્દલયુક્ત સ્વાધિષ્ઠાન નામનું ચક્ર છે; નાભિના પ્રદેશમાં દશદલયુક્ત મણિપુર નામનું ચક્ર છે, હૃદયદેશઆગળ દ્વાદશદલયુક્ત અનાહત નામનું ચક્ર છે. કણ્ઠદેશઆગળ ષોડશદલયુક્ત વિશુદ્ધ નામનું ચક્ર છે તથા ત્રિકુટિસ્થાન આગળ બે દલયુક્ત આજ્ઞા નામનું ચક્ર છે: આ છ ચક્રોને યોગશાસ્ત્રમાં ષટ્ચક્ર નામ આપ્યું છે. શ્રીગરુડપુરાણમાં आधारं तु चतुर्दलमरुणाभं वासान्तवर्णाश्रयम् । स्वाधिष्ठानमपि प्रभाकरसमं बालान्तषट्पत्रकम् ॥ ઇત્યાદિ શ્લોકથી આ ષટ્ ચક્રના ધ્યાનનો પ્રકાર આપ્રમાણે બતાવ્યો છે કે પ્રથમ ચક્રની ચાર પાંખડીઓ व, श, ष અને स એ ચાર અક્ષરથી અંકિત છે તેમાં ગોગ-સોશનું ધ્યાન કરવું. બીજું ચક્ર જે ब થી માંડી ल સુધીના છ

---

સત્ય ઉત્પન્ન થાય છે એ અર્થ આ સ્થળે ઉપયોગી નહિ હોવાથી પ્રકૃત અર્થને ઉપયોગી લોકસિદ્ધઅર્થ સ્વમાવસ્થાનો લીધો છે.

અક્ષરોથી અંકિત થયેલા છ દલવાળું છે તેમાં શ્રીબ્રહ્મા ભગવાનનું ધ્યાન કરવું. ત્રીજું જેનાં દલો ड થી फ સુધીના અક્ષરોથી અંકિત છે તેમા શ્રીવિષ્ણુભગવાનનું ધ્યાન કરવું. ચોથું જેનાં દલો क થી તે ठ સુધીના અક્ષરથી અંકિત છે તેમા શ્રીમહાદેવનું ધ્યાન કરવું. પાંચમું કે જેનાં દલો अ થી તે अः સુધીના ષોડશ અક્ષરથી અંકિત છે તેમાં જીવાત્માનું ધ્યાન કરવું અને છઠું કે જેનાં દલો ह અને क्ष એ બે અક્ષરથી અંકિત છે તેમાં શ્રીમદ્ગુરુનું ધ્યાન કરવું. આવગેરે અન્ય અનેક પ્રકારે પણ આ ષટ્ચક્રનું ધ્યાન કરવામા આવે છે. એ ધ્યાન પણ શ્રીસદ્ગુરુની આજ્ઞાનુસાર ગ્રહણ કરી યોગ્ય રીતે કરવામાં આવે તો ચિત્તની સ્થિતિ કરનાર થાય છે

બાહ્ય પદાર્થોમાં બ્રહ્મા, વિષ્ણુ, રુદ્રવગેરેની પ્રતિમાઓ વગેરેનું ગ્રહણ થાય છે તેમ જ બહિર્ દેશમાં ધરાતા ચંદ્ર, સૂર્ય, વિદ્યુત્ વગેરે પદાર્થો પણ આ સ્થળે ગ્રહણ કરાય છે. ટુંકામા કહીએ તો यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा । ઇત્યાદિ ગીતાવાક્યથી બોધન કર્યાપ્રમાણે વિભૂતિવાળો પ્રત્યેક પદાર્થ ધ્યેયરૂપે લઇ શકાય છે. તેમા પણ એ સર્વ પદાર્થોની જડરૂપે ઉપાસના કરવી અધિક યોગ્ય નથી. પણ જ્યા જ્યા અભિમાની હોય ત્યા ત્યા તો તે તે અભિમાનીની તે પદાર્થમા દૃષ્ટિ કરવી અને જ્યા કોઈ અભિમાની નહિ હોય ત્યાં સમષ્ટિના અભિમાની ઈશ્વરની દૃષ્ટિ કરવી, અર્થાત્ ઈશ્વરબુદ્ધિથી ધ્યાન કરવું શ્રીબાદરાયણ સૂત્રમા પણ નિકૃષ્ટ પદાર્થમાં ઉત્કૃષ્ટ પદાર્થની દૃષ્ટિ કરવાનો ન્યાય ब्रह्मदृष्टिरुत्कर्षात् એ સૂત્રથી સિદ્ધાન્તિત કર્યો છે.

આ રીતે આ સૂત્રથી રુચિઅનુસાર ધ્યેય લેવા કહ્યું પણ તેમા પુરુષે એ ખાસ લક્ષમાં રાખવું જરૂરનું છે કે તેણે અપ્રતિમાને ધ્યેયરૂપે આલંબન કરતાપૂર્વે સાવધ રહેવું. કારણ કે અપ્રતિમાને ધ્યેય લેવાથી પ્રસંગે આપણા મહાકવિઓની આખ્યાયિકામા સમજાવવામાં આવે છે તેમ ચિત્તસ્થિતિ દૂર રહી જતાં અધોગતિ પામવાનો વખત આવી પડે છે.

આપ્રમાણે ચિત્તની સ્થિતિમા સહાયરૂપ ઉપાયો કહ્યા. એ ઉપાયોનું અનુષ્ઠાન સાધકે દીર્ઘકાળપર્યન્ત કરવું, તથા જ્યારે એ ઉપાયોની નિષ્પત્તિ એટલે સિદ્ધિ થાય ત્યારે એ ઉપાયથી વિરમવું. ત્યા એ ઉપાયની સિદ્ધિ થઈ ક્યારે જાણવી એ જાણવું આવશ્યક

છે. તે પ્રતિપાદન કરવા સૂત્રકાર હવે કહે છે કે:

**परमाणुपरममहत्त्वान्तोऽस्य वशीकारः ॥ ४० ॥**

**સૂત્રાર્થ**—પરમાણુથી તે પરમ મહત્ત્વવાળા પદાર્થપર્યંત સર્વ એ સાધકને વશ વર્તે છે અર્થાત્ એ સર્વમાં એ સાધકનું ચિત્ત સ્થિતિ પામે છે.

परमा०—આ સ્થળે परमं महत्त्वं येषां ते परममहत्त्वाः એમ બહુવ્રીહિ સમાસથી પરમાણુથી તે પરમમહત્ત્વવાળા પુરુષ વગેરે વિભુ પદાર્થોસુધી એ અર્થ થાય છે.

આ સૂત્રથી એ કહ્યું કે જ્યારે ઉપર બતાવેલાં પરિકર્મથી યોગીનું ચિત્ત યથાર્થ સ્થિતિને પામે છે ત્યારે તે યોગી સૂક્ષ્મ પદાર્થમાં પરમાણુસુધી એટલે અતિ સૂક્ષ્મ પદાર્થસુધી અને મહાન પદાર્થમાં પરમ મહત્ત્વવાળા પદાર્થસુધી અર્થાત્ પરમાણુથી માંડી વિભુ પદાર્થસુધીના પદાર્થોમાંથી ગમે તે પદાર્થમાં ચિત્ત ધારણ કરવા માગે છે તો તે પ્રત્યેકમાં ચિત્તને યથાર્થ સ્થિતિને પમાડી શકે છે. તાત્પર્ય કે જ્યારે અતિ સૂક્ષ્મથી તે અતિપ્રમાણયુક્ત પદાર્થપર્યંતના પ્રત્યેક પદાર્થમાં ચિત્ત સ્થિતિને પામી શકે એવું સામર્થ્ય યોગીમાં આવે છે ત્યારે જે તે યોગીએ પરિકર્મથી પોતાનું ચિત્ત ધ્યેય વિષયમાં યથાર્થ સ્થિતિને પામેલું સમજવું. આ પ્રકારનો જે વશીકાર અભ્યાસવાળા સાધકને થાય છે તેને વશીકારસંજ્ઞા વૈરાગ્યની અપેક્ષાથી પરવશીકાર કહે છે. વશીકારસંજ્ઞારૂપ વૈરાગ્ય અપર વશીકાર છે. કેમકે તે વશીકાર સિદ્ધ થયા પછી પણ સાધકને અભ્યાસકૃત વશીકારની આવશ્યકતા રહે છે એટલે અભ્યાસકૃત વશીકારની પ્રાપ્તિમાટે પરિકર્મરૂપ સાધનોનું અનુષ્ઠાન કરવાનું રહે છે; અને આ અભ્યાસકૃત વશીકારની પ્રાપ્તિ થઇ એટલે કોઇ પણ પરિકર્મનું અનુષ્ઠાન કરવું અવશિષ્ટ રહેતું નથી. કારણ કે પરિકર્મથી જે બાહ્યમાં બાહ્ય ફલ મેળવવાનું છે તે તો એણે મેળવ્યું છે. આ કારણથી આ વશીકારને પરવશીકાર કહે છે તે યોગ્ય છે. આ વશીકારની પ્રાપ્તિ થવાથી યોગી સંપૂર્ણ પરિકર્મને છોડી દે છે.

---

આપણમાંહી અભ્યાસ, વૈરાગ્યવગેરે તથા વિવિધ પરિકર્મરૂપ

યોગના ઉપાયો કહ્યા, તથા સામાન્યરીતે બન્ને પ્રકારના યોગનુ સ્વરૂપવગેરે પણ બતાવ્યુ હવે માત્ર એ યોગનુ ફલ કહેવું અવશિષ્ટ છે તે બતાવવા આ પાદના અવશિષ્ટ સૂત્રોનો આરંભ છે તેમા સંપ્રજ્ઞાત યોગ પ્રથમ થતો હોવાથી ધ્યાન તથા સમાધિથી વ્યાપ્ત સંપ્રજ્ઞાત યોગનુ ફલ પ્રથમ કેટલાક સૂત્રોથી કહ્યુ છે. એ ફલ તે ધ્યેયપદાર્થના અશેષ વિશેષનો સાક્ષાત્કાર છે એ ફલ ધ્યાનાદિમા થતુ નથી કેમકે એ અવસ્થામા ચિત્ત ધ્યેયરૂપ આલંબનનું સમગ્રરૂપે ગ્રહણ કરતુ હોતુ નથી તેમા પણ પ્રથમ સામાન્યરૂપે પ્રતિપાદન કરી પછી વિશેષરૂપે પ્રતિપાદન કરવુ યોગ્ય હોવાથી એ ધ્યેયગત અશેષ વિશેષના સાક્ષાત્કારરૂપ ફલનુ પ્રથમ સામાન્યરૂપે પ્રતિપાદન કરે છે

**क्षीणवृत्तेरभिजातस्येव मणेर्ग्रहीतृग्रहणग्राह्येषु**
**तत्स्थतदञ्जनता समापत्तिः ॥४१॥**

**સૂત્રાર્થ:**—જેમ શુદ્ધ થયેલો સ્ફટિક મણિ ( તત્ તત્ ઉપાધિના સાંનિધ્યથી ) તત્ તત્ ઉપાધિના રૂપને પામે છે તેમ ધ્યેયાતિરિક્ત સકલ વૃત્તિ જેની નિરુદ્ધ થઇ ગઇ છે એવુ શુદ્ધ ચિત્ત આત્મા, ઇન્દ્રિય તથા વિષયોરૂપ સકલ આલંબનવિષે પૂર્ણ એકાગ્ર થવાથી યોગશાસ્ત્રમાં સમાપત્તિ શબ્દથી ઓળખાતી તે તે આલંબનના આકારને પામવારૂપ તદઞ્જનતાને પામે છે

**क्षीणवृत्ते**—ક્ષીણા વૃત્તય યસ્ય તસ્ય-જે ચિત્તની ધ્યેયાતિરિક્ત સકલ વૃત્તિઓ પ્રક્ષીણ-નિરુદ્ધ થઇ ગઇ છે તે ચિત્તની ધ્યેય વસ્તુને સમગ્રરૂપે ગ્રહણ કરવામા અન્ય પ્રમાણાદિવૃત્તિસહિત રાજસ તામસ વૃત્તિમાત્ર વિરોધી હોવાથી એ વૃત્તિઓ ધ્યેયસાક્ષાત્પ્રતિ મણિગત મલસ્થાનીય છે, એટલે કે જેમ મળયુક્ત મણિ હોય તો તે જપાકુસુમવગેરેના રૂપને ગ્રહણ કરી શકતો નથી તેમ ચિત્તની ધ્યેયાતિરિક્ત વૃત્તિઓરૂપ મલ જાગ્રત્ હોય તો તે ચિત્ત પણ ધ્યેયનુ સર્વાશે ગ્રહણ કરી શકતું નથી

**अभिजातस्य इव**—એટલે સ્વચ્છ, જેમાથી મલ દૂર કરેલો છે એવુ આ પદનો અન્વય દૃષ્ટાન્ત બતાવનાર મણ પદસાથે છે આ પદના પ્રતિબિંબરૂપ દાર્ષ્ટાન્તિકગત વિશેષણનુ પ્રતિપાદન કરનાર શબ્દ क्षीणवृत्ते છે

**ग्रहीतृ०**—એટલે ગ્રહીતૃ, ગ્રહણ અને ગ્રાહ્યવિષે ગ્રહીતૃ એ

ટલે દ્રષ્ટા પુરુષ. ગ્રહણ એટલે गृह्यन्ते एभिरर्थाः—જેનાવડે અર્થનું ગ્રહણ થાય છે તે. અને ગ્રાહ્ય એટલે શબ્દાદિ ગ્રહણ થતા સ્થૂલ સૂક્ષ્મ પદાર્થો; એ ત્રણ વિષે. પૂર્વે પ્રતિપાદન કર્યાપ્રમાણે સમાધિની ભૂમિકામાં પ્રથમ ગ્રાહ્ય, પછી ગ્રહણ અને અંતે ગૃહીતૃ એ ક્રમથી આલંબન લેવાય છે તેથી એ સમાધિના ફલરૂપ જે સમાપત્તિ થાય તે એ જ ક્રમપ્રમાણે થવાની. તેથી ભૂમિકા ક્રમપ્રમાણે ग्राह्यग्रहणगृहीतृषु એ પ્રમાણે સૂત્રપાઠ હોવો જોઇએ. છતાં આ સ્થળે ભૂમિકાક્રમ વિવક્ષિત નથી તેથી પ્રથમ ગૃહીતૃનું તથા અંતે ગ્રાહ્યનું ગ્રહણ કર્યું છે.

तत्स्थतदञ्जनता—तत्स्थस्य तत्स्थितस्य तदञ्जनता[1]—તેમાં (ગ્રાહ્યાદિમાં) પરિપૂર્ણ થયેલા ચિત્તની જે તદંજનતા એટલે તદાકારતાપત્તિ તે. આગળ કહી ગયા છીએ કે ચિત્તની અર્થાકારતા એ જ (ચિત્ત જ્યારે અર્થાકાર પરિણામને પામે છે ત્યારે જ) અર્થનું ગ્રહણ છે તેથી અર્થાકારતાની પ્રાપ્તિરૂપ તદંજનતાનો પણ અર્થ સાક્ષાત્કાર જ પર્યવસિત થાય છે. तत्स्थ પદ ષષ્ઠ્યન્ત હોવાથી 'તે તે અર્થમાં પૂર્ણ એકાગ્રતાને પામેલા ચિત્તની' એ અર્થનું બોધન કરે છે. એ પદ સાભિપ્રાય છે એટલે આ અર્થ પર્યવસિત થાય છે કે ધ્યેય અર્થમાં સમાહિત ચિત્તને તે સમાધિથી અર્થાકારતા થાય છે અર્થાત્ તદંજનતાપ્રતિ સમાધિ હેતુરૂપ છે. આપ્રમાણે तत्स्थ० પદ ગૌણભાવને પામેલું હોવાથી આ સૂત્રથી પ્રધાનપણે ત્રણ પ્રકારની સમાપત્તિનું (તદંજનતાનું) પ્રતિપાદન થાય છે અને ગૌણપણે ફલભેદથી અથવા વિષય અને પ્રકારના ભેદથી સ્વતઃ એક પ્રકારના સંપ્રજ્ઞાત યોગના પણ ત્રણ વિભાગનું પ્રતિપાદન કરાય છે.

समापत्तिः—सम्यक् ( साकल्येनाकारस्य ) आपत्तिः प्राप्तिः—રૂડે પ્રકારે અર્થાત્ પૂર્ણ રીતે આલંબનના આકારને પામવું તે. આ શબ્દ યોગશાસ્ત્રનો પારિભાષિક શબ્દ ગણવાયોગ્ય છે, છતાં વપરાયેલો છે તો એના યોગજન્ય અર્થમાં જ સમાપત્તિ શબ્દથી તદાકાર પરિણામને પામેલી વૃત્તિનું બોધન થાય છે. અને તદાકાર પરિણામને પામેલી વૃત્તિ પ્રત્યક્ષવૃત્તિ હોય છે એ [illegible] છીએ, તેથી સમાપત્તિ પદથી સાક્ષાત્કારરૂપ પ્રસાર [illegible] છે.

---

૧ કોઇ કોઇ સ્થળે [illegible]
તેમાં સ્થિતિ પામનારુ [illegible]
—તેમાં એકાગ્રતા. तदञ्जन [illegible]

આ સૂત્રનો અન્વય આપ્રમાણે છેઃ—अभिजातस्य मणेरिव क्षीणवृत्तेः (चित्तस्य) गृहीतृग्रहणग्राह्येषु तत्स्थ (तत्स्थिततया) तदञ्जनता (जायते या) समापत्तिः । તેથી એનો અર્થ એ થયો કે જેમ મળ દૂર થવાથી શુદ્ધ થયેલો સ્ફટિક મણિ જપાકુસુમ વગેરે ઉપાધિના સાનિધ્યથી તે તે આકારને પામેલો દેખાય છે, એટલે કે જેમ શુદ્ધ થયેલો મણિ જપાકુસુમના સાનિધ્યથી તેના રૂપથી ઉપરાગ પામી તે ઉપાધિના લોહિતાદિ આકારવાળો દેખાય છે તેમ ધ્યેયાતિરિક્ત વૃત્તિરૂપ મળ જેના દૂર થઈ ગયા છે એવું શુદ્ધ ચિત્ત પણ ગ્રાહ્યવગેરે વસ્તુમાં એકાગ્ર થવાથી ગ્રાહ્યવગેરે વસ્તુના આકારવાળું થઈ રહેલું ભાસે છે. ચિત્તની આ પ્રકારની દશાને અંજનતા વા સમાપત્તિ કહે છે. ચિત્ત જાતે સર્વ વસ્તુનું ગ્રહણ કરવા સમર્થ છે. છતાં વિષયવ્યાસંગરૂપ દોષથી એનું એ સામર્થ્ય પ્રતિબદ્ધ થઈ ગયું છે. તેથી જ્યારે એ દોષને દૂર કરવામાં આવે છે ત્યારે ચિત્ત સ્ફટિકમણિના જેવું શુદ્ધ થાયછે આમ થવાથી જેમ કુસુમવગેરે ઉપાધિવશાત્ સ્ફટિક મણિ તે તે ઉપાધિના પ્રતિબિંબવાળો થઇ તે તે રૂપવાળો થયેલો ભાસેછે તેમ ગ્રાહ્યવસ્તુરૂપ આલંબનના પ્રતિબિંબવાળુ અને તેથી ગ્રાહ્યગત વિશેષાકારવાળું ચિત્ત ગ્રાહ્યાકારરૂપે જ સાક્ષીને ભાસે છે, અર્થાત્ ગ્રાહ્યગત સમગ્ર વિશેષનું સાક્ષીને ભાન કરાવેછે. ગ્રાહ્ય વિષયોમાં સ્થૂલ ભૂતરૂપ પૃથિવ્યાદિ તત્ત્વો, ભૂતસૂક્ષ્મરૂપ શબ્દાદિ તન્માત્રાથી તે પ્રકૃતિપર્યન્તના તત્ત્વો તથા વિશ્વભેદરૂપ ઘટ, પટાદિ સ્થાવર જંગમ પદાર્થોનું ગ્રહણ થાય છે. એ મધ્યમાંથી જે ધ્યેય હોય તેમાં એકાગ્ર થવાથી ચિત્ત તદાકારને પામે છે એ સમાપત્તિરૂપ સાક્ષાત્કારને ગ્રાહ્યાંજનતા વા ગ્રાહ્યસમાપત્તિ કહે છે. એ જ પ્રમાણે ગ્રહણરૂપ ઇન્દ્રિયોની અથવા અંતઃકરણની ભાવનાથી તેમાં એકાગ્રતાને પામેલું ચિત્ત એ ધ્યેયના અશેષ વિશેષવાળું થયેલું સાક્ષીને ભાસે છે. આ ગ્રહણગત અશેષ વિશેષનો સાક્ષાત્કાર તે ગ્રહણસમાપત્તિ વા ગ્રહણાંજનતા કહેવાય છે. તે જ પ્રમાણે દ્રષ્ટાપુરુષનો સાક્ષાત્કાર ગૃહીતૃસમાપત્તિ વા ગૃહીત્રંજનતા કહેવાય છે

આપ્રમાણે આ સૂત્રથી યોગશાસ્ત્રનો મુખ્ય સિદ્ધાન્ત બતાવ્યો કે ચિત્ત જે જે વિષયમાં પૂર્ણ એકાગ્રતાને પામે છે તે તેરૂપ થઈ રહેલું ભાસે છે. પ્રસંગવશાત્ वृत्तिसारूप्यमितरत्र એ સૂત્રમાં તથા પ્રમાલક્ષણનું નિરૂપણ કરવાના પ્રસંગે પણ આ સિદ્ધાન્તનું વિવ-

ટલે દ્રષ્ટા પુરુષ ગ્રહણ એટલે गृह्यन्ते एभिरर्थाः—જેનાવડે અર્થનું ગ્રહણ થાય છે તે. અને ગ્રાહ્ય એટલે શબ્દાદિ ગ્રહણ થતા સ્થૂલ સૂક્ષ્મ પદાર્થો; એ ત્રણ વિષે. પૂર્વે પ્રતિપાદન કર્યાપ્રમાણે સમાધિની ભૂમિકામાં પ્રથમ ગ્રાહ્ય, પછી ગ્રહણ અને અંતે ગૃહીતૃ એ ક્રમથી આલંબન સેવાય છે તેથી એ સમાધિના ફલરૂપ જે સમાપત્તિ થાય તે એ જ ક્રમપ્રમાણે થવાની. તેથી ભૂમિકા ક્રમપ્રમાણે ग्राह्यग्रहणगृहीतृषु એ પ્રમાણે સૂત્રપાઠ હોવો જોઇએ. છતાં આ સ્થળે ભૂમિકાક્રમ વિવક્ષિત નથી તેથી પ્રથમ ગૃહીતૃનું તથા અંતે ગ્રાહ્યનું ગ્રહણ કર્યું છે.

तत्स्थतदञ्जनता—तत्स्थस्य तत्स्थितस्य तदञ्जनता[1]—તેમાં (ગ્રાહ્યાદિમાં) પરિપૂર્ણ થયેલા ચિત્તની જે તદંજનતા એટલે તદાકારતાપત્તિ તે. આગળ કહી ગયા છીએ કે ચિત્તની અર્થાકારતા એ જ (ચિત્ત જ્યારે અર્થાકાર પરિણામને પામે છે ત્યારે જ) અર્થનું ગ્રહણ છે તેથી અર્થાકારતાની પ્રાપ્તિરૂપ તદંજનતાનો પણ અર્થ સાક્ષાત્કાર જ પર્યવસિત થાય છે. तत्स्थ પદ ષષ્ઠ્યન્ત હોવાથી 'તે તે અર્થમાં પૂર્ણ એકાગ્રતાને પામેલા ચિત્તની' એ અર્થનું બોધન કરે છે. એ પદ સાભિપ્રાય છે એટલે આ અર્થ પર્યવસિત થાય છે કે ધ્યેય અર્થમાં સમાહિત ચિત્તને તે સમાધિથી અર્થાકારતા થાય છે અર્થાત્ તદંજનતાપ્રતિ સમાધિ હેતુરૂપ છે. આપ્રમાણે तत्स्थ૦ પદ ગૌણભાવને પામેલું હોવાથી આ સૂત્રથી પ્રધાનપણે ત્રણ પ્રકારની સમાપત્તિનું (તદંજનતાનું) પ્રતિપાદન થાય છે અને ગૌણપણે ફલભેદથી અથવા વિષય અને પ્રકારના ભેદથી સ્વતઃ એક પ્રકારના સંપ્રજ્ઞાત યોગના પણ ત્રણ વિભાગનું પ્રતિપાદન કરાય છે.

समापत्तिः—सम्यक् ( ग्राह्याद्याकारतायाः ) आपत्तिः प्राप्तिः—રૂડે પ્રકારે અર્થાત્ પૂર્ણ રીતે આલંબનના આકારને પામવું તે. આ શબ્દ યોગશાસ્ત્રનો પારિભાષિક શબ્દ ગણવાયોગ્ય છે, છતાં વપરાયેલો છે તો એના યોગજન્ય અર્થમાં જ સમાપત્તિ શબ્દથી તદાકાર પરિણામને પામેલી વૃત્તિનું બોધન થાય છે. અને તદાકાર પરિણામને પામેલી વૃત્તિ પ્રત્યક્ષવૃત્તિ હોય છે એ આગળ કહી ગયા છીએ, તેથી સમાપત્તિ પદથી સાક્ષાત્કારરૂપ પ્રત્યક્ષવૃત્તિનો બોધ થાય છે.

---

[1] કોઇ કોઇ સ્થલે तत्स्थनो અર્થ तत्परता આપ્યો છે તથા તેમાં સ્થિતિ પામવારૂપ જે તદંજનતા એવો અર્થ કરેલો છે. तत्स्थता=તેમાં એકાગ્રતા. तदञ्जनता=તન્મયતા.

આ સૂત્રનો અન્વય આપ્રમાણે છે.—अभिजातस्य मणेरिव क्षीणवृत्ते (चित्तस्य) ग्रहीतृग्रहणग्राह्येषु तत्स्थ (तत्स्थितया) तदञ्जनता (जायते सा) समापत्ति । તેથી એનો અર્થ એ થયો કે જેમ મળ દૂર થવાથી શુદ્ધ થયેલો સ્ફટિક મણિ જપાકુસુમ વગેરે ઉપાધિના સાનિધ્યથી તે તે આકારને પામેલો દેખાય છે, એટલે કે જેમ શુદ્ધ થયેલો મણિ જપાકુસુમના સાનિધ્યથી તેના રૂપથી ઉપરાગ પામી તે ઉપાધિના લોહિતાદિ આકારવાળો દેખાય છે તેમ ધ્યેયાતિરિક્ત વૃત્તિરૂપ મળ જેના દૂર થઈ ગયા છે એવું શુદ્ધ ચિત્ત પણ ગ્રાહ્યવગેરે વસ્તુમા એકાગ્ર થવાથી ગ્રાહ્યવગેરે વસ્તુના આકારવાળુ થઈ રહેલું ભાસે છે. ચિત્તની આ પ્રકારની દશાને અંજનતા વા સમાપત્તિ કહે છે. ચિત્ત જાતે સર્વ વસ્તુનુ ગ્રહણ કરવા સમર્થ છે. છતા વિષયવ્યાસંગરૂપ દોષથી એનું એ સામર્થ્ય પ્રતિબદ્ધ થઈ ગયું છે. તેથી જ્યારે એ દોષને દૂર કરવામાં આવે છે ત્યારે ચિત્ત સ્ફટિકમણિના જેવુ શુદ્ધ થાયછે આમ થવાથી જેમ કુસુમવગેરે ઉપાધિવશાત્ સ્ફટિક મણિ તે તે ઉપાધિના પ્રતિબિંબવાળો થઇ તે તે રૂપવાળો થયેલો ભાસેછે તેમ ગ્રાહ્યવસ્તુરૂપ આલંબનના પ્રતિબિંબવાળુ અને તેથી ગ્રાહ્યગત વિશેષાકારવાળું ચિત્ત ગ્રાહ્યાકારરૂપે જ સાક્ષીને ભાસે છે, અર્થાત્ ગ્રાહ્યગત સમગ્ર વિશેષનું સાક્ષીને ભાન કરાવેછે. ગ્રાહ્ય વિષયોમાં સ્થૂલ ભૂતરૂપ પૃથિવ્યાદિ તત્ત્વો, ભૂતસૂક્ષ્મરૂપ શબ્દાદિ તન્માત્રાથી તે પ્રકૃતિપર્યન્તના તત્વો તથા વિશ્વભેદરૂપ ઘટ, પટાદિ સ્થાવર જંગમ પદાર્થોનું ગ્રહણ થાય છે એ સર્વમાંથી જે ધ્યેય હોય તેમા એકાગ્ર થવાથી ચિત્ત તદાકારને પામે છે એ સમાપત્તિરૂપ સાક્ષાત્કારને ગ્રાહ્યાંજનતા વા ગ્રાહ્યસમાપત્તિ કહે છે. એ જ પ્રમાણે ગ્રહણરૂપ ઇન્દ્રિયોની અથવા અંતઃકરણની ભાવનાથી તેમા એકાગ્રતાને પામેલુ ચિત્ત એ ધ્યેયના અશેષ વિશેષવાળું થયેલું સાક્ષીને ભાસે છે. આ ગ્રહણગત અશેષ વિશેષનો સાક્ષાત્કાર તે ગ્રહણસમાપત્તિ વા ગ્રહણાંજનતા કહેવાય છે. તે જ પ્રમાણે દ્રષ્ટાપુરુષનો સાક્ષાત્કાર ગૃહીતૃસમાપત્તિ વા ગૃહીત્રંજનતા કહેવાય છે

આપ્રમાણે આ સૂત્રથી યોગશાસ્ત્રનો મુખ્ય સિદ્ધાન્ત બતાવ્યો કે ચિત્ત જે જે વિષયમાં પૂર્ણ એકાગ્રતાને પામે છે તે તેરૂપ થઈ રહેલું ભાસે છે પ્રસંગવશાત્ वृत्तिसारूप्यमितरत्र એ સૂત્રમાં તથા પ્રત્યક્ષનું નિરૂપણ કરવાના પ્રસંગે પણ આ સિદ્ધાન્તનું વિવ-

રણ કરવું છે. આ સિદ્ધાન્ત કેવલ યોગશાસ્ત્રને જ માન્ય છે એમ નથી. અન્ય શાસ્ત્રકારોને પણ એ સંમત છે: શ્રીવેદાન્તપરિભાષામાં પ્રત્યક્ષનિરૂપણપરિચ્છેદમાં વૃત્તિ અર્થાકાર પરિણામને પામે છે ત્યારે પ્રત્યક્ષ થાય છે એવું સ્પષ્ટ કર્યું છે. શ્રીમત્ શંકરાચાર્યે શ્રીવિવેકચૂડામણિ નામના ગ્રંથમાં કીટભૃંગના સર્વત્ર પ્રચલિત દૃષ્ટાન્તથી આ અર્થનું સમર્થન કરયું છે. ત્યાં કહ્યું છે કે—

> *क्रियान्तरासक्तिमपास्य कीटको
> ध्यायन्नलित्वं ह्यलिभावमृच्छति ।
> तथैव योगी परमात्मतत्त्वं
> ध्यात्वा समायाति तदैकनिष्ठया ॥

જેમ અન્ય ક્રિયાપ્રતિની આસક્તિ છોડી દઈ કીટ એકભાવે અલિનું ધ્યાન કરે છે તો તે અલિત્વને પામે છે, તેમ યોગી પણ પરમાત્મતત્ત્વનું ધ્યાન કરે છે તો તેમાં એકનિષ્ઠા થવાથી તે રૂપને પામેછે. હ્યાંખ્યસારમાં પણ यत्र यत्र मनो देही धारयेत्सकलं धिया स्नेहाद् द्वेषाद् भयाद् वाऽपि याति तत्तत्सरूपताम् । ઇત્યાદિ વચનથી એ જ કહ્યું છે કે જે જે વિષયમાં પ્રાણી સ્નેહ, દ્વેષ વા ભયે કરીને પોતાના મનને એક નિષ્ઠાથી ધારણ કરે છે તે તે વિષયના સારૂપ્યને તે મન પામે છે. રાવણ, શિશુપાલ, ગોપીકા તથા પ્રહ્લાદ–એ સર્વની ઇષ્ટાકારપ્રાપ્તિ આ નિયમથી જ થઇ છે. આ રીતે આ સિદ્ધાન્ત સર્વત્ર માન્ય છે એમાં સંદેહ નથી.

આપ્રમાણે આ સૂત્રથી ગ્રાહ્યસમાપત્તિ, ગ્રહણસમાપત્તિ અને ગ્રહીતૃસમાપત્તિ એમ સામાન્ય રીતે સમાપત્તિના સ્થૂલ વિભાગ પાડી બતાવ્યા. તેમાં પણ ગ્રાહ્ય પદથી ગ્રાહ્યવિષયમાં સંપ્રજ્ઞાતયોગથી ગ્રાહ્યસમાપત્તિ થાય છે, ગ્રહણવિષયમાં થતા સંપ્રજ્ઞાતયોગથી ગ્રહણવિષયમાં સમાપત્તિ થાય છે વગેરે સૂચવ્યું છે, તેથી તદ્દ્વારા યદ્યપિ પૂર્વે ૧૭ મા સૂત્રમાં સંપ્રજ્ઞાત યોગના સાધારણ રીતે ચાર વિભાગ પાડ્યા છે તોપણ તેના વિશેષ વિભાગ કરી વિસ્તારથી પ્રતિ-

* આ શ્લોકમાં क्रियान्तरासक्तिमपास्य એ પદથી બોધન કરાયેલો અર્થ પ્રકૃત સૂત્રમાં क्षीणवृत्तेः પદથી બોધન કરાય છે, तदैक નિષ્ઠા નો અર્થ तत्स्थ ના तदञ्जनता થી અને तत्त्वं તો समापत्तिः થી બોધન કરાય છે.

પાદન કરવાના આશયથી) આ સ્થળે સંપ્રજ્ઞાત યોગના સામાન્ય રીતે ત્રણ વિભાગ પાડ્યા છે. (૧) ગ્રાહ્યવિષયક સંપ્રજ્ઞાત (૨) ગ્રહણવિષયક સંપ્રજ્ઞાત અને (૩) ગ્રહિતૃવિષયક સંપ્રજ્ઞાત.

આ રીતે સામાન્ય રીતે વિભક્ત થયેલા સંપ્રજ્ઞાતયોગનું તથા સમાપત્તિનું વિશેષરૂપે પ્રતિપાદન કરવું બાકી છે. તે પ્રતિપાદન કરવા ઉત્તર સૂત્રોનો આરંભ કર્યો છે ત્યાં પ્રથમ સ્થૂલ વિષયમાં થતો સંપ્રજ્ઞાતયોગ, જે પૂર્વે સવિતર્ક કહ્યો છે, તેના તથા તેથી થતી સમાપત્તિના બે વિભાગનું પ્રથમ પ્રતિપાદન કરવા ઉત્તર બે સૂત્રો રચે છે. એ બે વિભાગમાં ભૂમિકાક્રમપ્રમાણે પ્રથમ સવિતર્કા સમાપત્તિ થાય છે, તેનું પ્રથમ પ્રતિપાદન કરે છે.

**(तत्र) शब्दार्थज्ञानविकल्पैः संकीर्णा सवितर्का समापत्तिः ॥४२॥**

**સૂત્રાર્થ**—(ત્યાં) અત્યંત ભિન્ન એવા શબ્દ, અર્થ અને જ્ઞાનના પરસ્પરના અભેદજ્ઞાનરૂપ વિકલ્પથી યુક્ત, અર્થાત્ જેમાં શબ્દ તથા જ્ઞાનથી અભેદરૂપે વિકલ્પિત અર્થ જ્ઞેય થાય છે તે, સ્થૂલવિષયક સાક્ષાત્કાર સવિતર્કા સમાપત્તિ છે.

આવતા ૪૪ મા સૂત્રમા સૂક્ષ્મવિષયક સમાપત્તિનુ પ્રતિપાદન કર્યું છે તેથી આ બે સૂત્રોમા [ ૪૨ તથા ૪૩ મા ] સ્થૂલવિષયક સમાપત્તિનું પ્રતિપાદન કર્યું છે એ સિદ્ધ થાય છે ત્યા સ્થૂલનુ શાસ્ત્રીય લક્ષણ લઇએ તો કાર્ય માત્ર જે અન્ય તત્ત્વના કારણરૂપ નથી તે સ્થૂલમાં આવી જાય છે એટલે કે પાંચ ભૂતના અણુથી તે તેમના કાર્યરૂપ સમગ્ર સ્થૂલ પદાર્થો તથા કેવળ કાર્યરૂપ હોવાથી ઇન્દ્રિયો એ સર્વ સ્થૂલમા આવી જાય છે.[1]

તત્ર—આ પદ કેટલીક આવૃત્તિમાં જોવામા આવતુ નથી. પૂર્વે સૂત્રમા જે સાધારણ રીતે 'ત્રિવિધ સમાપત્તિ કહી તે સર્વમધ્યે' એ અર્થમાં તેમાંથી 'જે ગ્રાહ્યસમાપત્તિ કહી છે તે મધ્યે' એ અર્થ આ પદનો છે.

શબ્દાર્થ૦—સંકીર્ણા—શબ્દ, અર્થ અને જ્ઞાન એ ત્રણના પરસ્પર વિકલ્પથી યુક્ત શબ્દ એટલે વર્ણોની આનુપૂર્વીથી થયેલાં રામ-

---

[1] પૂર્વે ૧૭મા સૂત્રના ટિપ્પણમા આ સંબંધથી અર્થ વિસ્તારથી સ્પષ્ટ કરેલો છે તેથી અત્ર પુનરુક્ત કરી નથી. તેમ જ ભ્રાન્તિનો અવકાશ નથી.

દિ પદો અથવા વર્ણક્રમવિનાનો, વર્ણના સંસ્કારથી અભિવ્યક્ત થયેલો ધ્વનિરૂપ શબ્દ જે સ્ફોટ કહેવાય છે તે. અર્થ એટલે વાચક શબ્દ જે અર્થમાં સંકેતિત થયો હોય છે તે અર્થરૂપ વસ્તુ. જ્ઞાન એટલે અંતઃકરણની અર્થાકાર પરિણામને પામેલી વૃત્તિ. આ ત્રણ પદાર્થો વસ્તુતઃ ભિન્ન ભિન્ન છે. કારણ કે એ ત્રણે ભિન્ન ભિન્ન ધર્મોનાં આશ્રયરૂપ છે. શબ્દમાં ઉદાત્તપણું, તારત્વ, મંદત્વ, વગેરે ધર્મો રહેલા હોય છે; અર્થમાં જડપણું, મૂર્તત્વ વગેરે ધર્મો હોય છે; તથા જ્ઞાનમાં પ્રકાશત્વ વગેરે ધર્મો છે. એ ધર્મો પરસ્પર ભિન્ન છે, અને તેથી તેનાં આશ્રયરૂપ ધર્મીઓ પણ ગોમહિષવત્ પરસ્પર ભિન્ન છે. એ ત્રણેનું પરસ્પરાધ્યાસથી અભિન્નરૂપે ગ્રહણ કરવું એ વિકલ્પના લક્ષણમાં કહ્યા પ્રમાણે વિકલ્પ છે. લોકોમાં એ ત્રણેનું અવિભાગે કરી ગ્રહણ થાય છે કેમકે ગાય એ શબ્દ છે, ગાય એ અર્થ છે અને ગાય એ જ્ઞાન છે, એમપ્રમાણે સર્વ લોકો વ્યવહાર કરે છે. એ લોકોને શબ્દ કયો છે, અર્થ કયો છે, અને જ્ઞાન કયું છે, એ ત્રણ પ્રશ્નો પૂછ્યા હોય તો સર્વનો ઉત્તર 'ગાય' એમ એક જ આપે છે. આથી તેમના અંતઃકરણમાં એ ત્રણેનો પરસ્પરાધ્યાસ હોવો જોઈએ એ નિશ્ચય થાય છે; અને એ ભિન્ન ભિન્ન છે છતાં એમનું અવિભાગે કરી ગ્રહણ થાય છે, તેથી એ મિથ્યાજ્ઞાન છે. તથા વિવેકી પુરુષો એવું જાણ્યા છતાં પણ એવો જ વ્યવહાર કરે છે, તેથી એ વિકલ્પ છે. 'શબ્દ, અર્થ અને જ્ઞાનના આ પ્રકારના વિકલ્પે કરી યુક્ત' એ પ્રકૃત પદોનો અર્થ છે

સવિતર્કા—એટલે વિતર્કવાળી. આ સ્થળનો વિતર્ક શબ્દ તથા ૧૭ મા સૂત્રમાંનો વિતર્ક શબ્દ—બંને ભિન્ન અર્થવાળા છે. આ સ્થળનો શબ્દ विपरीततर्कणं वितर्कः । એ વ્યુત્પત્તિથી વિકલ્પરૂપ અર્થને બોધન કરે છે. તેથી વિકલ્પરૂપ વિતર્કથી જે યુક્ત તે સવિતર્કા. આ જ કારણથી એ સવિકલ્પક કહી હોય તો પણ ચાલે.

આ સૂત્રથી એ કહ્યું કે સમાધિપ્રજ્ઞામાં જે સ્થૂલ ગવાદિ અર્થ આરૂઢ થયો હોય છે ને અર્થ જો गौरियं ભાસતે આ ગાય ભાસે છે—એ પ્રકારે શબ્દ તથા જ્ઞાનસાથે વિકલ્પિત થયેલો હોય છે, તો એ સમાધિપ્રજ્ઞા શબ્દ, અર્થ અને જ્ઞાનના પરસ્પરાધ્યાસરૂપ વિકલ્પથી યુક્ત હોવાથી સવિતર્કા સમાપત્તિ છે. गौरियं ભાસતે એમાં गौरियम् એ અંશમાં અર્થને શબ્દસાથે વિકલ્પ છે તથા ભાસતે એ અંશમાં

જ્ઞાનનાયે વિકલ્પ છે. તથા શબ્દ અને જ્ઞાનનો પણ અર્થદ્વારા વિકલ્પ છે. એટલે આ ગાય ભાસે છે એમાં ગાય એ શબ્દ, ગાય એ અર્થ તથા ગાય એ જ્ઞાન એ ત્રણેનો વિકલ્પ છે. એ જ પ્રમાણે नारायणोऽयं भास. તે વગેરે સ્થળે પણ સમજી લેવું. આથી એ થયું કે જ્યારે સ્થૂલ વિષયમાં સમાધિપ્રજ્ઞા થાય છે તથા તે શબ્દાનુવિદ્ધ હોય છે એટલે 'આ અમુક પદાર્થ ભાસે છે' એ પ્રકારે અંતરમાં શબ્દના ઉચ્ચારણસહિત, અથવા આ અર્થનો વાચક અમુક શબ્દ છે એ સ્મૃતિસહિત હોય છે, તથા પ્રજ્ઞારૂપ વૃત્તિ સ્વસ્વરૂપ સ્ફુટ રીતે વિદ્યમાન હોય છે ત્યારે એ સમાધિપ્રજ્ઞા સવિતર્કા સમાપત્તિ કહેવાય છે એ સમાધિપ્રજ્ઞા જે (સવિતર્કા) સમાધિથી વા સંપ્રજ્ઞાત યોગથી થાય છે તે સમાધિ વા સંપ્રજ્ઞાત યોગને પણ સવિતર્ક કહે છે એ પણ આ સૂત્રથી જ નીકળે છે.

આ સાક્ષાત્કાર યદ્યપિ સ્થૂલગત અશેષ વિશેષને ભાસમાન કરનાર છે તોપણ અહિં કહ્યાપ્રમાણે વિકલ્પથી સંયુક્ત છે તેથી અપર પ્રત્યક્ષ કહેવાય છે; અને એની અપેક્ષાથી ઉત્તર સૂત્રમાં કહેવામાં આવતી નિર્વિતર્કા સમાપત્તિ આ વિકલ્પથી મુક્ત હોવાથી પરપ્રત્યક્ષ કહેવાય છે.

આપ્રમાણે આ સૂત્રથી સવિતર્કા સમાપત્તિ તથા સમાધિનું પ્રતિપાદન કર્યું. એના વિશેષ અભ્યાસથી એ યોગીને ઉત્તરકાળે નિર્વિતર્કા સમાપત્તિ તથા સમાધિ થાય છે. તેનું હવે પ્રતિપાદન કરે છે.

स्मृतिपरिशुद्धौ स्वरूपशून्येवार्थमात्रनिर्भासा
निर्वितर्का ॥ ४३ ॥

**સૂત્રાર્થ**—શબ્દસંકેતના જ્ઞાનથી થતી સ્મૃતિની અપ્રતીતિ થયે, જે સ્વરૂપથી પણ રહિત થયેલાજેવી હોય છે, અને તેથી આલંબન કરેલા અર્થ માત્રનો જ નિઃશેષતઃ ભાસ કરાવે છે તે સમાધિપ્રજ્ઞા નિર્વિતર્કા સમાપત્તિ કહેવાય છે.

આ સૂત્રથી સવિતર્કાના ફલરૂપ નિર્વિતર્કાનું સ્વરૂપ દ્યોતન કર્યું છે. આ સમાધિપ્રજ્ઞા પણ સવિતર્કાના વિષયને જ આલંબન કરનાર હોવાથી સ્થૂલવિષયક જ છે. એનું મુખ્ય સ્વરૂપ તો अर्थमात्रनिर्भासा એ જ છે અને એની ઉત્પત્તિમાટે પ્રથમનાં બે પદો છે.

• स्मृतिपरिशुद्धौ—સ્મૃતિની પરિશુદ્ધિ થયે. સ્મૃતિ એટલે શબ્દના સંકેતનું સ્મરણ. એટલે અમુક શબ્દ અમુક અર્થમાં સંકેતિત ય-

યો છે એ ચિન્તન. શબ્દને માટે એવો નિયમ છે કે જે શબ્દ જે અ-ર્થમાં સંકેતિત કરાયો હોય છે તે જ અર્થનો તે વાચક થઈ શકે છે; જેમ કે ગાય શબ્દ ગોવ્યક્તિમાં અથવા તો ગોત્વજાતમાં સંકેતિત કરાયો છે; તેથી એ શબ્દ એ જ અર્થનો વાચક થાય છે, અને અન્ય મહિષાદિનો નથી થતો. સંકેતમાટે કેટલાકનું એવું માનવું છે કે ઈશ્વરેચ્છા એ જ સં-કેત છે, એટલે અમુક શબ્દ અમુક અર્થનું બોધન કરે એ પ્રકારની આદિકર્તા શ્રીઈશ્વરની ઇચ્છા એ જ સંકેત છે. અન્ય કેટલાકો 'તે તે શબ્દનો પ્રયોગ કરનાર લોકોની ઇચ્છા' એ જ સંકેતનો અર્થ ક-રે છે. ગમે તે રીતે પણ એ સંકેતનું જે માણસને જ્ઞાન હોય છે તે જ તે શબ્દનો અર્થ સમજી શકે છે. એ સંકેતનું પ્રથમ જ્ઞાન થાયછે ત્યા-રે જ શાબ્દબોધ થાયછે. એ જ્ઞાનથી ઉત્તરકાળે એ સંકેતની સ્મૃતિ થાયછે, એટલે એક વાર એ સંકેતનું જ્ઞાન જેને હોયછે તે માણસને કાને તે શબ્દ પડેછે ત્યારે અથવા તો એ શબ્દનો વાચ્ય જે પદાર્થ તે જુએછે ત્યારે તે માણસને તે સંકેતનું સ્મરણ થાયછે. એ સ્મૃતિની પરિશુદ્ધિ એટલે અભાન અથવા વિસરાઈ જવું તે. તેથી સ્મૃતિપરિશુદ્ધૌ એટલે સંકેતની સ્મૃતિ જતી રહેછે ત્યારે.

આ પદથી નિર્વિતર્કા સમાપત્તિમાં અર્થનો શબ્દસાથે વિકલ્પ ન-થી એ પ્રતિપાદન કરયું છે. ત્યાં ઉપર બતાવ્યાપ્રમાણે શબ્દસંકેતનું જ્ઞાન હોય ત્યારે જ તેની સ્મૃતિ થઈ શાબ્દબોધ થાયછે એટલે 'શબ્દ-સંકેતની સ્મૃતિ શાબ્દબોધપ્રતિ કારણ છે. તેથી શબ્દપ્રમાણથી થયે-લું જ્ઞાન સંકેતસ્મૃતિમૂલક છે. સંકેત અર્થ અને શબ્દના પરસ્પરાધ્યા-સરૂપ છે. કોશમાં અમરા નિર્જરા દેવાઃ ઇત્યાદિ ચરણમાં દેવ પદા-ર્થના વાચક શબ્દ કહ્યા છે. તેમાં અમરા એટલે દેવ, એ પ્રમાણે ક-હ્યું છે, તેથી એ પદથી અમર શબ્દ તથા તદ્વાચ્ય અર્થનું અભિન્નરૂ-પે જ ગ્રહણ થાયછે તેમ જ અન્ય શબ્દમાટે. તેથી સંકેત શબ્દ ત-થા અર્થના પરસ્પરાધ્યાસરૂપ છે; અને તેથી એ સંકેતનું જ્ઞાન વિકલ્પ-યુક્ત છે. જ્ઞાન વિકલ્પયુક્ત હોવાથી તેથી થતી સંકેતની સ્મૃતિ એ પણ વિકલ્પયુક્ત જ છે, અને એ સ્મૃતિમૂલક શાબ્દબોધ હોવાથી શા-બ્દબોધ પણ વિકલ્પયુક્ત છે. અનુમાન પણ શાબ્દબોધપૂર્વક જ થા-યછે તેથી અનુમાન પણ વિકલ્પયુક્ત જ છે. આપ્રમાણે શાબ્દબોધરૂપ શ્ર-વણ તથા અનુમાનરૂપ અથવા ધારણારૂપ મનન વિકલ્પયુક્ત છે એ-ટલે કે શબ્દસાથે અભિન્નરૂપે વિકલ્પિત પદાર્થને જ વિષય કરનાર છે. એ મનનથી ધ્યાન અથવા નિદિધ્યાસન થાય છે અને નિદિધ્યાસનથી પ્રા-

થમિક સમાધિ થાયછે તેથી મનનાં અનુરૂપ થયેલા વિકલ્પની તન્મૂલક ધ્યાન તથા પ્રાથમિક સમાધિમાં પણ અનુવૃત્તિ થાયછે તેથી પ્રાથમિક સમાધિ વિકલ્પયુક્ત હોવાથી સવિતર્ક છે અને એ સમાધિમાં જે સમાપત્તિ થાયછે તે પણ વિકલ્પાશથી મુક્ત હોવાથી અવિતર્ક છે. એ એનું પૂર્વ સૂત્રમાં પ્રતિપાદન કરયું છે. આ પ્રક્રિયા ઉપરથી એ સ્પષ્ટ દેખાય છે કે સમાધિપ્રજ્ઞામાં જે વિકલ્પની અનુવૃત્તિ આવેછે તે સંકેતની સ્મૃતિથી આવેછે તેથી સવિતર્ક સમાપત્તિને પામેલુ ચિત્ત જ્યારે વિશેષ અભ્યાસથી સમાધિપ્રજ્ઞામાં આરૂઢ થયેલા અર્થમાત્રને વિષે વિશેષ આદરવાળુ થાય છે ત્યારે તે સાધકને એ અર્થમાં કયો શબ્દ સંકેતિત થયો છે તે ભાન રહેતું નથી, અર્થાત્ સંકેતસ્મૃતિ વિલય થાય છે. એ સંકેતસ્મૃતિના વિલય જવાથી તન્મૂલક વિકલ્પની અનુવૃત્તિનો લોપ થાયછે. તેથી એ સ્પષ્ટ દેખાય છે કે સવિતર્કની ઉત્તરકાળે થતી સમાપત્તિમાં અર્થનો શબ્દસાથે વિકલ્પ નથી. આ અર્થ આ પદથી સૂચવ્યો છે.

स्वरूपशून्या इव—એટલે જાણે સ્વરૂપથી શૂન્ય હોય તેવી. આ વિશેષણ સમાપત્તિરૂપ સમાધિપ્રજ્ઞાનુ છે. એ પ્રજ્ઞા જ્યારે પોતાના સ્વરૂપથી રહિતવત્ થાયછે ત્યારે, એ આ પદોનો અર્થ છે. પ્રજ્ઞા એટલે જ્ઞાન ગ્રહણરૂપ વૃત્તિ (એ વૃત્તિનુ સ્વરૂપ ગ્રહણ છે.) એ ગ્રહણાત્મક પોતાનું સ્વરૂપ વિદ્યમાન છતાં પણ સ્ફુટ રીતે જ્યારે નથી રહેતું ત્યારે એ સ્વરૂપ ત્યક્તપ્રાય થયુ કહેવુ યોગ્ય છે. તેથી આ પદથી એ કહ્યું કે જ્યારે વિશેષ અભ્યાસનાં બળથી ધ્યેય અર્થમાત્રમા જ વિશેષ આદરવાળું થયેલું ચિત્ત પોતાના ગ્રહણ સ્વરૂપથી પણ ઘણે અંગે રહિત થાયછે ત્યારે अयं भासते—આ પદાર્થ ભાસે છે એ પ્રકારે ભાન રહેતું નથી, પણ વૃત્તિ કેવળ ધ્યેયાકાર થઈને રહે છે. તેથી પ્રધાનું પ્રધાત્વ નહિવત્ થયેલુ હોવાથી અર્થનો જ્ઞાનસાથે અભેદ ભાસતો નથી, અર્થાત્ આ પદથી જ્ઞાનસાથેના અર્થના વિકલ્પથી આ સમાપત્તિ રહિત છે એ સૂચવ્યુંછે તોપણ એ તો સિદ્ધ જ છે કે પ્રજ્ઞારૂપ વૃત્તિ હોય છે તેથી એમાં સર્વ વૃત્તિનો નિરોધ નથી.

આ પ્રમાણે શબ્દ તથા જ્ઞાન બંને સાથેનો વિકલ્પ જતો રહેછે ત્યારે કેવળ અર્થજ દેખાયા કરેછે. તે બતાવવા अर्थमात्रनिर्भासा—પદ છે. અર્થ૦ એટલે સમાધિપ્રજ્ઞામાં આરૂઢ થયેલા અર્થમાત્રનો જ નિઃશેષ ભાસ નીકળીને થાયછે. આ પદથી શબ્દસ્મૃતિ તથા વૃત્તિનું સ્ફુટસ્વરૂપ એ બેની વ્યાવૃત્તિ બોધન કરી છે.

આ સૂત્રથી એ સ્વરૂપ દ્યોતન કર્યું છે કે જે સ્થૂલવિષયક સમાધિપ્રજ્ઞામાં, સવિતર્કા સમાપત્તિના વિશેષ અભ્યાસે કરીને, અર્થમાત્રમાં આદરવાળું ચિત્ત થાયછે તથા જ્ઞેય થતા અર્થનો વાચક શબ્દ, તથા વૃત્તિ બંનેની ક્રમે ક્રમે અપ્રતીતિ થાયછે અને કેવળ અર્થમાત્ર જ્ઞેયરૂપે સ્થિત થઇ રહેછે તે સમાધિપ્રજ્ઞા નિર્વિતર્કા કહેવાય છે. એ સમાધિનું યથાર્થ સ્વરૂપ વાંચવા વા સાંભળવાથી યથાર્થ રીતે સમજાતું નથી પણ જેમ ગોળ તથા શર્કરાના માધુર્યનો ભેદ સ્વાનુભવથી જ યથાર્થરીતે સ્પષ્ટ થાય છે તેમ આ પદ પોતાના અનુભવથી જ યથાર્થરીતે સમજાયછે. આ સૂત્રથી તો માત્ર એ સ્થિતિનો લક્ષ જ કરાવ્યો છે.

એ નિર્વિતર્ક સમાપત્તિમાં સવિતર્કા સમાપત્તિનો વિકલ્પાંશ જ નો રહેલો હોવાથી પૂર્વની અપેક્ષાથી એ પરપ્રત્યક્ષ કહેવાયછે. આ પ્રસંગમાં એ શંકા થાયછે કે એ પરપ્રત્યક્ષરૂપ નિર્વિતર્કાનો વિષય-જ્ઞેય-શું થાયછે ? અવયવો કે અવયવી ? એટલે શાલિગ્રામાદિ ધ્યેય લઇ ભાવના કરી હોય તો એ ભાવનાની સિદ્ધિથી જ્યારે આ નિર્વિતર્ક સમાધિ તથા સાક્ષાત્કાર થાયછે ત્યારે તેમાં શાલિગ્રામમાં કારણરૂપે અનુગત અણુઓ વગેરે અવયવો ભાસેછે કે એ શાલિગ્રામરૂપ અવયવી ભાસેછે ? ત્યાં જો સ્થૂલ વિષયના પાંચ મહાભૂતના અણુપર્યન્તના અવયવો અથવા તો તેના પણ કારણભૂત પંચ તન્માત્રાદિ અવયવો ભાસતા હોય તો એ સમાધિ તથા સમાપત્તિ સૂક્ષ્મ વસ્તુવિષયક હોવાથી આગળ કહેવામાં આવતી નિર્વિચારા સમાપત્તિથી ભિન્ન નથી, અર્થાત્ એકરૂપ જ છે એમ ઠરે. કેમકે નિર્વિચારા સમાપત્તિમાં પણ એ જ સૂક્ષ્મ વિષયો ભાસે છે. અને બંને એક સિદ્ધ થવાથી આ નિર્વિતર્કાનો ભિન્નરૂપે ઉપન્યાસ કરવો વ્યર્થ છે. તેમ જ જો અવયવી એ સમાપત્તિમાં જ્ઞેય થતો હોય તો તે તો કલ્પિત છે. અને તેથી આ કલ્પિતવિષયક સમાપત્તિ હોવાથી એમાં પણ મિથ્યાજ્ઞાનનો અંશ રહેવાનો, તેથી એ પરપ્રત્યક્ષ નહિ કહેવાય. આ શંકાનું સમાધાન આ પ્રમાણે છે. આ સમાપત્તિમાં અવયવો વિષય થતા નથી, પણ માત્ર અવયવી વિષય થાય છે. તેથી નિર્વિચારા સમાપત્તિથી આનો પૃથક્ પણે નિર્દેશ કર્યો છે તે અસંગત નથી તેમ જ અવયવી કલ્પિત નથી કે જેથી આ સમાપત્તિમાં મિથ્યાજ્ઞાનની અનુવૃત્તિ થવાથી એ પરપ્રત્યક્ષ નહિ કહેવાય જો અવયવી કલ્પિત હોય અર્થાત્ અવયવોથી ભિન્ન નહિ હોય તો

અવયવરૂપ પરમાણુઓ નાના હોવાથી ગાય, ઘટવગેરે એકબુદ્ધિ, એ વિષે નહિ થવી જોઇએ. પણ તેમ તો છે નહિ.સર્વને નાનાબુદ્ધિ નહિ થતાં એકબુદ્ધિ જ થાય છે. તેથી કેવલ અવયવોરૂપ અવયવી નથી. તેમ જ અવયવી અવયવોથી કેવલ ભિન્ન વસ્તુ પણ નથી કે જેથી આ શાસ્ત્રસંમત સત્કાર્યવાદનો ભંગ થવા પ્રસંગ આવે. અવયવી એટલે અવયવોનો સંઘાત વા અમુકઆકૃતિવિશિષ્ટ અવયવો; અર્થાત્ એકબુદ્ધિને ઉત્પન્ન કરનાર દૃશ્ય અવયવી અવયવોના સંયોગથી થયેલો અવયવોના પરિણામવિશેષરૂપ છે. આમ છે તેથી જે સુવર્ણ કેયૂરરૂપ થયું એવી અબાધિત પ્રતીતિ સર્વને થાય છે. (એ અવયવી જો અવયવોથી કેવલ પૃથક્ નથી પણ અવયવોના ધર્મરૂપ છે તથા પોતાની ઉત્પત્તિપૂર્વે અવયવોમાં તિરોભાવ પામી રહે છે. જ્યારે અવયવોના અમુક પ્રકારે સયોગવિભાગ થાય છે ત્યારે માત્ર આવિર્ભાવને પામે છે. આ આવિર્ભાવ એ જ અવયવીની ઉત્પત્તિ છે, અને તિરોભાવ એ જ એનો નાશ વા લય છે. તેથી અવયવીને મિથ્યા ન માનવાથી સત્કાર્યવાદની લેશ પણ હાનિ થતી નથી એ સ્પષ્ટ છે.) આ સર્વથી એ સિદ્ધ થાય છે કે એક હોવાથી એકબુદ્ધિને ઉત્પન્ન કરનાર, નાનો વા મોટો એ રૂપે પ્રતીત થતો, ક્રિયાના આશ્રયરૂપ અકલ્પિત ગો, ઘટાદિ અવયવી આ પ્રજ્ઞાનો વિષય હોવાથી આ પ્રજ્ઞા પરપ્રત્યક્ષ છે [1]

આ પ્રજ્ઞાનો વિષય નિર્ણીત થયો તેથી એ હવે સ્પષ્ટ સમજાશે કે, જ્યારે ઇન્દ્ર, ચંદ્ર, સૂર્ય, વિદ્યુત્ લોક વગેરેનો ભાવનાથી સાક્ષાત્કાર કરવામાં આવે છે, ત્યારે એ સાક્ષાત્કારથી એ સ્થૂલ પદાર્થોના જ અશેષ વિશેષની તે યોગીને હસ્તામલકવત્ પ્રત્યક્ષ પ્રતીતિ થાય છે. પણ તેટલાથી જ પ્રકૃતિ વા મહત્તત્ત્વ વગેરેનું પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી. એ જ્ઞાનમાટે તો સૂક્ષ્મવિષયક સંપ્રજ્ઞાત્ યોગ અવશ્ય કરવો પડે છે.

આ સમાપત્તિના ફલના વિષયમાં એ પ્રશ્ન થાય છે કે, એ સમા-

---

૧. અહિં એ કહેવું જોઇએ કે આવી રીતે અવયવી પ્રત્યક્ષ થયે ત્યારે પછી એ અવયવીપર વૃત્તિ જોડી નિરોધબલ રાખવામાં આવે છે તો પછી ઉત્તરકાળે એના અવયવોની પ્રતીતિ થાય છે. આમ હોવાથી સ્થૂલ વિષયમાં સંયમની સિદ્ધિ પછી.સૂક્ષ્મની સિદ્ધિ થાય છે એ કહેવામાં વિરોધ નથી આવતો.

પત્તિ ભલે અકલ્પિત અનન્યવાને વિષય કરનાર હોવાથી પરપ્રત્યક્ષરૂપ હો-
તો પણ એનું કશું ફલ નથી. કેમકે એ સમાપત્તિથી જે સ્થૂલ વિ-
ષયનું જ્ઞાન થાયછે તે સ્થૂલ વિષયોનું જ્ઞાન લૌકિક પ્રત્યક્ષ, અનુમાન
વા આગમ પ્રમાણથી પણ થઇ શકે છે, તો પછી અનેક કષ્ટ કરી
આ સમાપત્તિને પામવાથી પણ શું વિશેષતા છે ? એનો ઉત્તર આ
પ્રમાણે.પ્રથમ તો એ સમાપત્તિ જ શ્રુતિ તથા સ્મૃતિ વગેરેનું બીજ છે કા-
રણકે જે ઉપદેષ્ટા સંશયવિપર્યયરહિત અર્થનો આચારૂઆરણરૂપ ઉપદે-
શ કરી શકે તે ઉપદેષ્ટાને તે પદાર્થના અશેષવિશેષનો સાક્ષાત્કા-
રે હોવો જ જોઇએ. જો તેવો સાક્ષાત્કાર નહિ હોય તો તે વિષય-
નો ઉપદેશ કરવામાં અનેક પ્રસંગે સંશય તથા વિપર્યય આવવાના.
જેમ હાલ કોઇ માણસે અમેરિકા નહિ જોયું હોય છતાં પોતાની ક-
લ્પનામાત્રથી તેનું વર્ણન કરવા માડે તો તેમાં ઘણે સ્થળે વિપરીત
કથન થવાનું. પણ જે માણસથી સંશયવિપર્યયથી રહિતપણે ઉપદેશ થા-
યછે તે માણસે એ દેશને પ્રત્યક્ષ જ જોવો જોઇએ છે. તે જ પ્રમાણે લૌ-
કિક પ્રત્યક્ષથી ન જણાતાં ઇન્દ્રાદિ દેવતાઓવગેરેનાં સ્વરૂપનું જેમણે
પ્રથમ યથાસ્થિત વર્ણન કરયું તેમણે તો એ પદાર્થોનો સાક્ષાત્કાર ક-
રેલો હોવો જ જોઇએ. તેથી શ્રુતિના પ્રણેતા સર્વજ્ઞ ઇશ્વરને પણ
એ સર્વની કરકંકણવત્ પ્રત્યક્ષ પ્રતીતિ હોવી જોઇએ. અને એ
સાક્ષાત્કારથી જણાયેલા વિષયનું નિરૂપણ કરનાર શ્રુતિ છે તેથી શ્રુ-
તિનું આ સમાપત્તિ જ બીજ છે. સ્મૃતિ શ્રુતિમૂલક હોવાથી એ-
નું પણ આ સમાપત્તિ જ બીજ છે.

અન્ય રીતે જોતાં દરેક સ્થૂલ પદાર્થમાં અસંખ્ય વિશેષો હોય છે. એ
સર્વનું નિરૂપણ કરવું શબ્દની શક્તિથી બહાર છે. ગુડ તથા શર્કરાના મા-
ધુર્યના ભેદનું અથવા તો એ બંનેના માધુર્યનું સાંભળીને તદ્રૂપ પ્રતીતિ
થાય એવું નિરૂપણ કદાપિ થતું નથી, એ આપણે જાણીએ છીએ.
આ પ્રમાણે આ લોકમાં જે કલ્પવૃક્ષાદિ પદાર્થનો સજાતીય પણ કોઈ
પદાર્થ દેખાતો નથી તેવા અદૃષ્ટજાતીય પદાર્થનું નિરૂપણ શબ્દશક્તિ-
થી બહાર હોવાથી તેને હસ્તામલકવત્ જાણનાર સર્વજ્ઞ ઈશ્વરે પણ આ-
પણને તદ્રૂપ ભાન થાય એવી રીતે શ્રુતિ વગેરેમાં પ્રતિપાદન કર્યું નથી.
આ સમાપત્તિથી તો એ સર્વ પદાર્થોનો સાક્ષાત્કાર જ થાયછે. તેથી આ
સમાપત્તિથી સ્થૂલવિષયગત અશેષવિશેષની પ્રત્યક્ષ પ્રતીતિ થતી હોવાથી
શ્રુતિસ્મૃતિવગેરેથી પણ આ અધિક જ્ઞાન આપનાર છે, એ સિદ્ધ છે;
અને તેથી સાર્થક છે, અર્થાત્ એ પ્રજ્ઞા પણ સ્વતંત્રપ્રજ્ઞવિષયક હો-

વાથી એક સ્વતંત્ર પ્રમાણરૂપ છે એ નિશ્ચય થાય છે આ રીતે આ સાર્થક છે એટલું જ નહિ પણ સૂક્ષ્મવિષયક સમાપત્તિના સાધનરૂપ હોવાથી પણ આદરણીય છે

આ પ્રમાણે સ્થૂલ વિષયમા થતી સમાપત્તિના બે વિભાગનું આ બે સૂત્રોથી પ્રતિપાદન કર્યું ત્યા સમાપત્તિનું પ્રતિપાદન તો પૂર્વે થઈ ગયેલું છે તેથી આ સૂત્રોથી તે માત્ર એના બે વિભાગનું જ પ્રતિપાદન લેવું ઉચિત છે હવે સૂક્ષ્મવિષયક સમાપત્તિના બે વિભાગ તથા તેની તાત્ત્વિકી સંજ્ઞા કથન કરવા કહે છે કે—

एतयैव सविचारा निर्विचारा च सूक्ष्मविषया व्याख्याता ॥४४॥

**સૂત્રાર્થ:**—આ સ્થૂલવિષયક સમાપત્તિના વ્યાખ્યાનથી સૂક્ષ્મ વિષયક સવિચારા અને નિર્વિચારા સમાપત્તિનું પણ વ્યાખ્યાન થયેલું સમજવું

સૂત્રનો અન્વય આ પ્રમાણે છે—सूक्ष्मविषया सविचारा निर्विचारा च एतयैव व्याख्याता

सूक्ष्मविषया—એટલે સૂક્ષ્મ અર્થને વિષય કરનારી ત્યા સૂક્ષ્મ વસ્તુમા કયા કયા પદાર્થોનું ગ્રહણ કરવું ઉચિત છે તે વિચારીએ ત્યા જો સ્થૂલમા કારણરૂપે અનુગત થતા પદાર્થો સૂક્ષ્મ લઈએ તો પાચ ભૂતના અણુઓ તન્માત્રા વગેરેનું ગ્રહણ થાય છે પણ સૂક્ષ્મનું શાસ્ત્રીય લક્ષણ લઈએ તો તેમા અણુઓનું ગ્રહણ કરવું ઉચિત નથી સૌક્ષ્મ્યનું લક્ષણ એ કરવામા આવે છે કે तत्त्वान्तरप्रकृतित्वम् सूक्ष्मत्वम् જે પદાર્થ અન્ય ભિન્ન તત્ત્વનું ઉપાદાન કારણ હોય તે પદાર્થ તે કાર્યની અપેક્ષાથી સૂક્ષ્મ છે આ પ્રમાણે પાચ ભૂતના અણુઓ યદ્યપિ ગો ઘટાદિ પદાર્થના ઉપાદાન કારણરૂપ છે તથાપિ ગો ઘટાદિ તથા અણુઓમા ઇન્દ્રિયગ્રાહ્યતા વગેરે સરખા હોવાથી એ ભિન્ન તત્ત્વો નથી તેથી એ અણુઓ પ્રકૃતિરૂપ છતા પણ ભિન્ન તત્ત્વના પ્રકૃતિરૂપ નહિ હોવાથી સૂક્ષ્મ પદાર્થના વર્ગમા આવતા નથી યોગસિદ્ધાન્તમા આઠ જ પદાર્થો પ્રકૃતિ માન્યા છે તેથી ઉપરના લક્ષણ પ્રમાણે એ આઠનું જ સૂક્ષ્મમા ગ્રહણ થાય છે સાંખ્યકૌમુદીમા કહ્યું છે કે—मूलप्रकृतिरविकृतिर्महदाद्याः प्रकृतिविकृतयः सप्त। षोडशकस्तु विकारो न प्रकृतिर्न विकृतिः पुरुषः॥ પ્રધાન, માયા વગેરે શબ્દ

થી વાચ્ય થતી મૂલા પ્રકૃતિ કોઇની પણ વિકૃતિ નથી પણ સર્વના પ્રકૃતિરૂપ (ભિન્ન ભિન્ન તત્ત્વોના ઉપાદાન કારણરૂપ ) છે; મહત્, અહંકાર, અને પાંચ તન્માત્રા મૂલ પ્રકૃતિના વિકારરૂપ છે તેમ જ અન્ય વિકૃતિના પ્રકૃતિરૂપ છે; એ શિવાય જડ પદાર્થમાંથી બાકી, રહેલાં ૧૬ તત્ત્વો કેવળ વિકૃતિરૂપ છે. અજડ પુરુષ કોઇની પ્રકૃતિ (પોતાથી ભિન્ન તત્ત્વનું પરિણામી ઉપાદાન) નથી તેમ જ કોઇની વિકૃતિ પણ નથી. આથી જો પ્રકૃતિને જ સૂક્ષ્મ લઇએ તો માત્ર આઠ પદાર્થો જ સૂક્ષ્મમાં આવી શકેછે.

એ સૂક્ષ્મ વિષયની ભાવના પ્રથમ તો થતી જ નથી. પણ જ્યારે એના સાક્ષાત્કાર્યરૂપ સ્થૂલ પદાર્થનો સાક્ષાત્કાર થાયછે ત્યારે પછી તે સ્થૂલ પદાર્થ એક પ્રકારે દ્રવીભાવ પામતો હોય એમ ભાવના કરાયછે. અને એ સ્થૂલ પદાર્થના દ્રવીભાવથી એ સ્થૂલનાં કારણરૂપે અનુગત થયેલા તન્માત્રાવગેરે સૂક્ષ્મ દ્રવ્યો બુદ્ધિમાં આરૂઢ થાયછે, અર્થાત્ એ સૂક્ષ્મ દ્રવ્યવિષે ભાવના કરાયછે. એ ભાવના જ્યારે અતિપરિપક્વ થાય છે ત્યારે તે સૂક્ષ્મ વિષયની હસ્તામલકવત્ પ્રત્યક્ષ પ્રતીતિ થાય છે. એ સાક્ષાત્કારમાં સૂક્ષ્મ પદાર્થ જ્ઞેયરૂપ થયેલો હોયછે તેથી એ સાક્ષાત્કારરૂપ સમાપત્તિ સૂક્ષ્મવિષયા કહેવાયછે. તે અવાંતર ભેદથી બે પ્રકારની છે. (૧) સવિચારા અને (૨) નિર્વિચારા.

सविचारा निर्विचारा च=સવિચારા અને નિર્વિચારા. ત્યાં ઊર્ધ્વ, અધ વગેરે દેશ, વર્તમાનાદિ કાલ તથા નિમિત્તરૂપ વિશેષણોથી વિશિષ્ટ થયેલો સૂક્ષ્મ પદાર્થ જ્યારે સમાધિ પ્રજ્ઞામાં ભાસેછે ત્યારે (અર્થાત્ જે સમાધિપ્રજ્ઞામાં સૂક્ષ્મ અર્થ માત્ર ભાસતો નથી પણ દેશ, કાલાદિસહિત ભાસે છે ) તે સમાધિપ્રજ્ઞા સવિચારા કહેવાયછે ( નિમિત્ત એટલે સમાધિપ્રજ્ઞામાં આરૂઢ જે વિષય હોય તેનું ઉપાદાન કારણ, અથવા સંપૂર્ણ પ્રકૃતિ પુરુષને માટે પરિણામને પામેલી હોવાથી તે વિષયથી સિદ્ધ થતો પુરુષનો અર્થ.) તાત્પર્ય કે જ્યારે સમાધિપ્રજ્ઞામાં કેવળ અર્થ માત્ર ન ભાસમાન થતાં તે અર્થની સાથે તે અમુક દેશમાં છે, વર્તમાન અવસ્થામાં છે કે અતીત અવસ્થામાં છે, તેનું અમુક ઉપાદાન કારણ છે અથવા તે અમુક પુરુષાર્થને માટે પરિણામ પામ્યો છે એ સર્વનું પણ ભાન હોયછે ત્યારે તે સૂક્ષ્મવિષયક સાક્ષાત્કાર સવિચારા સમાપત્તિ કહેવાય છે તથા તે સાક્ષાત્કાર જે સમાધિ ના નિરોધરૂપ યોગનું ફલ છે તે સવિચારસંપ્રજ્ઞાતયોગ

કહેવાયછે. એ સમાધિ તથા સમાધિપ્રજ્ઞાના વિશેષ અભ્યાસથી જ્યારે અર્થમાત્રવિષે વિશેષ આદરવાળું થએલું ચિત્ત, દેશ કાલાદિની ચિંતાથી રહિત થઇ શુદ્ધ અર્થમાત્રના આકારવાળું થઈ રહેછે તથા ગ્રહીતૃપુરુષને તે શુદ્ધ અર્થમાત્ર ભાસેછે અને વૃત્તિ પણ પોતાના સદસત્સ્વરૂપથી રહિતવત્ થાયછે, ત્યારે એ સૂક્ષ્મ વસ્તુને જ્ઞેય કરનાર સાક્ષાત્કાર નિર્વિચારા સમાપત્તિ કહેવાય છે, તથા એ પ્રજ્ઞા જેનું ફલ છે તે સમાધિ વા નિરોધરૂપ યોગ નિર્વિચારસંપ્રજ્ઞાતયોગ કહેવાય છે.

एतयैव व्याख्याता=એટલે સવિતર્કા અને નિર્વિતર્કારૂપ સ્થૂલવિષયક સમાપત્તિના વ્યાખ્યાનથી જ વ્યાખ્યાત થયા છે. આ પદથી સૂત્રકારે એ કહ્યું કે સવિતર્કાના વ્યાખ્યાનથી સવિચારાનું વ્યાખ્યાન થયેલું જાણવું તથા નિર્વિતર્કાના વ્યાખ્યાનથી નિર્વિચારાનું વ્યાખ્યાન થયેલું જાણવું. ત્યાં નિર્વિતર્કા અને નિર્વિચારાનું સામ્ય એ છે કે બંનેમાં શુદ્ધ અર્થમાત્ર ભાસમાત્ર થાયછે સવિતર્કા અને સવિચારાનું સામ્ય વાર્તિકકાર અને વાચસ્પતિમિશ્ર આ પ્રમાણે લે છે, વાર્તિકકાર એમ કહેછે કે જેમ સવિતર્કામાં શુદ્ધ અર્થ માત્ર ભાસતો નથી પણ શબ્દ તથા જ્ઞાનસાથે વિકલ્પિત અર્થ ભાસે છે તેમ આ સવિચારામાં પણ શુદ્ધ અર્થ ભાસતો નથી પણ દેશ, કાલાદિથી વિશિષ્ટ અર્થ ભાસેછે વાચસ્પતિમિશ્ર એમ કહેછે કે સવિચારા સમાપત્તિ પણ આગમાદિથી થાયછે અર્થાત્ એ પણ આ અર્થનો વાચક અમુક શબ્દ છે એ પ્રમાણે સંકેતસ્મૃતિસહિત જ હોયછે તેથી એ સમાપત્તિમા પણ શબ્દ, તથા જ્ઞાનસાથે અર્થનો વિકલ્પ હોય છે તેથી આ પણ વિકલ્પથી સંકીર્ણ હોવાથી સવિતર્કાને સમાન છે

આપ્રમાણે આ સૂત્રથી સૂક્ષ્મવિષયક સમાધિ તથા સમાધિપ્રજ્ઞાનું વ્યાખ્યાન કર્યું. ત્યા સૂક્ષ્મ વિષયો ક્યાંસુધિના લેવા એ જિજ્ઞાસા થાયછે તેને નિવૃત્ત કરવા કહેછે કે—

सूक्ष्मविषयत्वं चालिंगपर्यवसानम् ॥ ४५ ॥

સૂત્રાર્થ—સૂક્ષ્મવિષયતાનો અવધિ પ્રકૃતિના છે

सूक्ष्मविषयत्वम् —सूक्ष्मश्चासौ विषयश्च सूक्ष्मविषयः—સૂક્ષ્મ જે વિષય તત્ત્વન્ તે પણું, એટલે સૂક્ષ્મ વિષયપણું

चालिंगपर्यवसानम्—અલિંગમાં અવધિ પામનાર અલિંગ એટલે પ્રધાન અથવા પ્રકૃતિ અલિંગ એટલે લિંગ નહિ તે અથવા લિંગથી રહિત. લિંગ એટલે લય પામનાર અથવા તો જ્ઞાપકચિહ્ન ત્યાં

યોગશાસ્ત્રમાં, પ્રકૃતિ મૂલ કારણ છે તથા કોઇનું પણ કાર્ય નથી એવો અભ્યુપગમ કરયો છે તેથી પ્રકૃતિ કાર્ય નહિ હોવાથી કોઇમાં પણ લય પામતી નથી. અને અન્ય સર્વ જડ તત્ત્વો પ્રકૃતિમાં લય પામેછે. તેથી અલિંગથી પ્રકૃતિ એ જ અર્થ આવેછે. તેમ જ જે કાર્ય હોય તે કારણનું જ્ઞાપક થાયછે જેમકે ધૂમ કાર્ય હોવાથી અગ્નિનો જ્ઞાપક છે. પ્રકૃતિ કોઇનું પણ કાર્ય નથી તેથી કોઇનું જ્ઞાપક નથી. તેથી પણ અલિંગથી પ્રકૃતિ એ જ અર્થ આવે છે.

આ સૂત્રથી એ કહ્યું કે સૂક્ષ્મ વિષયતાનો અવધિ પ્રકૃતિમાં છે. અર્થાત્ સર્વથી સૂક્ષ્મ પ્રકૃતિ છે. ત્યાં સૂક્ષ્મતાનો ક્રમ આપ્રમાણે છે. સ્થૂલ પદાર્થોની કાષ્ઠા પાંચ પ્રકારના પરમાણુસુધી લઇ શકાય છે તેમાં જે પાર્થિવ અણુઓ છે તે જલપરમાણુવિશિષ્ટ ગંધતન્માત્રામાંથી ઉત્પન્ન થાયછે તેથી પાર્થિવ અણુઓકરતાં ગંધતન્માત્રા સૂક્ષ્મ છે.યદ્યપિ પાર્થિવ અણુનું જલપરમાણુ ઉપાદાન કારણ છે તેથી તે અણુમાં પણ ગંધતન્માત્રાની માફક સૂક્ષ્મત્વ પ્રાપ્ત થાયછે તોપણ ગંધતન્માત્રા પ્રધાન છે તથા જલપરમાણુઓ પ્રકૃતિરૂપ નથી પણ માત્ર પાર્થિવઅણુનાં આધારકારણ છે તેથી ગંધતન્માત્રાને જ અત્ર સૂક્ષ્મ કહી છે. એજ પ્રમાણે જલના અણુઓ તેજના અણુથી વિશિષ્ટ રસતન્માત્રાનું જ કાર્ય છે તેથી એ પરમાણુકરતાં રસતન્માત્રા સૂક્ષ્મ છે. એ જ પ્રમાણે તેજના અણુથી રૂપતન્માત્રા, વાયુના અણુથી સ્પર્શતન્માત્રા અને આકાશના અણુથી શબ્દતન્માત્રા સૂક્ષ્મ છે. એ પાંચ તન્માત્રાથી પણ તેનું ઉપાદાન કારણ અહંકાર સૂક્ષ્મ છે. અહંકાર પણ લિંગમાત્રરૂપ મહત્તત્ત્વથી ઉત્પન્ન થયેલો છે તેથી અહંકારથી પણ લિંગમાત્રરૂપ મહત્તત્ત્વ સૂક્ષ્મ છે. એ મહત્તત્ત્વ પણ પ્રકૃતિ વા પ્રધાનમાંથી ઉત્પન્ન થયેલું હોવાથી એનાથી પણ પ્રકૃતિ સૂક્ષ્મ છે. પ્રકૃતિનું કોઇ પણ પરિણામી ઉપાદાન કારણ નહિ હોવાથી પ્રકૃતિથી કોઇ સૂક્ષ્મ નથી અર્થાત્ સૂક્ષ્મવિષયની કાષ્ઠા પ્રકૃતિ છે.

આ સ્થળે પ્રધાનને સૌથી અધિક સૂક્ષ્મ તત્ત્વ કહ્યું અને શ્રુતિમાં એ અવ્યક્તરૂપ પ્રધાનથી પુરુષને અધિક સૂક્ષ્મ કહેલ છે છતાં વિરોધ નથી. કેમકે આ સ્થળે જે જેનું અન્વયિ કારણ હોય તે તેનાથી અધિક સૂક્ષ્મ છે એમ લીધું છે અર્થાત્ સૂક્ષ્મતાનો અન્વયિકારણત્વ અર્થ લીધો છે. પુરુષ યદ્યપિ પ્રધાનથી અધિક સૂક્ષ્મ છે તથાપિ પ્રધાનનું પરિણામી ઉપાદાન કારણ નહિ હોવાથી પ્રધાનમાં અન્વય પામતો નથી અર્થાત્ પ્રધાનનું અન્વયિ કારણ નથી અને તેથી

આ સ્થળનાં સૂક્ષ્મ તત્ત્વોમાં આવતો નથી. તેથી સૂત્રમાં જે પ્રધાનને અંતિમ સૂક્ષ્મતત્ત્વ લીધું છે તે યુક્ત છે.

આ પ્રમાણે આ સૂત્રોથી સ્થૂલસૂક્ષ્મવિષયક સમાપત્તિ તથા સમાધિના ચાર વિભાગ પાડ્યા તથા સૂક્ષ્મ વિષયમાં પ્રધાનપર્યન્તનાં સમગ્ર તત્ત્વોનું ગ્રહણ થાયછે એ કહ્યું. તેથી એ શંકા પ્રાપ્ત થાય છે કે શ્રુતિસ્મૃતિથી પુરુષ નિર્વિશેષ ચિન્માત્ર છે એ જ્ઞાન થઇ શકે એમ છે તથા અહિં કહેલી સમાપત્તિથી પ્રકૃતિપર્યન્તનાં સમગ્ર તત્ત્વો જડ, પરિણામી છે વગેરે અપરોક્ષાનુભવ થાયછે. તેથી આ સમાધિ તથા સમાપત્તિ સિદ્ધ થઈ એટલે તે યોગીને પુરુષ તથા પ્રકૃતિ વા બુદ્ધિસત્ત્વના વિવેકનું જ્ઞાન થઇ જવાનું, અર્થાત્ વિવેકખ્યાતિનો ઉદય થવાનો, અને તેથી અવિદ્યા તથા તેના સંસ્કારોનો નાશ થઇ એ યોગી કૃતકૃત્ય થવાનો—અર્થાત્ આ સમાપત્તિ સિદ્ધ થઇ એટલે એને કશું કર્તવ્ય બાકી રહેવાનું નહિ. આ શંકા દૂર કરવા કહેછે કે—

ता एव सबीजः समाधिः ॥ ४६ ॥

**સૂત્રાર્થ:**—આ સમાપત્તિ તથા સમાધિ સબીજ સમાધિ જ છે એટલે અહિં પર્યન્ત પહોંચવાથી બન્ધબીજનો નાશ થતો નથી[1]

ताः—ઉક્ત સમાપત્તિઓ.

एव—આ શબ્દનો યદ્યપિ ताः પછી ઉચ્ચાર કરયો છે તથાપિ सबीजः समाधिः एव એ પ્રમાણે समाधि શબ્દપછી એનું ગ્રહણ કરવું યોગ્ય છે; અર્થાત્ एव શબ્દ ભિન્નક્રમ છે ભિન્નક્રમપણું જે અન્ય સ્થળે દોષરૂપ મનાય છે તે સૂત્રમાં તેમ મનાતું નથી કારણ કે સૂત્ર વિશ્વતોમુખ સર્વે સ્વીકારયુ છે.

सबीजः—એટલે બીજસહિત. બીજ એટલે બંધના બીજરૂપ અવિદ્યા અથવા સંસ્કાર. તેથી સબીજ એટલે બંધના બીજરૂપ અવિદ્યા વા સંસ્કારસહિત. સબીજ શબ્દ આ શાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે. આ અર્થ જૂદા જૂદા વ્યાખ્યાનમાં કેમ લેવાનો છે તે અધસ્તાત્ બતાવ્યુ છે.

समाधिः—એટલે સંપ્રજ્ઞાતયોગ. યદ્યપિ પૂર્વ સૂત્રોમાં ચાર પ્રકા-

---

૧ આ સૂત્રના અર્થમાં સર્વ વ્યાખ્યાને અનુકૂલ પડે તેવો આ સ્થલે ફેર કર્યો છે. આ સૂત્રનો યથાશ્રુત એનો અર્થ પણ થઇ શકે છે કે આ ચાર જ સબીજ સમાધિ છે કેમકે અવિદ્યાનો નાશ એ ચારમાં થતો નથી.

રના યોગનું વર્ણન કર્યું છે તે તો સંપ્રજ્ઞાત યોગ કહેવાય. તથાપિ જે ચતુર્વિધ સમાપત્તિનું પ્રતિપાદન કર્યું છે તે તો એ યોગના ફલરૂપ છે. છતાં તેને પણ આ સ્થળે સમાધિરૂપ સંપ્રજ્ઞાતયોગ કહ્યો છે તે કાર્યકારણનો અભેદ લઇ કહ્યો છે.

આ સૂત્રથી એ કહ્યું કે નિર્વિચારા સમાપત્તિ થાય, અર્થાત્ પ્રકૃતિમાં ભાવના કરવાથી પ્રકૃતિનો સાક્ષાત્કાર થાય તોપણ તેટલાથી બંધબીજનો નાશ થતો નથી. તેથી જે પુરુષો પ્રકૃતિનો સાક્ષાત્કાર કરી બેઠી રહેછે તેમના બંધબીજનો નાશ નહિ થયેલો હોવાથી તેમનાં ચિત્ત સાધિકાર રહેછે. તેથી તેમનો વર્તમાન દેહ છૂટી જાયછે ત્યારે વધારેમાં વધારે ફલને તેઓ પામે તો સામ્યાવસ્થાવાળી પ્રકૃતિમાં લીન થાયછે અર્થાત્ પ્રકૃતિલય થાયછે. તાત્પર્ય એ કે જેમ પ્રકૃતિ તથા બુદ્ધિસત્ત્વનો અપરોક્ષાનુભવ તેઓએ કરવો તે જ પ્રમાણે પુરુષનો સાક્ષાત્કાર પણ અવશ્ય કરવો જોઇએ છે. પુરુષસંબંધી શબ્દજ્ઞાન ચાલતું નથી. જો શબ્દજ્ઞાનથી બંધબીજનો ક્ષય થતો હોત તો પછી જેમ શ્રુતિસ્મૃતિ વગેરેથી પુરુષવિષયક જ્ઞાન થાયછે તેમ પ્રકૃતિ તથા બુદ્ધિસત્ત્વવિષયક જ્ઞાન પણ થાય છે. તો પછી નિર્વિચારા સમાપત્તિપર્યન્ત પણ જવાનું જરૂરનું નહિ ઠરે. તેથી એ જ કે આ સમાપત્તિને પામ્યા પછી પણ યોગીને કર્તવ્ય અવશેષ રહેછે.* નિ-

---

* આ સૂત્રનું વ્યાખ્યાન ભિન્ન ભિન્ન ટીકાકારોએ અનેક રીતે કર્યું છે. દૃષ્ટાન્તરૂપે ભોજવૃત્તિમાં આ પ્રમાણે છે એ ટીકાકાર કહે છે કે પૂર્વ સૂત્રમાં જે સ્થૂલસૂક્ષ્મવિષયક સમાપત્તિ કહી છે તે માત્ર ગ્રાહ્યવિષયક લેવી. અને એ સૂત્રમાં કહેલા ન્યાયથી ગ્રહણવિષયક તથા અસ્મિતારૂપ બુદ્ધિસત્ત્વવિષયક સમાપત્તિના પણ સાનંદ અને આનંદમાત્ર, સાઽસ્મિત અને અસ્મિતામાત્ર એમ બેબે વિભાગ પાડવા. એટલે સર્વ મળી આઠ પ્રકારની સમાપત્તિ થઇ. એ સર્વનો તાઃ પદથી પરામર્શ થાયછે, એ સર્વ સબીજ છે કેમકે એમાં કોઇ કોઇ પણ આલંબન હોયછે. બીજનો અર્થ એ ટીકાકાર આલંબન કરેછે.

મણિપ્રભાકાર પણ આઠ વિભાગ કરી એ સર્વનો તાઃ પદથી પરામર્શ કરેછે તથા કહેછે કે એ આઠે પ્રકારની સમાપત્તિઓમાં અવિદ્યા હોવાથી એ સબીજ છે. અને તેમાં દોષ નથી કેમકે સાસ્મિત સમાધિમાં પુરુષતત્ત્વ લીધું નથી.

વાર્તિકકાર તાઃ પદથી ગૃહીતૃ, ગ્રહણ અને ગ્રાહ્યવિષયક સર્વ સમાપ-

વિચારા સમાપત્તિની પ્રાપ્તિ કરવા પછી ગૃહીતૃવિષયક સમાપત્તિ થવાથી વિવેકખ્યાતિનો ઉદય થાયછે ત્યારે જ પ્રધાન કર્તવ્યનો અંત આવેછે.

આપ્રમાણે આ સૂત્રથી આ સમાધિ તથા સમાપત્તિની પારિભાષિક સબીજ સંજ્ઞા કહી ત્યાં એ પ્રશ્ન થાય છે કે જ્યારે એ નિર્વિચાર સમાધિસુધીમાં વિવેકખ્યાતિ થતી નથી તથા બંધબીજ રહે છે ત્યારે શું એ સમાધિ તથા સમાધિપના વિવેકખ્યાતિપ્રતિ કેવળ વ્યર્થ છે ? એનો ઉત્તર એ કે ના, કેવળ વ્યર્થ નથી. પણ પૂર્વોક્ત ચારમાં જે નિર્વિચારા સમાપત્તિ છે તેના અભ્યાસથી બુદ્ધિસત્ત્વ નિર્મલ થઇ પુરુષસાક્ષાત્કાર થાયછે, અર્થાત્ વિવેકખ્યાતિનો ઉદય થાયછે, એ હવે પ્રતિપાદન કરેછે.

निर्विचारवैशारद्येऽध्यात्मप्रसादः ॥ ४७ ॥

સૂત્રાર્થઃ—નિર્વિચાર સમાધિનુ વૈશારદ્ય થવાથી અધ્યાત્મપ્રસાદ થાય છે.

निर्विचार०:—निर्विचारस्य वैशारद्यम् तस्मिन् सति—નિર્વિચારા સમાપત્તિનું વૈશારદ્ય થયેથી. નિર્વિચારા સમાપત્તિ કોને કહેવી એ પૂર્વે કહ્યું છે. વૈશારદ્ય એટલે રજોગુણ તથા તમો ગુણની વૃદ્ધિના કારણરૂપ, બુદ્ધિસત્ત્વના આવરક પાપાદિ મળ દૂર થવાથી પ્રકાશસ્વભાવવાળું બુદ્ધિસત્ત્વ રજોગુણ તથા તમોગુણથી અનભિભવને પામતું નથી, એટલે સાત્ત્વિક વા સ્વચ્છ થાય છે એવા બુદ્ધિસત્ત્વની ધ્યેયપ્રતિની જે એકાગ્રતાની ધારા તે વૈશારદ્યછે એ વૈશારદ્ય થયાથી.

अध्यात्मप्रसादः—અધ્યાત્મપ્રસાદ થાય છે अध्यात्म=आत्मनि=બુદ્ધિમાં. प्रसादः એટલે યથાર્થવિષયક સર્વ અર્થને યુગપત્ ભાસમા- ¹

---

નિનો પરામર્શ કરેછે તથા આ પ્રમાણે આ સૂત્રનો અર્થ કરેછે કે "એ સર્વ સમાપત્તિમાં દુઃખબીજરૂપ સંસ્કાર હોવાથી એ સર્વ સબીજ છે" એ માણસ બીજનો અર્થ દુઃખના સંસ્કાર લે છે. યદ્યપિ એની વ્યાખ્યાપ્રમાણે ચરમ સંપ્રજ્ઞાતયોગમાં વિવેકખ્યાતિરૂપ પ્રજ્ઞા હોયછે તેથી સંચિત કર્મોના સંસ્કારો દગ્ધ થાયછે તથાપિ શરીર તથા અંતઃકરણના નિર્વાહક પ્રારબ્ધ સંસ્કાર તથા અવિદ્યાસંસ્કાર રહેલા હોવાથી ચિત્ત સંસ્કારસહિત રહેછે તેથી એ સર્વ સમાધિ તથા સમાપત્તિ સબીજ છે—એમ કહેછે. સર્વથા વસ્તુગત્યા કોઈમાં વિરોધ નથી.

ન કરનાર પ્રત્યક્ષપ્રજ્ઞા અથવા તો બુદ્ધિસત્ત્વનું અતિસ્વચ્છપણું-પુરુષને પણ ગ્રહણ કરી શકે એવું સ્વચ્છપણું.

આ સૂત્રથી એ કહ્યું કે જ્યારે નિર્વિચારા સમાપત્તિનો વિશેષ અભ્યાસ કરાયછે ત્યારે ચિત્તનો દૃઢ સ્થિતિપ્રવાહ થાયછે. એ દૃઢ સ્થિતિપ્રવાહ થવાથી બુદ્ધિસત્ત્વ અતિસ્વચ્છ થાયછે એટલે જીવાત્મ પુરુષ અથવા તો ઈશ્વરરૂપ પુરુષનો સાક્ષાત્કાર કરવા સમર્થ થાયછે. પ્રસાદનો અર્થ પ્રજ્ઞા લેઇએ ત્યારે આ સૂત્રનો એ અર્થ થયો કે એ યોગી પુરુષને જીવાત્મ પુરુષ અથવા ઈશ્વરરૂપ પુરુષ એમાંથી જે ધ્યેય હોય તે તત્ત્વનો સાક્ષાત્કાર થવા યોગ આવે છે.

આથી ચારે સમાધિ તથા સમાપત્તિમાં નિર્વિચારા શ્રેષ્ઠ સિદ્ધ થઇ, કેમકે નિર્વિચારા સમાપત્તિથી યોગીને વિવેકખ્યાતિ આસન્નતમ છે અને પ્રથમની ત્રણથી તો દૂર છે; અર્થાત્ વિવેકખ્યાતિરૂપ મુખ્ય ફલને આપનાર હોવાથી નિર્વિચારા શ્રેષ્ઠ છે. સવિચારા, નિર્વિતર્કા અને સવિતર્કા એ એનાથી ઉત્તરોત્તર નેષ્ટ છે.

આ પ્રમાણે આ સૂત્રથી બુદ્ધિસત્ત્વ અતિસ્વચ્છ થાયછે તથા એમાં વિવેકખ્યાતિ થાયછે એ કહ્યું. હવે સમાધિથી થતી સમાપત્તિરૂપ પ્રજ્ઞાની આ શાસ્ત્રમાં અપાતી પારિભાષિક સંજ્ઞા કહેછે એટલે એ સંજ્ઞા અન્વર્થક હોવાથી એ સમાપત્તિથી જે જ્ઞાન થાયછે તે સત્ય છે એ પ્રતિપાદન કરેછે.

ऋतंभरा तत्र प्रज्ञा ॥ ४८ ॥

સૂત્રાર્થ:—ત્યાં ઋતંભરા પ્રજ્ઞા થાયછે એટલે ત્યાં થતી પ્રજ્ઞાને ઋતંભરા પ્રજ્ઞા યોગીઓ કહેછે.

ऋतंभरा ऋतं सत्यं बिभर्ति इति—એટલે સત્યને ધારણ કરનારવાળી અર્થાત્ સત્યવસ્તુવિષયક.

तत्र—એટલે નિર્વિચારનું વૈશારદ્ય થાય ત્યારે, અથવા તો સમાપત્તિ થાય ત્યારે.

આ સૂત્રથી એ કહ્યું કે પૂર્વે કહેલા સંપ્રજ્ઞાતયોગમાં તથા નિર્વિચારનું વૈશારદ્ય થવાથી જે પ્રજ્ઞાનો ઉદય થાયછે તે પ્રજ્ઞા યથાર્થ વસ્તુને ગ્રહણ કરનાર હોવાથી યોગશાસ્ત્રમાં ઋતંભરા કહેવાય છે. આથી સમાપત્તિરૂપ પ્રજ્ઞાની ઋતંભરા સંજ્ઞા કરી, તેથી એ સૂચવ્યું કે એ સમાપત્તિઓ યથાર્થ વસ્તુને જ વિષય કરેછે. આ સર્વ ઋતંભરા પ્રજ્ઞામાં પણ જે નિર્વિચારનું વૈશારદ્ય થયે વિવેકખ્યાતિરૂપ પ્રજ્ઞા ઉદય થાયછે તે જ શ્રેષ્ઠ ઋતંભરા પ્રજ્ઞા છે એ તો દેખાડ્યું છે

આ સ્થળે એ પ્રશ્ન ઉઠે છે કે આ પ્રમાણે અનેક કષ્ટ કરીને આ ઋતંભરા પ્રજ્ઞાને પામવાથી પણ શું ? એવી થતું જ્ઞાન લૌકિક પ્રમાણરૂપ પ્રત્યક્ષ, અનુમાન અને આગમથી પણ થાયછે. એનો ઉત્તર પૂર્વે પ્રસંગવશાત્ આપ્યો છે છતાં સૂત્રકાર પોતે આપવા ઉત્તર સૂત્ર રચે છે.

**શ્રુતાનુમાનપ્રજ્ઞાભ્યામન્યવિષયા વિશેષાર્થત્વાત્ ॥ ૪૯ ॥**

**સૂત્રાર્થઃ**—આગમ તથા અનુમાનરૂપ પ્રજ્ઞાથી આ પ્રજ્ઞાનો વિષય જુદો છે કેમકે એ પ્રજ્ઞા વિશેષ અર્થને પ્રકાશનાર છે.

ઉપર કહ્યું કે લૌકિક પ્રજ્ઞાથી આ પ્રજ્ઞાના વિષયનું ભાન થાયછે તો આ પ્રજ્ઞાને પ્રાપ્ત કરવાથી શું ? તેનો ઉત્તર આ સૂત્રથી આપ્યો છે. ત્યાં લૌકિક પ્રજ્ઞામાં લૌકિક પ્રત્યક્ષ, આગમ અને અનુમાનનું ગ્રહણ થાય છે. તેમાં લૌકિક પ્રત્યક્ષથી આ પ્રમાના વિષયનું જ્ઞાન તો થતું જ નથી કેમકે ઇન્દ્રિયથી સંનિકૃષ્ટ જે સ્થૂલ વિષય હોય તેનું જ્ઞાન લૌકિક પ્રત્યક્ષથી થઇ શકેછે. જે વિપ્રકૃષ્ટ વિષય છે, વા અતીત વિષય છે તથા જે સૂક્ષ્મ છે તેનું એ પ્રત્યક્ષ થી જ્ઞાન થતું નથી. તેથી પુરુષ વા પ્રકૃતિ વા બુદ્ધિસત્ત્વ વગેરે સૂક્ષ્મ પદાર્થોનું એ લૌકિક પ્રત્યક્ષથી જ્ઞાન થતું ઘટતું નથી લૌકિક પ્રત્યક્ષ ક્યાં ક્યાં નથી ચાલતું તેમાટે સાંખ્યકારિકામાં કહ્યું છે કે—

अतिदूरात्सामीप्यादिन्द्रियघातान्मनोऽनवस्थानात् ।
सौक्ष्म्याद् व्यवधानादभिभवात्समानाभिहाराच्च ॥७॥

અતિ દૂર હોવાથી, અતિ સમીપ હોવાથી, ઇન્દ્રિયનો ઘાત થવાથી, મનની અનવસ્થિતિથી, વિષયની સૂક્ષ્મતાથી, વ્યવધાનથી, અભિભવથી, અને સમાનાભિહારવગેરેથી લૌકિક પ્રત્યક્ષ સર્વ સ્થળે ચાલતું નથી. જે પદાર્થ અતિ દૂર હોયછે તેનું પ્રત્યક્ષ આપણને થતું નથી જેમકે આકાશમાં બહુ ઉંચે ઉડી ગયેલા પક્ષીનું

આંખમાં આંજેલી મેસ વગેરે અત્યંત સમીપ હોવાથી લૌકિક પ્રત્યક્ષના વિષય નથી.

જે માણસ અપંગ, બધિર વગેરે હોયછે તેના ચક્ષુ. શ્રોત્ર વગેરે ઇન્દ્રિયોનો ઘાત થવાથી તેને લૌકિક પ્રત્યક્ષથી તત્ તત્ ઇન્દ્રિયથી જણાતાં રૂપ, શબ્દ વગેરેનો બોધ થતો નથી.

યુદ્ધનું શૂર ચઢેલા માણસને પોતાના શરીરપર પડેલા ઘાનું જ્ઞાન થતું નથી કેમકે તેનું મન અન્ય સ્થળે વ્યાપૃત છે અર્થાત્ મનનું અનવસ્થાન છે

પરમાણ્વાદિ અતિ સૂક્ષ્મ હોવાથી લૌકિક પ્રત્યક્ષથી જણાતા નથી.

ભિત્તિપાછળ પડેલા પદાર્થોનું પ્રત્યક્ષ, વ્યવધાનને લીધે થતું નથી.

અત્યંત તેજસ્વી પદાર્થના તેજથી ચક્ષુરિન્દ્રિય અભિભવ પામેછે ત્યારે રૂપનું જ્ઞાન કરવા અસમર્થ થાયછે.

દુધમિશ્રિત જલમાં દુધનું અથવા સાગરમાં પડેલા જલબિંદુનું પ્રત્યક્ષ જ્ઞાન સમાનાભિહારને (સજાતીયમાં મેલન) લીધે થતું નથી.

આ વગેરે અનેક હેતુથી લૌકિક પ્રત્યક્ષથી બહુ જ થોડા વિષયનું પ્રત્યક્ષ થાયછે. આથી એ તો સિદ્ધ થાયછે કે લૌકિક પ્રત્યક્ષથી આ મુખ્ય અને ગૌણ બંને પ્રકારની ઋતંભરા પ્રજ્ઞા વિલક્ષણ છે કેમકે એના વિષયરૂપ પ્રકૃતિપુરુષવગેરેનું લૌકિક પ્રત્યક્ષથી જ્ઞાન થતું નથી.

આ સ્થળે એ શંકા થાયછે કેયદ્યપિ પ્રકૃતિ, પુરુષવગેરે સૂક્ષ્મ, વ્યવહિત, વિપ્રકૃષ્ટ પદાર્થો લૌકિક પ્રત્યક્ષના વિષય નથી તેથી આ પ્રજ્ઞા લૌકિક પ્રત્યક્ષથી ભલે વિલક્ષણ હોય તથાપિ આગમ અને અનુમાનથી એ સર્વ વિષયોનું જ્ઞાન થઇ શકેછે તેથી એ પ્રજ્ઞાથી અધિક શું ? એનો ઉત્તર સૂત્રકાર આ સૂત્રથી આપેછે.

શ્રુતાનુમાનપ્રજ્ઞાભ્યામ્–શ્રુતપ્રજ્ઞા એટલે આગમપ્રમાણ, અનુમાનપ્રજ્ઞા એટલે અનુમાન પ્રમાણ. એ બંને પ્રજ્ઞાથી.

અન્યવિષયા–અન્ય વિષયવાળી આ પ્રજ્ઞા છે. કેમકે—

વિશેષાર્થત્વાત્–વિશેષને અર્થ (વિષય) કરનાર છે. ( અર્થ એટલે વિષય. )

આ સૂત્રથી એ ઉત્તર આપ્યો કે આ પ્રજ્ઞા આગમ અને અનુમાન પ્રજ્ઞાથી ભિન્ન વિષયવાળી છે કેમકે એનો વિષય વિશેષ છે. આગમ તથા અનુમાનપ્રજ્ઞા સામાન્યવિષયક છે એટલે જાતિ માત્રનું જ્ઞાન આપનાર છે, કંઇ તત્ તત્ વ્યક્તિગત વિશેષને ભાસમાન કરતી નથી. અને આ પ્રજ્ઞાથી તો વ્યક્તિગત સમગ્ર વિશેષોનું હસ્તામલકવત્ જ્ઞાન થાયછે. ત્યાં આગમપ્રજ્ઞા અથવા શબ્દપ્રમાણ સામાન્યને જ ભાસમાન કરે છે કેમકે આગમપ્રજ્ઞા શબ્દથી ઉત્પન્ન થાયછે તેથી શબ્દ જે અર્થમા સંકેતિત થયો હોય તે જ અર્થને એ વિષય કરે. શબ્દનો સંકેત જો વ્યક્તિમાં હોય તો તો એ શબ્દથી થતી આગમપ્રજ્ઞા વ્યક્તિરૂપ વિશેષ અર્થને વિષય કરે. પણ તેમ તો નથી. શબ્દનો સંકેત વ્યક્તિમાં માનવો ઘટતો નથી, કારણ કે તેમ કરવાથી આનંત્ય અને વ્યભિચાર એ દોષો આવેછે. એ તો સ્પષ્ટ છે

કે જે અર્થમાં શબ્દ સંકેતિત થયો હોય તે જ અર્થનું તે શબ્દથી જ્ઞાન થાય. તેથી જો ગો શબ્દનો ગાયરૂપ કોઈ અમુક વ્યક્તિપર સંકેત લઇએ તો એ શબ્દથી તે જ ગાયનું ભાન થાય. તેથી સમગ્ર ગાયોનું ભાન થવા પ્રત્યેક ગાયપર સંકેત કરવો જોઇએ પણ તેમ થાય એમ નથી. કેમકે અતીત, અનાગત તથા વર્તમાન ગાયો અનંત છે. ભૂત ગાયો તથા ભવિષ્યત્ ગાયો અપ્રત્યક્ષ હોવાથી તે સર્વમાં તથા, વર્તમાન ગાયોમાંથી જે અપ્રત્યક્ષ હોય તે સર્વમાં સંકેત કરી શકાય એમ નથી. એટલે વ્યક્તિના આનંત્યને લીધે સર્વપર સંકેત થઇ શકે જ નહિ. તેથી આનન્ત્યરૂપ દોષને લીધે વ્યક્તિરૂપવિશેષ અર્થપર શબ્દશક્તિ માનવી અનુચિત છે. જો એ દોષનો પરિહાર કરવા એમ લઇએ કે જેટલી ગાયો પ્રત્યક્ષ હોય તેટલીપર સંકેત કરવો પણ એ પણ યોગ્ય નથી, કેમકે એમ લેવાથી વ્યભિચાર દોષ આવે છે. જ્યારે અમુક સંખ્ય ગાયપર સંકેત કર્યો, ત્યારે તે સંકેતિત વ્યક્તિથી અન્ય વ્યક્તિને ગાય નહિ કહેવાય અને ગાય અનંત હોવાથી સર્વ સંકેતિત કરાયેલી નથી તેથી એમ કરવાથી જે વસ્તુતઃ ગાય છે તેને અગાય કહેવાનો પ્રસંગ આવે એટલે જ્યા ગોત્વરૂપ કારણ છે ત્યાં એ છતા ગાય એ વ્યવહારરૂપ કાર્યનો અભાવ થાય અર્થાત્ વ્યભિચાર પ્રાપ્ત થાય. એ અટકાવવાને જો એમ લઇએ કે તે સંકેત નહિ કરાયેલી ગાયોને પણ ગાયો કહેવી તો તેમ પણ વ્યભિચાર આવેછે કેમકે સંકેતરૂપ કારણ નહિ છતા ગાય એ વ્યવહારરૂપ કાર્ય થવાનું. તેમ જ જ્યારે સંકેતવિના ભૂત, ભાવિ ગોત્વવાળી વ્યક્તિઓને ગાય કહીએ તો તે જ પ્રમાણે અશ્વત્વ, મહિષત્વવાળી વ્યક્તિઓને પણ ગાય કહેવી પ્રાપ્ત થાય. તેથી સર્વથા આનંત્ય અને વ્યભિચાર એ દોષથી આ મત દૂષિત છે. તેથી શબ્દનો સંકેત જાતિમાત્ર પર અથવા જાતિ, ગુણ, ક્રિયા અને સંજ્ઞાપર ગ્રહણ કરવો ઉચિત છે,વ્યક્તિપર નહિ લોકોમાં પણ જાતિ વગેરેપર જ સંકેતનું ગ્રહણ થાય છે કેમકે જો વ્યક્તિપર થતું હોય તો એ શબ્દજન્ય પ્રજ્ઞાથી વિશેષનું જ્ઞાન પણ થઇ જાય તેથી પછી વિશેષપ્રતિ સંશયાદિ ન થવા જોઇએ. પણ તેમ થાય છે દૃષ્ટાન્તરૂપે નદીતીરે પાંચ ફૂલ છે એ વાક્યમાંના ફૂલ શબ્દથી ફૂલસામાન્યનું જ્ઞાન માત્ર થાયછે પણ તે શેના ફૂલ છે, કેટલાં મોટાં છે, કેવાં રૂપવાળાં છે વગેરે વિશેષનું જ્ઞાન થતું નથી. તેથી શબ્દનો સંકેત સામાન્યમાત્રપર છે એ સિદ્ધ થાયછે, અને તેથી એ શબ્દ-

થી થતી આગમપ્રજ્ઞા પણ સામાન્યમાત્રને બોધન કરેછે, એ પણ સિદ્ધ થાય છે.

અનુમાનપ્રજ્ઞા પણ સામાન્યમાત્રને વિષય કરેછે, કેમકે ધૂમદર્શનથી વહ્નિત્વસામાન્યવાળા પદાર્થમાત્રનું જ્ઞાન થાયછે, પણ તત્રસ્થ વહ્નિવ્યક્તિનું નથી થતું એ તો પૂર્વે પ્રતિપાદન કરી ગયા છીએ. તેથી આગમ અને અનુમાનપ્રજ્ઞા સામાન્યમાત્રને વિષય કરનાર છે એ સિદ્ધ થાયછે. અને ઉક્ત યોગજપ્રજ્ઞાઓ પ્રત્યક્ષરૂપ હોવાથી અશેષ વિશેષને ભાસમાન કરેછે તેથી એ પ્રજ્ઞાઓનો વિશેષરૂપ પદાર્થ વિષય હોવાથી એ પ્રજ્ઞા શ્રુતાનુમાનપ્રજ્ઞાથી વિલક્ષણ છે.અને વિપ્રકૃષ્ટ,અતીત અનાગતને પણ વિષય કરેછે,તેથી લૌકિક પ્રત્યક્ષથી પણ વિલક્ષણ છે. તેથી એ પ્રજ્ઞા સમગ્ર લૌકિક પ્રજ્ઞાથી વિલક્ષણ છે એ સિદ્ધ થાયછે.

આ પ્રસંગમાં એ શંકા થાયછે કે જે અતીત પદાર્થ છે તે નાશ પામી ગયો છે, જે અનાગત છે તે વિદ્યમાન નથી, તેમ જ જે વિપ્રકૃષ્ટાદિ છે તે ઇન્દ્રિયસાથે સંનિકૃષ્ટ નથી તો એ સર્વનું પ્રત્યક્ષ કેવી રીતે થઈ શકે? એનો ઉત્તર એ કે આ શાસ્ત્રમાં સત્કાર્યવાદ માન્યો છે તેથી જે પદાર્થ અતીત છે તે પણ વસ્તુરૂપે તો વિદ્યમાન જ છે, તેમ જ જે અનાગત છે તે પણ વસ્તુરૂપે વિદ્યમાન છે. તેથી તે પદાર્થોનું પ્રત્યક્ષ થવામાં કશો દોષ નથી. તેમ જ બીજું જે કહ્યું કે ઇન્દ્રિયસાથે વિપ્રકૃષ્ટ પદાર્થ સંનિકૃષ્ટ નહિ હોવાથી પ્રત્યક્ષના વિષય થવા ઘટતા નથી એ પણ અયોગ્ય છે કેમકે પ્રત્યક્ષ થવામાં ઇન્દ્રિયની સર્વ સ્થળે આવશ્યકતા નથી. બુદ્ધિસત્ત્વ અતે સંપૂર્ણ પદાર્થનું ગ્રહણ કરવા સમર્થ છે, તોપણ વ્યુત્થાનદશામાં રજસ્ તમસ્‌રૂપ મલથી ગ્રસ્ત થયેલું હોવાથી તેમ કરી શકતું નથી. પણ ઇન્દ્રિયસાહિત્યની અપેક્ષા રાખી કેટલાક વિષયનો જ માત્ર સાક્ષાત્કાર કરાવેછે. જ્યારે સમાધિથી રજોગુણ તથા તમોગુણરૂપ મળ દૂર થાયછે ત્યારે બુદ્ધિસત્ત્વ પોતાના શુદ્ધ પ્રકાશસ્વરૂપે પ્રકાશેછે અને યુગપત્ ધ્યેયગત અશેષ વિશેષનો સાક્ષાત્કાર કરાવેછે. તેથી સમાધિપ્રજ્ઞા વિપ્રકૃષ્ટાદિ વિશેષને પણ ભાસમાન કરેછે એ સિદ્ધ થાય છે.

આ પ્રજ્ઞાથી ચિત્તમાં સંસ્કાર પડેછે. એ સંસ્કારથી પુનઃ પ્રજ્ઞા, તેથી પુનઃ સંસ્કાર એમ સંપ્રજ્ઞાતપ્રજ્ઞાચક્ર ચાલેછે. એ પ્રજ્ઞાચક્રથી શું ફલ થાયછે તે પ્રતિપાદન કરવા કહેછે કે—

तज्जः संस्कारोऽन्यसंस्कारप्रतिबन्धी ॥ ५० ॥

**સૂત્રાર્થ**—સંપ્રજ્ઞાત પ્રજ્ઞાથી થયેલો સંસ્કાર વ્યુત્થાનના સમગ્ર સંસ્કારોનો પ્રતિબંધ કરેછે

तज्जः संस्कारः=તેનાથી થયેલો સંસ્કાર. तत् શબ્દથી ૪૮ મા સૂત્રમાં કહેલી ઋતંભરા પ્રજ્ઞાનો પરામર્શ કરાયછે, અને તેમાં પણ મુખ્ય ઋતંભરાનો, કેમકે ગૌણાર્થમાં જે ઋતંભરા પ્રજ્ઞા છે તેનાથી પડેલો સંસ્કાર વ્યુત્થાન દશાના અવિદ્યાદિ સંસ્કારોનો પ્રતિબંધ કરનાર નથી. તેથી तज्ज. એટલે ઋતંભરાથી પડેલો સંસ્કાર.

अन्यसंस्कार०—અન્ય સંસ્કારનો પ્રતિબંધ કરનાર છે અન્ય એ પદથી વ્યુત્થાનનું ગ્રહણ થાયછે સમાધિપ્રારંભ પણ સમાધિની અપેક્ષાથી વ્યુત્થાન જ હોવાથી વ્યુત્થાનમાં આવી જાયછે.

संस्कार એટલે અનુદ્ભૂત દશામાં રહેલી શક્તિઓ જે સંસ્કારો ઉદ્ભૂત થઈ ગયા છે તેનો તો પ્રતિબંધ ઘટતો જ નથી કેમકે પ્રતિબંધ કરવો એટલે ઉદ્ભૂત થવાનું સામર્થ્ય લઈ લેવું તે. તેથી अन्यसं०=એટલે સમાધિપ્રારંભસહિત વ્યુત્થાન દશાના અવિદ્યાદિ સંસ્કારોનો પ્રતિબંધ કરનાર છે એટલે તેમનું ઉદ્ભૂત થવાનું સામર્થ્ય લઇ લે છે.

આ સૂત્રથી એ કહ્યું કે ઋતંભરાપ્રજ્ઞાની પરંપરાથી પડેલા સંસ્કારો વ્યુત્થાનસંસ્કારનો પ્રતિબંધ કરેછે એટલે વ્યુત્થાન સંસ્કારોનો બાધ થવાથી વ્યુત્થાનના પ્રત્યયો થતા નથી વ્યુત્થાનના પ્રત્યયોનો અભાવ થવાથી વ્યુત્થાનનો અભાવ થાયછે વ્યુત્થાનનો અભાવ થવાથી સમાધિ વા નિરોધ બન્યો રહેછે. તેથી સમાધિપ્રજ્ઞા થાયછે. સમાધિપ્રજ્ઞાથી પ્રજ્ઞાસંસ્કાર પડેછે. તે સંસ્કારથી પૂર્વ પૂર્વ પ્રજ્ઞાથી પડેલો સંસ્કાર દૃઢ થાયછે. દૃઢ થયેલા તે સંસ્કારથી વ્યુત્થાનસંસ્કારનો બાધ થાયછે તેથી પુન પરિણામે સમાધિપ્રજ્ઞા બની રહેછે. એમ કેટલોક કાળ થયા કરેછે અહિં એ શંકા થાયછે કે વ્યુત્થાનસંસ્કારોનો સમાધિપ્રજ્ઞાના ઉદયથી બાધ થઇ શકે એમ છે તો પછી એ પ્રજ્ઞાપરંપરાની શું આવશ્યકતા છે? એનો ઉત્તર એ કે જે અવિદ્યા છે તે આ પ્રજ્ઞાની સાક્ષાત્ વિરોધી હોવાથી તેનો તો આ પ્રજ્ઞાના ઉદયમાત્રથી બાધ થાયછે. પણ તેટલામાત્રથી વ્યુત્થાનસંસ્કારમાત્રનો બાધ થતો નથી. જો એક વખત એ પ્રજ્ઞાના સંસ્કારથી સમગ્ર વ્યુત્થાનસંસ્કારોનો બાધ થતો હોય તો શાસ્ર-

આ પુન પુન વ્યુત્થાનનું જે વર્ણન કરયુ છે તે અમગત ઠરે તે થી લોકસ્થિતિ જોતા એ પ્રજ્ઞાના ઉદય માત્રથી સમગ્ર વ્યુત્થાનમ સ્કારોનો બાધ થતો નથી પણ માત્ર અવિદ્યાનો ભાવ થાય છે ત થા અન્ય મંસ્કારોની તનુતા થાયછે જેમ જેમ એ પ્રજ્ઞાના સંસ્કારો દૃઢ થતા જાયછે તેમ તેમ વ્યુત્થાનસંસ્કારો અધિક અધિકતનુ થતા જાયછે. તેથી પ્રજ્ઞાપરંપરાથી જેમ જેમ પ્રજ્ઞાનસ્કારો દૃઢ થાયછે તેમ તેમ વ્યુત્થાનસંસ્કારોનો બાધ કરી શકે છે, એ સિદ્ધ થાય છે.

અહિં બીજો પ્રશ્ન એ ઉઠેછે કે જ્યારે સંપ્રજ્ઞાતયોગથી થયેલી પ્રજ્ઞાની પરંપરાથી ચિત્તમા સંસ્કારો પડયા કરેછે ત્યારે ચિત્ત કૈવલ્ય ને નહિ પામવાનું, કેમકે સસ્કારવાળુ હોવાથી સાધિકાર છે અર્થાત્ આ સંપ્રજ્ઞાતયોગ પણ ચિત્તની સાધિકારતાને પમાડનાર છે એનો ઉત્તર એ કે સમાધિપ્રજ્ઞાનો સંસ્કાર પ્રજ્ઞાપરંપરાથી પોતે દૃઢ થઇ અન્ય મંસ્કારમાત્રનો દાહ કરેછે તથા પોતે પણ પરવૈરાગ્યને ચિત્તમા ઉત્પન્ન કરી શમેછે તેથી એ પ્રજ્ઞાનસ્કારની પરંપરા ચિત્ત ને સાધિકાર કરનાર નથી પણ ચિત્તની સાધિકારતાની વિરોધી છે

આ પ્રમાણે આ સૂત્રથી સંપ્રજ્ઞાત યોગનુ ફલ પ્રતિપાદન કરયુ હવે અસંપ્રજ્ઞાત યોગનુ ફલ પ્રતિપાદન કરવુ અવશિષ્ટ છે તે કરતા તથા ઉક્ત પ્રજ્ઞાસંસ્કાર પોતાની દૃઢ સિદ્ધિ થવાથી પરવૈરાગ્યદ્વારા શમી જાયછે જેથી ચિત્તની સાધિકારતા રહતી નથી એ પ્રતિપાદન કરવા કહેછે કે—

**तस्यापि निरोधे सर्वनिरोधान्निर्बीजः समाधिः ॥ ५१ ॥**

**સૂત્રાર્થ**—તેનો પણ નિરોધ થવાથી સર્વનો નિરોધ થયછે જેથી નિર્બીજ સમાધિ થાયછે

तस्यापि એટલે પ્રજ્ઞાથી પડેલા સંસ્કારનો પણ અપિ શબ્દ થી પ્રજ્ઞાનો સમુચ્ચય થાયછે તેથી तस्यापि એટલે સંપ્રજ્ઞાતના તથા તેનો સંસ્કાર એ બંનેના

निरोधे=નિરોધ થવાથી

सर्वनिरोधात्=વ્યુત્થાન પ્રત્યય, વ્યુત્થાન સંસ્કાર, સમાધિપ્રારંભ પ્રત્યય તેના સંસ્કાર, સંપ્રજ્ઞાતપ્રજ્ઞા તથા તેનો સંસ્કાર એ સર્વનો નિરોધ થઈ ગયેલો હોવાથી

निर्बीजः समाधिः નિર્બીજ સમાધિ થાયછે બીજ એટલે અવિદ્યાસંસ્કાર તથા દુઃખસંસ્કાર. એ બંનેનો દાહ જેમા છે તે

નિર્બીજ સમાધિનો આ સ્થળે નિરોધ એ અર્થ છે

આ સૂત્રથી એ કહ્યું કે સંપ્રજ્ઞાતપ્રજ્ઞા તથા તેનો સંસ્કાર જે કેટલોક કાળસુધી પ્રતાનરૂપે પ્રવર્તતા હતા તેનો પણ જ્યારે પર વૈરાગ્યદ્વારા નિરોધ થાયછે ત્યારે વૃત્તિમાત્રનો નિરોધ થયેલો હોવાથી જ્ઞાતૃ, જ્ઞાન અને જ્ઞેયથી શૂન્ય એવો અસંપ્રજ્ઞાતયોગ જેને અન્ય શાસ્ત્રોમા નિર્વિકલ્પક સમાધિ પણ કહી છે તે થાયછે નિર્વિકલ્પક સમાધિનું પણ અન્ય શાસ્ત્રોમા બે વિભાગે વર્ણન કરચુ છે તેમાથી જે અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પક સમાધિ કહ્યા છે તેને જ આ સ્થળે અસંપ્રજ્ઞાતયોગ મુખ્યત્વે કરી કહ્યા છે * જે અદ્વૈતભાવનારૂપ નિર્વિકલ્પક સમાધિ છે તેમા વૃત્તિનો સદ્ભાવ હોય છે અને આ અસંપ્રજ્ઞાતમા વિવેકખ્યાતિરૂપ પ્રજ્ઞાવિષે પણ અલંબુદ્ધિરૂપ પરવૈરાગ્ય થયેલો હોવાથી તે પણ શમી ગયેલી હોય છે અર્થાત્ સર્વ વૃત્તિનો નિરોધ હોયછે અસંપ્રજ્ઞાત યોગ અવિદ્યા તથા સમગ્ર દુઃખસંયોગનો અભાવ કરનાર હોવાથી નિર્મળ છે

યદિ પણ એવી શંકા થાય કે સૂક્ષ્મ સૂક્ષ્મ અસંપ્રજ્ઞાતને વિષે સંપ્રજ્ઞાતપ્રજ્ઞા માત્રનો નિરોધ થાયછે પણ પ્રજ્ઞાથી પડેલા સંસ્કાર તો ભાન તનુ થતા જાયછે અને ક્રમે કરી અત્યન્ત તનુતાને પામેલા એ પણ પરિણામે દગ્ધ થઇ જાયછે તેથી બીજનો અત્યન્ત અભાવ થયો ત્યારે પ્રાથમિક અસંપ્રજ્ઞાતથી તે ચરમ અસંપ્રજ્ઞાતપર્યન્ત સર્વ નિર્બીજ છે પણ બીજનો અર્થ સંસ્કાર લઇએ ત્યારે સૂક્ષ્મ સૂક્ષ્મ અસંપ્રજ્ઞાતમા ગૌણ નિર્બીજત્વ છે અને ચરમ અસંપ્રજ્ઞાત કે જેનાથી પછી અંત સુધી પરત ઉત્થાન થતું જ નથી તેમ સંસ્કારમાત્રનો દાહ થયેલો હોવાથી તે મુખ્ય નિર્બીજ છે

વળિ એ કહ્યું કે અસંપ્રજ્ઞાતપરંપરાથી દૃઢ થયેલો નિરોધ સંસ્કાર ઋતંભરા પ્રજ્ઞાના સંસ્કારનો પણ દાહ કરેછે તેમા બે શંકા થાયછે પ્રથમ તો અસંપ્રજ્ઞાતની પરંપરાની શી આવશ્યકતા છે અર્થાત્ એકદા અનુષ્ઠિત અસંપ્રજ્ઞાતથી સંસ્કાર માત્રનો દાહ થતો નથી એમા શું પ્રમાણ છે? અને બીજી તો એ કે અસંપ્રજ્ઞાતપરંપરાથી પડેલા નિરોધસંસ્કારથી અન્ય સંસ્કારનો બાધ થાય તોપણ ચિત્ત અને નિરોધસંસ્કારસહિત રહેતુ હોવાથી ચરમ અસંપ્રજ્ઞાતવિષે પણ સંસ્કારરૂપ બીજના અભાવમા નિર્બીજ અવસ્થાના

* જુઓ શ્રીસિદ્ધાન્તબિન્દુ, પ્રથમ રત્ન પૃષ્ઠ ૨૭૮

ણું નહિ કહેવાય. એ બંનેના ઉત્તર આ પ્રમાણેઃ—

અસંપ્રજ્ઞાતની પરંપરા અવશ્ય માનવી જોઇએ, કેમકે જો એકદા થયેલા અસંપ્રજ્ઞાત સમાધિથી પ્રજ્ઞાકૃતસંસ્કારસહિત સકલ સંસ્કારોનો દાહ થતો હોય તો એ સમાધિથી પુનઃ વ્યુત્થાન થવું ન જોઇએ, કેમકે વ્યુત્થાનસંસ્કાર માત્રનો દાહ થયેલો છે. પણ તેમ તો છે નહિ. શાસ્ત્રમાંથી અનેક દૃષ્ટાન્તો મળી આવેછે કે જેમાં અસંપ્રજ્ઞાતથી પુનઃ વ્યુત્થાન થયેલું કહેલું છે. શ્રીયોગવાસિષ્ઠમાંના કચવૃત્તાન્તમાં કચ નિરોધસમાધિથી વ્યુત્થિત થઇ એકાન્તમાં કિં કરોमि क्व गच्छामि किं गृह्णामि त्यजामि किम् । आत्मना पूरिते विश्वं महाकल्पाम्बुना यथा । મારે શું કરવું, ક્યાં જવું, શું લેવું, શું ત્યજવું—કંઇ જ નહિ. કારણ કે જેમ પ્રલયસમયે આ સંપૂર્ણ વિશ્વ પ્રલયાબ્ધિથી વ્યાપ્ત થયું દેખાય છે તેમ આ સંપૂર્ણ વિશ્વ મારા સ્વરૂપથી ભરેલું છે–ઇત્યાદિ વિચારોને કરતા હતા એ પ્રમાણે કહ્યું છે તેમજ શિખિધ્વજ અને ચુડાલાના વૃત્તાન્તમાં શિખિધ્વજ ત્રણ વર્ષપર્યન્ત નિરોધસમાધિમાં રહ્યા પછી વ્યુત્થિત થતા હતા. શ્રી પ્રહ્લાદ પાંચ હજાર વર્ષપર્યન્ત નિરોધસમાધિમાં સ્થિત થયા હતા વગેરે પ્રતિપાદન પણ જોવામાં આવે છે, તેથી એ સિદ્ધ થાય છે કે એકદા થયેલા અસંપ્રજ્ઞાત યોગથી પ્રજ્ઞાસંસ્કારસહિત સકલ વ્યુત્થાનસંસ્કારનો બાધ થતો નથી. તેથી તેનો નિઃશેષ બાધ કરવા પરવૈરાગ્યનું તીવ્રતમ અનુષ્ઠાન તથા અસંપ્રજ્ઞાતની પરંપરા જરૂરનાં છે. જો એ યોગી મહાત્મા એમ નથી કરતા તો શરીર તથા અંતઃકરણના નિર્વાહક સંસ્કારોનો બાધ નહિ થયેલો હોવાથી તે દેહના અંતસુધી તેમને જગતમાં રહેવું પડે છે. અને શરીર છુટ્યે કૈવલ્ય પદને પામી સ્વરૂપમાં રમેછે.

બીજું જે કહ્યું કે પ્રજ્ઞાસંસ્કારસહિત અશેષ વ્યુત્થાનસંસ્કારનો બાધ થાય તોપણ ચિત્તમાં નિરોધસંસ્કાર હોવાથી ચિત્તની સાધિકારતા જેમની તેમ રહેવાની. પણ એમ નથી. એ નિરોધસંસ્કારો ચિત્તની સાધિકારતાને ઉપજાવનાર નથી પણ એના વિરોધી છે. તેથી જ્યાંસુધી એ નિરોધસંસ્કારનો વિષય વિદ્યમાન છે ત્યાંસુધી જ એ રહેછે, તેનો અભાવ થવાથી પોતે પણ શમી જાયછે જેમ કાષ્ઠને બાળવાને પ્રકટ થયેલો વહ્નિ તે કાષ્ઠને બાળ્યા પછી નિરિન્ધનો થવાથી પોતે ઉપશમ દશાને પામે છે તથા જેમ સુવર્ણનો મળ કાઢવાને નાંખેલું સીસક સુવર્ણના મળને બાળી રહેછે કે તરત

પોતે પણ દગ્ધ થઈ જાયછે તેમ પ્રજ્ઞાસંસ્કારસહિત અશેષ વ્યુત્થાનસંસ્કારોનો આ નિરોધસંસ્કાર દાહ કરી રહે છે કે તરત પોતે પણ શમી જાયછે. એટલે પ્રજ્ઞાસંસ્કારસહિત સમગ્ર વ્યુત્થાનસંસ્કાર દગ્ધ થઈ ગયા એટલે ચિત્તની સ્થિતિમાં હેતુરૂપ ભોગ તથા વિવેકખ્યાતિના સંસ્કારોનો અભાવ થયો તેથી ચિત્તની ચિત્તરૂપે સ્થિતિ થવામાં કોઈપણ કારણ નહિ રહેવાથી ચિત્ત પોતાના કારણમાં આત્યંતિક લયને પામી જાયછે. જેથી ચરમ અસંપ્રજ્ઞાતથી વ્યુત્થાન નહિ થતું હોવાથી એ સર્વથા નિર્બીજ અવસ્થા છે.

આ પ્રમાણે ચરમ અસંપ્રજ્ઞાતથી કૃતાર્થ થયેલા ચિત્તનો સ્વકારણમાં આત્યંતિક લય થાય છે તેથી બુદ્ધિસત્વ (ચિત્ત) ના અભાવે તેમાં ચિતનું (પુરુષનું) પ્રતિબિંબ પડતું નથી તેથી ચિતિશક્તિ પુરુષ સ્વરૂપપ્રતિષ્ઠાને પામ્યો, તથા વસ્તુતઃ પ્રતિબિંબથી થયેલા અભિમાનીમાં રહેલા પણ અવિદ્યાથી પોતામાં આરોપાતા દુઃખમાત્રથી રહિત થયો એમ શાસ્ત્રમાં કહેવાય છે. આ ત્રિવિધ દુઃખના આત્યંતિક લયરૂપ મોક્ષ વસ્તુસ્થિતિ જોતા તો ચિત્તનો જ છે, કૂટસ્થ પુરુષનો નથી સાંખ્ય સૂત્રમા પણ वाङ्मात्रं नतु तत्त्वं चित्तस्थितेः પુરુષમાં બંધ કહેવામાત્ર છે, વાસ્તવિક નથી કેમકે વસ્તુત તો એ ચિત્તમાં રહ્યો છે ઇત્યાદિ સૂત્રથી બંધ ચિત્તનોજ કહ્યો છે. તથાપિ અવિદ્યાથી શુદ્ધાત્ પુરુષમા એ બંધનો આરોપ કરવામા આવેછે તેથી ચિત્તરૂપ ઉપાધિ નિવૃત્ત થયે પુરુષમાંથી બંધ નિવૃત્ત થયો એમ શાસ્ત્રમા કહેવાય છે

આ બે સૂત્રથી શ્રી પતંજલિ ભગવાને આ પ્રમાણે બંને પ્રકારના યોગનું અસાધારણ ફલ એ કહ્યું કે કેવલ તત્ત્વજ્ઞાનથી અસાધ્ય ફલરૂપ જે આશુ વિદેહકૈવલ્યની પ્રાપ્તિ તે આ બંને પ્રકારના યોગથી થાય છે તત્ત્વજ્ઞાનથી સંચિત કર્મોનો નાશ તથા ક્રિયમાણ કર્મોનો અશ્લેષ થાય છે પણ શરીર તથા અંતઃકરણની સ્થિતિમા હેતુરૂપ પ્રારબ્ધ અવશેષ રહેછે. જ્ઞાનવિષયક શ્રુતિ સ્પષ્ટ કહેછે કે तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्ये એ તત્ત્વજ્ઞાની મહાત્માને દેહપતન થાય ત્યાંસુધી વિદેહકૈવલ્યમાં વિલંબ છે; એ થયાથી પોતે વિદેહકૈવલ્યને પામેછે. આ બંને પ્રકારના યોગની સિદ્ધિથી પ્રારબ્ધ કર્મનો પણ નાશ કરી શકાય છે અને તેથી ઇચ્છાયા આવે તે ક્ષણે વિદેહકૈવલ્ય પ્રાપ્ત કરીશકાય છે. અહિં પ્રારબ્ધ કર્મ અર્ધભુક્ત થયાં તેથી તેનો નાશ નહિ થાય એ કહેવું યોગ્ય નથી. કેમકે જે અર્ધભુક્ત કર્મોનો નાશ કરનાર ઉપાય નથી તેનો જ માત્ર નાશ

નહિ થાય પણ કાળે કરી ભોગથી ક્ષય કરવો પડેછે. જે અર્ધભુક્ત કર્મોનો શાસ્ત્રમાં ઉપાય કહ્યો છે તે સર્વ કર્મોનો તે ઉપાયના અનુષ્ઠાનથી નાશ થવો જ જોઇએ. જો સર્વ અર્ધભુક્ત કર્મોનો ભોગમાત્રથી જ નાશ થતો હોય તો ગૃહશાન્તિ વગેરે પ્રાયશ્ચિત્ત કર્મનું બોધન કરનાર શાસ્ત્ર અસંગત ઠરે. શાસ્ત્ર કહેછે કે, જે માણસને અમુક અમુક રોગ થયો હોય તો તે પૂર્વે કરાયેલા અમુક જાતના કર્મનું ફલ છે એમ જાણવું તથા તેનો ક્ષય કરવો અમુક પ્રાયશ્ચિત્તકર્મનું અનુષ્ઠાન કરવું. અહિં જ્યાંથી રોગ થયો ત્યાંથી તે રોગફલક કર્મ અર્ધભુક્ત થયું. છતાં તેનો નાશ સ્પષ્ટ રીતે શાસ્ત્ર કહેછે તે જ પ્રમાણે શરીર તથા ચિત્તની સ્થિતિમાં હેતુરૂપ જે પ્રારબ્ધરૂપ અર્ધભુક્ત કર્મો તેનો પણ શાસ્ત્રવિહિત આ બે પ્રકારના યોગરૂપ ઉપાયના પૂર્ણ અનુષ્ઠાનથી તત્કાળ નાશ કરી શકાય એ યુક્તિયુક્ત જ છે. શ્રીવિષ્ણુપુરાણમાં योगाग्निर्दहति क्षिप्रमशेषं पापपञ्जरम् । इत्यादि વચનથી સર્વ કર્મનો તત્કાળ દાહ કરનાર દ્વિવિધ યોગરૂપ અગ્નિ છે એ સ્પષ્ટ કર્યું છે, તેથી આ બે યોગનું આશુ વિદેહકૈવલ્ય એ અસાધારણ ફલ છે એ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે આ પાદમાં આરંભ કરાયેલા યોગશાસ્ત્રના વિષયરૂપ યોગનું લક્ષણ કર્યું; ચિત્ત, વૃત્તિ અને નિરોધ એ પદોનું વ્યાખ્યાન કર્યું તથા અભ્યાસ અને વૈરાગ્યરૂપ યોગના બે ઉપાયોનાં સ્વરૂપ તથા ભેદનું પ્રતિપાદન કર્યું. ત્યાર પછી સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત એવા યોગના બે વિભાગ પાડ્યા, એ બન્નેના ઉપાયોનું પ્રતિપાદન કર્યું તથા પછી એના સુગમ ઉપાયરૂપે ઈશ્વરપ્રણિધાનનું, ઈશ્વરનું સ્વરૂપ, પ્રમાણ, પ્રભાવ તથા વાચક શબ્દના પ્રતિપાદનપૂર્વક કથન કર્યું. ત્યાર પછી ચિત્તના વિક્ષેપક, તેના સહભૂ પદાર્થો તથા તેને દૂર કરવાના ઉપાયો કહ્યા. આ પ્રથમ પાદમાં પછી અને દ્વિવિધ યોગનાં ફલોનું પ્રતિપાદન કર્યું વગેરે ઉત્તમઅધિકારીઓમાટે જે જે આવશ્યક હતું તે સર્વ કહી બતાવ્યું.

योगस्योद्देशनिर्देशौ तदर्थं वृत्तिलक्षणम् ।
योगोपायाः प्रभेदाश्च पादेऽस्मिन्नुपवर्णिताः[1] ॥

---

૧ શ્રીધારેશ્વરવૃત્તિગતશ્લોકઃ.

॥ ॐ ॥

॥ श्री ॥

॥ द्वितीयपादः ॥

પ્રથમ પાદમાં યોગનું સ્વરૂપ, તેના ઉપાય, તેનું ફળ તથા અવાન્તર વિભાગનું વર્ણન કર્યું. તોપણ એ પાદમાં જે અભ્યાસ અને વૈરાગ્ય એ બે ઉપાયોનું પ્રતિપાદન કર્યું તે ઉપાયો યોગારૂઢ [illegible] યોગની સિદ્ધિ કરનાર છે કેમકે એ

તેથી એને ક્રિયાયોગવગેરે યો

સૂત્રકાર પણ તૃતીયપાદમાં

त्रयमन्तरङ्गं पूर्वेभ्य ગે સૂત્રથી સંયમ વિનાના અન્ય યોગાંગને બહિરંગ જ કહે છે શ્રીગરુડપુરાણવિષે પણ आसनस्थानविधयो न योगस्य प्रसाधकाः—આસન તથા સ્થાનવગેરેના નિયમો યોગના સાક્ષાત્ સાધક નથી—ઇત્યાદિ વાક્યથી સમાહિત ચિત્તવાળાને સંયમ વિના અન્ય યોગાંગની અપેક્ષા નથી એમ જ કહેછે તેથી અભ્યાસ અને વૈરાગ્ય એ બે માત્રથી સમાહિત ચિત્તવાળાને યોગની સિદ્ધિ થાયછે, તોપણ જે વ્યુત્થિત ચિત્તવાળા છે તે લોકોને એ બે ઉપાયો માત્રથી ચાલી શકે એમ નથી કારણ કે તે લોકોને સત્ત્વશુદ્ધિના અન્ય ઉપાયો વધારામાં જોઈએ છે તેનું પ્રતિપાદન કરવા તથા પ્રસંગવશાત્ અન્ય પણ કહેવા આ અન્વર્થક સાધનપાદ નામના દ્વિતીય પાદનો ગ્રંથકાર આરંભ કરે છે આ પ્રમાણે અધિકારીભેદથી સાધનનો ભેદ થાય છે એ વાત અન્ય શાસ્ત્રમાં પણ પ્રસિદ્ધ છે શાસ્ત્રમાં કહ્યું છે કે—आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते । योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते । યોગારૂઢ નહિ થયેલાને માટે અશુદ્ધિ ક્ષય કરનાર ક્રિયાવગેરે સાધનરૂપ છે અને યોગારૂઢ યતિને યોગની સિદ્ધિમાટે શમ એ જ કારણ છે

આ પ્રમાણે હોવાથી વ્યુત્થિત ચિત્તવાળા, યોગને ઇચ્છનાર લોકોને માટે ક્રિયાયોગનું પ્રતિપાદન ગ્રંથકાર કરે છે—

तपःस्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोगः ॥ १ ॥

**સૂત્રાર્થ**—તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન એ ત્રણ યોગને સિદ્ધ કરાવનાર ક્રિયા હોવાથી ક્રિયાયોગ છે

પોતાના અધિકારપ્રમાણેના જપથી આરંભ કરી અતિપ્રયત્ને ધ્યાન-જપ કરવા સામર્થ્ય મેળવવું તથા તેનો નિરંતર અભ્યાસ કરવો એ જ કર્તવ્ય છે.

એ જપ તેના અંગભૂત મંત્રનો અર્થ સમજીને કરવો વધારે સારો છે. કેમકે તેમ કરવાથી શબ્દવૃત્તિ ઉચ્ચારણમાં અને લક્ષણાવૃત્તિ મંત્રાર્થમાં રોકાયછે. તેથી પરસ્પરની ઉપકારક થઇ અન્ય વૃત્તિઓને સ્ફુરવા દેતી નથી અર્થાત્ ધ્યાન જપની સિદ્ધિ વહેલી થાયછે. શ્રીછાંદોગ્યોપનિષદ્‌માં પણ કહ્યું છે કે यदेव विद्यया करोति तदेव वीर्यवत्तरं भवति । જે મંત્રનો અર્થ જાણીને જપ કરાયછે તે જ જપ અધિક બળવાન્ થાયછે. તેથી સાધકે અર્થજ્ઞાનપૂર્વક મંત્રજપ વિધિપ્રમાણે કરવો. એ જપ યોગનો હેતુ છે; કારણ કે ક્રમે કરી ધ્યાન જપ થાયછે એટલે ચિત્તની એકાગ્રતા (યત્ન) યોગ આવેછે. શ્રીભગવદ્‌ગીતામાં પણ यज्ञानां जपयज्ञोऽस्मि એ વચનથી એ જ કહ્યું છે કે, સંપૂર્ણ ક્રિયામાં શ્રેષ્ઠ જે યજ્ઞરૂપ ક્રિયાઓ તે સર્વમાં પણ જપરૂપ યજ્ઞ મારું સ્વરૂપ છે. અર્થાત સર્વથી શ્રેષ્ઠ છે. તેથી જપ એ ક્રિયા પણ યોગનો હેતુ છે તથા સર્વથી ઉત્તમ હેતુ છે એ સિદ્ધ થાયછે. મોક્ષશાસ્ત્રનું મનન પણ એક પ્રકારે જપરૂપજ છે તેથી એને માટે પૃથક્ વિવેચનની આવશ્યકતા નથી. એ એને સ્વાધ્યાય કહેછે.

ત્રીજી ક્રિયા તે ઈશ્વરપ્રણિધાન છે. ઈશ્વરપ્રણિધાન એટલે કર્મસંન્યાસ તથા ફલસંન્યાસ. સર્વ કર્મોને પરમગુરુ પરમાત્માવિષે સમર્પણ કરવાં તે કર્મસંન્યાસ છે અને ફલની ઇચ્છા રાખ્યા વિના નિષ્કામપણે ધર્મ સમજીને (કર્તવ્ય સમજીને) અથવા ઈશ્વરપ્રીત્યર્થ કર્મો કરવાં તે ફલસંન્યાસ છે. આ બંને પ્રકારનું ઈશ્વરાર્પણ અવશ્ય કર્તવ્ય છે. ત્યાં કર્મસંન્યાસ અવશ્ય કર્તવ્ય છે એ વિષે શ્રીભગવદ્‌ગીતામાં કહ્યું છે કે—यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्। यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम्॥ જે તું કરે, જે ખાય, જે હોમે, જે દાન કરે, જે તપ કરે વગેરે જે જે કરે તે સર્વ હે કુંતિના પુત્ર! તું મને અર્પણ કર. કર્મો ઈશ્વરને અર્પણ કરવાં એટલે 'જાણીને વા અજાણતાં જે જે હું કરું છું તે સર્વ હે અંતર્યામિ ભગવન્! આપની પ્રેરણાથી તથા આજ્ઞાથી જ કરુંછું'— એ પ્રકારનું ચિંતન કરી કર્મ કરવાં તે. એ ચિન્તનનો વિશેષ પ્રકાર શ્રીકૂર્મપુરાણમાં આ પ્રમાણે કહ્યો છે કે—

ब्रह्मणा दीयते देयं ब्रह्मणे सम्प्रदीयते ।
ब्रह्मैव दीयते चेति ब्रह्मार्पणमिदं परम् ॥
नाहं कर्ता सर्वमेतद् ब्रह्मैव कुरुते तथा ।
एतद् ब्रह्मार्पणं प्रोक्तमृषिभिस्तत्त्वदर्शिभिः ॥

જ્યારે દાનરૂપ ક્રિયા કરવામાં આવે ત્યારે એ દાન બ્રહ્મ જ આપેછે, બ્રહ્મને જ આપેછે તથા બ્રહ્મ પોતે જ અપાય છે; અર્થાત્ સર્વ બ્રહ્મરૂપ જ છે તેથી હું કાંઇ કરતો નથી પણ બ્રહ્મ જ સર્વ કરેછે— એ પ્રકારનું ચિન્તન તે શ્રેષ્ઠ બ્રહ્માર્પણ છે. આ પ્રમાણે પ્રત્યેક ક્રિયા કરતી વખતે હું એ ક્રિયાનો કર્તા નથી પણ ઈશ્વર જ કર્તા છે, એ પ્રકારે સાધકે ચિન્તન કરવું તે કર્મસંન્યાસ છે.

કર્મસંન્યાસ અવશ્ય કર્તવ્ય છે તેમાટે શ્રીભગવદ્ગીતામાં कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन । मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥ ઇત્યાદિ વચનથી કહ્યું છે કે કર્મથી અસંગ રહેવામાટે કર્મનું નિષ્કામપણે અનુષ્ઠાન કરવું આવશ્યક છે

આ બન્ને પ્રકારનો સંન્યાસ વા ઈશ્વરાર્પણ તે ઈશ્વરપ્રણિધાન છે.

આ સૂત્રમાં આ ત્રણ ક્રિયાને યોગના હેતુરૂપ હોવાથી કર્મયોગ વા ક્રિયાયોગ કહ્યો છે અગર જો યમનિયમાદિમાં આ ત્રણની સાથે અન્ય ક્રિયાઓ પણ કહી છે તથા તે સર્વ યોગના સાધનરૂપ છે તોપણ આ સ્થળે આ ત્રણને પૃથક્ પાડી ક્રિયાયોગ કહ્યો છે તેના બે કારણ છે (૧) આ પાદના આ સૂત્રોનો જે મધ્યમ સાધક અધિકારી છે તેને માટે અન્ય ક્રિયાઓની ખાસ અગત્ય નથી અને (૨) અન્ય યમનિયમાદિની અપેક્ષા રાખ્યાવિના માત્ર આ ત્રણનું જ તીવ્રતાથી અનુષ્ઠાન કરવામાં આવે તો તેથી પણ યોગની સિદ્ધિ થાય છે અને એ ત્રણશિવાય અન્ય યમનિયમાદિ ક્રિયાના અનુષ્ઠાનથી તેમ થતું નથી. તેથી સર્વ અદોષ છે

આ પ્રમાણે આ સૂત્રથી ક્રિયાયોગનું પ્રતિપાદન કર્યું. હવે એ ક્રિયાઓ યોગની સિદ્ધિ કેવી રીતે કરાવે છે એ પ્રતિપાદન કરવું જરૂરનું છે. કારણ કે, એ ક્રિયાઓ જો યોગની સિદ્ધિમાં હેતુરૂપ નહિ હોય તો એને ક્રિયાયોગ નહિ કહેવાય. તેથી હવે એ પ્રતિપાદન કરે છે

समाधिभावनार्थः क्लेशतनूकरणार्थश्च ॥ ૨ ॥

સૂત્રાર્થ —એ ક્રિયાયોગ એકાગ્રતાની સિદ્ધિ કરવામાટે તથા વક્ષ્યમાણ લક્ષણવાળા ક્લેશોને શિથિલ કરવામાટે છે.

समाधि०—એકાગ્રતાની ઉત્પત્તિ કરવામાટે

क्लेशतनू०—આગળ કહેવામા આવતા ક્લેશોને શિથિલ કરવામાટે

આ સૂત્રથી એ કહ્યુ કે એ ક્રિયાઓથી (૧) એકાગ્રતાની સિદ્ધિ થાય છે અને (૨) અવિદ્યાદિ ક્લેશો શિથિલ થાય છે એટલે શુષ્કઇન્ધનવત્ થઇ જાય છે ત્યા તપથી ઇન્દ્રિયો દુર્બલ થાય છે તેથી સ્વસ્વવિષયપ્રતિ બલવાન્ વેગથી દોડતી અટકે છે અને તેથી ચિત્તની વૃત્તિઓને ઉત્પન્ન કરતી નથી તેમ જ તપથી સત્ત્વશુદ્ધિ થાય છે તથા પાપરૂપ વાસનાનો ક્ષય થાય છે અને બુદ્ધિસત્ત્વ શુદ્ધ થવાથી ધ્યેય વિષયમા એકાગ્ર થાય છે તથા તદ્ગતાશેષ વિશેષને ભાસમાન કરવા સમર્થ થાય છે આ રીતે તપ સમાધિસિદ્ધિમા કારણરૂપ છે

સ્વાધ્યાયરૂપ જપથી ઇશ્વરનો અનુગ્રહ થાય છે તેથી પૂર્વે કહ્યાપ્રમાણે આશુ સમાધિસિદ્ધિ થાય છે તેમ જ સ્વાધ્યાયની ચાર ભૂમિકાનુ ગયા સૂત્રમા વ્યાખ્યાન કર્યું છે તેમા મનોમય જપ ધારણારૂપ છે અને ધ્યાનજપ ધ્યાનરૂપ છે ધ્યાનના પરિપાકથી સમાધિ થાય છે એ તો સ્પષ્ટ છે કેમકે ધ્યાનની પરિપાકઅવસ્થા એજ સમાધિ છે આ પ્રમાણે સ્વાધ્યાયથી બે રીતે આશુ સમાધિસિદ્ધિ થાય છે

ઇશ્વરપ્રણિધાનથી ઇશ્વરનો અનુગ્રહ થાય છે તેમ જ કર્મ નિષ્કામપણે કરાતા હોવાથી તેમા નિષ્ફલ થવાય છે ત્યારે પણ ચિત્ત વ્યગ્રતાને પામતુ નથી તથા દુ ખોત્પત્તિદ્વારા ચિત્તપ્રસાદમા હાનિ થતી નથી તેથી આ ઇશ્વરપ્રણિધાનથી ચિત્તપ્રસાદ બન્યો રહી પરિણામે સમાધિની સિદ્ધિ ઉત્પન્ન કરે છે તેમ જ ઇશ્વરાર્પણનો અભ્યાસ થવાથી પ્રતિક્રિયાએ અસ્પૃહા બની રહેવાથી વૈરાગ્યની સિદ્ધિ થાય છે અને તેથી પણ પરિણામે સમાધિ સિદ્ધ થાય છે વળી એ ઇશ્વરાર્પણરૂપ સમર્પણ વા આત્મનિવેદન ભક્તિ સિદ્ધ થવાથી એના ફલરૂપ પ્રેમલક્ષણા ભક્તિ પણ થોડા વખતમા આવિર્ભાવને પામે છે તેથી ઇશ્વરતત્ત્વમા વૃત્તિ એકાગ્ર થાય છે આ વગેરે અનેક રીતે ઇશ્વરાર્પણ સમાધિને ઉપજાવનાર છે શ્રીમદ્ગી

નામાં કહ્યું છે કે—ये तु सर्वाणि कर्माणि मयि सन्यस्य मत्पराः । अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते । तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् । भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ જે લોકો સર્વ કર્મો મારા વિષે અર્પણ કરી અનન્યભાવે મારી ધ્યાનરૂપ ઉપાસના કરે છે તેવા મારામાં જ ચિત્તને અર્પણ કરી રહેનાર પુરુષોનો હું અલ્પ કાળમાં આ દુઃખરૂપ સંસારસાગરથી ઉદ્ધાર કરું

આથી એ સિદ્ધ થયું કે આ ત્રણે ક્રિયાઓનું જો દીર્ઘકાળસુધી નૈરન્તર્યવડે તથા આદરસહિત સેવન કરવામાં આવે છે તો એથી સમાધિસિદ્ધિ થાય છે સમાધિની સિદ્ધિ થવાથી સમાધિપ્રજ્ઞા અને સમાધિપ્રજ્ઞાની સિદ્ધિથી અસંપ્રજ્ઞાત યોગ ક્રમે કરી થાય છે તેથી આ ત્રણે ક્રિયાઓ અસંપ્રજ્ઞાતયોગનો સંપ્રજ્ઞાતયોગ વા સમાધિ દ્વારા હેતુ છે તેથી યથાર્થરીતે ક્રિયાયોગ છે

બીજું આ સૂત્રમાં એ કહ્યું કે આ ત્રણ ક્રિયાથી અવિદ્યાદિ ક્લેશો તનુતાને પામે છે એ પણ ઉપર પ્રમાણે જ સમર્થન કરી શકાય છે આ ક્રિયાયોગથી ક્લેશ તનુતાને પામે છે તેથી તથા પ્રથમ તપનું ધ્યાન જેનાથી જન્મને પામેલી સમાધિદ્વારા થતી સમાધિપ્રજ્ઞા, પછી એ ક્લેશોનો દાહ કરે છે અર્થાત્ જેમ બીજનો દાહ થવાથી તે પુનઃ ઉગતું નથી તેમ એ દગ્ધ થયેલા ક્લેશો સંસ્કારાદિને ફરીને કરવા અસમર્થ થાય છે જ્યાંસુધી ક્લેશો તનુતાને પામ્યા નથી ત્યાંસુધી બળવાન્ વિરોધીથી ગ્રસ્ત થયેલી હોવાથી વિવેકખ્યાતિ ઉદયને પામતી નથી તેથી વિવેકખ્યાતિના ઉદયમાટે ક્લેશોને શુષ્ક કરી નાખવા આવશ્યક છે તેમ થવાથી જ વિવેકખ્યાતિનો ઉદય થઇ અને અસંપ્રજ્ઞાતયોગ થાય છે તેથી આ ક્રિયાયોગ ક્લેશતનૂકરણદ્વારા પણ અસંપ્રજ્ઞાતના હેતુરૂપ છે

આ પ્રમાણે આ સૂત્રથી ક્રિયાયોગને એ સંજ્ઞા આપવાના કારણનું પ્રતિપાદન કરવાના પ્રસંગથી એ ક્રિયાયોગથી થતા ફલોનું પ્રતિપાદન કર્યું તેમાં ક્લેશતનૂકરણરૂપ એક ફલ કહ્યું પણ ક્લેશનું સ્વરૂપ સૂત્રમાં સમજાવેલું નહિ હોવાથી એ ક્લેશ કયા છે એ જિજ્ઞાસા થાય છે તે પૂર્ણ કરવા ક્લેશો કેટલા તથા કયા કયા છે તથા એ પ્રત્યેકનું સ્વરૂપ શું છે વગેરે સૂત્રકાર હવે બતાવે છે—

अविद्याऽस्मितारागद्वेषाभिनिवेशाः पञ्च क्लेशाः ॥३॥

**સૂત્રાર્થ:**—અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એ પાંચ ક્લેશ છે.

આ સૂત્રમાં પંચ–પાંચ–પદથી ક્લેશો કેટલા છે, એ પ્રશ્નનો તથા અવિદ્યા૰–અવિદ્યાદિ–પદથી ક્લેશો કયા કયા છે એ પ્રશ્નનો ઉત્તર આપ્યો છે. એ પાંચનાં સ્વરૂપ સૂત્રકાર જ ઉત્તર સૂત્રોથી પ્રતિપાદન કરેછે. તેથી આ સ્થળે માત્ર ક્લેશોનું, સામાન્ય સ્વરૂપ જ વિચારવાનું છે. ત્યાં એ સ્વરૂપ વા લક્ષણ संसारहेतुविपर्ययत्वम्–સંસારના હેતુરૂપ વિપર્યય–છે. આ લક્ષણમાં संसारहेतुत्वं सति—સંસારના હેતુરૂપ એ વિશેષણ મુકવાથી શુક્તિમાં રજતબુદ્ધિવગેરે વિપર્યયપરની અતિવ્યાપ્તિ દૂર થાય છે. જો જે વિપર્યય હોય તે ક્લેશ એમ માત્ર કહેવામાં આવે તો શુક્તિમાં રજતબુદ્ધિવગેરે વિપર્યય ક્લેશરૂપ ઠરે. પણ તેમ તો છે નહિ. કારણ કે એનો ક્લેશમાં અંતર્ભાવ કરવાથી તથા સૂત્રોક્ત પાંચ ક્લેશોમાં એનો સમાવેશ નથી થતો તેથી એ છઠ્ઠો ક્લેશ ગણવો પડે. જેથી સૂત્રોક્ત ક્લેશોનુ પંચત્વ અસંગત ઠરે. તેથી એ અતિવ્યાપ્તિ દૂર કરવા 'સંસારના હેતુરૂપ' એ વિશેષણ જરૂરનું છે. આ લક્ષણ અસંભવ દોષવાળું પણ નથી કેમકે અવિદ્યા સંસારના હેતુરૂપ જે વિપર્યય તેરૂપ જ છે; તેમ જ અવ્યાપ્તિ દોષવાળું પણ નથી કારણ કે રાગ, દ્વેષવગેરે ચાર ક્લેશો અવિદ્યાનાં કાર્યરૂપ હોવાથી વિપર્યયમૂલક છે, અર્થાત્ વિપર્યયરૂપ જ છે. તેથી ક્લેશોનું એ લક્ષણ અદૂષિત છે એ સિદ્ધ થાયછે.

અહિં એ પ્રશ્ન થાયછે કે આ તો ક્લેશનું શાસ્ત્રીય લક્ષણ છે. પણ ક્લેશ શબ્દનો અર્થ તો દુઃખ છે. એ અર્થનો આ ક્લેશોમાં અનુગમ નહિ હોય તો એને ક્લેશસંજ્ઞા કેવી રીતે અપાય ? એનો ઉત્તર એ કે જગત્માં જે જે દુઃખ છે તે સર્વનું મૂળ આ પાંચ ક્લેશ જ છે તેથી એને ક્લેશસંજ્ઞા આપવી અયોગ્ય નથી. ત્યાં યોગશાસ્ત્રસંમત પ્રક્રિયા આ છેઃ–પુરુષને અર્થે પ્રકૃતિ અર્થાત્ સત્ત્વાદિ ત્રણ ગુણો પરિણામને પામે છે અને જે પુરુષો કૈવલ્યને પામે છે તે પુરુષોને કોઇ પણ ભોગ વા અપવર્ગરૂપ પુરુષાર્થ નહિ રહેલો હોવાથી તે પુરુષપ્રતિ પ્રકૃતિ નષ્ટ થાયછે. તેથી એ અવિદ્યાદિ ચિત્તના ધર્મો વિદ્યમાન છે ત્યાંસુધી જ તે ચિત્તપર સ્વામિત્વવાળા પુરુષને માટે પ્રકૃતિ પરિણામ પામવાની. એ અવિદ્યાદિ, સત્ત્વાદિ ગુણોના સ્વકાર્યને આરંભ કરવાના સામર્થ્યને બલવાન્ કરે છે ને તદ્દ્વારા ગુણોની વિષમતારૂપ અવસ્થા કરેછે. અને પ્રકૃતિમાં ક્ષોભ કરતી વિષમતાને પમાડયા પછી મહત્ વગેરેરૂપ કાર્યકારણ પ્રવાહને પ્રવ-

તાવ છે અને પરિણામે એ સર્વે ક્લેશો પરસ્પરની સહાયતાએ રીતે આઉપર કર્તૃત્વ અભિમાન સ્ફુરાવી જાતિવગેરે વિપાકને ભોગવાવેછે એ વિપાક વિવેકીને સદા દુઃખરૂપ છે એ આગળ કહેવાશે તેથી આ રીતે સઘળું દુઃખરૂપ ક્લેશના મૂળરૂપ હોવાથી (નિમિત્તરૂપ હોવાથી) એ પાંચને ક્લેશસંજ્ઞા આપી છે

આ પ્રમાણે આ પાંચ ક્લેશ હોવાથી એનું હાન પ્રત્યેક પુરુષે અતિપ્રયત્ને કરવું એ આ પાંચને ક્લેશસંજ્ઞા આપવાનો ફલિતાર્થ છે આ સર્વ ક્લેશોનો વિવેકખ્યાતિરૂપ જ્ઞાનથી નાશ થાયછે તથા એના સંસ્કારનો દાહ થાયછે અસંપ્રજ્ઞાત યોગથી એના આશ્રયરૂપ ચિત્તનો નાશ થવાથી એ સંસ્કારો પણ નાશ થાયછે સાક્ષાત્ જ્ઞાનથી અજ્ઞાનનો જ બાધ થઈ શકે છે તેથી એ સર્વનું જ્ઞાનનાશ્યત્વ ઉપપન્ન થવા એ સર્વ અવિદ્યામૂલક હોવા જોઈએ કારણ કે તત્ત્વજ્ઞાન એ મિથ્યાજ્ઞાનનું સાક્ષાત્ વિરોધી છે અન્યનું નથી—એ પ્રતિપાદન કરવા સૂત્રકાર કહે છે કે—

**अविद्या क्षेत्रमुत्तरेषां प्रसुप्ततनुविच्छिन्नोदाराणाम् ॥४॥**

સૂત્રાર્થ—પ્રસુપ્તિ તનુતા વિચ્છિન્નતા અને ઉદારતા એ ચારે અવસ્થાવાળા અસ્મિતા વગેરે ચાર ક્લેશોની પ્રસવભૂમિ અવિદ્યા છે

આ સૂત્રનો અન્વય આ પ્રમાણે છે—अविद्या प्रसुप्ततनुविच्छिन्नोदाराणां उत्तरेषां क्षेत्रम् ।

અવિદ્યા—એનું સામાન્ય લક્ષણ પૂર્વે પ્રતિપાદન કરી ગયા છીએ તથા વિશેષ લક્ષણ હવે સૂત્રથી કહ્યું છે તેથી આ સ્થળે વિસ્તારની જરૂર નથી

प्रसुप्ततनु०—એમના પ્રસુપ્તિ તનુતા વિચ્છિન્નતા તથા ઉદારતાવાળા ક્લેશો આ ચારેમાંથી ગમે તે અવસ્થામાં હોય ત્યારે પણ તેમનો સંસાર હેતુ છે અને તેથી તેમનો નાશ કરવા પ્રયત્ન આવશ્યક છે એ પ્રતિપાદન કરેલ તથા અવિદ્યા આ ચાર અવસ્થાવાળા ક્લેશોની જ પ્રસવભૂમિ છે અર્થાત્ દગ્ધબીજભાવ નામની પાંચમી અવસ્થાવાળા ક્લેશોની નથી એ પ્રતિપાદન કરવા સૂત્રમાં આ પદ મૂક્યું છે

उत्तरेषाम्—એટલે અસ્મિતા વગેરે ચારની, क्षेत्रम् એટલે જન્મભૂમિ વા પ્રસવભૂમિ

આ સૂત્રથી એ કહ્યું કે ક્લેશોની (૧) દગ્ધબીજભાવા (૨) પ્રસુપ્તિ, (૩) તનુતા (૪) વિચ્છિન્નતા અને (૫) ઉદારતા એ પાંચ અવસ્થાઓ છે એ પાંચ અવસ્થામાંથી ઉત્તર ચાર અવસ્થાવાળા ક્લેશોનું જન્મસ્થાન અવિદ્યા જ છે ત્યાં—

દગ્ધબીજભાવા—અવસ્થા એટલે જેમાં ક્લેશોનું સ્વસ્વ કાર્યને ઉત્પન્ન કરવાનું સામર્થ્ય દગ્ધ થઇ ગયું છે તે પ્રકારની ક્લેશોની અવસ્થા

પ્રસુપ્તિ—એટલે ચિત્તવિષે શક્તિરૂપે અર્થાત્ સૂક્ષ્મરૂપે રહેલા ક્લેશોનું સ્વકાર્યને ઉત્પન્ન કરવાનું સામર્થ્ય અથવા તો પોતાના કાર્યને ઉત્પન્ન કરવાના સામર્થ્યના સદ્ભાવવાળા ક્લેશોની ચિત્તમાં સૂક્ષ્મરૂપે સ્થિતિ જેમ દધિ જ્યારે દુગ્ધમાં સૂક્ષ્મરૂપે અથવા અનાગતાવસ્થામાં રહે છે ત્યારે તેની સ્વકાર્યને ઉત્પન્ન કરવા શક્તિ હોય છે ખરી તથાપિ જ્યાંસુધી યોગ્ય અભિવ્યંજક મળતો નથી ત્યાંસુધી સ્વકાર્યને ઉત્પન્ન કરતું નથી તેમ બાળકમાં સ્ત્રીવિષયક રાગાદિ ક્લેશો રહેલા છે તથા સ્વકાર્યને કરવા સામર્થ્યવાળા પણ છે તથાપિ તે કાર્યને અભિવ્યંજકના અભાવને લીધે પ્રકટાવી શકતા નથી તેથી એ રાગાદિ પ્રસુપ્ત છે અથવા તો કર્મજન્ય દેવોમાં ક્રોધવગેરે ક્લેશો રહેલા હોય છે તોપણ તે તે દેવલોકમાં જે કર્મને અનુસાર તેમનું જવું થયું છે તે કર્મ નાનાવિધ વિષયની ઇચ્છા તેમના ચિત્તમાં ઉપજાવી તે તે પદાર્થની અનાયાસે પ્રાપ્તિ કરાવે છે તેથી તેમની ઇચ્છાનો વિઘાત થતો નથી અને ઇચ્છાના વિઘાતરૂપ અભિવ્યંજકના અભાવે તે જન્મમાં તેમના ચિત્તમાં શક્તિરૂપે રહેલો તથા સ્વકાર્યને પ્રકટાવવા સમર્થ ક્રોધરૂપ ક્લેશ પોતાની અભિવ્યક્તિ કરી શકતો નથી તેથી એ પ્રસુપ્ત છે આ પ્રસુપ્તિ દગ્ધબીજભાવાથી જૂદી છે કારણ કે દગ્ધબીજભાવા અવસ્થામાં વિવેકસાક્ષાત્કારરૂપ અગ્નિથી એ ક્લેશોનો નાશ થાય છે તથા એ ક્લેશોના સંસ્કારોનો દાહ થાય છે તેથી એ ક્લેશોની સ્વસ્વરૂપને અભિવ્યક્તિ કરવાની શક્તિ નાશ પામે છે અને તેથી ક્લેશોની અભિવ્યક્તિ કરાવનાર વિષયનો સંનિકર્ષ થાય છે ત્યારે પણ એ ક્લેશોની અભિવ્યક્તિ થતી નથી અને પ્રસુપ્તિ અવસ્થાવાળા ક્લેશો તો સ્વસ્વરૂપની અભિવ્યક્તિ કરવાના સામર્થ્યવાળા છે તેથી યોગ્ય અભિવ્યંજક મળવાથી સ્વસ્વરૂપને અર્થાત્ પોતાની અભિવ્યક્તિને ઉત્પન્ન કરે છે આ રીતે પ્રસુપ્તિના લક્ષણમાં સ્વકાર્યને ઉત્પન્ન કરવાના સામર્થ્યવાળા હોઇને" એ

વિશેષણ દગ્ધબીજભાવાની વ્યાવૃત્તિ કરવા મુક્યુ છે.

આ સ્થળે એ શંકા થાય છે કે જીવન્મુક્તમા ક્લેશનો અત્યંત સમુચ્છેદ થયેલો હોય છે તેથી એ જીવન્મુક્તના ચિત્તમા ક્લેશો અનાગતાવસ્થામા છે જ નહિ તેથી ઉક્ત વિશેષણની જરૂર નથી પણ એ યોગ્ય નથી કેમકે જેમ અગ્નિની દાહશક્તિ જ્યાપર્યંત અગ્નિનો સદ્‌ભાવ હોય છે ત્યા પર્યન્ત રહેછે અર્થાત્ એ શક્તિ યાવત્દ્રવ્યભાવિની છે અને અગ્નિનો સ્વકારણમા આત્યંતિક લય થયે સર્વથા વિલઈ જાયછે, તેમ ક્લેશાદિના સંસ્કાર પણ ચિત્તના સદ્‌ભાવપર્યન્ત રહેછે જ્યારે અસંપ્રજ્ઞાત યોગથી અથવા ભોગથી અવશિષ્ટ પ્રારબ્ધનો નાશ થાયછે ત્યારે ચિત્તનો અધિકાર સમાપ્ત થવાથી તે સ્વકારણમા આત્યંતિક નાશને પામે છે અને આશ્રયના નાશ થવાથી ત્યારે જ અવિદ્યાદિ ક્લેશોનો અત્યંત સમુચ્છેદ થાયછે તેથી જીવન્મુક્તમા ક્લેશોની સૂક્ષ્મરૂપે સ્થિતિ છે એ સિદ્ધ છે પણ તે ક્લેશની સ્વકાર્ય કરવાની શક્તિ દગ્ધ થઈ ગઈ છે તેથી જેમ શેકેલા બીજ ઉગતા નથી તેમ એ ક્લેશોના દગ્ધ થએના સંસ્કારનો પ્રરોહ થતો નથી અને તેથી કરીને જ શાસ્ત્રમા જીવન્મુક્તને ચરમદેહ કહ્યાછે બીજાન્યગ્ન્યુપદગ્ધાનિ ન રોહન્તિ યથા પુન । જ્ઞાનદગ્ધૈસ્તથાક્લેશૈર્નાત્મા સંપદ્યતે પુન । અગ્નિથી જેનુ સ્વકાર્યને કરવાનુ સામર્થ્ય દગ્ધ થયુંછે તેવા બીજ પુન ઉગતા નથી તેમ વિવેકસાક્ષાત્કારરૂપ જ્ઞાનાગ્નિથી જે ક્લેશોના સંસ્કાર દગ્ધ થયાછે તેનાથી પુન દેહની પ્રાપ્તિ થતી નથી—એ સ્મૃતિ જ્ઞાનીના ચરમદેહવિષે પ્રમાણરૂપ છે. આ રીતે જીવન્મુક્તિને ચરમદેહ હોવાથી એ ક્લેશોની પ્રસવભૂમિ અવિદ્યા નથી એ પણ સિદ્ધ થાયછે. કેમકે જો એ ક્લેશોની અવિદ્યા પ્રસવભૂમિ હોય તો પુન દેહની ઉત્પત્તિ થવાની તેથી ચરમદેહત્વ નહિ આવે તેથી ક્લેશોની એ દગ્ધબીજભાવા અવસ્થાથી આ અવસ્થાઓની વ્યાવૃત્તિ કરવી આવશ્યક છે તથા પ્રસુપ્તિની વ્યાવૃત્તિ " સ્વકાર્યને ઉત્પન્ન કરવાના સામર્થ્યવાળા હોઈને" એ વિશેષણથી થાયછે એ સિદ્ધ છે

તનુતા—એટલે ક્લેશના પ્રતિપક્ષના અનુષ્ઠાનથી ક્લેશોનું વિવેકખ્યાતિનો બાધ કરવા અસમર્થ થવુ તે ત્યા શ્રુતિઆદિના શ્રવણાદિથી થતું જે પરોક્ષ જ્ઞાન તે અવિદ્યાનું પ્રતિપક્ષ છે, બુદ્ધિ પુરુષનું ભેદજ્ઞાન અસ્મિતાનુ, સર્વ પદાર્થવિષે દ્રષ્ટા થઇ રહેવુ એ રાગદ્વેષનું તથા મરણ સ્વાભાવિક છે, સંપૂર્ણ જગત્ કાળથી ગ્રસ્ત

જ છે તથા મરણને લક્ષીને જ પ્રવર્તે છે, વગેરે વિચારો શરીર સુખનુ સાધન છે એ બુદ્ધિનું તથા અભિનિવેશનુ પ્રતિપક્ષ છે, અથવા તો પ્રથમ સૂત્રમા કહેલો ક્રિયાયોગ એ સર્વનો પ્રતિપક્ષ છે એ પ્રતિપક્ષોના અનુષ્ઠાનથી વ્યાવહારિક પુરુષમા ક્લેશો જે દૃઢ હોય છે તે વર્તમાન યોગીમા અદૃઢ થાય છે એ અદૃઢતા વા શિથિલતા જ તે આ સ્થળે તનુતા છે

વિચ્છિન્નતા એટલે વિષયના અત્યત સેવનથી અથવા તો ક્લેશોમાના કોઇથી અભિભવ પામવાથી ક્લેશો જે કિંચિત્ કાળ અનાભિવ્યક્ત થાયછે પણ જે ક્લેશો એ પ્રતિબંધક જવાથી પુન તે જ રૂપે ( એટલે તનુતા નહિ પામીને તેટલી જ દૃઢતાથી) આવિર્ભાવને પામેછે તે ક્લેશો વિચ્છિન્ન કહેવાય છે અને એવી અવસ્થા તે વિચ્છિન્નતા છે ત્યા વિષયના સેવનથી ક્લેશની કિંચિત્કાળ અપ્રતીતિ થાયછે તથા તે અપકાળ વ્યતીત થયાથી પુન તેટલા જ બળથી અભિવ્યક્ત થાયછે એ પ્રસિદ્ધ છે એક ક્લેશથી અભિભવ પામવાથી અન્ય ક્લેશની કિંચિત્ કાળ ફક્ત પ્રતીતિ થતી નથી જેમકે જ્યારે રાગવૃત્તિનો આવિર્ભાવ થાય છે ત્યારે ક્રોધનો નથી કમકે બને વિરોધી છે તેથી એ વખતે ક્રોધ વિચ્છિત્તિઅવસ્થામા હોય છે ક્રોધ નથી એમ તો કહેવાય એમ નથી જ કેમકે નહિ હોય તો પછી એનો કદાપિ આવિર્ભાવ થવાનો નહિ પણ તેમ તો નથી તેમ જ એક વિષયપર રાગ હોય છે તે જ વખતે અન્ય વિષયપર રાગ નથી હોતો, ત્યારે પણ રાગ નથી એમ નહિ કહેવાય, પણ તે વિચ્છિત્તિઅવસ્થામા છે

વિચ્છિત્તિ અવસ્થામા રહેલા ક્લેશો તે પ્રતિબધકનો અભાવ થવાથી તેજરૂપે આવિર્ભાવ પામેછે અને તનુત્વવાળા ક્લેશો સાધનુ અનુષ્ઠાન જે કાળે નથી થતુ તે કાળે પણ આવિર્ભાવ પામે તો તેમા બહુ સહકારીની અપેક્ષા જોઇએ છીએ, એટલુ જ નહિ પણ આવિર્ભાવ પામેછે ત્યારે પણ અદૃઢવેગથી આવિર્ભાવ પામેછે, એ વિચ્છિન્નતા અને તનુતાનો ભે છે વિચ્છિન્નતા અને પ્રસુપ્તિ તેમા એ ભેદ છે કે એકમા વિષય[illegible] અન્ય ક્લેશથી[illegible] એ રૂપ પ્રતિબધક અનભિ[illegible] અને અન[illegible]

ધેકાળપર્યન્ત રહેતી અનભિવ્યક્તિ. આ ત્રણે અવસ્થામાં ક્લેશો વર્તમાન નથી પણ ભવિષ્યદ્ વૃત્તિ છે. એ ત્રણથી ભિન્ન જેમા ક્લેશોની વૃત્તિ વર્તમાન છે તે ઉદારતા છે

ઉદારતા—એટલે સ્વસ્વ વિષયમાં ક્લેશોનું સ્વાભાવિકી વૃત્તિ પામીને રહેવું તે; એટલે પોતપોતાના વિષયના ધ્યાનથી અભિવ્યક્ત થયેલા ક્લેશો ઉદાર કહેવાયછે ઉપર વિચ્છિન્નતાના ઉદાહરણમાં જ્યારે ક્રોધ રાગથી અભિભવ પામે છે ત્યારે રાગ ઉદાર છે અને ક્રોધ વિચ્છિન્ન છે તેમ જ અન્ય દૃષ્ટાન્તમાં જે વ્યક્તિપર રાગ જન્મને પામેલો છે તે રાગ ઉદાર છે તથા અન્યપ્રતિનો વિચ્છિન્ન છે.

આ ચાર અવસ્થાવાળા સર્વ ક્લેશો જીવન્મુક્તશિવાય સર્વ ચિત્તમાં હોયછે. અહિ એ લક્ષમા રાખવું યોગ્ય છે કે પ્રસુપ્તિ-ગેરે ચાર ક્લેશોની અવસ્થા કહીછે તેમા એવો કોઈ નિયમ નથી કે જે ક્લેશ એક અવસ્થામા હોય છે તે અન્ય અવસ્થામા નથી આવી શકતો, પણ એથી તો ઉલટો નિયમ છે કે જે ક્લેશ પ્રસુપ્તિગેરે અવસ્થામાં હોય છે તે જ ઉદાર થાય છે તેથી આ ચાર ભેદ ક્લેશના નથી પણ ક્લેશોની અવસ્થાના છે જીવન્મુક્ત પુરુષમાં આ ચારે અવસ્થાવાળા ક્લેશોનો નાશ થયેલો હોય છે. અન્ય પુરુષોમાં એ સર્વનો સદ્ભાવ હોયછે એ જીવન્મુક્તથી ઇતર પુરુષોના આ પ્રકારની ચાર અવસ્થાવાળા અસ્મિતાવગેરે ચારે ક્લેશોની પ્રસવભૂમિ અવિદ્યા છે કેમકે વિપરીત જ્ઞાનરૂપ અવિદ્યા હોય છે ત્યારે જ એ ક્લેશોનો સદ્ભાવ થાય છે અને અવિદ્યાના અભાવે એનો અભાવ થાયછે યદ્યપિ રાગાદિ જ્ઞાનરૂપ નહિ હોવાથી વિપરીતજ્ઞાનરૂપ અવિદ્યારૂપ નથી છતા અવિદ્યાના અભાવે એમનો અભાવ થાયછે એ કહેવું અયોગ્ય નથી કેમકે રાગાદિ પણ અવિદ્યાથી કેવલ ભિન્ન નથી. અવિદ્યાનો અનુગમ વા અન્વય એ ચારેમાં થાયછે, અર્થાત્ જ્યારે જ્યારે રાગાદિ હોયછે ત્યારે ત્યારે અવિદ્યા હોયછે એટલું જ નહિ પણ અવિદ્યાથી નિરપેક્ષ રાગાદિનું સ્વરૂપ જ નથી રાગાદિ કેવલ મિથ્યાજ્ઞાનરૂપ નથી પણ તન્મૂલક છે તેથી, તથા અવિદ્યાના અન્વયવાળા છે તેથી, જેમ સુવર્ણમાં તૈજસ પરમાણુના બાહુલ્યથી પાર્થિવત્વ છતા એ તૈજસ દ્રવ્ય ન્યાયમા ગણાયછે તેજ પ્રમાણે રાગાદિ ક્લેશોમાં પણ અવિદ્યા અન્વિત થયેલી છે તથા પ્રધાન છે તેથી એ પણ અવિદ્યારૂપ જ છે. આ સર્વ કારણને લીધે જ સૂત્રકારે અવિદ્યાને રાગાદિ ક્લેશોનું સહકારિ-

નિમિત્ત કહ્યું નથી પણ પ્રસવભૂમિ વા જન્મસ્થાન કહ્યું છે. આમ હોવાથી એ સર્વેનો જન્મ તથા સ્થિતિ અવિદ્યાના સદ્ભાવપર્યન્ત છે તથા અવિદ્યાના અભાવે એમનો અભાવ છે, એ સહજ દેખાય છે.

આપ્રમાણે સર્વ ક્લેશોનું જ્ઞાનનાશ્યત્વ ઉપપાદન કરવા આ સૂત્રથી સર્વ ક્લેશોનું મૂલ અવિદ્યા છે. ( જે મિથ્યાજ્ઞાનરૂપ હોવાથી તત્ત્વજ્ઞાનથી નાશ પામે છે. ) એ પ્રતિપાદન કર્યું. અને તેથી એ તાત્પર્ય સૂચવ્યું કે અધિકારીએ આ ક્લેશોની આત્યંતિકી નિવૃત્તિમાટે વિવેકખ્યાતિ પ્રાપ્ત કરવા પ્રયત્નવાન્ થવું. હવે એ ક્લેશો જેનું હાન કરવું સર્વને ઇષ્ટ છે તેનું સ્વરૂપ બતાવવું જરૂરનું છે, કારણ કે સ્વરૂપ જાણ્યાવિના કોનું હાન કરવાનું છે એ સમજાતું નથી. તેથી સૂત્રકાર ઉત્તર પાંચ સૂત્રોથી એ ક્લેશોનાં સ્વરૂપ બતાવે છે. ત્યાં ઉદ્દેશક્રમાનુસાર પ્રથમ અવિદ્યાનું સ્વરૂપ બતાવે છે.

**अनित्याशुचिदुःखानात्मसु नित्यशुचिसुखात्म-ख्यातिरविद्या ॥ ५ ॥**

**સૂત્રાર્થ**—અનિત્ય, અશુચિ, દુઃખરૂપ તથા અનાત્મ પદાર્થોવિષે અનુક્રમે થતી નિત્યબુદ્ધિ, શુચિબુદ્ધિ, સુખબુદ્ધિ તથા આત્મબુદ્ધિ—એ ચાર પ્રકારની મિથ્યાબુદ્ધિ ( મિથ્યાજ્ઞાન ) તે અવિદ્યા છે.

नित्या०—એટલે નિત્યબુદ્ધિ, શુચિબુદ્ધિ, વગેરે. ख्याति એટલે કથન વા બુદ્ધિ.

આ સૂત્રથી (૧) અનિત્યવિષે નિત્યબુદ્ધિ (૨) અશુચિવિષે શુચિબુદ્ધિ, (૩) દુઃખરૂપ પદાર્થોવિષે સુખરૂપતાબુદ્ધિ અને (૪) અનાત્મ પદાર્થવિષે આત્મબુદ્ધિ, એ પ્રકારની અવિદ્યા કહી, અર્થાત્ જીવન્મુક્તથી ઇતર પુરુષોમા ચાર પ્રકારની સંસારના હેતુભૂત મિથ્યાજ્ઞાનરૂપ અવિદ્યા હોયછે એ કહ્યું ત્યાં અનિત્યવિષે નિત્યબુદ્ધિ થવી એ પ્રથમ પ્રકારની અવિદ્યા છે. અનિત્ય એટલે ત્રણે કાળમાં જે સ્વસ્વરૂપે રહેતું નથી તે, અર્થાત્ કાર્ય. શાસ્ત્રમાં પણ कालत्रयाभावप्रतियोगित्वम्–કાળમાં રહેલા પોતાના અભાવનો પ્રતિયોગી જે થાય તે અનિત્ય, એ લક્ષણથી એ જ સ્વરૂપ પ્રતિપાદન કર્યું છે. એથી ઉલટું અર્થાત્ જે ત્રણે કાળે સ્વસ્વરૂપે વિદ્યમાન રહેછે તે નિત્ય છે તેથી કાર્યરૂપ પદાર્થોને અનિત્ય જાણવા એ સમ્યગ્ જ્ઞાન છે, પણ

નિત્ય જાણવા એ મિથ્યાજ્ઞાન છે અને તેથી અવિદ્યારૂપ છે આ પ્રકારની અવિદ્યા લોકસિદ્ધ છે આપણે જોઇએ છીએ કે કેટલાક લોકો પૃથ્વી, ચંદ્ર, તારાવગેરે પદાર્થોને નિત્ય માનીને તેના રૂપની પ્રાપ્તિમાટે તેની ઉપાસના કરેછે અન્ય સ્વર્ગને નિત્ય માનીને તેની પ્રાપ્તિમાટે સોમપાન વગેરે ક્રિયાઓ કરેછે, અન્ય અસંખ્ય લોકો ભોગોને નિત્ય માની સદા તેની પ્રાપ્તિના ઉપાયોને કરેછે. આ સર્વે લોકો અવિદ્યાગ્રસ્ત છે. કેમકે પૃથ્વી, ચંદ્ર, તારા, સ્વર્ગ, શરીર, ભોગોવગેરે સર્વ પદાર્થો વિભક્ત હોવાથી કાર્યરૂપ છે, અને કાર્યરૂપ હોવાથી અનિત્ય છે. એ અનિત્ય પદાર્થોવિષે તેમને જે નિત્ય બુદ્ધિ થાયછે તે આ પ્રથમ પ્રકારની અવિદ્યાછે

બીજા પ્રકારની અવિદ્યા તે અશુચિ પદાર્થમાં શુચિબુદ્ધિ છે. જેમકે કાયા વિષે થતી શુચિબુદ્ધિ કાયા એ અશુચિ પદાર્થ છે એ વાત શાસ્ત્રકારોએ વિસ્તારથી પ્રતિપાદન કરીછે ત્યાં કહ્યુંછે કે स्थानाद्बीजादुपष्टम्भान्निस्यन्दान्निधनादपि । कायमाधेयशौचत्वात् पण्डिता ह्यशुचिं विदुः ॥ કાયા મૂત્રાદિ કુત્સિત પદાર્થોથી ભરેલા માતાના ગર્ભરૂપ સ્થાનમાંથી થાયછે તેથી સ્થાને કરી, એનું બીજ શુક્ર શોણિતરૂપ જુગુપ્સિત પદાર્થો છે તેથી બીજે કરી, એને ટકાવનાર માતાએ ખાધેલા અન્નાદિ પદાર્થોના રસવગેરે છે તેથી ઉપષ્ટમ્ભે કરી, એના નવ દ્વારથી તથા રોમકૂપમાંથી દુર્ગંધવાળું ક્ષરણ નીકળે છે તેથી નિસ્યંદથી તથા મૃત્યુથી એ અશુચિ છે જો મૃત્યુથી કાયા અશુચિ નહિ થતી હોત તો શબને અડકીને જે શાસ્ત્રમાં સ્નાનનું વિધાન કર્યું છે, તે નહિ હોત તેમ જ મૃત્યુથી કાયા કેવળ ગંધાઈ ઉઠેછે તેથી પણ મૃત્યુથી એ અશુચિ થાયછે એટલું જ નહિ પણ જળમૃત્તિકા વગેરેથી તથા તૈલાદિના અભ્યંગથી કાયાની નિરન્તર શુદ્ધિ કરવી પડેછે, તેથી પણ એ અશુચિ છે આ પ્રમાણે કાયા અનેક પ્રકાર અશુચિ છે, છતાં તેને વિષે પણ લોકોને શુચિબુદ્ધિ થાય છે, જો કાયાવિષે શુચિબુદ્ધિ નહિ થતી હોત તો સ્ત્રીકાયાનું આલિંગનવગેરે પ્રીતિથી કરવા કદાપિ પ્રવૃત્તિ થાત નહિ, પણ તે તો છે નહિ એ અવિદ્યાના પ્રધાન આશ્રયરૂપ કેટલાક કવિઓ એ કુત્સિત સ્ત્રીકાયાવિષે 'એ ચંદ્રલેખા જેવી છે; એના અવયવો ચંદ્રકિરણથી ઘડાયેલા છે, બ્રહ્માએ સમગ્ર શુદ્ધ પદાર્થનું એક સ્થળે પ્રદર્શન કરાવવા આ સ્ત્રીશરીરને ઘડ્યું છે' ઇત્યાદિ પ્રકારે જે લખે છે તે નહિ લખત. તેથી કાયાવિષે શુચિબુદ્ધિ થાય છે એ

સિદ્ધ છે એ શુચિબુદ્ધિ મિથ્યાજ્ઞાનરૂપ હોવાથી આ બીજા પ્રકારની અવિદ્યા છે

આ બીજા પ્રકારની અવિદ્યામા અપુણ્યવિષે થતી પુણ્યબુદ્ધિ જેમકે માનભક્ષણ, પશુપક્ષિવગેરે વિવિધ તિરસ્કારવી પ્રાણીઓનેમા સ્વાર્થરૂપ હિંસા, પરસ્ત્રીસંયોગવગેરેમા થતી પુણ્યબુદ્ધિ વા ધર્મબુદ્ધિ અનર્થવિષે પુરુષાર્થબુદ્ધિ જેમકે અર્જન, રક્ષણાદિ અસંખ્ય દુઃખવાળા ધનાદિપદાર્થવિષે થતી પુરુષાર્થબુદ્ધિ, એ વગેરે સંસારના હેતુભૂત મિથ્યાજ્ઞાનરૂપ અવિદ્યાનુ ગ્રહણ થાયછે કેમકે શુચિ શબ્દ યોગોત્કૃષ્ટ સાધનનો તથા અશુચિ શબ્દ યોગાત્કૃષ્ટસાધનનો ઉપલક્ષક છે

ત્રીજા પ્રકારની અવિદ્યા તે દુઃખરૂપ પદાર્થોવિષે થતી સુખબુદ્ધિ છે ત્યા કોઇપણ જીવની કેવલ દુઃખવિષે સુખબુદ્ધિ થતી નથી, તેથી દુઃખનો અર્થ દુઃખસાધન તથા દુઃખહેતુ પદાર્થ લેવો યોગ્ય છે તેથી એ દુઃખસાધનવિષે થતી સુખખ્યાતિ, એટલે એ નાશનો દુઃખની નિવૃત્તિરૂપ તાત્વિક સુખના સાધન છે એવુ મિથ્યાજ્ઞાન થવુ તે, તથા દુઃખપ્રચુરમા થતી સુખપ્રચુરતાબુદ્ધિ તે આ તૃતીય પ્રકારની અવિદ્યા છે ત્યા આગળ કહેવામા આવશે તેમ આ આખો સંસાર દુઃખનુ જ સાધન છે, તેને મોક્ષના સાધનરૂપ વા સુખના સાધનરૂપ જાણવો, એ દુઃખસાધનવિષે થતી સુખખ્યાતિનુ ઉદાહરણ છે અને પરસ્ત્રીસંગવગેરે પદાર્થો જે દુઃખપ્રચુર છે તેને વિષે થતી સુખપ્રચુરત્વબુદ્ધિ તે દુઃખપ્રચુરવિષે સુખપ્રચુરત્વબુદ્ધિનુ ઉદાહરણ છે દુઃખપ્રચુર પદાર્થને દુઃખપ્રચુર જો માણસ જાણેછે તો તેની તે કાર્યમા બુદ્ધિપૂર્વક પ્રવૃત્તિ થતી નથી તેથી પરસ્ત્રીસંગવગેરે પદાર્થોમા જ્યારથી વિદ્વાન્ માણસની પ્રવૃત્તિ થાયછે ત્યારથી જ એ સિદ્ધ છે કે એ દુઃખને એમા સુખપ્રચુરત્વબુદ્ધિ હોવી જોઇએ આ બન્ને પ્રકારના મિથ્યાજ્ઞાન તે તૃતીય પ્રકારની અવિદ્યા છે

ચતુર્થ પ્રકારની અવિદ્યા તે અનાત્મવિષે થતી આત્મબુદ્ધિ છે સ્થૂલ દેહના ઉપકારકરૂપ પુત્રાદિ પદાર્થોવિષે થતી આત્મબુદ્ધિ, અંતઃકરણના સુખાદિ ભોગના આધારરૂપ સ્થૂલ દેહવિષે થતી આત્મબુદ્ધિ, તથા સાક્ષાત્ ભોગરૂપ અંતઃકરણવિષે થતી આત્મબુદ્ધિવગેરે આ અવિદ્યાના ઉદાહરણ છે કેમકે પુત્ર, સ્થૂલદેહવગેરે પદાર્થો જડ છે એટલે પોતાના સ્વરૂપથી પુરુષથી વિલક્ષણ છે છતા એવિષે આત્મબુદ્ધિ ઉપજાવે છે

ની બુદ્ધિ થાયછે. એ મિથ્યાજ્ઞાન હોવાથી તથા સંસારના હેતુરૂપ હોવાથી અવિદ્યા છે. આ પ્રકારની અવિદ્યા છવન્મુક્તસિવાય અન્યમાં સિદ્ધ છે તથા એ સંસારના હેતુરૂપ પણ છે. લોકો બુદ્ધિસત્ત્વને પોતાના આત્મારૂપ ગણી તેની સંપત્તિથી એટલે સત્યસંકલ્પાદિ શુભવાસનાવગેરેથી આનંદ પામેછે અને બુદ્ધિસત્ત્વના પરિણામરૂપ ઇચ્છાના વિઘાતવગેરે વિપત્તિથી પોતાને દુઃખી માને છે. શરીરમાં વ્યાધિવગેરેનો પ્રાદુર્ભાવ થવાથી પોતાને વ્યાધિવાળો તથા દુઃખી માને છે. તેમ જ પુત્રપુત્રીનાં સુખદુઃખવગેરેથી પોતાને સુખી દુઃખી સમજે છે. તેથી અવિદ્યા લોકસિદ્ધ છે એ નિઃસંદેહ છે. અવિદ્યારૂપ મિથ્યાજ્ઞાન જ પુરુષને સંસારની પ્રવૃત્તિ કરાવેછે. કેમકે એ અધ્યાસથી હું કર્તા છું એવું મિથ્યાઅભિમાન સ્ફુરેછે તેથી કર્મબંધન થઇ ધર્માધર્મની ઉત્પત્તિ થાય છે અને તેનું ફલ ભોગવવા નાનાવિધ જન્મ ધારણ કરવા પડે છે આ રીતે લોકસિદ્ધ, સંસારના હેતુભૂત, અનાત્મપદાર્થવિષે થતી આત્મખ્યાતિરૂપ અવિદ્યા ચોથા પ્રકારની છે.

આ પ્રમાણે આ સૂત્રથી अतस्मिन् तद्बुद्धिः-જે પદાર્થ જેવો નથી તેમાં તેની બુદ્ધિરૂપ અવિદ્યા ચાર પ્રકારની છે, એ પ્રતિપાદન કર્યું. ત્યાં એ શકા થાય છે કે આ મિથ્યાજ્ઞાનને અવિદ્યા કહેવું ઉચિત નથી. કેમકે અવિદ્યા પદનો વિગ્રહ કરતાં ત્રણ અર્થ નીકળે છે. (૧) વિદ્યાથી ભિન્ન તે અવિદ્યા. (અપદથી આ પ્રમાણે ભિન્નતારૂપ અર્થ પ્રતિપાદન કરી શકાયછે જેમકે અમક્ષિક કહેવાથી મક્ષિકા નહિ તે અર્થાત્ મક્ષિકાથી ભિન્ન એવો અર્થ નીકળેછે) (૨) વિદ્યાનો અભાવ તે અવિદ્યા અને (૩) અવિદ્યાને બહુવ્રીહિસમાસ લઇએ તો અનુત્તમ વિદ્યા. આ પ્રમાણે ત્રણ અર્થ અવિદ્યાના થાયછે. પણ તેમાં મિથ્યાજ્ઞાનરૂપ અર્થ થતો નથી; તેથી મિથ્યાજ્ઞાનને અવિદ્યા કેવી રીતે કહેવાય ? એનો ઉત્તર એ કે, આ શબ્દ યોગજ અર્થમાં વપરાયો નથી. એ શબ્દ રૂઢ છે. જેમ અમિત્રનો મિત્રથી ભિન્ન, મિત્રનો અભાવ કે ઉત્તમ મિત્ર એ ત્રણમાંથી કોઇ પણ અર્થ નથી પણ મિત્રનો વિરોધી અર્થાત્ શત્રુ એ અર્થ છે તેમ અવિદ્યાનોપણ-નઞ્નો 'વિરોધી' અર્થ લેવાથી–વિદ્યા જેની વિરોધી છે—તત્ત્વજ્ઞાન જેનું નાશ કરનાર છે-એ અર્થ અથવા તત્ત્વજ્ઞાનરૂપ વિદ્યાથી વિરોધી એ અર્થ થાયછે. આમ એ રૂઢ શબ્દ હોવાથી મિથ્યાજ્ઞાનને અવિદ્યાસંજ્ઞા આપવી અદૂષિત છે.

આ પ્રમાણે આ સૂત્રથી સર્વ ક્લેશોના મૂળરૂપ હોવાથી અવિદ્યાનું પ્રથમ સ્વરૂપ બતાવ્યું. હવે એ અવિદ્યાના સાક્ષાત્ કાર્યરૂપ અસ્મિતા ક્લેશનું (ઉદ્દેશક્રમથી પ્રાપ્ત થવાથી) પ્રતિપાદન કરે છે.

दृग्दर्शनशक्त्योरेकात्मतेवाऽस्मिता ॥ ६ ॥

**સૂત્રાર્થ:**—પુરુષ તથા બુદ્ધિસત્ત્વની સ્વરૂપતઃ તથા ધર્મતઃ એકરૂપતાપત્તિ અર્થાત્ એકતાભિમાન તે અસ્મિતા છે.

दृग्दर्शनशक्त्यो –દૃક્શક્તિ તથા દર્શન શક્તિની દૃક્શક્તિ એટલે પુરુષ અને દર્શનશક્તિ એટલે દૃશ્યતે અનેન–જેનાથી દર્શન થાય છે તે અર્થાત્ બુદ્ધિસત્ત્વ વા અંતઃકરણ. પુરુષ અને બુદ્ધિસત્ત્વ એ બંનેનો ભોક્તૃભોગ્યસંબંધ સિદ્ધ કરવા સૂત્રકારે 'શક્તિ' એ પદ મુક્યું છે સર્ગકાળવિષે તો બુદ્ધિ સ્વસ્વરૂપે હોયછે તેથી ભોગ્યરૂપ છે, પણ પ્રલય કાળવિષે એ બુદ્ધિ પ્રકૃતિવિષે લીન થઇ જાયછે તેથી એ સમયે સ્ફુટ ભોગ્યતા એનામાં નથી, તથાપિ એ સમયે પણ એ બુદ્ધિસત્ત્વ પોતાની વાસનાને પ્રકૃતિમાં મુકી પોતે પ્રકૃતિરૂપ થાયછે તેથી તે સમયે પણ એનામાં ભોગ્યતાની શક્તિ હોયછે અર્થાત્ ભોગ્યત્વ શક્તિરૂપે (અનાગતાવસ્થારૂપે) હોયછે આ પ્રમાણે બુદ્ધિસત્ત્વમાં ભોગ્યશક્તિ સદા હોયછે અને બુદ્ધિસત્ત્વની અપેક્ષાથી પુરુષ ભોક્તા છે, તેથી પ્રલયકાળમાં ભોગ્યના અભાવે સ્ફુટ ભોક્તૃત્વ પુરુષમાં નથી તોપણ તેની શક્તિ છે આપ્રમાણે બુદ્ધિનો આત્યંતિક લય થાય ત્યાંસુધીતો બુદ્ધિસત્ત્વ અને પુરુષનો ભોગ્યભોક્તાસંબંધ સિદ્ધ કરવા સૂત્રકારે શક્તિ પદ મુક્યુંછે, તેથી આ પદનો અર્થ એ થયો કે 'બુદ્ધિસત્ત્વરૂપ ભોગ્ય તથા પુરુષરૂપ ભોક્તાની '

एकात्मता इव—એકતાપત્તિરૂપ વિપર્યય, એકાત્મા એટલે એકરૂપ તેથી એકાત્મતા એટલે એકરૂપ થઇ રહેવું તે ત્યાં પુરુષ અને બુદ્ધિ એ બંને અસત વિવિક્ત છે, કેમકે બંનેમાં વિલક્ષણ ધર્મો છે પુરુષ અપરિણામી છે, ઉદાસીન છે તથા નિષ્ક્રિય છે તથા બુદ્ધિ પરિણામી છે, ક્રિયાવાળી છે, પ્રવૃત્તિવાળી છે વગેરે. તેથી બંનેનું વાસ્તવ ઐક્ય તો સંભવતું જ નથી તેથી સૂત્રમાં इव પદનું ઉચ્ચારણ કરવું છે. એ પદના પ્રયોગથી એ અર્થ થયો કે બંનેનું વાસ્તવ ઐક્ય અસંભવ છે તેથી જાણે બંને એકરૂપ હોય તે પ્રમાણેનો પરસ્પરાધ્યાસ પ્રવો એજ બંનેની એકાત્મતા છે આ પ્રમાણે इव શબ્દનો પ્રયોગ અન્ય સ્થળે કરાયેલો પણ જોવામાં આવેછે શ્રુતિમાં

ત્ર કહ્યું છે કે ध्यायतीव पृथिवी—પ્રવિવી જાણે ધ્યાન કરે છે પૃથિવી જડ હોવાથી એનામા વાસ્તવ ધ્યાનકર્તૃત્વ સભવતુ નથી તેવી રીત પ દ એ વાક્યમા મુક્યું છે. *

આ સૂત્રથી એ કહ્યુ કે બુદ્ધિસત્ત્વ તથા પુરુષ જે વાસ્તવિક રીતે અત્યત ભિન્ન છે તેની સ્વરૂપત તથા ધર્મત. એકતા જેવુ થઇ જવુ તે અસ્મિતા છે, એટલે બુદ્ધિસત્ત્વ તથા પુરુષના સ્વરૂપ તથા ધર્મોનો પરસ્પરમા અધ્યાસ થવો તે અસ્મિતા છે ईश्वरोऽहं હુ ઐશ્વર્યવાળો છુ, याऽहं सुखी सोऽहं तदनुभविता જે હુ સુખી છુ તે જ હુ તેનો અનુભવ કરનાર છુ વગેરે પ્રકારે એ બંનેની એકતાનુ મિથ્યા અભિમાન જીવોને થાયછે જેમા પ્રથમ જ્ઞાન મા—હુ ઐશ્વર્યવાળો છું એ જ્ઞાનમા—હુ પદથી ઉપલક્ષિત પુરુષ છે એ પુરુષ ઐશ્વર્યવાળો છે એ પ્રકારનુ જ્ઞાન અહિ છે તેમા ઐશ્વર્ય એ બુદ્ધિનો ધર્મ છે તેથી એ જ્ઞાનમા બુદ્ધિના ધર્મનો પુરુષમા અધ્યાસ વા આરોપ છે આ જ પ્રમાણે બીજા જ્ઞાનમા સુખાદિ ધર્મવાળી બુદ્ધિના સ્વરૂપની તેના અનુભવ કરનારરૂપ સાક્ષી ચેતનના સ્વરૂપસાથે એકતાનુ અભિમાન કરયુ છે આ પ્રમાણે ધર્મત તથા સ્વરૂપતઃ બુદ્ધિ અને પુરુષ જે બને વિવિક્ત તત્ત્વો છે તેમને એક જાણવા એ વિપર્યયનુ નામ અસ્મિતા ક્લેશ છે એ અસ્મિતાક્લેશથી જ જીવને ભોગ થાયછે અર્થાત્ ભોગમાત્ર વસ્તુત દુખરૂપ હોવાથી દુખ થાયછે કેમકે સુખદુખાદિ બુદ્ધિની વૃત્તિઓ હોવાથી બુદ્ધિના ધર્મ છે તેનો આરોપ જ્યારે પુરુષમા થાય છે ત્યારે જ હુ સુખી, હુ દુખી ઇત્યાદિ પ્રકારનો ભોગ થાયછે જ્યારે એ એકાત્મતાભ્રમ જતો રહેછે ત્યારે એ ભોગ થતો નથી અને તેથી જીવન્મુક્ત પુરુષોને માત્ર સુખાદિના આભાસનો વ્યુત્થાનદશામા સાક્ષાત્કાર પ્રસગે થાયછે પણ તેથી હુ સુખી, હુ દુખી ઇત્યાદિ પ્રકારનુ જ્ઞાન નહિ થવાથી તેમને શાસ્ત્રમા ગૌણ ભોગ કહ્યો છે * આથી અન્વયવ્યતિરેકથી એ જ સિદ્ધ થાયછે કે આ અસ્મિતા સપૂર્ણ ભોગનુ કારણ છે

---

* આ વિષયના સબધમા જુઓ શ્રીભામિનીભૂષણ દ્વિતીય પર્યાયકાર પૃ૪ ૧૯૦.

આ અસ્મિતા બુદ્ધિ તથા પુરુષની એકતાના અભિમાનરૂપ છે અને ચતુર્થ પ્રકારની અવિદ્યા પણ બુદ્ધિરૂપ અનાત્મ પદાર્થવિષે અહંબુદ્ધિરૂપ છે, તોપણ બંને એકરૂપ નથી તેથી અસ્મિતાનો પ્રકારે જુદો નિર્દેશ કર્યો છે. યદ્યપિ બંને વિપર્યયરૂપ છે તથાપિ અવિદ્યા કારણરૂપ છે અને અસ્મિતા એનું કાર્ય છે. લોકમાં આપણે જોઈએ છીએ કે પ્રથમ તેઓ કલત્ર ભૃત્યવગેરેઉપર આત્મત્વરૂપ અભિમાન બાંધેછે અને એ બાંધ્યાથી તેઓ કલત્રાદિનાં સુખદુઃખનો પોતામાં આરોપ કરેછે. તેમ જ જલમાં જે ચંદ્રનું પ્રતિબિંબ પરેછે તે પ્રતિબિંબવશાત્ જલાદિરૂપ ઉપાધિને વિષે ચંદ્રત્વનો આરોપ પ્રથમ થાયછે અને એ થયાથી અનન્તર જલના કંપ, માલિન્યવગેરે ધર્મોનો ચંદ્રમાં આરોપ થાયછે. તેમ પ્રથમ તો બુદ્ધિરૂપ અનાત્મ પદાર્થવિષે સામાન્યરૂપે અહંબુદ્ધિ થાયછે તે અવિદ્યા છે. એ અવિદ્યામાં બુદ્ધિ તથા પુરુષનાં અત્યંત ભેદનું જ્ઞાન હોતું નથી. ત્યાર પછી બુદ્ધિ તથા પુરુષ એ બંનેનું ભેદજ્ઞાન નહિ રહેવાથી જેમ દૂરથી જોનારને બે વનસ્પતિ એક હોય એમ ભાસે છે, તેમ બુદ્ધિ અને પુરુષ એ એક જ તત્ત્વ છે, એમ ભાસેછે તે અસ્મિતા છે. અવિદ્યામાં સામાન્યરૂપે અહંબુદ્ધિ થયેલી હોવાથી બુદ્ધિધર્મનો પુરુષમાં તથા પુરુષધર્મનો બુદ્ધિમાં આરોપ થયેલો હોતો નથી. એ આરોપ એકાત્મરૂપ અસ્મિતામાં જ થાય છે. તેથી વિપર્યયરૂપે એક છતાં કાર્યકારણરૂપ અવાન્તર વિશેષથી અસ્મિતા અને અવિદ્યા એ ભિન્ન કહેલા છે. આ અસ્મિતાનું વર્ણન શ્રીસાંખ્યકારિકામાં પણ એ જ કર્યું છે કે—

तस्मात्तयोगादचेतन चेतनावदिव लिङ्गम ।

गुणकर्तृत्वे च तथा कर्तेव भवत्युदासीनः ॥

બુદ્ધિપુરુષના સંયોગથી અચેતન બુદ્ધિ ચેતનવત્ થાય છે તથા ખરું કર્તૃત્વ બુદ્ધિનું છે તોપણ ઉદાસીન પુરુષ કર્તાવત્ જણાય છે. આ ક્લેશને જ શ્રુતિસ્મૃતિવગેરેમાં પ્રસંગે હૃદયગ્રંથી કહી વર્ણવ્યો છે.

આ પ્રમાણે આ સૂત્રથી અસ્મિતાનું લક્ષણ બતાવ્યું. હવે અસ્મિતાના કાર્યરૂપ રાગનું સ્વરૂપ ક્રમપ્રાપ્ત હોવાથી બતાવે છે.

सुखानुशयी रागः ॥ ७ ॥

**સૂત્રાર્થ:**—સુખના સાક્ષાતકારથી તથા સુખની સ્મૃતિથી થતો, સુખ તથા તેનાં સાધનમાત્રને વિષય કરનારો તૃષ્ણારૂપ ક્લેશ તે રાગ છે.

सुखानुशयी-सुखमनुशेते इति=સુખને વિષય કરનાર. આ સ્થળે સુખપદથી સુખ તથા તેના સાધનમાત્રનું ગ્રહણ થાયછે, કેમકે રાગ બંનેમાં થાયછે.

આ સૂત્રથી એ કહ્યું કે સુખ તથા તેનાં સાધનોવિષે જે તૃષ્ણા થાય છે તે તૃષ્ણારૂપ ક્લેશનું નામ રાગ છે ત્યાં સુખવિષે જે રાગ થાય છે તે બે રીતે થાયછે; (૧) સુખસાક્ષાતકારથી તથા (૨) સુખસ્મૃતિથી. સુખનો જે સમયે અનુભવ થાયછે તે જ સમયે સુખ સર્વને પ્રિય હોવાથી તેના વિષે રાગ થાયછે. એ રાગનું કારણ સુખસાક્ષાત્કાર છે. એ સુખ વ્યતીત થઇ ગયા પછી એ સુખની સ્મૃતિદ્વારા પણ રાગ થાયછે એ રાગનું કારણ સુખાનુભવથી થયેલી સ્મૃતિ છે. સુખસાધનવિષે જે રાગ થાયછે તેનું કારણ સ્મૃતિ છે કારણ કે જ્યારે સુખનું કારણ પ્રત્યક્ષ હોય છે ત્યારે પણ તે સાધન ક્યાં તો પૂર્વે સુખને ઉત્પન્ન કરનાર થયું હતું. એ સ્મૃતિથી, અથવા એ સાધનના સજાતીય પદાર્થ સુખના હેતુરૂપ છે તેથી આ સાધન પણ તજ્જાતીય હોવાથી સુખનો હેતુ છે એ પ્રકારે સુખસ્મૃતિથી એ સાધનની સુખહેતુતા અનુમાન કરી તેવિષે પ્રીતિરૂપ ઇચ્છા થાયછે એ ઇચ્છા તે રાગ છે એ રાગરૂપ ક્લેશને જ લોકો તૃષ્ણા, લાલસાવગેરે શબ્દથી ઓળખાવેછે.

આ પ્રમાણે આ સૂત્રથી રાગનું પ્રતિપાદન કર્યું. હવે એ રાગના પ્રતિઘાતથી ઉત્પન્ન થનાર દ્વેષનું લક્ષણ કહેછે

## दुःखानुशयी द्वेषः ॥ ८ ॥

**સૂત્રાર્થ.**—દુઃખાનુભવથી તથા દુઃખસ્મૃતિથી થતો, દુઃખ તથા તેના સાધનમાત્રને વિષય કરનારો જે ક્રોધરૂપ ક્લેશ તે દ્વેષ છે

આ સૂત્રનું વ્યાખ્યાન પૂર્વ સૂત્રવત્ જ છે એ ક્લેશ, દુઃખ તથા તેનાં સાધનો દૂર થાઓ એ પ્રકારની ઇચ્છારૂપ છે, અને રાગ, સુખ તથા તેનાં સાધનો મળો એ પ્રકારની ઇચ્છારૂપ છે.

આ પ્રમાણે આ સૂત્રથી દ્વેષનું પ્રતિપાદન કરી દ્વેષમૂલક ભયવિશેષરૂપ અભિનિવેશનું હવે પ્રતિપાદન કરેછે.

**स्वरसवाही विदुषोऽपि तथारूढोऽभिनिवेशः* ॥९॥**

**સૂત્રાર્થઃ**—પૂર્વજન્મની પોતાની વાસનાથી વહન થનાર, અવિદ્વાનની માફક વિદ્વાનમાં પણ તેની જ રીતે પ્રસિદ્ધ જે શરીરાનુબંધ ક્લેશ તે અભિનિવેશ છે.

स्वरसवाही-स्वरसेन स्वभावेन संस्कारमात्रेण, वहतीति-પોતાના સંસ્કારમાત્રથી વહન થનાર.

विदुषोऽपि तथारूढः-એટલે જેમ અતિઅલ્પજ્ઞાનવાળો હોવાથી અવિદ્વાન્ ગણાતા કૃમિવગેરેમાં પ્રસિદ્ધ છે તેમ અલ્પવિદ્યાનું શ્રવણ મનન કરનાર વિદ્વાનમાં પણ તે જ પ્રકારે પ્રસિદ્ધ છે. વિદ્વાન પદથી સમ્પ્રજ્ઞાતવાન્ જ્ઞાનીનું ગ્રહણ કરવું ઉચિત નથી; કેમકે એ ક્લેશ અવિદ્યામૂલક છે, તેથી જ્ઞાનાગ્નિથી અવિદ્યાનો નાશ થવાથી તન્મૂલક એ ક્લેશનો પણ નાશ થાયછે. આ પદોથી એ બતાવ્યું કે એ ક્લેશ જાતમાત્ર કૃમિથી તે સંપ્રજ્ઞાત યોગને પ્રાપ્ત થયેલા યોગીથી નિકૃષ્ટ સર્વ પ્રાણીમા એક સરખી રીતે રહેલો છે.

આ સૂત્રથી પ્રથમ તો એ કહ્યું કે અભિનિવેશ નામનો ક્લેશ જાતમાત્ર કૃમિવગેરેથી માંડી તત્ત્વજ્ઞાનરહિત સર્વ પ્રાણિઓમાં એક સરખી રીતે રહેલો છે ત્યાં એ ક્લેશનું સ્વરૂપ ભાષ્યઉપરથી તથા तथारूढः પદને સ્થાને કેટલીક આવૃત્તિમાં तन्वनुबंधः પદ છે તે ઉપરથી એવું ઠરે છે કે શરીરના વિયોગરૂપ મરણનો ત્રાસ વા ભય તે અભિનિવેશ છે. જો અભિનિવેશથી સામાન્યરીતે દુઃખ તથા દુઃખના સાધનથી થતો ભય સમજીએ તો તે ઉચિત નથી કેમકે તેવો ભય સર્વને હોતો નથી, તેથી *विदुषोऽपि* એ પદ વિરુદ્ધ ઠરે છે. તેથી અગર જો ઉપરનાં સૂત્રોમાં સામાન્યરીતે રાગ તથા દ્વેષનું પ્રતિપાદન કર્યું છે તથાપિ આ સૂત્રથી ભયસામાન્યનું પ્રતિપાદન ન

---

* રાજેન્દ્રલાલ મિત્રની આવૃત્તિમાં तथारूढः ને બદલે तन्वनुबन्धः પદ છે, તેથી ભોજવૃત્તિમાં स्वरसवाही विदुषोऽपि तन्वनुबन्धोऽभिनिवेशः—એ સૂત્ર લીધું છે. આમ સૂત્ર લેવાથી અભિનિવેશનું સ્વરૂપ મરણનો ત્રાસ છે, એ સ્પષ્ટ રીતે સૂત્રથી બોધન કરાવછે. तथारूढः પદ લેવાથી અભિનિવેશનું સ્વરૂપ શું છે તે સૂત્રથી સમજાય એમ નથી તથાપિ ભાષ્યવગેરેમાં तथारूढः પદ માન્ય રાખેલું હોવાથી અત્ર તે જ રાખ્યુંછે.

લેતાં મરણના ત્રાસ વા ભયનું જ પ્રતિપાદન લેવું ઉચિત છે. એ મરણનો ત્રાસ તે અભિનિવેશ છે. એ ત્રાસ જાતમાત્ર કૃમિથી તે તત્ત્વજ્ઞાનરહિત સર્વ પ્રાણીઓમાં એકસરખી રીતે પ્રસિદ્ધ હોય છે. 'હું સદા રહું', મારો આ શરીરથી વિયોગ નહિ, થાઓ' એ પ્રકારની ઇચ્છા સર્વમાં જોવામાં આવેછે. અને શરીર, ઇન્દ્રિયવગેરેનો સંયોગ એ જન્મ છે તથા તેમનો વિયોગ, એ મૃત્યુ છે, તેથી "મારૂં મૃત્યુ નહિ થાઓ" એ ઇચ્છા સર્વમાં જોવામાં આવે છે. તેથી મરણનો ત્રાસ સર્વને છે, એ સહજ વિચારથી સમજાયછે અગર જો રાગદ્વેષરૂપ ક્લેશો પણ સર્વમાં હોયછે તથાપિ આ ક્લેશ અતિબલવાનપણે સર્વમાં રહેલો છે. શ્રવણ, મનનરૂપ પરોક્ષ વિદ્યાવાળા વિદ્વાન્‌માં રાગાદિ ક્લેશો અદૃઢ થઇ ગયેલા હોયછે, તોપણ તેવાને પણ શરીરે મહાવ્યાધિ થવાથી મરણનો સંભવ લાગેછે ત્યારે, અથવા તો કોઇ સામો માણસ તરવારવગેરે લઇ મારી નાખવા આવે છે ત્યારે, તેમનું અંતઃકરણ પણ કૃમિવગેરે તથા અન્ય અવિદ્વાનની માફક જ કંપી ઉઠેછે. એથી ઉલટું જ્યારે સ્ત્રીવગેરે વિષયો વિદ્વાનની પાસે આવે છે ત્યારે તેનું વિચારવાળું અંતઃકરણ અતિવેગ કરી તેતરફ ધાવન કરતું નથી તેથી આ મરણના ત્રાસરૂપ અભિનિવેશ રાગાદિની માફક સર્વમાં છે, છતાં અતિબલવાન્‌પણે રહેલો છે. સૂત્રકારે પણ આ જ અર્થનું પ્રતિપાદન કરવા विदुषोऽपि तथारूढः એ પદો આ સૂત્રમાં મુક્યા છે.

આ સૂત્રમાં બીજું એ કહ્યું કે એ ક્લેશ પોતાના સંસ્કારથી નિરંતર વહન થનાર છે, અર્થાત્ અસંખ્ય વાર અનુભવેલાં મરણનાં દુઃખથી એ દુઃખપ્રતિ જીવને દ્વેષ થાયછે. એ દ્વેષ સંસ્કારરૂપે ચિત્તમાં રહેછે તથા પછી એ સંસ્કારથી મરણનો ત્રાસ થાય છે. આથી મરણના ત્રાસરૂપ અભિનિવેશનો હેતુ મરણનાં દુઃખના અનુભવથી પડેલો સંસ્કાર છે, એ કહ્યું. ત્યા એ સંસ્કાર પૂર્વ જન્મનો જ હોવો જોઇએ. કેમકે અનુભવવિના સંસ્કાર બંધાતો નથી, એ સર્વમાન્ય નિયમ છે. એ નિયમાનુસાર એ સંસ્કાર બંધાવામાટે મરણનાં દુઃખનો અનુભવ અવશ્ય હોવો જોઇએ. મરણદુઃખનો અનુભવ પૂર્વ જન્મમાં જ સંભવે કેમકે આ જન્મમાં જો થતો હોય તો તે કાં પ્રત્યક્ષ, અનુમાન વા આગમપ્રમાણથી થાય. ત્યાં આ શરીર વિદ્યમાન છે તેથી આ જન્મમાં કોઇપણ પ્રાણીએ પોતે મરણદુઃખનો અનુભવ કર્યોછે, એ અસંભવ છે જો અન્ય પ્રાણીમાં મરણદુઃખ જોવાથી એ સંસ્કાર બંધાયછે એમ લઇએ તો

તે પણ અયોગ્ય છે કેમકે જાતમાત્ર બાળક, કૃમિવગેરે સર્વમા એ ક્લેશ સરખી રીતે જોવામા આવે છે અને જાતમાત્ર બાળકને અન્યનુ મરણ પ્રત્યક્ષ કરવાનો અવકાશ જ નથી તેથી હમણા વર્તમાન જન્મમા પ્રત્યક્ષ પ્રમાણથી થયેલા અનુભવથી એ સસ્કાર બધાયછે, એ માનવુ અનુચિત છે, તથા એ જ કારણથી પ્રત્યક્ષમૂલક અનુમાન તથા આગમનો પણ સભવ નથી કેમકે તત્કાળના જન્મેલા બાળકને અનુમાનનો તો અવકાશ જ નથી, તેમ જ શબ્દજ્ઞાન નહિ હોવાથી આગમનો પણ અવકાશ નથી આ રીતે ત્રણે પ્રમાણોથી આ જન્મમા એ અનુભવ થાયછે તથા તેથી અભિનિવેશરૂપ ત્રાસને ઉત્પન્ન કરનાર સસ્કાર પડે છે, એ યોગ્ય કહેવુ નથી તેથી એ સસ્કાર પૂર્વજન્મોમા અનુભવાયેલા મરણદુઃખથી પડેલો લેવા યોગ્ય છે

આ સ્થળે એ શકા થાયછે કે યદ્યપિ આ જન્મમા થતો મરણનો અનુભવ એ સસ્કારપ્રતિ કારણ લઇ શકાય એમ નથી, તો પણ જેમ માતાપિતાના કેટલાક રોગો તથા ગુણો પુત્રપુત્રીમા આવેછે તેમ આ મરણનો ત્રાસ પણ માતાપિતામા રહેલો તરત જન્મેલા છોકરાવગેરેમા અનુવર્તે છે તેથી પૂર્વ જન્મમા થયેલો મરણનો અનુભવ એનુ કારણ છે, એ માનવુ આવશ્યક નથી આ કહેવુ પણ વિશેષ વિચારથી અયોગ્ય જ ઠરેછે કેમકે જેમ રોગોની માતાપિતામા ઉત્પત્તિ થઈ શકેછે તેમ જો કોઇ પણ રીતે આ મરણના ત્રાસની માતાપિતામા ઉત્પત્તિ થઇ શકતી હોય તો તેની પુત્રપુત્રીવગેરેમા અનુવૃત્તિ થાયછે એ પણ મનાય પણ માતાપિતા પણ તેમના જન્મમા એટલે પુત્રપુત્ર્યાદિવગેરેની ઉત્પત્તિપૂર્વે મરણદુઃખનો અનુભવ કરી શકતા નથી કે જેથી તેમનામા એ ત્રાસનુ અસ્તિત્વ ઉપપત્તિ પામે જો માતાપિતામા એની ઉપપત્તિમાટે પૂર્વ જન્મનો અનુભવ લો તો પુત્રપુત્રીએ શુ અપરાધ કર્યો કે એ લોકમા પૂર્વ જન્મનો અનુભવ નહિ લેતા માતાપિતામા રહેલાની અનુવૃત્તિ સ્વીકારાય ? આ દોષ દૂર કરવા જો એમ કહો કે માતાપિતામા પણ એ ત્રાસની તેમના માતાપિતામાથી અનુવૃત્તિ થઈછે તો પુન એ જ દોષ એ જ માતાપિતામા આવી પ્રાપ્ત થવાનો એટલુ જ નહિ પણ એથી અનવસ્થા આવવાથી છતા એ દોષ દૂર નહિ થવાનો કેમકે કોઈ પણ કાળે એ ત્રાસની ઉત્પત્તિ તો થવાની જ નહિ વળી સસાર પરિણામી હોવાથી અનાદિમાન્ છે તેથી જ્યારે પૃથિવીમાત્રનો પોતાના કારણમા લય થ

વાનો ત્યારે પૃથિવીના વિકારરૂપ મનુષ્યશરીર કોઇ પણ વિદ્યમાન નહિ રહેવાનું અને એ પ્રલયપછી જ્યારે પુનઃ સર્ગ થવાનો ત્યારે આ-ધ મનુષ્યમાં એ ત્રાસ નહિ જ આવવાનો. કારણ કે, તેનાં માતા-પિતા કોઇ નથી. અને તેથી ક્રમે કરી ઉત્તરોત્તર પ્રજામાં પણ એ-ની અનુવૃત્તિ થવા વારો નહિ આવવાનો. જેથી પ્રલયપછી જે સર્ગ થાય તેમાં એ ત્રાસનો સર્વથા અભાવ જ હોવાનો. તો જેમ ઉત્તર સર્ગમાં એ ત્રાસનો અભાવ પ્રાપ્ત થાય છે તેમ સંસાર અનાદિ હો-વાથી વર્તમાન સર્ગ પણ તેની પૂર્વભાવી સર્ગની અપેક્ષાથી ઉત્તર સર્ગ હોવાથી એમાં પણ એ ત્રાસનો અભાવ જ હોવો ઘટે છે. પ-ણ તેમ તો છે નહિ. તેથી સર્વથા આ અનુવૃત્તિનો મત વિચાર-વાનને હાસ્યજનક છે. તેથી એ જ સિદ્ધ થાયછે કે તે જીવને પૂર્વ-જન્મ હોવો જોઇએ. તથા એ પૂર્વજન્મમાં અનુભવાયેલા મરણનાં દુઃખોથી પડેલા સંસ્કારથી જ આ જન્મમાં મરણનો ત્રાસ અર્થાત્ અભિનિવેશ થાયછે. તેથી એ ક્લેશને સંસ્કારથી વહન થનાર કહ્યો છે તે સર્વાંશે યોગ્ય જ છે

---

આ પ્રમાણે આ સૂત્રોથી પાંચે ક્લેશના સ્વરૂપ પ્રતિપાદન કર્યાં ત્યાં જે ઉત્તમાધિકારી છે તેમાં તો એ ક્લેશો તનુતાને પા-મેલા હોય છે તેથી એનો નાશ કરવા સંયમમાત્રની જરૂર છે તેનું પ્ર-તિપાદન પ્રથમ પાદમાં કરયું છે જે મધ્યમાધિકારી છે તેમાં એ ક્લેશો તનુ હોતા નથી, તેને તનુ કરવાસારું ક્રિયાયોગરૂપ ઉપાય પ્રથમ સૂત્રથી કહ્યો. હવે એ જિજ્ઞાસા થાયછે કે મધ્યમાધિકારીમાં એ ક્લેશો ક્રિયાયોગથી તનુતાને પામે છે પણ તેટલામાત્રથી તેમ-નો દાહ વા નાશ થતો નથી. તેથી તે કરવા શું ઉપાય છે ? એ જિજ્ઞાસા નિવૃત્ત કરવા ઉત્તર બે સૂત્રો રચે છે તાત્પર્ય કે એના ના-શના ઉપાયનું પ્રથમ પાદમાં પ્રતિપાદન કરયું છે, છતાં તેને મધ્ય-માધિકારીમાટે સ્ફુટ કરવા અન્યરીતે પ્રતિપાદન કરેછે ત્યાં જે ક્લે-શોનો નાશ કરવાનો છે તે બે પ્રકારના છે, (૧) સ્થૂલ અને (૨) સૂક્ષ્મ. તેમાંથી સૂક્ષ્મનો નાશ કેવી રીતે થાય છે એ પ્રથમ પ્રતિ-પાદન કરેછે—

**તે પ્રતિપ્રસવહેયાઃ સૂક્ષ્માઃ ॥૧૦॥**

**સૂત્રાર્થઃ**—એમાં જે સૂક્ષ્મ ક્લેશોછે તે ચિત્તના પ્રલયથી ના-શ પામેછે.

તે સૂક્ષ્મ —જે ક્લેશોનો કાર્યત નાશ થયો છે, અર્થાત જેમનું સ્વસ્વકાર્યને ઉત્પન્ન કરવાનું સામર્થ્ય દગ્ધ થયું છે અને તેથી જે દગ્ધબીજભાવાવસ્થામાં ચિત્તમાં રહેલા છે તે

*પ્રતિપ્રસવ*૦–પ્રસવ એટલે ઉત્પત્તિ તેનો વિરોધી તે પ્રતિપ્રસવ અર્થાત્ નાશ *પ્રતિપ્રસવેન હેયા =પ્રતિપ્રસવહેયા*– ચિત્તના પ્રતિપ્રસવથી અર્થાત્ નાશથી નાશ પામનાર

આ સૂત્રથી એ કહ્યું કે તત્ત્વજ્ઞાન થયાથી ક્લેશોના કાર્યોનો નાશ થાયછે તથા ક્લેશોનું એ કાર્યને ઉત્પન્ન કરવાનું સામર્થ્ય દગ્ધ થાય છે આ પ્રમાણે દગ્ધ થયેલા ક્લેશો ચિત્તમાં પડી રહેછે એ ક્લેશો સૂક્ષ્મ કહેવાય છે એ ક્લેશોનો અત્યંત નાશ ચિત્તરૂપ એના આશ્રયનો નાશ થવાથી થાયછે આથી એ સૂચવ્યું કે ચિત્તનો નાશ કરવો એ જ એ ક્લેશોને નાશ કરવાનો ઉપાય છે ચિત્તનો નાશ જ્યારે ચિત્તનો અધિકાર સમાપ્ત થાયછે ત્યારે અર્થાત્ ચિત્ત ચરિતાર્થ થાયછે ત્યારે થાયછે જ્યા સુધી ચિત્તમાં પ્રારબ્ધસંસ્કારો રહેલા હોયછે ત્યા સુધી ચિત્ત સાધિકાર છે તેથી તત્ત્વજ્ઞાન થયા પછી એ પ્રારબ્ધ સંસ્કારોનો નાશ થાયછે ત્યારે ચિત્ત ચરિતાર્થ થઈ શકે છે પ્રારબ્ધસંસ્કારોનો નાશ બે રીતે થાયછે (૧) ભોગે કરી અને (૨) અસંપ્રજ્ઞાત યોગના દૃઢ અનુષ્ઠાનથી તેથી એ થયું કે તત્ત્વજ્ઞાન થયા પછી ચિત્તનો નાશ કાં તો પ્રારબ્ધસંસ્કારના ભોગથી અથવા તો અસંપ્રજ્ઞાતયોગના દૃઢ અનુષ્ઠાનથી થાયછે તેથી એ સૂક્ષ્મ ક્લેશનો નાશ કરવા બે ઉપાય થયા (૧) અસંપ્રજ્ઞાત યોગ અને (૨) તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિપછી પ્રારબ્ધ સંસ્કારોનો ભોગ અર્થાત્ પ્રયત્નનો અભાવ આથી એ થયું કે કાં તો તત્ત્વજ્ઞાની મહાત્માએ એ સૂક્ષ્મના નાશમાટે કંઈ પણ પ્રયત્ન કરવો જરૂરનો નથી અને જો વિદેહકૈવલ્ય તત્કાળ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો તેમણે અસંપ્રજ્ઞાતયોગનું દૃઢ અનુષ્ઠાન કરવું

આ રીતે આ સૂત્રથી એ પ્રતિપાદન કરયું કે વિદેહકૈવલ્યની તત્કાળ પ્રાપ્તિ કરવી હોય તો ચિત્તનો નાશ કરવો આવશ્યક છે કેમકે ચિત્તનો નાશ થવાથી જ એ સૂક્ષ્મ ક્લેશોનો નાશ થાયછે અને તેને માટે અસંપ્રજ્ઞાત યોગનું દૃઢ અનુષ્ઠાન કરવું એ જ ઉપાય છે

અહિં સૂત્રક્રમના સંબંધમાં એ શંકા થાયછે કે સાધનના અનુષ્ઠાનથી પ્રથમ ક્લેશોની તનુતા થાયછે પછી દગ્ધબીજભાવાવસ્થા થાય છે અને અંતે નાશ થાયછે આમાંથી સૂત્રકારે પ્રથમ

તનુતાનો ઉપાય કહ્યો તે તો યોગ્ય છે પણ ત્યાર પછી જે નાશનો ઉપાય કહ્યો તે નહિ કહેતા દગ્ધબીજભાવાવસ્થાનો ઉપાય કહેવો ઉચિત હતો પણ સૂત્રકારે તેમ નહિ કરતા પ્રથમ નાશનો ઉપાય આ સૂત્રથી બતાવ્યો અને દગ્ધબીજભાવા અવસ્થાનો ઉપાય ઉત્તર સૂત્રથી બતાવ્યો છે તે અયોગ્ય છે એનું સમાધાન એ કે, અસંપ્રજ્ઞાત યોગનું અસાધારણ ફ્લ ચિત્તનો નાશ છે તેથી સૂત્રકારે એનુ પ્રતિપાદન પ્રથમ કર્યું છે અને એ ફ્લમા દ્વારની આ કક્ષા થયાથી દગ્ધબીજભાવના ઉપાયનું પ્રતિપાદન કર્યું છે, તેથી અયોગ્ય નથી

આ પ્રમાણે આ સૂત્રથી સૂક્ષ્મનો નાશ કેવી રીતે થાય છે, એ પ્રતિપાદન કર્યું હવે તનુતાવાળા એ ક્લેશોનો નાશ ક્યા દ્વારે થાયછે, તે પ્રતિપાદન કરેછે, અર્થાત્ સ્થૂલ ક્લેશોનો નાશ કેવી રીતે થાય છે તે ( એટલે ક્લેશોનો દાહ કેવી રીતે થાય છે તે ) પ્રતિપાદન કરે છે

ध्यानहेयास्तद्वृत्तयः ॥ ११ ॥

**સૂત્રાર્થ:**—અદગ્ધબીજભાવા અવસ્થામા રહેલા અર્થાત્ તનુતાને પામેલા એ ક્લેશોની વૃત્તિઓ સમાધિપ્રજ્ઞાથી નાશ પામેછે

तद्वृत्तय = तेपा वृत्तय अभिव्यक्तावस्था —એ ક્લેશોની જે અભિવ્યક્તાત્મક અવસ્થા તે તત્ પદથી પૂર્વ સૂત્રના કેવળ સૂક્ષ્મનો પરામર્શ કરવો યોગ્ય નથી કેમકે એ દગ્ધબીજનાં વૃત્તાની કદાપિ અભિવ્યક્તિ થતી નથી તેથી તત્ પદથી સૂક્ષ્મશિરાયના અર્થાત્ જે અદગ્ધબીજભાવ છે તેનો જ પરામર્શ કરવો ઉચિત છે એ ક્લેશની વૃત્તિ એટલે સ્થૂલતા, અર્થાત્ સ્થૂલ ક્લેશો

ध्यानहेया =ध्यानेन हेया =ધ્યાનવડે નાશ પામનાર છે આ સ્થળે ધ્યાનશબ્દથી ધ્યાનના કાર્યરૂપ સમાધિપ્રજ્ઞા લેવી આવશ્યક છે કેમકે અવિદ્યા મિથ્યાજ્ઞાનરૂપ હોવાથી એનો નાશ એના વિરોધી તત્ત્વજ્ઞાનથી જ થઈ શકે છે તત્ત્વજ્ઞાન, વિવેકખ્યાતિ તથા સમાધિપ્રજ્ઞા, આ સ્થળે પર્યાયરૂપ છે, એ તત્ત્વજ્ઞાનરૂપ સમાધિપ્રજ્ઞા સાક્ષાત્ અવિદ્યાની તથા અવિદ્યામૂલક સર્વ ક્લેશો હોવાથી પરંપરાથી અન્ય ક્લેશોની વિરોધી હોવાથી એ સર્વનો નાશ કરવા સમર્થ છે ધ્યાન આદિ સ્વતઃ એકાગ્રતારૂપ હોવાથી ક્લેશોનું સાક્ષાત્ વિરોધી નથી

આ સૂત્રથી એ સૂચવ્યું કે સ્થૂલ ક્લેશોનો સમાધિપ્રજ્ઞારૂપ

તત્ત્વજ્ઞાનથી નાશ થાયછે, એટલે ક્લેશોની જે સ્થૂલ અવસ્થા તેનો તત્ત્વજ્ઞાનથી નાશ થાયછે. સમાધિપ્રજ્ઞાથી એ ક્લેશોની અભિવ્યક્તિ નષ્ટ થાય છે એટલુંજ નહિ પણ પુનઃ અભિવ્યક્ત થવાની યોગ્યતા જે એ ક્લેશોમાં હોયછે તેનો પણ નાશ થાયછે. આમ થવાથી એ ક્લેશોનો કાર્યતઃ નાશ થયો એટલે એ ક્લેશો દગ્ધબીજભાવા અવસ્થાને પામ્યા. પણ એથી એમ સમજવાનું નથી કે એ ક્લેશોનો સર્વથા–સ્વરૂપતઃ પણ નાશ થાયછે. કાર્યતઃ નષ્ટ થયેલા એ ક્લેશો દગ્ધ થયેલાં બીજની માફક ચિત્તમાં પડી રહે છે એ કાર્યતઃ નષ્ટ થયેલા તથા સ્વરૂપતઃ રહેલા ક્લેશોનો નાશ પૂર્વસૂત્રમાં કહ્યાપ્રમાણે પ્રતિપ્રસવથી થાય છે.

આ રીતે આ સૂત્રોથી ક્લેશોની ત્રણ અવસ્થા સૂચવી (૧) તનુતા (૨) દગ્ધબીજભાવા અને (૩) નાશ. તેમા તનુતાનો ઉપાય ક્રિયાયોગ કહ્યો, દગ્ધબીજભાવાની પ્રાપ્તિનો ઉપાય સમાધિપ્રજ્ઞા કહી અને નાશનો ઉપાય પ્રતિપ્રસવ કહ્યો. આ પ્રમાણે ક્લેશના હાનના ઉપાયો કહ્યા. ત્યા એ શંકા થાયછે કે આવા અતિપ્રયત્ને કરાતા ક્લેશોના હાનથી શું ફલ છે? કેમકે એ ક્લેશોની હાનિ થઇ તોપણ પુરુષને અનેક જન્મદ્વારા નાનાવિધ દુઃખને આપનાર કર્માશય વિદ્યમાન હોવાથી પુરુષને તે તે દુઃખો તથા જન્મમરણ આવ્યા કરવાના. એટલુજ નહિ પણ ખરૂં જોતાં તો એ કર્માશય વિદ્યમાન રહેવાથી ચિત્ત સાધિકાર જ રહેવાનું તેથી નાશને જ નહિ પામવાનું અને તેથી સૂક્ષ્મ ક્લેશોનું હાન સંભવવાનું જ નહિ. એનો ઉત્તર એ કે વિપાક તથા કર્માશય બને ક્લેશમૂલક જ છે, તેથી ક્લેશનો દાહ વા નાશ થવાથી કર્માશય તથા વિપાકવગેરે સર્વનો નાસ થાય છે; અને તેથી ક્લેશ નષ્ટ થવાથી ચિત્ત ચરિતાર્થ થઇ નષ્ટ થાય છે તથા પુરુષ કૈવલ્યને પામે છે. આ અર્થ પ્રતિપાદન કરવા તથા અવિદ્યાદિ સર્વ દુઃખરૂપ ક્લેશનાં મૂળ હોવાથી યથાર્થરીતે ક્લેશ સંજ્ઞાને પામ્યા છે એ પ્રતિપાદન કરવા ભગવાન્ સૂત્રકાર ઉત્તર ચાર સૂત્રો રચેછે. તેમા પ્રથમ તો કર્માશય ક્લેશમૂલક છે એ પ્રતિપાદન કરેછે.

**क्लेशमूलः कर्माशयो दृष्टादृष्टजन्मवेदनीयः ॥१२॥**

**સૂત્રાર્થ**:—વર્તમાન જન્મમાં ફલ આપનાર તથા ભવિષ્યત્ જન્મમા ફલ આપનાર, એ બને પ્રકારનો ધર્માધર્મરૂપ કર્માશય આ

પડેછે તે કર્માશય છે

ક્લેશમૂલ—એ કર્માશયનુ મૂલ ક્લેશ છે, એટલે અવિદ્યાદિ ક્લેશો હોય છે ત્યારે એ કર્માશય બધાયછે તથા એનો અભાવ થાયછે ત્યારે કર્માશયનો પણ અભાવ થાયછે

આ સૂત્રમા બે વાત કહી (૧) કર્માશય દૃષ્ટજન્મવેદનીય તથા અદૃષ્ટજન્મવેદનીય એમ બે પ્રકારનો છે તથા (૨) એ બન્ને પ્રકારનો કર્માશય ક્લેશમૂલક જ છે ત્યા અતિતીવ્ર મન્ત્ર, તપ, સમાધિ વગેરેથી બધાયેલો, અથવા તો ઈશ્વર દેવતા, મહર્ષિ વગેરેના આરાધનથી બધાયેલો, તથા વર્તમાન જન્મમા જ વિપાકને પામનાર જે ધર્મ છે તે દૃષ્ટજન્મવેદનીય ધર્મરૂપ કર્માશય છે જેમકે નન્દીશ્વરે તીવ્ર સંવેગે કરીને કરેલા મન્ત્ર, તપ, સમાધિ તથા ઈશ્વરારાધનથી મનુષ્યશરીરને ત્યજીને વર્તમાન જન્મમા જ દેવશરીરને તથા દીર્ઘાયુષ્યને તથા દિવ્ય ભોગને પામ્યા તેમજ વિશ્વામિત્ર જાતિ તથા આયુષ્યરૂપ બે વિપાકને પામ્યા નન્દીશ્વર તથા વિશ્વામિત્રનો આ જે કર્માશય હતો તે વર્તમાન જન્મમા જ કરેલા કર્માથી બધાયો હતો તથા એનુ ફલ વર્તમાન જન્મમા જ મળ્યુ હતુ તેથી એ કર્માશય દૃષ્ટજન્મવેદનીય છે, તથા એ કર્માશય પુણ્યરૂપ હતો તેથી એ ધર્મરૂપ દૃષ્ટજન્મવેદનીય કર્માશય છે આ જ પ્રમાણે ભયને પામેલાને, વ્યાધિથી પીડિતને, અત્યન્ત ગરીબને તો તેને વિશ્વાસે રહેલાને અથવા તો મહા ઐશ્વર્યવાળા તપસ્વીઓને જે અપકાર પુન પુન અતિતીવ્રતાથી કરવામા આવેછે તે અપકારરૂપ કર્મ પણ તત્કાળ અર્થાત્ વર્તમાન જન્મમા જ પક્વ થનાર કર્માશયને રચે છે એ પાપ હોવાથી એ અધર્મરૂપ દૃષ્ટજન્મવેદનીય કર્માશય છે જેમકે દેવતાઓના રાજારૂપ ઇન્દ્રત્વને પામેલા નહુષ મહર્ષિના અપરાધથી પોતાનો પરિણામ ત્યજીને સર્પરૂપ તિર્યક્ પરિણામને તે જ જન્મમા પામ્યો હતો એ વર્તમાન જન્મમા જ નીચ પરિણામને પમાડનાર અધર્મરૂપ કર્માશય તેણે વર્તમાન જન્મમા જ રચ્યો હતો તેથી એ દૃષ્ટજન્મવેદનીય છે આ દૃષ્ટજન્મવેદનીય કર્માશય કુમ્ભીપાક વગેરે નરકમા રહેનાર દુષ્ટ જીવોનો થતો નથી કેમકે એ જીવો તે નીચ યોનિમા ધર્માદિને ઉત્પન્ન કરનાર કર્મો કરવા અસમર્થ છે, કે જે એ નીચ યોનિમા જન્માદિ ફલને ભોગવાવનાર કર્માશયરૂપ તેમના પ્રારબ્ધનો અભિભવ કરી અન્ય જન્મને પ્રાપ્ત કરે

ગૈનિયોગી હોવછે તેઓને નીચાગાનુ વિગ્રહ ધારણ કરી આ

મનુષ્ય લોકમાં આવી અન્ય કર્મોનું અનુષ્ઠાન કરી શકવા સામર્થ્ય હોયછે તેથી, તથા સ્વર્ગાદિ લોકોની મર્યાદાનું ઉલ્લંઘન થવાથી તે તે શરીરનો અન્ય શરીરમાં પરિણામ થઇ જાયછે તેથી સ્વર્ગાદિ લોકમાં દૃષ્ટજન્મવેદનીય કર્માશય હોયછે

સ્વર્ગ, નરકવગેરેને ઉત્તર જન્મે આપનાર અદૃષ્ટજન્મવેદનીય કર્માશય તો સર્વત્ર પ્રસિદ્ધ છે કેમકે જે કર્મો ક્ષીણ થયા નથી તે સર્વ ઉત્તર જન્મે ફલ આપનારાં એ સિદ્ધ નિયમ છે એ કર્મો જે અપૂર્વને ઉત્પન્ન કરે છે તે અપૂર્વરૂપ કર્માશય અદૃષ્ટજન્મવેદનીય છે એ અદૃષ્ટજન્મવેદનીય કર્માશય ક્ષીણક્લેશપુરુષોને અર્થાત્ જીવન્મુક્તને તથા વિદેહમુક્તને હોતો નથી વિદેહમુક્તને તો સમગ્ર અપૂર્વરૂપ કર્માશય જે ચિત્તમાં આશ્રિત છે તે ચિત્તનો પણ નાશ થયેલો હોવાથી કોઇ કર્માશય છે જ નહિ અને જીવન્મુક્ત પુરુષો પણ ચરમદેહવાળા છે તેથી તથા કર્માશયમાત્ર ક્લેશમૂલક છે તેથી ક્લેશ દગ્ધ થવાથી કર્માશય પણ દગ્ધ થાય છે તેથી એમનો ઉત્તર જન્મ નથી, તેથી એમને પણ અદૃષ્ટજન્મવેદનીય કર્માશય ન જ હોવો જોઇએ એ શિવાયના અન્ય સર્વ પુરુષોને આ અદૃષ્ટજન્મવેદનીય કર્માશય હોયછે

આ સર્વ પ્રકારનો કર્માશય અવિદ્યાદિક્લેશમૂલક છે એટલે ક્લેશનું અસ્તિત્વ હોય તો જ થાયછે અને ક્લેશના અભાવે થતો નથી અર્થાત્ ક્લેશોના કાર્યરૂપ છે કેમકે જો જે કર્મમાં અભિમાન પણ હોય તો જ તે અપૂર્વને ઉત્પન્ન કરેછે જે કર્મો નિરભિમાનપણે કરાય તે અપૂર્વને ઉત્પન્ન કરતા નથી શ્રીભગવદ્ગીતામાં यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते । हत्वाऽपि स इमान् लोकान् न हन्ति न निबध्यते । જે પુરુષનું અભિમાન ગલિત થયું છે અને જેની બુદ્ધિ નિર્લેપ થઇ છે તેને ધર્મના રક્ષણમાટે મારવાનો પ્રસંગ આવે તોપણ તે તત્ત્વદ્રષ્ટા પુરુષોને તે કર્મ બાધ કરતું નથી એ શ્લોકમાં અવિદ્યાદિ ક્લેશના અભાવે કર્માશયનો અભાવ કહ્યો છે શ્રીકૂર્મપુરાણમાં પણ रागद्वेषादयो दोषाः सर्वे भ्रान्तिनिबन्धनाः । कार्यो ह्यस्य भवेद्दोषः पुण्यापुण्यमिति श्रुतिः ।—રાગદ્વેષાદિ સર્વ ક્લેશો મિથ્યાજ્ઞાનરૂપ અવિદ્યાથી થયેલા છે તથા એ ક્લેશોનું કાર્ય પુણ્યાપુણ્યરૂપ કર્માશય છે, એમ શ્રુતિ કહેછે—ઇત્યાદિ વચનોથી ક્લેશના કાર્યરૂપ જ કર્માશય કહ્યો છે તેથી ક્લેશમૂલક કર્માશય છે એ અનેક પ્રમાણોથી સિદ્ધ થાયછે. આપણે પણ જોઇએ છીએ કે જે

વિપાકમ ના છે, એ પ્રતિપાદન કરવુ જાતિ એટલે દેવત્વ, મનુષ્યત્વ વગેરે, અથવા તો પૂર્વ શરીરના ત્યાગપૂર્વક નવીન શરીરના ગ્રહણ કરવારૂપ જન્મ આયુષ એટલે જીવતકાળ એટલે એક શરીરમા અભિમાનીની સ્થિતિ રહેવાનો કાળ ભોગ શબ્દના ટીકાકારોએ અનેક અર્થ લીધા છે તે નીચે પ્રમાણે —

(૧) વાર્તિકકાર ભોગ શબ્દથી સુખદુ ખવગેરે બુદ્ધિની વૃત્તિઓનું, અને ૧૪ સૂત્રમા જે હ્લાદ તથા પરિતાપરૂપ વિપાકરૂપ કહ્યા છે તે પરથી એ વૃત્તિના સાક્ષાત્કારનુ ગ્રહણ કરેછે.

(૨) વાચસ્પતિમિશ્ર ભોગ શબ્દથી જ સુખદુ ખાદિ સાક્ષાત્કારનુ ગ્રહણ કરેછે,તથા જેમ ગમનક્રિયાનુ ફળ ગ્રામ તેના ફલરૂપ કે વાય છે તેમ સુખદુઃખ ભિાક્ષાત્કારના કર્મરૂપ હોવાથી અર્થાત ભોગરૂપ હોવાથી હ્લાદ અને પરિતાપ, અર્થાત સુખ અને દુ ખ, આ ભોગના ફલરૂપ છે એમ કહે છે

(૩) મણિપ્રભાકાર ભોગશબ્દથી ઇન્દ્રિયોથી થતા વિષયાનુભવનુ ગ્રહણ કરેછે

(૪) ભોજવૃત્તિમા ભોગશબ્દની ક્રમવ્યુત્પત્તિ કરણવ્યુત્પત્તિ તથા ભાવવ્યુત્પત્તિ લઇ એ શબ્દથી વિષયો ઇન્દ્રિયો તથા સુખદુ ખનો સાક્ષાત્કાર એ ત્રણેનુ ગ્રહણ કરેલુ છે

ખરું જોતા કર્માશયથી શરીર ઇન્દ્રિય વગેરેમા પુષ્ટતા, અરોગતા, વ્યાધિવગેરે થાયછે ચિત્તમા નિમિત્તવિના પ્રસગે સ્વાભાવિક રીતે ઉદાસી વા પ્રસન્નતા થાયછે શુભાશુભ કર્મના પ્રકર્ષ કરાવનાર વૃત્તિઓનો ઉદય થાયછે તથા અનાયાસે વિષયોની પ્રાપ્તિવગેરે પણ થાય છે, તથા એ સર્વથી પરિણામે સુખદુ ખ થયછે આ સર્વનુ ભોગ શબ્દથી ગ્રહણ કરવુ ઉચિત છે કેમકે દેવત્વાદિરૂપ અથવા જન્મરૂપ આ સર્વ નથી, તેમ જ આયુષ્યરૂપ પણ આ નથી, તેથી જાતિરૂપ તથા આયુષ્યરૂપ,આ સર્વ નથી છતા કર્માશયના ફલરૂપ છે તેથી એ સર્વનો ભોગમા જ અન્તર્ભાવ કરવો ઉચિત છે નહિ તો કર્માશયના ફલના પ્રતિપાદનમા ન્યૂનતા આવેછે આથી એ થયુ કે કર્માશયના ફલરૂપ હોઇને જાતિ તથા આયુષ્યથી જે ભિન્ન છે તે ભોગ છે ધનસુષુપ્ત,ગાઢસુષુપ્તવગેરે અવસ્થાઓ પણ ભોગમા જ લોકમા લેવાય છે તથાપિ એ અર્થ અધિકવ્યાપક છે આ સ્થળે ભોગમા એ અવસ્થા લેવી જરૂરની નથી કારણકે જેમ પ્રકૃતિલય પુરુષોની તથા વિદેહની તે તે ઉપાસ્યમા થતી લયાવસ્થાનો જાતિમા સંગ્રહ

શ્રીમહાભારતમાના મોક્ષધર્મનું વચન પ્રમાણરૂપ છે આથી એ સ્પષ્ટ રીતે અન્વયવ્યતિરેકથી સિદ્ધ થાય છે કે રાગાદિનો સંભાવ હોય તો જ જન્મ થઇ શકે છે અને જન્મ થાય તો જ આયુષ્ તથા ભોગ સંભવે છે તેથ એ ત્રણે વિપાક ક્લેશમૂલક છે એ સહજ સિદ્ધ થાયછે તેમા પણ ભોગ તો ક્લેશ હોય તો જ યથાર્થ રીતે થઈ શકેછે કેમકે યથાર્થ ભોગ તો તે જ ગણાય છે કે જે પોતાના ફલરૂપ હ્લાદ અને પરિતાપને ઉત્પન્ન કરે છે ત્યા જે પુરુષના રાગાદિ ક્લેશ ક્ષીણ નથી થયા તે જ પુરુષને હર્ષશોક સંભવેછે, કેમકે અન્વયવ્યતિરેકથી સુખદુઃખનુ કારણ નિયપ્રતિતી ઇષ્ટસાધનતાબુદ્ધિથી થનો રાગદ્વેષાદિ ક્લેશ જ સિદ્ધ થાય છે જે પુરુષ અકામ છે, જેને શરીરાદિવિષે અનિત્યતાદિબુદ્ધિ સિદ્ધ થઈ છે તથા જેણે પોતાનુ બુદ્ધિથી પૃથક્ત્વ હસ્તામલકવત્ અનુભવ્યુ છે તે પુરુષ સર્વત્ર સમભાવવાળો હોવાથી વિષયથી થતા સુખ દુઃખથો રહિત જ છે આ કારણથી પણ ભોગરૂપ વિપાક ક્લેશ હોય તો જ યથાર્થ રીતે થાયછે તેથી સર્વ વિપાકનો ક્લેશસદ્ભાવ હોય તો જ કર્માશય આરંભ કરી શકે એ સિદ્ધ થાયછે

આ પ્રમાણે ક્લેશમૂલક વિપાકનો આરંભ સિદ્ધ થવાથી અનંત કાળના સંચિત થયેલા કર્માશય પણ ક્લેશનો અભાવ થવાથી દગ્ધ થઇ સ્વાકુરને ઉત્પન્ન કરી શકતા નથી અને તેથી તત્વજ્ઞાન થયાપછી ઉત્તરજન્મની પ્રાપ્તિ થતી નથી, તો અસંપ્રજ્ઞાત યોગ જેમણે સિદ્ધ કર્યો છે તેમને માટે તો શુ જ કહેવુ !

આ સૂત્રમા ક્લેશ હોય તો જ વિપાકનો આરંભ થાયછે એટલુ જ કહ્યુ છે પણ તેથી કરીને જે વિપાકનો આરંભ થઈ ગયો છે તે વિપાકનો ક્લેશનો દાહ થવાથી નાશ થાયછે એમ સિદ્ધ થતુ નથી, અર્થાત્ જીવન્મુક્ત પુરુષ થાય એટલે તેમનો દેહ છુટવો જ જોઇએ એમ નથી કેમકે એ જન્મરૂપ વિપાક તથા એ શરીરની સ્થિતિરૂપ આયુષ્નો આરંભ થઈ ગયોછે તેથી ક્લેશનો નાશ થવાથી તેનો નાશ થતો નથી એટલુ જ માત્ર થાયછે કે જે જે કર્માશય સંચિતરૂપે રહેલા છે તે નવા વિપાકને આરંભ કરવા અસમર્થ થાય છે તેથી જીવન્મુક્તને અન્ય જન્માદિ થતાં નથી જીવન્મુક્ત પુરુષોનો જે પ્રારબ્ધભોગ હોયછે તે પણ ક્લેશનો નાશ થવાથી એ જ નિયમથી નાશ પામતો નથી સૂત્ર પૂર્વે કહ્યાપ્રમાણે તથા હવે ક્રૂર કહી ગયા તે પ્રમાણે એ ભોગ ગૌણ છે, અર્થાત્ એ પુરુ-

થાય છે તે જ પ્રમાણે ધનસમુપ્રવગેરે અવસ્થાનો પણ આ સ્થળે જાતિમાં જ સંગ્રહ થાયછે.

આ સૂત્રથી એ કહ્યું કે જાતિવગેરે વિપાક ક્લેશનો સદ્ભાવ હોય તો કર્માશય ઉત્પન્ન કરી શકેછે. જેમકે વિપાક ત્રણ પ્રકારનો કહ્યોછે. (૧) જન્મ, (૨) આયુષ અને (૩) ભોગ. ત્યાં જ્યારે જન્મ થાય ત્યારે આયુષ્ અર્થાત્ જન્મકાળ થઈ શકે; અને જ્યારે જન્મનો અભાવ થાય ત્યારે તેને આયુષનો અભાવ થાય, એ તો સ્પષ્ટ છે. તેથી જો ક્લેશવિના જન્મરૂપ વિપાકને કર્માશય આરંભી ન શકે એ પ્રમાણ ઠરે, તો આયુરૂપ વિપાક પણ ન જ આપી શકે એ અર્થાત્ પ્રાપ્ત થાયછે. તથા એ જ નિયમથી ભોગ પણ જન્મ થયા પછી જ થઇ શકેછે તેથી ભોગ પણ ન જ આપી શકે, એ પણ અર્થાત્ પ્રાપ્ત થાયછે. હવે મરણ થયાપછી વિવિધ યોનિને પમાડનાર શુભાશુભ કર્મ હોય તો અંતકાળે જે યોનિવિષે રાગાદિ ક્લેશ ઉદ્ભૂત રહેલો હોયછે, તે યોનિને તે જીવ પામેછે એવો નિયમ છે; અર્થાત્ કર્માશયથી જે જન્મની પ્રાપ્તિ થવાની હોય તે યોનિપરત્વના રાગની અભિવ્યક્તિ થાય છે તથા તે થયાથી જ તે યોનિની પ્રાપ્તિ થાય છે. આ અર્થમાં तदेव सक्तः सह कर्मणैति लिङ्गं मनो यत्र निषक्तमस्य જે યોનિમાં એ જીવનું મન અંતસમયે આસક્ત થયેલું હોયછે તે યોનિને એ જીવ પોતાનાં કર્મથી પામેછે. अथाऽकामयमानो योऽकामो निष्कामो न तस्य प्राणा उत्क्रामन्ति अत्रैव समवलीयन्ते જે પુરુષના રાગાદિ ક્લેશો ક્ષીણ થવાથી તેની સકલ કામના નિવૃત્ત થઇ ગઇ છે અને તેથી જે અકામ છે તે પુરુષના પ્રાણ મૃત્યુસમયે ઉત્ક્રાન્તિને પામતા નથી પણ સ્વસ્વકારણમાં લીન થઇ જાયછે, कामान् यः कामयते मन्यमानः स कामभिर्जायते तत्र तत्र। पर्याप्तकामस्य कृतात्मनस्तु इहैव सर्वे प्रविलीयन्ति कामाः॥ જેનું અભિમાન ગળેલ થયું નથી તથા જેની કામના નિવૃત્ત થઈ નથી તે કામનાવશાત્ તે તે જન્મને કર્મપ્રમાણે પામેછે, તથા જેની કામના નિવૃત્ત થઈ ગઇ છે તથા તેથી જે કૃતકૃત્ય થયો છે તેના પ્રાણ આદિ જ લીન થઇ જાયછે—ઇત્યાદિ શ્રુતિઓ, वीतरागजन्मादर्शनात् જે પુરુષના રાગાદિ ક્ષીણ થયા છે તેમનો જન્મ થતો નથી [illegible]. तस्मात्... [illegible] —એવી તૃષ્ણારૂપ રાગાદિસહિત ક્લેશરૂપ ભીંતકે જ જીવો જન્મને પામેછે, એ

ભોગ તથા દીર્ઘાયુષ્ય એ બંનેની પ્રાપ્તિ થઇછે; તેમ જ વાલ્મીકિને ઋષિશરીરમાં ભોગ તથા આયુષ્ એ બંનેની પ્રાપ્તિ 'રામ' મંત્રના તીવ્રજપરૂપ કર્મથી બંધાયેલા દૃષ્ટજન્મવેદનીય કર્માશયથી થઇ છે. તેમ જ શ્રીમુદ્ગલનંદિકેશ્વરપુરાણમાં કહ્યા પ્રમાણે નંદીશ્વરને આઠ વર્ષનું આયુષ્ અદૃષ્ટજન્મવેદનીય કર્માશયથી ( અર્થાત્ પ્રારબ્ધથી ) નિર્માણ કરાયેલું હતું, અને તીવ્ર સંવેગ તથા અધિમાત્ર ઉપાયોથી કરાયેલા દેવતાના આરાધનરૂપ કર્મથી બંધાયેલા દૃષ્ટજન્મવેદનીય કર્માશયથી દેવસંબંધી ભોગ તથા દીર્ઘાયુષ્યરૂપ એ ફલની પ્રાપ્તિ થઈ છે. આ સર્વ દૃષ્ટાન્તોમાં જેમ યુવાવસ્થાવાળું શરીર વૃદ્ધાવસ્થાવાળા શરીરરૂપે પરિણામ પામેછે તેમ પૂર્વનું મનુષ્ય શરીર જ દેવ, સર્પ, લતાવગેરે શરીરરૂપે પરિણામ પામ્યું છે, અપૂર્વ દેહની ઉત્પત્તિ નથી, તેથી એ કોઇમાં જન્મરૂપ વિપાક નથી.

જે અદૃષ્ટજન્મવેદનીય કર્માશય હોયછે તે ઉત્તર જન્મમાં જ ફલ આપનાર છે તેથી ત્રિવિપાક હોઇ શકેછે દૃષ્ટાન્તરૂપે જ્યોતિષ્ટોમાદિ યાગ કરનાર મનુષ્યશરીરનો પરિત્યાગ કરી એ કર્માશયવશાત્ દેવસંબંધી અપૂર્વ દેહને ધારણ કરેછે એ કર્માશયના પ્રમાણમાં એ દિવ્યદેહમાં કેટલોક કાળ સ્થિતિને પામેછે અર્થાત્ આયુરૂપ વિપાકને પામેછે તથા એ જ કર્માશયવશાત્ એ સ્વર્ગમાં નાના દિવ્ય ભોગોને ભોગવેછે, તેથી જ્યોતિષ્ટોમયાગ વગેરે જન્મ, આયુષ્ અને ભોગરૂપ ત્રણે વિપાકને ઉત્પન્ન કરનાર હોવાથી ત્રિવિપાક છે. ત્યાં પૂર્વે કહ્યાપ્રમાણે કર્મો અસંખ્ય થયેલા હોવાથી કર્માશય પણ અનંત બંધાયા હોયછે, તો એ કર્માશયમાંથી જે અદૃષ્ટજન્મવેદનીય કર્માશય (કર્મસંસ્કારો) છે તેમાંથી પ્રત્યેક કર્માશય ત્રિવિપાક છે કે કેમ એ વિચાર પ્રાપ્ત થાયછે અહિં જો કર્માશય જન્મને આપનાર હોય તે આયુષ્ તથા ભોગને આપનાર હોયછે એ તો સ્પષ્ટ છે, તેથી પ્રત્યેક કર્માશય જન્મને ઉત્પન્ન કરનાર હોયછે કે કેમ એ વિચાર જ પ્રાપ્ત થાયછે ત્યાં ચાર કોટિ થાયછે (૧) પ્રત્યેક કર્માશય એકેક જન્મનું કારણ હોય, (૨) પ્રત્યેક કર્માશય અનેક જન્મનું કારણ હોય. (૩) અનેક કર્માશય અનેક જન્મનું કારણ થાય તથા (૪) અનેક કર્મ વા કર્માશય મળીને એક જન્મનું કારણ થાય. આ ચારમાં પ્રથમ કોટિ અયુક્ત છે. કેમકે જો પ્રત્યેક કર્મ વા કર્માશય એકેક જન્મનું કારણ થાય તો પ્રથમ તો એ કર્મ વા કર્માશય કાં તો પુણ્યરૂપ કે અપુણ્યરૂપ હોય તેથી ત્યાં તો

ભોગ તથા દીર્ઘાયુષ્ય એ બંનેની પ્રાપ્તિ થઈછે; તેમ જ વાલ્મીકિને ઋષિશરીરમા ભોગ તથા આયુષ્ એ બંનેની પ્રાપ્તિ 'રામ' મંત્રના તીવ્રજપરૂપ કર્મથી બંધાયેલા દૃષ્ટજન્મવેદનીય કર્માશયથી થઈ છે તેમ જ શ્રીમદ્દનન્દિકેશ્વરપુરાણમા કહ્યા પ્રમાણે નન્દીશ્વરને આઠ વર્ષનું આયુષ્ અદૃષ્ટજન્મવેદનીય કર્માશયથી ( અર્થાત્ પ્રારબ્ધથી ) નિર્માણ કરાયેલું હતુ, અને તીવ્ર સંવેગ તથા અધિમાત્ર ઉપાયોથી કરાયેલા દેવતાના આરાધનરૂપ કર્મોથી બંધાયેલા દૃષ્ટજન્મવેદનીય કર્માશયથી દેવસંબંધી ભોગ તથા દીર્ઘાયુષ્યરૂપ બે ફલની પ્રાપ્તિ થઈ છે આ સર્વ દૃષ્ટાન્તોમા જેમ કુમારાવસ્થાના શરીર વૃદ્ધાવસ્થાવાળા શરીરરૂપે પરિણામ પામે છે તેમ પૂર્વનું મનુષ્ય શરીર જ દેવ, સર્પ, લતાવગેરે શરીરરૂપે પરિણામ પામ્યુ છે, અપૂર્વ દેહની ઉત્પત્તિ નથી, તેથી એ કોઈમા જન્મરૂપ વિપાક નથી

જે અદૃષ્ટજન્મવેદનીય કર્માશય હોયછે તે ઉત્તર જન્મમા જ ફલ આપનાર છે તેથી ત્રિવિપાક હોઈ શકેછે દૃષ્ટાન્તરૂપે જ્યોતિષ્ટોમાદિ યાગ કરનાર મનુષ્યશરીરનો પરિત્યાગ કરી એ કર્માશયવશાત્ દેવ ભાવથી અપૂર્વ દેહને ધારણ કરેછે એ કર્માશયના પ્રમાણમા એ દિવ્યદેહમા કેટલોક કાળ સ્થિતિને પામેછે અર્થાત્ આયુષ્યરૂપ વિપાકને પામેછે તથા એ જ કર્માશયવશાત્ એ સમયમા નાના દિવ્ય ભોગોને ભોગવેછે, તેથી જ્યોતિષ્ટોમયાગ વગેરે જન્મ, આયુષ્ અને ભોગરૂપ ત્રણે વિપાકો ઉત્પન્ન કરનાર હોવાથી ત્રિવિપાક છે ત્યા પૂર્વ કલ્પપ્રમાણે કર્મો અસંખ્ય થયેલા હોવાથી કર્માશય પણ અનંત બંધાયા હોયછે, તો એ કર્માશયમાથી જે અદૃષ્ટજન્મવેદનીય કર્માશય (કર્મસંસ્કારો) છે તેમાથી પ્રત્યેક કર્માશય ત્રિવિપાક છે કે કેમ એ વિચાર પ્રાપ્ત થાયછે અહિ જે કર્માશય જન્મને આપનાર હોય તે આયુષ્ તથા ભોગને આપનાર હોયછે એ તો સ્પષ્ટ છે, તેથી પ્રત્યેક કર્માશય જન્મને ઉત્પન્ન કરનાર હોયછે કે કેમ એ વિચાર જ પ્રાપ્ત થાયછે ત્યા ચાર કોટિ થાયછે (૧) પ્રત્યેક કર્માશય એકેક જન્મનુ કારણ હોય, (૨) પ્રત્યેક કર્માશય અનેક જન્મનું કારણ હોય (૩) અનેક કર્માશય અનેક જન્મનુ કારણ થાય તથા (૪) અનેક કર્મ વા કર્માશય મળીને એક જન્મનુ કારણ થાય આ ચારમા પ્રથમ કોટિ અયુક્ત છે કેમકે જો પ્રત્યેક કર્મ વા કર્માશય એકેક જન્મનુ કારણ થાય તો પ્રથમ તો એ કર્મ વા કર્માશય કા તો પુણ્યરૂપ કે અપુણ્યરૂપ હોય તેથી ત્યા તો

કેવળ સુખ વા કેવળ દુઃખને ઉત્પન્ન કરે પણ હાલ જેમ એક જન્મમા વિચિત્ર સુખદુઃખમિશ્રિત ભોગ દેખાયછે તેમ કરે શકે ન નહિ. તેમ જ જ્યારે એક જન્મમા જીવ અસખ્ય કર્મો કરેછે અને તેમાથી પ્રત્યેક કર્મ એકેક જન્મને ઉત્પન્ન કરે તો અવશિષ્ટ કર્મોને ફલ-આપવાનો કાળ જ નહિ રહે તેથી લોકોને ફલ ક્યારે મળશે એ અનિશ્ચિત હોવાથી એમની કર્મ કરવા પ્રવૃત્તિ થાય નહિ આ જ કારણથી દ્વિતીય વિકલ્પ પણ અયુક્ત છે આ રીતે દ્વિતીય વિકલ્પ અયુકત હરવાથી એવુ સમજવાનું નથી કે કોઇ પણ કર્મ એવું નથી કે જે અનેક જન્મનું કારણ થઇ શકે. કેમકે શાસ્ત્રમા સ્પષ્ટ કહ્યુ છે કે બ્રહ્મહત્યા કરનાર માણસ શ્વાન, સૂકર, ખર, ઉષ્ટ્ર વગેરે સાત જન્મને એ કર્મના ફલરૂપે પામેછે એથી તો માત્ર એ જ નિશ્ચય થાયછે કે પ્રત્યેક કર્મ એ પ્રમાણે વિપાકને ઉત્પન્ન કરે એ વાત અયુક્ત છે તૃતીય વિકલ્પમા જે અનેક જન્મનુ કારણ અનેક કર્મો કહ્યા, ત્યા પણ એક જન્મ અન્યનો વિરોધી હોવાથી એ અનેક જન્મોનો યુગપત્ સદ્ભાવ થાય એમ નથી તેથી ક્રમિક અનેક જન્મો લેવા જોઇએ, તો એથી પણ ઉપર કહેલો દોષ જ પ્રાપ્ત થાયછે. તેથી જન્મ તથા મૃત્યુના મધ્યના કાળમાં કરેલાં નાના પુણ્ય,પાપ તથા મિશ્રરૂપ કર્મો, પોતાના બળપ્રમાણે ગુણપ્રધાનભાવને પામે છેતથા પોતાનુ ફલ આપવા-વર્તમાન શરીરનો શરીરીસાથેનો સંયોગ નિભાવનાર બળવાન પ્રારબ્ધરૂપ વિરોધીનો ક્ષય થવાથી એ બેના વિયોગરૂપ મૃત્યુ થયેથી એ-શરીરીને પોતાનું ફલ આપી શકે એવા એક અપૂર્વ દેહસાથે સંયોગવ્યારૂપ એક જન્મને પમાડેછે એ ચતુર્થ વિકલ્પ જ પરિશેષાત્ યોગ્ય ઠરેછે ત્યાં એ અદૃષ્ટજન્મવેદનીય કર્માશય બે પ્રકારનો છે (૧) નિયતવિપાક અને (૨) અનિયતવિપાક જે કર્માશય બળવાન વિરોધીરૂપ વિઘ્નથી રહિત છે અર્થાત જેનો વિરોધીના અનુષ્ઠાનથી નાશ થયો નથી, જેનો અન્ય કર્માશયથી અભિભવ થયો નથી, જે જાતે પ્રધાન છે અથવા તો આ વિશેષણોવાળા કોઇ કર્માશયના ગોણભૂત છે તથા જે ઉત્તર જન્મે જીવને પોતાનું ફલ આપનાર છે તે કર્માશય નિયતવિપાક છે નિયતવિપાકનો અર્થ તો એટલો જ કે કે જે પોતાના વિપાકરૂપ ફલને ઉત્પન્ન કરવાનો છે તે ત્યા જો કોઇ કર્માશયનો વિરોધી કર્મના અનુષ્ઠાનથી દાહ થયો હોય છે (જેમ કોઇ દુરિતનો પ્રાયશ્ચિત્તના અનુષ્ઠાનથી) તો તે પોતાનું ફલ આપી શકે એમ ન

થી; તેમ જ જે કર્માશયથી અધિક બલવાન્ કર્માશય જાગ્રત્ થયો હોય છે તે કર્માશય પણ પોતાનું ફલ આપી શકે એમ નથી, તેમ જ જે કર્માશય કોઇના અંગરૂપ થઈ ગયેલો હોય છે તેનું પણ સ્વતંત્ર ફલ આપવાનું સામર્થ્ય નથી તેથી તે તો પોતાના અંગીની વાટ જોઈ બેસી રહેછે. આમ હોવાથી નિયતવિપાક થવા માટે અત્ર આપેલા સર્વે વિશેષણોની જરૂર રહેછે. એનાથી ભિન્ન એવો જે અદૃષ્ટજન્મવેદનીય કર્માશય હોય તે અનિયતવિપાક છે. આ બેમાંથી જે નિયતવિપાક કર્માશય છે તે જ અભિમાનીને જન્માદિ ફલ આપેછે, એટલે કે જન્મ તથા મૃત્યુના મધ્ય કાળમા અસંખ્ય કર્મો કરવામાં આવેછે ને ચિત્તમા સંચિત થ રહે છે જ્યારે પ્રારબ્ધનો ક્ષય થવાથી મૃત્યુ થાયછે ત્યારે મૃત્યુરૂપ અભિવ્યંજક મળવાથી પૂર્વના તથા આ જન્મમા કરેલા જે અસંખ્ય સંચિત કર્મો રહ્યા હોય છ તેમાથી જે પરિપક્વ થઈ બલવાન્ થયલા હોયછે તેમનો ક્ષોભ વા અભિવ્યક્તિ થાયછે તથા તે બધા મળીને એક શરીરનાયે પોતાના અભિમાનીનો સંયોગ કરાવે છે તથા અનાદિ કાળથી સધાયેલી વાસનાઓમાંથી તે તે જન્મને યોગ્ય વાસનાને ઉદ્ભૂત કરેછે આ પ્રમાણે આ નિયતવિપાક કર્માશય (અનેક મળીને) એક જન્મને રચેછે તથા તે શરીરની સ્થિતિના કાળરૂપ આયુષ્યને નિયમિત કરેછે+ તથા પોતે જે ફલ ભોગવવા એ શરીરને રચ્યું છે તે ફલ પણ એ જન્મમા અભિમાનીને ભોગવાવે છે. આ પ્રમાણે જન્મ, આયુષ્ તથા ભોગરૂપ વિપાકને ઉત્પન્ન કરી એ નિયતવિપાક કર્માશય નષ્ટ થાયછે આ નિયતવિપાક કર્માશયને જ શાસ્ત્રમા એકભ

---

+ આ પ્રમાણે પ્રારબ્ધથી આયુષ્ નિયમિત થાયછે તો પછી ક્રિયમાણ કર્મથી તેમા વધઘટ થાયછે કે નહિ—એ પ્રશ્નનો ઉત્તર ઉપરના વ્યાખ્યાનમા બતાવેલા નિયમોના યથાર્થ વિચારથી મળજ શકેછે. નિયતવિપાક કર્માશય અતિબલવાન્ હોવાથી પોતાનું ફલ પ્રતિબંધના અભાવે નિર્વિઘ્નપણે આપ્યા કરેછે પણ જો ક્રિયમાણ કર્મ તીવ્રસંવેગ તથા અતિમાત્ર ઉપાસનાથી કરવામા આવેછે તો તે દૃષ્ટજન્મવેદનીય કર્માશય બની આ નિયતવિપાક પ્રારબ્ધનો અભિભવ કરી તે જ જન્મમા પોતાનું ફલ તરત આપેછે તેથી પ્રારબ્ધમા ફેર વા એનો નાશ યોગ્ય ઉપાયના બલવાન્ અનુષ્ઠાનથી થઈ શકે છે એ સિદ્ધ છે.

વિક કર્માશય કહી વર્ણવ્યો છે કેમકે એ કર્માશયથી એક ભવ વા જન્મ થાયછે. જે બીજો અનિયતવિપાક કર્માશય રહ્યો તે પણ અનેક મળી એક જન્મને ઉત્પન્ન કરી શકેછે. તથાપિ એનો વિપાક પક્વ નહિ થયેલો હોવાથી તરત તો . એ નિયતવિપાક કર્માશયથી અભિભવ પામી ચિત્તમાં પડી રહેછે. એની ત્રણ ગતિ થાયછે:(૧) નાશ, (૨) પ્રધાન કર્મમાં આવાપગમન અને (૩) નિયતવિપાક પ્રધાન કર્મથી અભિભવ થઈ ચિરકાલપર્યંત સંચિતરૂપે પડી રહેવું તે. (૧) નાશ એટલે તપ, જપ, ધારણા વગેરેના નિષ્કામ અનુષ્ઠાનથી, શ્રીસદ્ગુરુ, મહાત્મા વગેરેના આશીર્વાદ, શાપ વગેરેથી સંચિતકર્મોની ફલ આપવાની શક્તિનો દાહ થવો તે. એ અર્થ શ્રુતિમાં પણ द्वे द्वे ह वै कर्मणी वेदितव्ये पापकस्यैको राशिः पुण्यकृतोऽपहन्ति । કર્મો બે પ્રકારના હોય છે; (૧) પુણ્ય અને (૨) પાપ. તેમાં પુણ્ય કર્મનો સમૂહ પાપ કર્મના સમૂહનો નાશ કરનાર છે ઇત્યાદિથી કહ્યોછે.

(૨) પ્રધાન કર્મમાં આવાપગમન એટલે પ્રધાન કર્મના ફલની સાથે જ જે તેના અંગભૂત કર્મના ફલની પ્રાપ્તિ થવી તે. જેમકે જ્યોતિષ્ટોમ યાગ એ એક પ્રધાન કર્મ છે, અને એનું ફલ સ્વર્ગપ્રાપ્તિ છે. એ યાગના અંગરૂપે પશુહિંસાવગેરે કર્મોનું અનુષ્ઠાન કરવામાં આવેછે.એ પશુહિંસા યાગાંગરૂપે વિહિત હોવાથી યાગનો ઉપકાર કરેછે અને न हिंस्यात् सर्वभूतानि–કોઇ પણ પ્રાણીની હિંસા ન કરવી અર્થાત્ કરવામાં આવે તો અનિષ્ટની પ્રાપ્તિ થાયછે–એ શ્રુતિથી નિષિદ્ધ કરાયેલું એ કર્મ હોવાથી અનિષ્ટની ઉત્પત્તિ પણ કરેછે.આ પશુહિંસા યાગના અંગરૂપે વિધાન કરાયેલી છે તેથી યાગ એ પ્રધાનકર્મ છે અને પશુહિંસા એ અંગભૂત વા ગૌણ કર્મછે. એ પશુહિંસારૂપ ગૌણ કર્મ જ્યારે પ્રધાનકર્મરૂપ યાગ ફલ આપે ત્યારે જ પોતાનું ફલ આપી શકેછે, અને તેથી ત્યાંસુધી એમ ને એમ પડી રહેછે. એ કર્મને અભિવ્યક્ત કરનાર મૃત્યુરૂપ કારણ નથી પણસાક્ષાત્કારણ યાગરૂપ પ્રધાન કર્મ છે. તેથી એ કર્મ પ્રધાનકર્મમાં આવાપને પામ્યું કહેવાય છે.

(૩) *નિયતવિપાક પ્રધાન કર્મથી અભિભવ થવો* એટલે મૃત્યુસમયે રહેલાં સંપૂર્ણ કર્મોમાંથી જે અતિબલવાન્ હોયછે તે જ એ મૃત્યુરૂપ અભિવ્યંજકથી અર્થાત્ પ્રારબ્ધરૂપ પ્રતિબંધની નિવૃત્તિ થવાથી એકલોલીભાવને પામેછે અને ફલ આપેછે, તેથી અન્ય જે કર્મો અવશિષ્ટ [illegible] ઉત્પન્ન કરનાર શક્તિ-

નો પ્રતિબંધ થાયછે. આ જ એ કર્મોનો અભિભવ કહેવાય છે. એ અભિભૂત થયેલાં કર્મો જ્યાંસુધી કોઇ અવિરુદ્ધ અતિબલવાન્ કર્મ અભિવ્યંજક મળે ત્યાંસુધી, અથવા તો પોતાથી અથવા પોતાના અંગીભૂત પ્રધાન કર્મથી બલવાન્ કર્મનો અભાવ થાય ત્યાંસુધી ચિત્તમાં આની આ જ અવસ્થામાં પડી રહેછે. એ કર્મો ક્યારે પોતાનું ફલ આપશે એ પ્રશ્નનો 'જ્યારે પોતે નિયતવિપાક થાય ત્યારે,' એશિવાય અન્ય ઉત્તર આપી શકાય એમ નથી. કેમકે જ્યારે એ કર્મોનો અભિભવ કરનાર નિયતવિપાક કર્માશય પોતાનું ફલ આપવા પ્રવૃત્ત થયો તે સમયે કદાચ કોઇ કારણથી એમ નિર્ણય કરી શકીએ કે આમાંથી અમુક અમુક કર્મો બાકીનાં કર્મોકરતા અતિ બલવાન્ છે અને તેથી પ્રથમ ફલ આપવાને યોગ્ય છે, તથાપિ એટલાથી નિશ્ચય થતો નથી તેમ જ એ અનુમાન બાંધું પડતું નથી. કારણ કે એ કર્મોનો અભિભવ કરનાર નિયતવિપાક કર્મોનાયે જે જન્મ આપ્યો છે તે જન્મમા અભિમાની કયા કયા કર્મો રચશે એ તથા એમાંથી કયાં કેટલા વેગવાળા એ જન્મની અને સંચિતરૂપે રહેશે એ નિર્ણય નથી અને તેથી સંભવે એવું પણ બનવાનું કે એ જન્મમા કરાયેલા કર્મોથી આ અભિભૂત થયેલામાથી જે અતિબલવાન્ હોય તે પણ આ નવા કર્મોથી બલવાન્ નહિ હોય તો પુનઃ અભિભૂત થઇને જ રહેવાનુ. આ અદૃષ્ટજન્મવેદનીય અનિયતવિપાક કર્માશયની ગતિ શાસ્ત્રમા પણ અતિગહન કહીને વર્ણી છે.

આથી એ થયુ કે અદૃષ્ટજન્મવેદનીય કર્માશયમા પ્રત્યેક કર્મ ત્રિવિપાક નથી, પણ કોઇ ત્રિવિપાક હોય છે તો કોઇ દ્વિવિપાક, અને કોઇ એકવિપાક હોયછે તેમ જ એ કર્માશયમા જે નિયતવિપાક હોય છે તે ચિત્તમાં રહેલી વાસનાને ઉદ્ભૂત કરી પોતાનું ફલ આપેછે, તથા જે અનિયતવિપાક હોય છે તેનો કાં તો નાશ થાય છે, કાં તો તે પોતાના અંગીભૂત કર્મની સાથે નિયતવિપાક થાય છે અને કાં તો ચિરકાલપર્યન્ત સંચિતરૂપે પડી રહે છે.

આ બને પ્રકારના કર્માશય (એટલે દૃષ્ટજન્મવેદનીય અને અદૃષ્ટજન્મવેદનીય) વાસનાને ઉદ્ભૂત કરેછે ત્યારે જ પોતાનું ફલ આપી શકે છે અને તેથી જે ચિત્તમાં ક્લેશનો અભાવ હોયછે તે ચિત્તમાં વાસનાનો પણ અભાવ જ થયેલો હોવાથી એ કર્માશય કશા ફલને પણ આરંભવા અસમર્થ છે. આમ હોવાથી સંચિતકર્મો-

નો વિવેકખ્યાતિરૂપ તત્ત્વજ્ઞાનથી દાહ થાય છે એ યુક્ત ઠરે છે, અને ક્રિયમાણનો અલેપ તો પૂર્વે પ્રતિપાદન કરી ગયા છીએ તેથી એ તત્ત્વજ્ઞાની મહાત્માને ઉત્તર જન્મનો સર્વથા અભાવ જ હોય છે એ દૃઢ રીતે સિદ્ધ થાય છે

આ પ્રમાણે આ સૂત્રોથી કર્માશયની વિપાક આરંભવાની શક્તિ ક્લેશસદ્ભાવ પર્યંત જ છે એ તથા વિપાકનું સ્વરૂપવગેરે કહ્યું હવે એ વિપાકના ફળવા કથનદ્વારા ક્લેશ જ સમગ્ર દુઃખનું કારણ હોવાથી અન્વર્થ મજ્ઞાનાતા છે અર્થાત્ અસત હેય છે એ પ્રતિપાદન કરવા તથા વિપાક પણ દુઃખમાત્રનું સાક્ષાત્ કારણ હોવાથી હેય છે એ પ્રતિપાદન કરવા એ વિપાકનું ફલ સૂત્રકાર કહેછે

**ते ह्लादपरितापफला पुण्याऽपुण्यहेतुत्वात् । १४ ।**

**સૂત્રાર્થ**—પુણ્યરૂપ હેતુથી તથા અપુણ્ય એટલે પાપરૂપ હેતુથી થયેલા એ વિપાકો અનુક્રમે સુખ તથા દુઃખરૂપ ફળને ઉત્પન્ન કરેછે

તે–જાતિ આયુ, અને ભોગ

હ્લાદ૦—હ્લાદ એટલે વિષયસુખ અને પરિતાપ એટલે દુઃખ એ બે ફળ છે જેના આ પદથી એ કહ્યું કે એ વિપાકો સુખ તથા દુઃખ એ બે ફલને ઉત્પન્ન કરનાર છે ભોગરૂપ વિપાકના જુદા જુદા અર્થમા એ કેવી રીતે સુખદુઃખને ઉત્પન્ન કરનાર છે તેનું વ્યાખ્યાન પૂર્વ સૂત્રની વ્યાખ્યામા કરેલું હોવાથી અત્ર પુનઃ કરવું જરૂરનું નથી

पुण्यापुण्यहेतुत्वात्—પુણ્ય તથા અપુણ્ય અર્થાત્ પાપ એ બે પ્રકારના કર્માશય હોય છે એ બે પ્રકારના કર્માશયથી જાતિ વગેરે વિપાક થાય છે તેમા જેટલા અંશમા એ વિપાક પુણ્યરૂપ કર્માશયના ફળરૂપ છે તેટલા અંશમા એ વિપાક હ્લાદને ઉત્પન્ન કરે અને જેટલા અંશમા એ વિપાક પાપરૂપ કર્માશયના ફળરૂપ હોયછે તેટલા અંશમા એ પરિતાપરૂપ દુઃખનો હેતુ છે

આ સૂત્રથી એ કહ્યું કે આ ત્રિવિધ વિપાકના બે ફળ હોય છે, (૧) વિષયસુખ અને (૨) દુઃખ તથા એ ફળ આ વિપાક અનિયમિતપણે ઉત્પન્ન કરતા નથી પણ જે વિપાકનો હેતુ પુણ્ય છે તે વિપાક સુખને ઉપજાવે છે અને જેનો હેતુ પાપ હોય છે તે દુઃખને ઉપજાવેછે એ ફળ પણ કર્માશય ક્લેશ હોય તો જ આપી શકે છે તેથી આ ત્રિવિધ વિપાક તથા એના મૂળરૂપ અવિદ્યાદિ

કરેલા હેયછે ( તજવા યોગ્ય છે )

અહિં એ શંકા થાય છે કે જે વિપાક દુઃખરૂપ ફલને આપનાર હોય તે તો દુઃખ સર્વને પ્રતિકૂલ હોવાથી હેયછે એ ઠીક છે પણ જે વિપાક પુણ્યહેતુક હોવાથી બ્રહ્મલોકવગેરેવિષે સુખરૂપ ફલને આપનાર છે તે, સુખ સર્વને અનુકૂલ પદાર્થ હોવાથી કેવી રીતે હેય કહેવાય ? એનો ઉત્તર આપતા શ્રીપતંજલિ ભગવાન્ આ સંપૂર્ણ જગત્ કેવલ દુઃખરૂપ જ વિવેકીની દૃષ્ટિથી છે એ પ્રતિપાદન હવે કરેછે.

परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च

सर्वमेव दुःखं विवेकिनः ॥१५॥

**સૂત્રાર્થ** —પરિણામદુઃખતા, તાપદુઃખતા તથા સંસ્કારદુઃખતાએ કરીને એટલે એ ત્રિવિધ દુઃખોને ઉત્પન્ન કરનાર હોવાથી, તથા સત્ત્વાદિગુણોની સુખ, દુઃખ અને મોહાત્મક વૃત્તિનો (અ)વિરોધ હોવાથી સુખદુઃખમોહાત્મક સમગ્ર જગત્ વિવેકીની દૃષ્ટિથી પ્રતિકૂલ હોવાથી દુઃખરૂપ જ છે

परिणाम०=એટલે પરિણામદુઃખ, તાપદુઃખ અને સંસ્કારદુઃખવડે આ પદનો બે રીતે વિગ્રહ કરાય છે (૧) परिणामश्च तापश्च संस्कारश्च परिणामतापसंस्काराः । तज्जानि दुःखानि तैः-પરિણામ, તાપ અને સંસ્કાર એ ત્રણથી થયેલા દુઃખે કરીને એટલે એ ત્રણથી થતા દુઃખોને ઉત્પન્ન કરનાર હોવાથી (૨) परिणामतापसंस्कारा एव दुःखानि तैः પરિણામ, તાપ અને સંસ્કાર એ ત્રણ પ્રકારના દુઃખે કરીને

गुणवृत्तिविरोधाच्च-સર્વ આવૃત્તિમાં આ જ પાઠ જોવામાં આવેછે વાર્તિકકારે અર્થબલાત् गुणवृत्त्यविरोधात् એ પાઠની કલ્પના કરી છે गुण એટલે બુદ્ધિરૂપે પરિણામ પામેલા સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ દ્રવ્યો વૃત્તિ એટલે આ ત્રણ દ્રવ્યરૂપ બુદ્ધિના પરિણામો એટલે શાન્ત, ઘોર અને મૂઢ એ સંજ્ઞાવાળી સુખ, દુઃખ અને મોહ એ ત્રણ ધર્મના આશ્રયરૂપ બુદ્ધિવૃત્તિઓ વિરોધ એટલે સહાવસ્થાનનો અસંભવ એટલે સાથે હોવાનો અસંભવ, અને અવિરોધ એટલે સહાવસ્થાનના અસંભવનો અભાવ અર્થાત્ સહાવસ્થાન, સાથે હોવું તે. તેથી गुणवृत्त्यविरोधात् એટલે બુદ્ધિની

ત્રિવિધ વૃત્તિનુ સાથે હોવુ તે અર્થાત મહાવસ્થાન થવુ તે આ જ અર્થ गुणवृत्तिविरोधात् એ પાઠનો છે એ સ્થળે વૃત્તિનો અર્થ વૃત્તિનો અતિશય અથવા વૃત્તિનુ પ્રાધાન્ય છે તેથી गुणवृत्तिविरोधात् એટલે બુદ્ધિની વૃત્તિના પ્રાધાન્યનો જ માત્ર વિરોધ છે તેથી અર્થાત્ જે સમયે સુખધર્મવાળી વૃત્તિ પ્રધાન હોય તે સમયે દુ ખ ધર્મવાળી તથા મોહધર્મવાળી વૃત્તિનુ પ્રાધાન્ય હોવુ અસભવ છે, કારણ કે બે વૃત્તિનુ એક સમયે પ્રાધાન્ય હોઇ શકે નહિ એ ત્રણે વૃત્તિઓ સાથે હોઇ શકે છે એટલે પ્રત્યેક વૃત્તિમા આ ત્રિવિધ ધર્મો હોય છે પણ પ્રાધાન્ય માત્ર એકનુ જ હોયછે આ રીતે બને પાઠથી એક જ અર્થ પરિણામે નિકળેછે

सर्वम्—એટલે દુ ખરૂપ તેમ જ સુખરૂપ

विवेकिन —વિવેકીને વિચારવાળાને આ પદથી એ સૂચવ્યુ કે નગરવિચારે જગતમા સુખ અને દુ ખ બને હોય એમ લાગેછે પણ યથાર્થ વિચારથી તો એ બને-સર્વ-દુ ખરૂપ જ હોયછે

આ સૂત્રમા શ્રીપતંજલિ ભગવાને સપૂર્ણ ચરાચર જગત જે અવિવેકથી પ્રસગે સુખ અને પ્રસગે દુ ખનુ ભાન કરાવે છે તે સર્વ વિવેકથી દુ ખરૂપ જ હોયછે એ પ્રતિપાદન કર્યુ છે ત્યા मत्र परवशं दुःखं सर्वमात्मवशं सुखम् । एतद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयोः । જે જે પોતાથી અન્યને અધીન છે તે સર્વ દુ ખ છે અને જે પોતાને જ અધીન છે તે સર્વ સુખ છે એ સુખદુ ખના લક્ષણ છે એ શ્રીમનુભગવાનના લક્ષણપ્રમાણ તો વિષયસુખ વિષયાદિને અધીન હોવાથી અર્થાત ભોક્તાથી અન્ય જે ભોગ્ય તેને અધીન હોવાથી પરાધીન છે તેથી દુ ખના લક્ષણવાળુ હોવાથી દુ ખરૂપ જ છે અને દુ ખ તો સ્પષ્ટ રીતે દુ ખરૂપ જ છે તેથી સપૂર્ણ જગત કેવલ દુ ખરૂપ જ છે એ સહજ વિચારથી સ્પષ્ટ થાય છે આમ છે તોપણ સુખદુ ખના એ લક્ષણો ન લેતા જે અનુકૂલવેદનીય હોય તે સુખ અને જે પ્રતિકૂલવેદનીય હોય તે દુ ખ એ લક્ષણો પકડીએ ત્યારે પણ સમસ્ત દુ ખરૂપ જ સમજાય છે કારણ કે સુખનુ આ લક્ષણ લઇએ ત્યારે જ જગતમા સુખમાત્રનો અભાવ છે એમ તો છે જ નહિ તોપણ જેમ સુવર્ણમા તેજસ અંશ અધિક હોવાથી સુવર્ણ તૈજસ પદાર્થ મનાય છે તથા પંચીકૃત પંચમહાભૂતોના સર્વ કાર્યોમા પાંચે ભૂતો છે તથાપિ પાર્થિવઅંશ વધારેના

આદિકથી અમુક પાર્થિવ પદાર્થ છે, અમુક આપ્ય છે, અમુક તૈજસ છે વગેરે પ્રકારે કહેવાય છે તેમ જગતમાં દુઃખબાહુલ્ય હોવાથી જગત્ દુઃખરૂપ જ ઠરે છે. તેમ જ જે જીવને સુખના સાધનો રૂપ અસંખ્ય વિષયો પ્રાપ્ત હોય છે તેને પણ નકાર દુઃખ આવવાથી એ સર્વ વિષયો સુખ આપી શકતા નથી તેથી અર્થાત સુખની અભિલાષા રહેતાં દુઃખનિવૃત્તિનો દ્વેષ જીવમાત્રમાં બલવાન્ હોવાથી તથા દુઃખના કારણો અસંખ્ય હોવાથી કોઈ કોઈ પણ સદા દુઃખો પ્રાપ્ત હોય છે તેથી પણ જગત દુઃખરૂપ જ છે શ્રી સાંખ્ય સૂત્રમાં પણ यथा दुःखाद् द्वेषः पुरुषस्य न तथा सुखादाभिलाषः । એ સૂત્રથી એ જ કહ્યું છે કે પુરુષને દુઃખપ્રતિ જેટલો દ્વેષ છે તેટલી સુખપ્રતિ અભિલાષા નથી આમ હોવાથી સ્વભાવિકતા રૂપ દુઃખ છે છતાં એ દુઃખ બલવાન્ દ્વેષનો વિષય હોવાથી સ્વભાવિક પણ દુઃખરૂપ જ છે આ કારણથી પણ જગત દુઃખરૂપ જ છે તેમ જ ઉપર કહ્યા પ્રમાણે જગતમાં દુઃખબાહુલ્ય હોવાથી પણ જગત દુઃખરૂપ જ ઠરે છે શ્રી વિષ્ણુપુરાણમાં कलत्रमित्रपुत्रार्थगृहक्षेत्रधनादिकैः । क्रियते न तथा भूरि सुखं पुंसां यथा सुखम् । સ્ત્રી પુત્ર મિત્ર ગૃહ ક્ષેત્ર વગેરે પદાર્થોથી પુરુષને જેટલું દુઃખ થાય છે તેટલું સુખ થતું નથી ઇત્યાદિ વચનોથી જગતમાં દુઃખબાહુલ્ય છે એ જ પ્રતિપાદન કર્યું છે અને એ તો જગતમાં રહેનાર વિવેકનામ પુરુષો પોતાના અનુભવથી સહજે જણાઈ શકે છે તેથી એ વાત તો અનુભવથી પણ સિદ્ધ થાય છે આ જગતની દુઃખરૂપતાને સૂત્રકારે જે હેતુઓ સિદ્ધ કરી છે તેમાં પ્રથમ હેતુ એ કહ્યો છે કે સમગ્ર સંસાર પરિણામદુઃખ તાપદુઃખ અને સંસ્કારદુઃખ એ ત્રિવિધ દુઃખથી ભરેલો છે તેથી દુઃખરૂપ છે ત્યાં પરિણામ દુઃખ એટલે (૧) પરિણામે થતાં દુઃખો અથવા (૨) પરિણામ એટલે અન્યથાભાવ તેથી થતાં દુઃખો આ પ્રકારની પરિણામદુઃખતા વિષયસુખથી થાય છે કારણ કે પ્રાયશઃ સર્વ જીવોને જે જે વિષયસુખનો અનુભવ થાય છે તે તે સુખના અનુભવકાળે તે તે સુખમાં રાગ ઉત્પન્ન થાય છે અને એ રાગથી આ સુખ સદા સ્થિર રહો પરમેશ્વર એનો નાશ નહિ કરો ઇત્યાદિ પ્રકારના સંકલ્પોરૂપ માનસ કર્માશય બંધાય છે તેમ જ એ સુખાનુભવથી દ્વેષ તથા મોહથી થતો કર્માશય પણ બંધાય છે કેમકે જેમ એ સુખાનુભવસમયે એ સુખમાં પ્રધાનપણે રાગ થાય છે તેમ તે જ સમયે એ સુખનો નાશ કરનાર જે વિષયો હોય તેની ઉપર દ્વેષ પણ

ગૌણપણે થાયછે. એ દ્વેષથી પણ 'આ સુખનો અંશ નહિ થાઓ, એ
સુખના વિઘાતક નાશ પામો' ઇત્યાદિ સંકલ્પોદ્વારા માનસ કર્માશ-
ય બંધાય છે તેમ જ જો એ સુખના વિઘાતકોનો પરિહાર ક-
રવા જીવ અસમર્થ હોયછે તો તે જીવમા એ અશક્તિથી મોહ થા-
ય છે તેથી પણ માનસ કર્માશય બંધાય છે આપ્રમાણે વિષયસુખ
સમયે રાગ, દ્વેષ, તથા મોહ એ ત્રણથી થતો માનસ કર્માશય બં
ધાય છે તથા એ કર્માશયથી જન્મમરણવગેરે અનેક દુઃખો એ જી
વને સહન કરવા પડેછે જેમ આ પ્રકારનો વિષયસુખભોગથી મા
નસ કર્માશય બંધાય છે તેમ રાગાદિથી તે જીવનો તે તે સુખને
સ્થિર રાખવા તથા તેના વિરોધીનો પરિહાર કરવા પ્રવૃત્તિ થાય છે
એ પ્રવૃત્તિથી પરોપકાર હિંસાવગેરે વિવિધ કર્મો કરાયછે તેથી શા
રીર કર્માશય બંધાય છે આ જ રીતે સુખસાધનઉપર આશીર્વાદ અ
ને તેના વિરોધીઉપર શાપ આપવાવગેરે વાણીની પ્રવૃત્તિ પણ વિષ
યસુખના ભોગથી થાયછે જેથી વાણીસંબંધી કર્માશય પણ બંધાય
છે એ શારીર તથા વાઙ્મય કર્માશય પણ પરિણામે જન્મમરણવગે
રે અનેક દુઃખોને અવશ્ય આપેછે આ સર્વ દુઃખો વિષયસુખના ભો
ગથી જ થાય છે તેથી વિષયસુખભોગ સુખકર્તા અતિશય દુ
ઃખને પરિણામે આપનાર હોવાથી દુઃખરૂપ જ ગણવાયોગ્ય છે

બીજી રીતે જોઇએ તો જેમ વ્યભિચાર, માંસભક્ષણ, હિંસાવ
ગેરે કર્મો તેમા પ્રવૃત્તિ કરનારને આરંભમા સુખનું ભાન કરાવેછે (કેમ
કે કોઇ પણ પ્રેક્ષાવાન્ જીવની દુઃખમા દુઃખબુદ્ધિથી પ્રવૃત્તિ થતી
જ નથી તેથી એ પદાર્થના ભોગ સેવામા થતી પ્રવૃત્તિનું પણ સુખ
બુદ્ધિ જ કારણ હોવું ઘટે છે) તથાપિ અધિક સુખના વિરોધી હો
વાથી એ સર્વ દુઃખરૂપ જ મનાયા છે અને તેથી વિવેકી પુરુષોની
સુખેચ્છાવાન્માટે નિષિદ્ધ કરાયા છે, અથવા તો જેમ વિષમિ-
શ્રિત સ્વાદુ અન્ન આસ્વાદન કરનારને આરંભમા સુખજનક
ભાસેછે તથાપિ જીવનસુખરૂપ અતિમહાન્ સુખનું વિરોધી હોવાથી
દુઃખરૂપ જ છે, તેમ વિષયસુખ પણ પારમાર્થિક સુખનું વિઘાતક
હોવાથી દુઃખરૂપ જ ગણવું ઘટેછે કામનાની અથવા તૃષ્ણાની નિ
વૃત્તિથી જે સુખ થાયછે તે પારમાર્થિક સુખ છે એ સુખ અપાર
છે, કેમકે એ પ્રમાણે એ સુખને પામેલા પુરુષોનું વચન છે શ્રી
બૃહદારણ્યકોપનિષત્મા આનંદમીમાંસામા स एको ब्रह्मण आनन्द ।
श्रोत्रियस्य चाकामहतस्य—આ ॥ એક સો આનંદ મળીને એક બ્ર-

હ્માનો આનંદ થાયછે તથા તેવો આનંદ અકામપુરૂષોનો છે ઇત્યાદિ શ્રુતિથી કામનાની નિવૃત્તિથી બ્રહ્માનંદમય સુખની પ્રાપ્તિ કહી છે. કામનાની નિવૃત્તિથી થતા આ અપાર સુખરૂપ પારમાર્થિક સુખનો વિરોધી વિષયસુખભોગ છે. કેમકે વિષયસુખના અનુભવથી તે જ કાળે સુખાનુશયી રાગઃ એ સૂત્રમાં કહ્યાપ્રમાણે એ સુખમાં રાગ થાય છે અર્થાત્ એ સુખની કામનાવિશેષ વૃદ્ધિને પામેછે.

અહિં એ શંકા થાય છે કે ઇચ્છાના વિષયની પ્રાપ્તિથી તે વિષયની ઇચ્છારૂપ કામના વધવી ન જોઇએ પણ શાન્ત થવી જો ઇએ, તો પછી વિષયસુખના ભોગથી કામના વધેછે એમ કેમ કહે-વાય ? આ શંકા વિશેષ યોગ્ય નથી. કેમકે વિષયની કામનાથી વિષયની પ્રાપ્તિપર્યન્ત જે ચિત્તની અશાન્તિથી વિકલતા થાય છે તે જ માત્ર વિષયપ્રાપ્તિક્ષણે મટેછે તથા ચિત્તની તે ક્ષણે સ્થિરતા થઈ સુખનું ભાન થાય છે. પણ તે વિષયની કામના તો તે વિષ-યનું પુનઃ પુનઃ મનન થવાથી બલવાન્ જ થતી જાય છે વિષય-પ્રાપ્તિક્ષણે એ કામના શાન્ત થયેલી પ્રતીત થાયછે તથાપિ નિવૃત્ત થતી નથી, પણ બલવાન્ થઇ સંસ્કારરૂપે રહેછે કેમકે એમ નહિ હોય તો એ વિષયની પ્રાપ્તિ થવા પુનઃ ઇચ્છા નહિ થ-વી જોઇએ. તેથી જેમ મનુષ્યનું લોહી જ્યાંસુધી વાઘે ચા-ખ્યું નથી હોતું ત્યાંસુધી વાઘને તેની ઇચ્છા થતી ન-થી તેમ જ્યાંસુધી વિષયભોગ નથી કર્યો ત્યાંસુધી જ કામના ઉદ્ભૂ-ત થતી નથી. પણ જ્યાંથી વિષયસેવન કરવામા આવેછે ત્યાંથી તે કામના ઉદ્ભૂત થઇ વધવા માંડે છે, એ સર્વેના અનુભવથી સિદ્ધ છે. શ્રીકપિલભગવાને પણ न भोगाद्रागशान्तिर्मुनिवत् વિષયભોગથી જે-મ સૌભરિ મુનિને કામનાની નિવૃત્તિ થઈ નહિ તેમ કામના શાન્ત થતી નથી, અર્થાત્ નિવૃત્ત થતી નથી, એ સાંખ્યસૂત્રથી એજ અ-ર્થ કહ્યો છે. શ્રીમનુસ્મૃતિમાં પણ न जातु कामः कामानामुपभोगेन शाम्यति। हविषा कृष्णवर्त्मेव भूय एवाऽभिवर्द्धते એવંગેરે વચનોથી એ જ કહ્યું છે કે વિષયના ભોગથી કામનાની નિવૃત્તિ થતી નથી પણ જે-મ અગ્નિમાં ઘૃતવગેરેનો હોમ કરવાથી અગ્નિ પ્રદીપ્ત થાયછે તેમ વિષયભોગથી પણ કામનાની વૃદ્ધિ જ થાયછે.* તેથી સર્વ રીતે એ જ સિદ્ધ થાયછે કે વિષયભોગથી કામના વધેછે. કામનાની વૃદ્ધિ

* આ વિષયના વિસ્તારથી અત્યુત્તમ પ્રતિપાદનમાટે જુઓ શ્રીમદ્દાકાળ (માસિક)માં 'સન્મિત્રનું મિત્રપ્રતિ પત્ર' વગેરે.

પારમાર્થિક સુખનો નાશ કરનાર છે તેથી વિષયસુખરૂપ ક્ષણિક ક્ષુદ્ર સુખ અપાર સુખનું વિરોધી હોવાથી પણ પરિણામદુઃખતાથી મિશ્રિત જ છે આમ હોવાથી જ શ્રીમદ્ગીતામા विषयेन्द्रियसंयोगाद् यत्तदग्रेऽमृतोपमम् परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् । વિષય તથા ઇન્દ્રિયના સંયોગથી જે આરંભમા ક્ષુદ્રરૂપ લાગતુ હોવાથી અમૃતતુલ્ય દેખાય છે તથા જે પરિણામે અસંખ્ય દુઃખોને ઉત્પન્ન કરનાર હોવાથી વિષજેવું છે તે સુખ રાજસ છે ઇત્યાદિ વચનોથી સમગ્ર વિષયસુખ પરિણામે અપાર દુઃખને આપનાર છે એ જ પ્રતિપાદન કર્યું છે

આ પ્રમાણે વિષયસુખ દુઃખરૂપ જ છે એટલુ જ નહિ પણ વિષયસુખના ભોગથી કામનાની વૃદ્ધિ થાયછે તેથી તે તે કામનાના વિષયની અપ્રાપ્તિ થવાથી દુઃખ થાયછે તે તે વિષયની પ્રાપ્તિ કરવામાટે અનેક સાધનો યોજવા પડેછે અને તેથી અગણિત કષ્ટો થાયછે, એ સર્વ વ્યવહારમગ્ન પુરુષોને અનુભવસિદ્ધ છે કદાચ એ ઉપાયોથી તે તે વિષયની પ્રાપ્તિ થાય છે તોપણ તેનો સ્વતંત્ર ભોગ તેવામા વ્યાધિવગેરે કોઇ વિઘ્ન આવી પડે છે તો તેથી પણ દુઃખ થાયછે તથા એ ભોગના સંકોચકઉપર દ્વેષ થાય છે એ પ્રમાણે વિષયસુખથી કામ અને દ્વેષ બે થયા એટલે જીવની પાપ કર્મ કરવા પ્રવૃત્તિ થાય છે તેથી પણ પરિણામે દુઃખ જ છે જો ભોગનો સંકોચક કોઈ પ્રાપ્ત નથી થતો અને તેથી અમર્યાદ ભોગ થાયછે તો તેથી વ્યાધિવગેરે થાયછે અને તેથી પુનઃ દુઃખ થાયછે આ પ્રમાણે તથા એ વગેરે અન્ય અસંખ્ય રીતે વિષયસુખથી પરિણામે દુઃખ જ છે તેથી વિષયસુખની પરિણામદુઃખતા છે

અન્ય રીતે જોઇએ તો સંપૂર્ણ વિષયો પરિણામને પામનાર છે તેથી કોઇ પણ વિષય સર્વકાળ એકરૂપમા રહેતો નથી તેમ જ વિષય અને ભોક્તાનો સંબંધ પણ સર્વદા અનિત્ય હોવાથી સદાકાળ રહેતો નથી તેથી વિષયોના પરિણામથી પણ અસંખ્ય દુઃખો થાયછે સ્ત્રીપુત્રના વિયોગથી, મરણથી, શરીરની વિષમતાથી, ધન, ક્ષેત્રવગેરે નાશ પામવાથી સંક્ષેપમા મમત્વના પદાર્થોના વિકારમાત્રથી થતા દુઃખો આ પ્રકારની પરિણામદુઃખતાના ઉદાહરણોછે તેથી આ અર્થમા પણ સંસાર પરિણામદુઃખતાથી ભરેલો છે

તાપદુઃખ એટલે તાપથી થતા દુઃખો અથવા તાપરૂપ દુઃખો

આ પ્રકારના દુખોથી પણ સસાર ભરેલોછે પુરુષોને જે લૌકિક દુઃખોનો અનુભવ થાયછે તેથી એ દુખો તથા એના સાધન એ બંને પર પ્રધાનપણે દ્વેષ થાયછે તેમ જ એ સમયે એ દુખના વિરોધી સુખ તથા તેના સાધનોપ્રતિ ગાણપણે રાગ થાયછે, તથા જો એ દુખ તથા એના સાધનોનો પરિહાર કરવા એ જીવ અસમર્થ થાય છે તો તેથી મોહ થાયછે, જો સશક્ત હોયછે તો એ પરિહાર કરવા એની પ્રવૃત્તિ થાયછે તથી નાનાવિધ સંકલ્પો, વાચનિક કર્મો તથા શરીરસબંધી કર્મો રચાય છે એ સર્વથી તથા દ્વેષ, રાગ અને મોહથી ઉપર કહ્યાપ્રમાણે જન્મમરણાદિ અસંખ્ય દુખોને ભોગવનાર કર્માશય બંધાયછે તેથી લૌકિકદુખનો અનુભવ પણ અન્ય અપાર દુખોનો હેતુ થાયછે

બીજી રીતે જોઇએ તો દુખરૂપ યોગાન્તરાયની પ્રાપ્તિ થઈ એગને આગ્રહથી યોગમા પ્રવૃત્તિ થતી નથી અને તેથી મોક્ષરૂપ કૈવલ્યની પ્રાપ્તિ થતી નથી તેથી દુખાનુભવ મોક્ષસુખરૂપ પારમાર્થિક સુખનો વિરોધી છે તેમ જ લૌકિક દુખ જાતે પણ દુખરૂપ જ છે તેથી સર્વ રીતે તાપદુખથી સંસાર ભરેલોછે એ સહજ વિચારથી સિદ્ધ થાયછે

આ તાપદુખ અને પરિણામદુઃખ એ બેમા ભેદ આ પ્રમાણે છે કે પરિણામદુખને ઉત્પન્ન કરનાર ભોગ આરંભમા સુખરૂપે ( અનુકૂળરૂપે ) દેખાયછે અને પરિણામે અપાર દુખના હેતુરૂપ થાયછે અને આ તાપદુખનો અનુભવ તો આદિ મધ્યે અને અંતે એમ ત્રણે કાળે દુખરૂપ જ ( પ્રતિકૂળ જ ) દેખાય છે તેથી બંને ભિન્ન છે એ સ્પષ્ટ છે

સંસ્કારદુખ એટલે સંસ્કારથી પરિણામે થતા દુખો અથવા જન્મમરણાદિ દુખોના હેતુરૂપ હોવાથી સંસ્કારરૂપ દુખો આ પ્રકારની દુખતા પણ સંસારમા વ્યાપ્ત થયેલી હોયછે ત્યા સુખદુખનો અનુભવ થવાથી સુખદુખનો સંસ્કાર ચિત્તમા પડેછે એ સંસ્કારને વાસના પણ કહેછે એ સંસ્કાર ચિત્તમા અનુદ્ભૂત દશામા પડી રહેછે તથા કાળાદિ અભિવ્યંજક મળવાથી ઉદ્ભૂત થાયછે તેથી સ્મૃતિ થાયછે એ સુખદુખની સ્મૃતિથી રાગદ્વેષ થાયછે તેથી પ્રવૃત્તિ થાયછે, પુન દુખ થાયછે, તથા એ દુખથી પુન સંસ્કારસ્મૃતિવગેરે થયા કરે છે આ પ્રમાણે સુખદુખના અનુભવ

જ્ઞાનસંસ્કારથી એની પરંપરા ચાલવાથી જન્મમરણાદિ અ-

સંખ્ય દુઃખો થયા કરેછે એ જ પ્રમાણે કર્મસંસ્કારથી પણ દુઃખો થાયછે કર્મ કરવાથી સંસ્કાર પડેછે એ સંસ્કારરૂપ કર્માશયથી જાતિ, આયુષ્ અને ભોગરૂપ વિપાક થાયછે અને તેથી જન્મમરણરૂપ અસંખ્ય દુઃખો થાય છે તેથી બન્ને રીતે સંસ્કારદુઃખોથી સંસાર ભરેલો છે એ સિદ્ધ થાયછે

આ પ્રમાણે આ સૂત્રથી પ્રથમ હેતુથી સંસારની ઔપાધિક દુઃખરૂપતા પ્રતિપાદન કરી એ હેતુના સૂત્રમા ત્રણ વિભાગ કર્યા છે ખરું જોતા તો તાપદુઃખતા અને સંસ્કારદુઃખતા એ બન્નેનો પરિણામદુઃખતામા અંતર્ભાવ કરી શકાય છે તથાપિ એમા સહજ સહજ ભેદ હોવાથી ગોબલિવર્દન્યાયે કરીને આ સૂત્રમા એનો પૃથક્ નિર્દેશ કર્યો છે તે અયોગ્ય નથી

બીજો હેતુ સૂત્રકારે એ આપ્યો છે કે સંસાર સ્વાભાવિક રીતે જ દુઃખરૂપ છે, એટલે સંસારમા સુખમાત્ર સ્વભાવથી દુઃખમિશ્રિત જ હોયછે તેનુ કારણ એ કે બુદ્ધિની વૃત્તિનો વિરોધ નથી પણ માત્ર એ વૃત્તિના અતિશયનો જ વિરોધ છે વિશેષ સ્પષ્ટ કરી કહીએ તો આ પ્રમાણે બુદ્ધિ એ સત્ત્વ રજસ્ અને તમસ એ ત્રણ દ્રવ્યોનુ કાર્ય છે તેથી જ્યારે બુદ્ધિનો પરિણામ થવાનો ત્યારે આ ત્રણ દ્રવ્યનો પરિણામ થવાનો શ્રીસાંખ્યશાસ્ત્રમા તથા આ શાસ્ત્રમા એ એક સિદ્ધાન્ત જ છે કે चलं च गुणवृत्तम् સત્ત્વાદિ ગુણોનુ વૃત્ત એટલે ક્રિયા ચચલ છે અર્થાત્ સત્ત્વાદિ ત્રણે દ્રવ્યો પ્રતિક્ષણે પરિણામ પામ્યા જ કરેછે આ સિદ્ધાન્તાનુસાર જ્યારે બુદ્ધિના એક અવયવરૂપ સત્ત્વદ્રવ્ય પરિણામ પામવાનુ એટલે પોતાના કાર્યરૂપ સુખપ્રત્યયને ઉત્પન્ન કરવાનુ ત્યારે બુદ્ધિના બીજા બે અવયવરૂપ રજસ્ અને તમસ્ પણ પરિણામ પામવાના અર્થાત્ પોતાના કાર્યરૂપ દુઃખ તથા મોહ એ બન્નેને ઉત્પન્ન કરવાના તેથી જ્યારે જ્યારે બુદ્ધિનો પરિણામ થવાનો ત્યારે એ ત્રિગુણાત્મક બુદ્ધિદ્રવ્યના કાર્યરૂપ પ્રત્યેક વૃત્તિમા સત્ત્વ રજસ્ અને તમસ્ એ સર્વેના કાર્યો હોવાના અર્થાત્ પ્રત્યેક વૃત્તિમા સુખ, દુઃખ અને મોહ એ ત્રણે સ્વરૂપે હોવાના

અહિં એ પ્રશ્ન થાય છે જ્યારે બુદ્ધિની સર્વ વૃત્તિઓ સુખ દુઃખ અને મોહવાળી હોય છે ત્યારે પછી અમુક સુખવૃત્તિ છે, અમુક દુઃખવૃત્તિ છે તથા અમુક મોહવૃત્તિ છે એ પ્રકારનો વ્યવહાર

અયોગ્ય હોવો જોઇએ એનો ઉત્તર એ કે એ અયોગ્ય નથી કે મકે અગર જો સુખદુ ખાદિ વૃત્તિઓનો વિરોધ નથી એટલે એકે ક્ષણે વૃત્તિ ત્રિવિધ ધર્મવાળી હોઈ શકેછે તથાપિ બુદ્ધિના રૂપાતિશ ય તથા વૃત્યતિશયનો વિરોધ છે, એટલે એકે ક્ષણે બે રૂપોનુ તથા બે વૃત્તિનુ પ્રાધાન્ય હોતુ નથી આદિ ધર્મ, જ્ઞાન વૈરાગ્ય, ઐશ્વર્ય અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્ય એ આઠને બુદ્ધિના રૂપ કહ્યા છે એ રૂપસર્વ બુદ્ધિમા એકે વખતે સ્વરૂપત હોય છે ખરા તોપણ પ્રાધાન્ય તો એકનુ જ હોયછે બેનુ એક વખતે પ્રાધાન્ય હોતુ નથી એટલે જ્યારે ધર્મનુ પ્રાધાન્ય હોય ત્યારે અધર્મનુ પ્રા ધાન્ય હોતુ નથી તેમ જ જ્ઞાનનુ પ્રાધાન્ય હોય ત્યારે અજ્ઞાનનુ હો તુ નથી વગેરે આ જ પ્રમાણે બે વૃત્તિના અતિશય એક વખતે હો તા નથી અર્થાત્ જ્યારે સુખ દુ ખ અને મોહરૂપ વૃત્તિમાથી એ નુ પ્રાધાન્ય હોય ત્યારે ઇતર બેનુ ગૌણપણુ પ્રાપ્ત છે એમ હોવા થી જ્યારે સુખવૃત્તિનુ પ્રાધાન્ય હોય છે ત્યારે એ વૃત્તિના દુ ખ અને મોહ એ બે ગૌણ હોયછે અર્થાત્ જે બે વૃત્તિએ મિશ્રિત હોય છે તથાપિ એ વૃત્તિઓનુ પ્રાધાન્ય હોતુ નથી તેથી એ વખ તે દુ ખમયત્વ વા સુખવૃત્તિ એ [illegible] હોય નથી આથી એ થયુ કે પ્રત્યેક વૃત્તિ દુ ખ અને મોહથી મિશ્રિત તો હોય જ છે તથાપિ વ ત્તિરૂપે એ બે વૃત્તિનુ પ્રાધાન્ય હોતુ નથી પણ એકના ઉપરથી પ્રત્યેક વૃત્તિ દુ ખ અને મોહવાળી છે એ સિદ્ધાન્ત [illegible] નથી તો અર્થાત્ પ્રત્યેક વૃત્તિમા સુખ [illegible] ખ અને મોહ એ ત્રણે [illegible] પે હોયછે તેથી એ સિદ્ધ થાય છે કે જેને [illegible] દુ ખવૃત્તિ [illegible] તે તો નિર્દ્વન્દ્વ હોવાથી તથા દુ ખનુ પ્રાધાન્ય હોવાથી દુ ખરૂપ જ છે પણ જેને સુખવૃત્તિ અવિવેકી સમજે છે તે પણ દુ ખમિશ્રિ ત હોવાથી વિવેકીની દષ્ટિથી દુ ખરૂપ જ ગણાયછે

આ પ્રમાણે આ સૂત્રથી આ જગત્ વિવેકીને દુ ખરૂપ છે+

---

+ આ પ્રકારની દુ ખરૂપતા સમગ્ર આર્યશાસ્ત્રમા માન્ય છે એમ નથી પણ પાશ્ચાત્ય દેશના વિદ્વાનો પણ વિચાર કરતા એ જ નિર્ણયપર આવ્યા છે જેમકે હાર્ટમાન ( Hartmann) કહે છે કે ' If we but see our pleasures and pains the latter greatly exceed the former આપણા સુખદુ ખમા ન્યૂનાધિ ક્ય તપાસી જોઇએ તો સુખના દુ ખ [illegible] જ્યારે વગેરે [illegible]

કે પ્રતિપાદન કર્યું ત્યાં વિવેકીને દુઃખરૂપ છે એ કહેવાનો અ
ર્થ એવો નથી કે અવિવેકીને સુખરૂપ છે પણ માત્ર એ જ છે કે
જેમ મૂઢ માણસને વિષમિશ્રિત અન્ન, ઝેર ચઢવા માંડે ત્યારે જ
દુઃખરૂપ અથવા હેય જણાયછે તેમ અવિવેકીને આ સંસાર દુઃખ
ભોગસમયે જ દુઃખરૂપ જણાયછે તે દુઃખભોગ જતો રહેછે એ
ટલે પુનઃ એ મૂઢ વિષયભોગમાં સુખબુદ્ધિથી લપટાય છે અને તે
થી પુનઃ અપાર દુઃખને અનુભવેછે એથી ઉલટું જે વિવેકી
હોય છે તે તો વિષયસુખના ભોગસમયે પણ આ સર્વ વસ્તુત દુઃ
ખરૂપ છે એમ વિચારદૃષ્ટિથી જાણે છે જે વિવેકી છે તે અક્ષિપા
તના સમાન છે એટલે જેમ અતિસૂક્ષ્મ જતુ આંખમાં પડવાથી
એ અવયવને જણાયછે અને અન્ય અવયવોને એ જતુ સ્પર્શ થવા
છતાં જણાતું નથી તેમ વિવેકીને જગત્માં રહેલું અલ્પ—સૂક્ષ્મ દુ
ઃખ પણ સમજાયછે તો પછી આ તો અપાર દુઃખનો ભરેલો સં
સાર છે એ કેમ નહિ સમજાય ? એ તો તરત જ સમજાવાનું
આમ હોવાથી વિવેકી દુઃખને જાણીને એ સંસારથી વિરક્ત થાયછે
અને જે અવિવેકી હોય છે તે તો એ સર્વ દુઃખોને ભોગવેછે એ
વિષયને છોડેછે તથા પુનઃ પરવશ થયેલો એ એ જ વિષયોને ગ્રહણ કરેછે
અને પુનઃ અપાર દુઃખને પામેછે આ રીતે અવિવેકી દુઃખોમાં ને દુઃખો
માં જ ભ્રમ્યા કરેછે અને વિવેકી વિરક્ત થઈ સુખાનુભવની યો
ગ્યતા સંપાદન કરી અંતે કૈવલ્યને પામેછે આ જ અર્થ વિવેકીને
જગત્ દુઃખરૂપ છે એ કહેવાથી વિવક્ષિત છે

આ રીતે હ્લાદ અને પરિતાપ જે ત્રિવિધ વિપાકના ફલો છે,
ત્રિવિધ વિપાક કર્માશયથી થાય છે તેથી જે કર્માશયના ફલો છે
અને કર્માશય ક્લેશમૂલક હોવાથી જે અવિદ્યાદિ ક્લેશોના ફલો છે
તે બંને-દુઃખરૂપ જ વાસ્તવ વિચારથી સિદ્ધ થાય છે તેથી અવિ
દ્યાદિ ક્લેશ દુઃખના જ હેતુરૂપ હોવાથી યથાર્થ રીતે ક્લેશમ નામે પા
મ્યા છે અને એ અત્યંત ત્યજવા યોગ્ય છે ( ઉચ્છેદ કરવા યોગ્ય છે)

---

વિદ્વાન લેખક લખેછે કે Pessimism is the goal of modern thought—જગત્ દુઃખરૂપ છે એ હાલના યુરોપીય વિચારનું લક્ષ્ય છે તેથી આ દેશના તથા અન્ય દેશના અવિચારી પુરુષોને એશઆરામ મળ્યા કરે ત્યાં સુધી ભલે જગત્ સુખરૂપ લાગે તથાપિ વિચારથી જગત્ ત્રણે કાળમાં દુઃખથી અભિન્ન જ છે એ સ્પષ્ટ જણાય છે

એ પણ પ્રતિપાદન થાય છે. આ પાંચે ક્લેશોમાં પણ અવિદ્યા જ ઉત્તર ચારની પ્રસવભૂમિ હોવાથી અવિદ્યા જ સર્વ દુઃખનું મૂલ છે તેથી અત્યંત હેય છે ન્યાયસૂત્રોમાં પણ दुःखजन्मप्रवृत्तिदोषमिथ्याज्ञानानामुत्तरोत्तरापाये तदनन्तरापायादपवर्गः. દુઃખ, જન્મ, પ્રવૃત્તિ, દોષ અને મિથ્યાજ્ઞાનરૂપ અવિદ્યા એમા ઉત્તરોત્તરનો નાશ થવાથી પૂર્વ પૂર્વનો નાશ થાય છે જેથી કૈવલ્ય મળે છે, એટલે અવિદ્યાથી દોષ, દોષથી પ્રવૃત્તિ, પ્રવૃત્તિથી જન્મ અને જન્મથી દુઃખ થાય છે તેથી અવિદ્યારૂપ મૂલ કારણનો નાશ થવાથી દોષનો નાશ થાયછે, દોષના નાશથી પ્રવૃત્તિનો, તેથી જન્મનો અને તેથી દુઃખનો નાશ થાય છે, જેથી કૈવલ્યરૂપ મોક્ષ પ્રાપ્ત થાય છે—આ સૂત્રથી મિથ્યાજ્ઞાનરૂપ અવિદ્યાને જ સર્વ દુઃખના મૂલરૂપ કહી એ અત્યંત હેય છે એ પ્રતિપાદન કરયુ છે

---

આ પ્રમાણે-આ પદના સૂત્રોથી પ્રથમ વ્યુત્થિત ચિત્તવાળા મધ્યમાધિકારીમાટે ક્રિયાયોગરૂપ યોગનું સાધન કહ્યુ એ ક્રિયાયોગનુ ફલ પ્રતિપાદન કરવાના પ્રસંગમા ક્લેશનુ સ્વરૂપ તથા એ ક્લેશ જ દુઃખનું નિદાન છે તેથી હેય છે, એ પ્રતિપાદન કરયુ આ સામાન્ય રીતે કહેલા અર્થને મંદ અધિકારીમાટે વિસ્તારથી કહેવો જરૂરનો છે તે કહેવા ઉત્તરસૂત્રો સૂત્રકારે રચ્યા છે સા આ યોગશાસ્ત્ર સમ્યગ્ દર્શન હોવાથી ચિકિત્સાશાસ્ત્રની માફક ચતુર્વ્યૂહ છે, એટલે કે જેમ ચિકિત્સાશાસ્ત્રમા રોગ, રોગનુ કારણ, ઔષધ અને આરોગ્ય એ ચારનુ વર્ણન કરવામા આવે છે તેમ આ શાસ્ત્રમા પણ હેય, અને હેયનુ કારણ—જે હેય હેતુ કહેવાય છે તે, હેયનું હાન કરવાના અર્થાત્ મોક્ષના ઉપાયો અને મોક્ષરૂપ કૈવલ્ય ( હેયનુ હાન ) એ ચારનું પ્રતિપાદન કરવાનુ છે જેમ ચિકિત્સાશાસ્ત્રમા પ્રથમ રોગનુ, પછી તે રોગ જેથી થાય છે તે રોગહેતુનું, પછી એ રોગનો ઉચ્છેદ થવાથી થતા આરોગ્યનુ અને અંતે એ રોગનો ઉચ્છેદ કરવાના એટલે આરોગ્ય મેળવવાના ઉપાયોનુ વર્ણન કરવામા આવેછે તેમ આ શાસ્ત્રમા પણ જેનો ઉચ્છેદ કરવાનો છે તે હેયનું, એ પદાર્થ જેથી થાય છે તે હેયહેતુનુ, એ હેયના ઉચ્છેદરૂપ હાનથી થતા કૈવલ્યનું અને અંતે એ કૈવલ્યની પ્રાપ્તિના ઉપાયોનુ અનુક્રમે પ્રતિપાદન કરવાનું છે. તેમા પ્રથમ રોગનુ હેય શું છે તે પ્રતિપાદન કરે છે.

हेयं दुःखमनागतम् ॥ १६ ॥

**સૂત્રાર્થ**—અનાગત અવસ્થાવાળુ દુ ખ હેય છે

હેયમ્—રોગના જેવુ ત્યજવા યોગ્ય—દૂર કરવા યોગ્ય

અનાગતમ્—એટલે ભવિષ્યત્ આ પદથી ભૂત અને વર્તમાન ની વ્યાવૃત્તિ કરીછે

આ સૂત્રમા સૂત્રકારે આ પ્રમાણે કહ્યુ કે જે પ્રતિકૂલ પદાર્થ હોય તે હેય છે હેય એટલે જેનો ઉચ્છેદ કરવા યોગ્ય છે તે, અર્થાત્ રોગવત જે પ્રતિકૂલ દેખાય છે તે ત્યા રોગવત પ્રતિકૂલ દેખાતો પદાર્થ તો સર્વને દુ ખ જ છે તેથી દુ ખ એ હેય છે તેમા પણ દુ ખ ત્રણ અવસ્થાવાળુ હોયછે (૧) ભૂત (૨) વર્તમાન અને (૩) ભવિષ્યત, એટલે અતીત, વર્તમાન અને અનાગત આ ત્રણ અવસ્થાવાળા દુ ખમાથી જે દુ ખ અતીત છે તે તો ભોગવાઇ ગયુ છે તેથી તેનો નાશ તો થઇ જ ગયો છે, તેથી તે દૂર કરવા યોગ્ય એટલે હેય નથી તેમ જ જે દુ ખ વર્તમાન છે તે દુ ખ પણ ભોગવાય છે અર્થાત તેનો ભોગથી ક્ષય થતો જાયછે તેથી તે પણ હેય નથી, કારણ કે તે સિદ્ધ થયેલુ હોવાથી તે હાણે દૂર થાય એમ નથી તેથી માત્ર જે અનાગતાવસ્થાવાળુ દુ ખ છે, જે હજી આવ્યુ નથી પણ જે ઉત્તરકાળે આવનાર છે તે સાધ્ય હોવાથી હેય છે એ દુ ખનુ હાન પણ વસ્તુત પુરુષાર્થ નથી કેમકે પુરુષમા તો એ દુ ખનો અત્યતાભાવ છે બ્લા બુદ્ધિપુરુષના સયોગથી જે સયોગી થયો છે જેને એ પદાર્થ પોતામા ભાસેછે તથા પ્રતિકૂલ લાગેછે તે સયોગીને વાસ્તે એ પુરુષાર્થરૂપ છે

અહિં એ શકા થાય છે કે પૂર્વસૂત્રનો અને આ સૂત્રનો શો સબધ છે ? કંઇ જ નહિ અને જ્યારે એમ જ હોય ત્યારે એ સૂત્રો એક પાદમા હોવા કેવી રીતે યોગ્ય ગણાય ? એનો ઉત્તર એ કે પૂર્વસૂત્રથી આ સૂત્ર અસબદ્ધ નથી પૂર્વસૂત્રમા આખા સસારને દુ ખરૂપ કહ્યોછે તેથી આખો સસાર હેય જ એ પ્રાપ્ત થાયછે એ હેય જેનુ સામાન્ય રીતે એ સૂત્રથી જ્ઞાન થાયછે તેને જ આ સૂત્ર વિશેષરૂપે પ્રતિપાદન કરનાર છે તેથી અસબદ્ધ નથી

આ સૂત્રથી સૂત્રકારે દુ ખની આત્યતિકી નિવૃત્તિ કરવી એ સૂત્રનુ અર્થાત્ એ મોક્ષ છે એ શાસ્ત્રનુ છે એ અર્થ શ્રી સાખ્યશાસ્ત્રવગેરે સ્થળે પણ પ્રતિપાદન કર્યા છે શ્રીસાખ્યસૂત્રમા

હેતુ છે એ વિચારવાનુ છે ત્યા એ સંયોગ સાક્ષાત્ તો બુદ્ધિસત્ત્વ અને દ્રષ્ટાનો જ છે પણ અન્ય દૃશ્યકોટિમા આવતા વિષયો જ્યારે બુદ્ધિસત્ત્વમા આરૂઢ થાયછે ત્યારે એ વિષયો બુદ્ધિસત્ત્વના ધર્મરૂપ હોવાથી, જેમ બુદ્ધિસત્ત્વના સુખાદિ ધર્મો દૃશ્ય થાયછે તેમ, દૃશ્ય થવાના અર્થાત્ બુદ્ધિસત્ત્વ પુરુષસાથે સંયુક્ત હોવાથી એ વિષયનો દ્રષ્ટાપુરુષસાથે પરંપરાથી સંયોગ થવાનો આમ હોવાથી 'આ' એ રૂપે જણાતા સર્વ વિષયોનો તથા દ્રષ્ટાપુરુષનો સંયોગસંબંધ અયોગ્ય નથી, એ સહજ સિદ્ધ થાયછે

બીજુ જે કહ્યુ કે બુદ્ધિસત્ત્વ તથા પુરુષ, બંને વિભુ હોવાથી એ બેનો સંયોગ કેવી રીતે થાય, એનો ઉત્તર આ પ્રમાણે:— બુદ્ધિસત્ત્વ કારણરૂપે (પ્રકૃતિરૂપે) વિભુ છે તથાપિ કાર્યરૂપે તેમ નથી કાર્યરૂપે તો એ પરિચ્છિન્ન છે આમ હોવાથી બુદ્ધિસત્ત્વ તથા પુરુષનો સંયોગસંબંધ બનેછે આપણે જોઈએ છીએ કે કાષ્ઠ તથા અગ્નિ બંને પોતાના મૂલકારણ પ્રધાનરૂપે તો વિભુ છે છતા એ બેનો સંયોગ થાયછે તેથી બુદ્ધિસત્ત્વનો પુરુષસાથે સંયોગ થવા યોગ્ય જ છે વિશેષ સ્પષ્ટ કરી કહીએ તો આ પ્રમાણે પુરુષ તો કૂટસ્થ નિત્ય સિદ્ધ દ્રવ્ય છે એટલે એ તો સદા સર્વ। એકરૂપે જ વિદ્યમાન હોયછે પણ બુદ્ધિસત્ત્વ એવુ દ્રવ્ય નથી બુદ્ધિસત્ત્વ પ્રકૃતિના કાર્યરૂપ છે, પરિચ્છિન્ન છે ક્રિયાવાનુ છે, તથા સદા સર્વદા એકરૂપે રહેનાર નથી આ બુદ્ધિસત્ત્વસાથે પુરુષનો બે પ્રકારનો સંયોગ છે (૧) સામાન્યરૂપે તથા (૨) વિશેષરૂપે ત્યા સામાન્યસંયોગ એટલે બુદ્ધિસત્ત્વને દ્રવ્યરૂપ લઈને જે સંયોગ થાય છે તે સામાન્યરૂપે થયેલો સંયોગ છે, અને બુદ્ધિસત્ત્વરૂપે જે બુદ્ધિસત્ત્વસાથેનો સંયોગ તે વિશેષ સ્વરૂપે થયેલો સંયોગ છે આ બેમા જે સામાન્યરૂપે સંયોગ છે તે તો સદા પુરુષ અને બુદ્ધિસત્ત્વનો હોયછે કેમકે બુદ્ધિસત્ત્વ જ્યારે પ્રધાનમા લીન થાયછે ત્યારે પણ દ્રવ્યરૂપે—સામાન્યરૂપે તો છે જ પણ એ સમયે બુદ્ધિસત્ત્વની પ્રધાનરૂપે સ્થિતિ છે, કઈ બુદ્ધિસત્વરૂપે સ્થિતિ નથી તેથી એ સમયે પુરુષનો બુદ્ધિસત્ત્વસ્વરૂપે બુદ્ધિસત્વસાથે સંયોગ નથી અર્થાત્ વિશેષરૂપે સંયોગ નથી જ્યારે પ્રલય પછી સર્ગકાળ આવેછે ત્યારે પ્રધાનમાથી પુન બુદ્ધિસત્વ ભિન્ન થાયછે અને એ ભિન્ન થયુ કે તે ક્ષણે જ પુરુષ જે સ્વસ્વરૂપે સદા વિદ્યમાન હોયછે તેની સાથે બુદ્ધિસત્વરૂપે જ સંયુક્ત થાયછે. આ સંયોગ એ બુદ્ધિસત્વનો પ

પ્રધાનમા લય થતાસુધી રહેછે એ વિશેષરૂપે થતો સંયોગ જ અત્ર સંયોગશબ્દથી આ વ્યાખ્યાનમા લીધોછે તેથી પુરુષ અને બુદ્ધિનો સંયોગ થઇ શકેછે તથા એ સદા સર્વદા હોતો નથી એ સિદ્ધ થઇ શકે છે

આ બુદ્ધિસત્વ પ્રલયસમયે પ્રધાનમા લીન થાયછે તેથી પ્રલયસમયે એનો તથા પુરુષનો વિશેષરૂપે સંયોગ હોતો નથી તથાપિ સર્ગસમયે એ બુદ્ધિસત્વ તથા પુરુષની જે સ્વસ્વામિભાવ સંબંધ હોયછે તે સ્વસ્વામિભાવના સંસ્કારસહિત જ એ બુદ્ધિસત્વ પ્રલયસમયે પ્રધાનમા લીન થાયછે તેથી પુનઃ સર્ગકાલ પ્રાપ્ત થાયછે ત્યારે એ બુદ્ધિસત્વ પૂર્વ સર્ગમા જે પુરુષસાથે સંબદ્ધ હતુ તે જ પુરુષસાથે એ સ્વસ્વામિભાવવશાત્ પુનઃ સંયુક્ત થાયછે તેથી પ્રલયસમયે એ સંયોગનો તિરોભાવમાત્ર થાયછે પણ ઉચ્છેદ થતો નથી એ ઉચ્છેદ તો જ્યારે બુદ્ધિસત્વનો આત્યંતિક લય થાય છે ત્યારે જ, અર્થાત્ જ્યારે એના સંસ્કારમાત્રનો ક્ષય થાયછે અને તેથી એના પુરુષની સાથેના સ્વસ્વામિભાવસંબંધનો નાશ થાયછે ત્યારે જ થાયછે

આ પ્રકારનો સંયોગ દુઃખનો હેતુ છે કેમકે એ સંયોગ થવાનુ નિમિત્ત પુરુષાર્થ છે એટલે કે જે બુદ્ધિસત્વનો અધિકાર સમાપ્ત થયો નથી તે તે બુદ્ધિસત્વ પુરુષના ભોગાપવર્ગરૂપ પુરુષાર્થમાટે પ્રધાનમા લીન થયા પછી પણ પુનઃ સર્ગસમયે સ્વસ્વરૂપ વિકારને પામેછે અર્થાત્ પુરુષસાથે સંયુક્ત થાય છે તથા જ્યાંપર્યન્ત પુરુષાર્થની સિદ્ધિ કરવાનો એનામા સંસ્કાર રહેછે ત્યાંસુધી એ પુરુષસાથે સંયુક્ત જ રહેછે જ્યારે તત્વજ્ઞાન વા અસંપ્રજ્ઞાત યોગથી એ બુદ્ધિસત્વ ચરિતાર્થ થાયછે ત્યારે પછી એ પુરુષસાથે સંયુક્ત થતુ નથી તેથી આ સંયોગથી જ પુરુષો ભોગ ભજેછે અને એ ભોગની સંપત્તિ કરવામાટે એ સંયોગ શરીર, ઇન્દ્રિયવગેરેઆવેના સંયોગરૂપ અનેક જન્મા પુરુષના કરાવે છે આમ થવાથી એ સંયોગ જ પુરુષને સંસારની પ્રાપ્તિ કરાવે છે અને સંસાર એ જ પૂર્વે કહ્યા પ્રમાણે દુઃખ છે તેથી એ સંયોગ સમગ્ર દુઃખનુ કારણ છે એ સિદ્ધ થાયછે

(૨) આ પ્રમાણે વાર્તિકકારના મતપ્રમાણે વ્યાખ્યાન કર્યુ હવે સંયોગનો અર્થ સ્વસ્વામિભાવ સંબંધ લઇએ ત્યારે આ પ્રમાણે વ્યાખ્યાન છે આ અર્થ લેવાથી આ સૂત્રથી એ પ્રતિપાદન

અને જ્યારે તત્વજ્ઞાન વા અસંપ્રજ્ઞાત યોગથી અવિદ્યાનો નાશ થાય છે ત્યારે પુરુષનું દ્રષ્ટૃત્વ જતું રહેવાથી પુરુષ સ્વરૂપે સ્થિત થયેલો મનાય છે

આ સંયોગ જ સમગ્ર દુઃખનું કારણ છે કેમકે એ સંયોગની સ્થિતિ હોયછે ત્યારે જ પુરુષને વિષયો દર્શન થાય છે અર્થાત્ સંસારરૂપ દુઃખનો ભોગ થાય છે તેમ જ વાર્તિકકારની વ્યાખ્યાપ્રમાણે પણ એ સંયોગ જ સંસારને બુદ્ધિસત્વ અને પુરુષનો કાર્યાઽનિવૃત્ત સંયોગ કરાવનાર છે તેથી જન્મમરણાદિદ્વારા સંસારનામના દુઃખરૂપ પદાર્થને પમાડનાર છે

એ સ્વસ્વામિભાવસંબંધ જ્યાંસુધી બુદ્ધિસત્વનું અસ્તિત્વ હોય છે ત્યાંસુધી રહેછે બુદ્ધિસત્વનો જ્યાંસુધી અધિકાર સમાપ્ત થયો નથી ત્યાંસુધી બુદ્ધિસત્વનું અસ્તિત્વ રહેછે તથા જ્યારે એ ચરિતાર્થ થાય છે ત્યારે પછી એની સ્થિતિમાં કાંઈ હેતુ નહિ રહેલો હોવાથી એ સ્વકારણમાં લીન થઇ જાય છે તેથી એ સિદ્ધ થાય છે કે બુદ્ધિસત્વના અસ્તિત્વમાં પુરુષાર્થની અસમાપ્તિ નિમિત્ત હોવાથી જ્યાંસુધી પુરુષાર્થની અસમાપ્તિ હોયછે ત્યાંસુધી આ સંયોગ રહેછે તેથી એ સંયોગ સ્વાભાવિક નથી પણ નિમિત્તસ્વાત્ બનેલો હોવાથી નૈમિત્તિક છે તેમાં પણ જ્યાંસુધી ક્લેશાદિનું બુદ્ધિસત્વમાં અસ્તિત્વ હોયછે ત્યાંપર્યન્ત જ બુદ્ધિસત્વમાં ભોગાપવર્ગરૂપ પુરુષાર્થ રહેલ હોવાથી એ ચરિતાર્થ થતું નથી તેથી આ સંયોગનું નિમિત્ત પણ ક્લેશાદિનું અસ્તિત્વ જ છે તેમાં પણ અવિદ્યા હોયછે ત્યારે જ ક્લેશાદિનું અસ્તિત્વ થાયછે તેથી અવિદ્યા જ આ સંયોગનું ચરમ નિમિત્ત છે એ અવિદ્યા અનાદિ હોવાથી આ સંયોગ પણ અનાદિ છે આ રીતે એનું અનાદિત્વ સિદ્ધ થાય છે તેથી ક્લેશકર્માદિ જે બુદ્ધિના ધર્મરૂપ છે તે બુદ્ધિસત્વનું અસ્તિત્વ હોય ત્યારે જ હોઇ શકે અને એ ક્લેશાદિનું અસ્તિત્વ હોય ત્યારે જ બુદ્ધિસત્વની સ્થિતિ, પુરુષાર્થની અસમાપ્તિ તથા આ સંયોગનું હોવું થઇ શકે એ પ્રકારનો અન્યોન્યાશ્રય પણ દૂર થાયછે એ સંયોગ અનાદિ છે તથાપિ પ્રવાહરૂપે અનાદિ છે તેથી તિરોભાવ તથા આવિર્ભાવને પામી શકેછે જ્યારે બુદ્ધિસત્વ સ્વસ્વરૂપે સ્થિત થયેલું હોયછે ત્યારે એ સંયોગ જાગરૂક હોયછે, અને જ્યારે બુદ્ધિસત્વ પ્રલયસમયે લીન થાયછે ત્યારે એ સંયોગ પણ લય અવસ્થાને પામેછે એ બુદ્ધિસત્વ પ્રલયસમયે એ સંયોગના

સંસ્કારસહિત જ પ્રધાનમાં લીન થાયછે તેથી પુનઃ સર્ગકાળ પ્રાપ્ત થાયછે ત્યારે, જેમ વર્ષાઋતુ વ્યતીત થવાથી દેડકાના શરીરના અણુઓ સંસ્કારસહિત જ વિખરાઇ જાયછે તથા પુનઃ વર્ષાનો આરંભ થાયછે ત્યારે એ અણુઓ સંસ્કારસહિત લીન થયેલા હોવાથી દેડકાના શરીરરૂપે જ પરિણામ પામેછે તેમ, એ સંયોગસહિત જ પ્રધાનમાંથી નીકળેછે. આમ હોવાથી એ સંયોગ પ્રવાહરૂપે અનાદિ છે, સંપૂર્ણ દુઃખનું કારણ છે, તથા નૈમિત્તિક હોવાથી નિમિત્તના નાશથી નાશ પામનાર છે. એ સર્વ સિદ્ધ થાય છે. શ્રીપંચશિખાચાર્યે तत्संयोगहेतुविवर्जनात् स्यादयमात्यान्तिको दुःखप्रतीकारः–બુદ્ધિ તથા દ્રષ્ટા-પુરુષના સંયોગના પરિહારથી પુનઃઉદ્‌ભવરહિત આત્યંતિક દુઃખપ્રતિકાર થાયછે અર્થાત્ એ સંયોગ જ્યાંસુધી વિલયી થયો નથી ત્યાંસુધી દુઃખ થાયછે-ઇત્યાદિ વચનથી આ જ અર્થને દૃઢ કર્યોછે.

આ પ્રમાણે આ સૂત્રથી દ્રષ્ટા અને દૃશ્યનો સંયોગ હેયનું કારણછે (હેયહેતુ છે ) એ પ્રતિપાદન કર્યું. પણ એમાં દ્રષ્ટા તે શું, દૃશ્ય તે શું, તથા એ સંયોગ તે શું એનું પ્રતિપાદન કર્યું નથી. તેથી તે કરવા સૂત્રકાર ઉત્તરસૂત્રો રચે છે. તેમાં દ્રષ્ટા અને દૃશ્યનું સ્વરૂપ સમજાય તો પછી જ એ બેના સંયોગનું સ્વરૂપ સમજાય એમ છે તેથી પ્રથમ દ્રષ્ટા અને દૃશ્યનુ સ્વરૂપ સૂત્રકાર સમજાવેછે. દ્રષ્ટા અને દૃશ્યમાં પણ દૃશ્યની વ્યાવૃત્તિ કરીને જ દ્રષ્ટાનું સ્વરૂપ સમજાવી શકાય એમ છે તેથી–અગર જો પ્રધાન હોવાથી द्रष्टृदृश्ययोः એ દ્વંદ્વ સમાસમાં દ્રષ્ટાનો પ્રથમ નિર્દેશ કર્યો છે તથાપિ–દૃશ્યનું સ્વરૂપ પ્રથમ સૂત્રકાર સમજાવેછે, એટલે દૃશ્યનાં સ્વરૂપ, કાર્ય અને પ્રયોજન એ ત્રણેના પ્રતિપાદનદ્વારા એનું વિસ્તારથી પ્રતિપાદન કરેછે.

**प्रकाशक्रियास्थितिशीलं भूतेन्द्रियात्मकं भोगापवर्गार्थं दृश्यम् ॥ १८ ॥**

**સૂત્રાર્થ.**—પુરુષના ભોગ અને અપવર્ગમાટે ભૂત અને ઇન્દ્રિયરૂપે પરિણામ પામતા, પ્રકાશ, ક્રિયા અને સ્થિતિરૂપ સ્વભાવવાળા સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણરૂપ પ્રકૃતિ દૃશ્ય છે.

प्रकाश०—પ્રકાશ, ક્રિયા અને સ્થિતિ એ ત્રણ સ્વભાવવાળા. પ્રકાશ એટલે બુદ્ધિવગેરેમાં રહેલો તથા ભૌતિક આલોક; ક્રિયા એટલે યત્ન અથવા ચલન; સ્થિતિ એટલે યથોક્ત પ્રકાશ તથા ક્રિયાથી શૂન્યપણું અથવા પ્રકાશ અને ક્રિયાનો પ્રતિબંધ; શીલ એ-

ટવે સ્વભાવ તેથી આ સમસ્ત પદનો એ અર્થ થયો કે આલોક, ચલન તથા એ બેનો પ્રતિબંધ એ ત્રણ સ્વભાવ છે જેના એવું અર્થાત્ પ્રકાશસ્વભાવવાળું, ક્રિયાસ્વભાવવાળું તથા સ્થિતિસ્વભાવવાળું જે દ્રવ્ય તે ત્યાં પ્રકાશસ્વભાવવાળું સત્વ છે, ક્રિયાસ્વભાવવાળું રજસ્ છે અને સ્થિતિસ્વભાવવાળું તમસ્ છે, પ્રકાશ, ક્રિયા અને સ્થિતિ એ અનુક્રમે સત્વ રજસ્ અને તમસ્‌ના ધર્મો છે, એ પૂર્વે પ્રતિપાદન કર્યું છે તેથી આ સમસ્ત પદનો એ અર્થ થયો કે સત્વ, રજસ્ તથા તમસ્ રૂપ આ દ્રવ્યોના પ્રકાશાદિ ગુણો સર્ગસમયે ઉદ્ભૂતરૂપે હોયછે, પણ પ્રલયસમયે એ રૂપે રહેતા નથી તેથી જો પ્રકાશરૂપકાર્યવાળું, ક્રિયારૂપકાર્યવાળું તથા સ્થિતિરૂપકાર્યવાળું એમ માત્ર કહ્યું હોત અર્થાત્ શીલમ્ પદ ન મુક્યું હોત તો પ્રલયસમયના, પ્રકાશાદિ કાર્યોના કારણરૂપ એ ત્રણ દ્રવ્યોમા સત્વાદિ વ્યવહાર નહિ થાત એ સિદ્ધ કરવા શીલમ્ પદનું ગ્રહણ કર્યું છે પ્રલયસમયે યદ્યપિ પ્રકાશાદિકાર્યોનો અભાવ થાય છે તથાપિ સ્વભાવનો નાશ થતો નથી તેથી એ સમયે પણ પ્રકાશસ્વભાવવાળાપણું વગેરે સત્વાદિમા હોવાથી સત્વાદિવ્યવહાર સિદ્ધ થાયછે તેથી આ સમસ્ત પદનો એ સ્ફુટ અર્થ થયો કે 'પ્રકાશ, ક્રિયા અને સ્થિતિ એ ત્રણે કાર્યોને અનુક્રમે પ્રકટાવવાની યોગ્યતાવાળા સત્વાદિ ત્રણ દ્રવ્યો' આ સૂત્રમા આ પદ વિશેષણરૂપ નથી પણ વિશેષ્યરૂપ છે તેથી આ પદનો જ મુખ્ય અન્વય દૃશ્યમ્ એ પદ સાથે છે અન્ય પદો આ પદના વિશેષણરૂપ છે આ પદથી દૃશ્યનું સ્વરૂપ સૂત્રકારે પ્રતિપાદન કર્યું છે.

ભૂતેન્દ્રિયાત્મકમ્—ભૂત એટલે સ્થૂલસૂક્ષ્મરૂપે રહેલા પૃથિવ્યાદિ દ્રવ્યો ત્યા પૃથ્વી, અપ્, વાયુ અને આકાશ એ પાચ સ્થૂલભૂત છે અને ગન્ધતન્માત્રા રસતન્માત્રા વગેરે પાચ તન્માત્રા સૂક્ષ્મભૂત છે. ઇન્દ્રિય એટલે સ્થૂલસૂક્ષ્મરૂપે રહેલા શ્રોત્રવગેરે દ્રવ્યો ત્યા સ્થૂલઇન્દ્રિયમા પાચ જ્ઞાનેન્દ્રિય, પાચ કર્મેન્દ્રિય તથા મન એ એકાદશનું ગ્રહણ થાય છે અને સૂક્ષ્મઇન્દ્રિયમા મહત્તત્વ તથા અહંકારનું ગ્રહણ થાયછે તેથી ભૂતેન્દ્રિયાત્મકમ્ એટલે આ પ્રકારના ભૂતઇન્દ્રિય છે સ્વરૂપ જેનું એવા આ પદ પ્રથમ પદનું વિશેષણ છે. તેથી એનો અર્થ એ થયો કે ભૂત અને ઇન્દ્રિય જેનું સ્વરૂપ છે એવા સત્વાદિ દ્રવ્યો. ખરૂં જોતા આ ભૂત અને ઇન્દ્રિય સત્વાદિ દ્રવ્યના કાર્યરૂપ છે તથાપિ આ શાસ્ત્રમા સત્કાર્યવાદનો સિદ્ધાન્ત છે તેથી કાર્યનો કાર-

દ્રષ્ટાના ભોગ અને અપવર્ગરૂપ પ્રયોજનને લઇને થાય છે તે સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ દ્રવ્ય તે દૃશ્ય છે.

અહિં એ શંકા થાય છે કે આ ભોગ અને અપવર્ગ તો બુદ્ધિની વૃત્તિરૂપ છે તેથી બુદ્ધિમાં રહેલા છે તો પછી પુરૂષનાં એ બે પ્રયોજન કેવી રીતે કહેવાય અને બીજુ તો એ કે જો સત્વાદિ દ્રવ્યો આ પ્રયોજનમાટે મહત્ વિગેરે રૂપે પરિણામ પામતાં હોય તો પછી એ દ્રવ્યને સ્વતંત્ર આ શાસ્ત્રમાં માન્યાં છે તે અયોગ્ય ઠરશે આનાં ઉત્તર નીચે પ્રમાણે—ખરૂં જોતાં તો આ ભોગ અને અપવર્ગ બુદ્ધિથી જ કરાયેલાં છે, વાસ્તવ નથી તથાપિ ઉપચારથી પુરૂષનિષ્ઠ છે એમ કહેવાય છે. જેમ લશ્કરથી કરાયેલા જય પરાજય ખરૂં જોતાં લશ્કરમાં જ રહેલા છે તથાપિ લશ્કરના સ્વામીને લશ્કરસાથે અભેદરૂપે. અધ્યસ્ત કરી લોકો એ જય પરાજયનો રાજામાં ઉપચાર કરે છે તે જ પ્રમાણે આ ભોગાપવર્ગરૂપ પ્રયોજનો ખરૂં જોતા બુદ્ધિના જ છે તથાપિ પુરૂષ બુદ્ધિ સાથે અભેદરૂપે અધ્યસ્ત થાય છે તેથી પુરૂષનાં ઉપચારથી કહેવાય છે એ અનેકવાર પ્રતિપાદન કરી ગયા છીએ આ જ પ્રમાણે બંધ અને મોક્ષ અભિમાનીરૂપ બુદ્ધિસત્વના જ છે છતાં પુરૂષમાં એનો ઉપચાર માત્ર છે બુદ્ધિની પુરૂષાર્થની અસમાપ્તિ એ બંધ પુરૂષાર્થની સમાપ્તિ એ મોક્ષ છે આ જ પ્રમાણે અર્થના જ્ઞાનરૂપ ગ્રહણ, તેની સ્મૃતિરૂપ ધારણ, તદ્ગત વિશેષોના તર્કરૂપ ઊહ, અપોહ, તત્વજ્ઞાન વિગેરે સર્વ બુદ્ધિમા જ રહેલા છે છતા ઉપચારથી પુરૂષનિષ્ઠ કહેવાય છે. તેથી પુરૂષના ભોગ અને અપવર્ગ માટે સત્વાદિ દ્રવ્યો મહદાદિરૂપે પરિણામ પામે છે એ કહેવુ અનુચિત નથી. બીજી જે શંકા કરી હતી કે પ્રયોજનને લઇને જો સત્વાદિ પરિણામ પામતાં હોય તો સ્વતંત્ર ન કહેવાય તેનો ઉત્તર આગળ* સૂત્રકાર જ આપશે તેથી આ સૂત્રમાં કહેલું છે તે યોગ્ય જ છે.

આ સૂત્રથી એ કહ્યું કે ભોગ તથા અપવર્ગમાટે સત્તાને પામેલા તથા તે જ માટે મહદાદિરૂપે પરિણામ પામતા ગુણત્રય દૃશ્ય છે. એ ગુણત્રય જ પ્રકૃતિ વા પ્રધાન કહેવાય છે. એ ગુણોને પ્રકૃતિ સંજ્ઞા આપવી યોગ્ય છે. કેમકે એ ગુણો નિત્ય છે તથા સંપૂર્ણ જગતના કારણરૂપ છે. કેમકે એ ત્રણ પ્રકારનાં દ્રવ્યોના ન્યૂનાધિકભાગથી, ગુણપ્રધાનભાવથી, તથા પરસ્પર સંયોગવિભાગથી સમગ્ર ત્રિગુણાત્મક જગત ઉત્પન્ન થાય છે. તેમ જ સર્ગકાળે એ ત્રણે ગુણો વા

---

* જુઓ ચતુર્થપાદમાં.

દ્રવ્યો પોતાના કાર્યમાં અનુગત થયેલા વિદ્યમાન છે તથા પ્રલયકાળે એ સામ્યાવસ્થાને પામે છે તેથી બંને કાળે અર્થાત્ સદાસર્વદા એ ગુણોનો સંચાર છે, આ બે કારણથી અનુક્રમે એ દ્રવ્યોનું કારણત્વ તથા નિત્યત્વ સિદ્ધ થાય છે અને તેથી એ દ્રવ્યો જ પ્રકૃતિ કહેવાય તે યોગ્ય છે એ ત્રિવિધ ગુણથી અતિરિક્ત કોઈ પ્રકૃતિ નથી તેમ જ એ ગુણો પ્રકૃતિના ધર્મરૂપ નથી પણ સ્વરૂપરૂપ છે શ્રીસાંખ્યસૂત્રમાં પણ सत्त्वादीनामतद्धर्मत्वं तद्रूपत्वात्—સત્વ, રજસ્ અને તમસ્ એ પ્રકૃતિનું સ્વરૂપ છે અને તેથી પ્રકૃતિના ધર્મરૂપ નથી—એ સૂત્રથી એ જ અર્થ કહ્યો છે આ પ્રકૃતિરૂપ ત્રિવિધ ગુણોની અવસ્થાવિશેષને પણ પ્રસંગે શાસ્ત્રમાં પ્રધાન વા પ્રકૃતિ કહી છે સાંખ્યસૂત્રમાં કહ્યું છે કે सत्त्वरजस्तमसां साम्यावस्था प्रकृतिः—સત્વ રજસ્ અને તમસ્‌ની જે સામ્યાવસ્થા તે પ્રકૃતિ વા પ્રધાન છે આ પ્રમાણે શાસ્ત્રમાં પ્રસંગે એ ગુણોની વિકારી અવસ્થાથી વ્યાવૃત્ત કરવા એ ગુણોની સામ્યાવસ્થાને પ્રકૃતિ વા પ્રધાન સંજ્ઞા આપી છે તથાપિ પ્રકૃતિ વા પ્રધાનને શાસ્ત્રમાં નિત્ય કહી છે અને જો સામ્યાવસ્થાને જ પ્રકૃતિ કહીએ તો સર્ગકાળે સત્ત્વાદિ દ્રવ્યની સામ્યાવસ્થાનો ભંગ થઈ વિષમાવસ્થા થાય છે તેથી તેટલી પ્રકૃતિ અનિત્ય ઠરે તેટલી પ્રકૃતિ કહેવાનું કારણ એ છે કે સર્ગકાળે પણ સઘળું પ્રકૃતિદ્રવ્ય વિષમાવસ્થાને પામતું નથી પણ માત્ર એનો એક દેશ જ વિકૃત થાય છે તેથી જે સમયે એક પ્રદેશમાં ગુણોની વિષમાવસ્થા હોય છે તે જ સમયે અર્થાત્ સર્ગકાળે અન્ય પ્રદેશમાં ગુણોની સામ્યાવસ્થા પણ હોય છે આમ હોવાથી તે સર્વ પ્રકૃતિ અનિત્ય ઠરતી નથી પણ માત્ર એનો એક અંશ જ અનિત્ય ઠરે છે એ પણ અનિષ્ટ છે તેથી એ અટકાવવા સત્ત્વાદિની સામ્યાવસ્થાને પ્રકૃતિ ન લેતા એ ગુણોને જ પ્રકૃતિ કહેવી યોગ્ય ધારી છે આમ છે છતાં શાસ્ત્રમાં સામ્યાવસ્થાને પ્રકૃતિ કહી પ્રસંગે વર્ણી છે તે અયોગ્ય નથી કેમકે સામ્યાવસ્થા પ્રકૃતિના વિશેષણરૂપ નહિ પણ ઉપલક્ષણરૂપ * ત્યાં વિવક્ષિત છે

---

* વિશેષણ તથા ઉપલક્ષણ એ બંને ધર્મના નામ છે તેમાં જે ધર્મ વિશેષ્યમાં અનુગત થાય છે અર્થાત્ વિશેષ્યના સંચાર પર્યન્ત તેમાં રહે છે તે વિશેષણ છે જેમકે જીવત શરીર જ્યાં સુધી હોય છે ત્યાં સુધી તેમાં પ્રાણાદિસંચાર હોય છે તેથી એ જીવત શરીરનું વિશેષણ છે ઉપલક્ષણ એ એવો ધર્મ છે કે જ્યારે જતો રહે છે ત્યારે પણ વિશેષ્યનો તે નામથી વ્યવહાર કરાય છે, જેમક ગઈ

તેથી આ ત્રણ દ્રવ્યો જ પ્રકૃતિ વા પ્રધાન સંજ્ઞાવાળાં છે. એ ત્રણથી અતિરિક્ત કોઇ પ્રકૃતિ વા પ્રધાન નથી.

અહિ એ શકા થાય છે કે જ્યારે આ ત્રણ ગુણોને પ્રકૃતિ કહીએ તો પ્રકૃતિ ત્રણ થઈ. તો પછી अजामेका लोहितशुक्लकृष्णाम લોહિત, શુક્લ અને કૃષ્ણ એ ત્રણ ધર્મવાળી એક નિત્યપ્રકૃતિને—એ અજાશ્રુતિમાં પ્રકૃતિને એક કેમ કહી છે? તેમ જ तथा सत्व रजस्तम इति गुणा प्रकृतिसंभवाः—સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા છે એ શ્રીભ૦ગીતાના વાક્યમાં આ ત્રિવિધ દ્રવ્યને પ્રકૃતિના કાર્યરૂપ કેમ કહ્યું છે? તેમ જ પ્રકૃતિ ત્રણ લેવાથી આ શાસ્ત્ર પ્રમાણે પણ ૨૬ તત્ત્વો નહિ થતાં ૨૮ થવાના તો પછી આ શાસ્ત્રમાં ૨૬ તત્ત્વો કહ્યાં છે તેનું શું? આ શકાઓનું સમાધાન એ કે આ સર્વ સ્થળે સત્ત્વાદિ ત્રણ દ્રવ્યની સામ્યાવસ્થાને અથવા તો સામ્યાવસ્થાવાળા આ ત્રિવિધ દ્રવ્યને પ્રકૃતિરૂપે લીધા છે આમ હોવાથી ગુણોની સામ્યાવસ્થા એક હોવાથી અજશ્રુતિમાં પ્રકૃતિને એક કહી છે, તેમ જ એ સામ્યાવસ્થાવાળાં સત્ત્વાદિમાંથી ઉદ્ભૂતઅવસ્થાવાળા સત્ત્વાદિ થાય છે તેથી શ્રીભ૦ગીતાના વાક્યમાં સત્ત્વાદિને પ્રકૃતિના કાર્યરૂપ કહ્યાં છે, તેમજ એ સામ્યાવસ્થા એક હોવાથી પ્રકૃતિને એક તત્ત્વ લઈ ૨૬ તત્ત્વોનો આ શાસ્ત્રમાં અભ્યુપગમ કર્યો છે આ પ્રમાણે આદિ ગેરે સર્વ સ્થળે સમજી લેવું તેથી એ જ સિદ્ધાન્ત થાય છે કે આ સત્ત્વાદિ ત્રણ દ્રવ્યો જ પ્રકૃતિ છે અને એ સત્ત્વાદિની સામ્યાવસ્થા પ્રકૃતિની સ્વાભાવિક અવસ્થા હોવાથી શાસ્ત્રમાં પ્રસંગે એ સામ્યાવસ્થાવાળા આ ત્રણ દ્રવ્યોને પ્રકૃતિરૂપે કહી વર્ણ્યાં છે આ પ્રકૃતિદ્રવ્ય જેનો

---

ગામનું નામ ત્યાં આવેલી નદી ઉપરથી પડ્યું હોય તો એ નદી કોઇ કાળે એ ગામ આગળથી જતી રહે છે ત્યારે એ ગામ તે જ નામથી ઓળખાય છે. અહિં એ નામ ઉપલક્ષણરૂપ ધર્મ છે. કોઇ પિતાએ પુત્રના સારા ગુણ જોઇને તેને સત્યવાન્ વિગેરે કોઇ સારૂ નામ આપ્યું હોય તો એ નામ ઉપલક્ષણરૂપ છે કેમકે કાળે કરી જો એ પુત્ર દુર્ગુણી થાય તો પણ તેનું એ નામ રહે છે. શાસ્ત્રમાં બહુધા આ સ્વરૂપો આપ્યાં દેખાય છે. જે ધર્મ વિશેષ્યમાં અન્વય પામે છે, વર્તમાન હોય છે તથા વ્યાવર્તક હોય છે તે વિશેષણ છે, જે અન્વય પામતો નથી પણ વર્તમાન હોય છે તથા વ્યાવર્તક હોય છે તે ઉપાધિ છે અને જે માત્ર વ્યાવર્તકજ હોય છે તે ઉપલક્ષણ છે.

સ્વભાવ પ્રકાશ, ક્રિયા અને સ્થિતિ છે તથા જે દ્રષ્ટાના ભોગ અને અપ
ર્ગમાટે મહદાદિ ભૂત અને ઇન્દ્રિયરૂપે પરિણામ પામે છે તે જ દશ્ય છે

અહિં એ શંકા પ્રાપ્ત થાય છે કે આ સૂત્રમાં માત્ર ગુણત્રયને જ દ
શ્ય કહ્યા પણ એના કાર્યરૂપ મહત્, અહંકાર, બુદ્ધિ વગેરેને દશ્ય
કહ્યા નથી તેથી સૂત્રમાં ન્યૂનતાદોષ છે એનો ઉત્તર એ કે શાસ્ત્રમાં
સત્કાર્યવાદનો સિદ્ધાન્ત હોવાથી કાર્યમાત્ર કારણની અવસ્થાવિશેષ છે
તેથી દ્રવ્યરૂપે તો કારણમાત્ર જ છે આમ હોવાથી મહદાદિ સર્વ આ
પ્રકૃતિના કાર્યરૂપ છે તેથી એની અવસ્થાવિશેષ છે અને તેથી પ્રકૃતિ
ને દશ્ય કહેવાથી એ સર્વ દશ્યમાં લેવાના છે એ તો અર્થાત્ આવી
જાય છે આ ઉત્તર આપવા અર્થાત્ મહદાદિ સમગ્ર પદાર્થો આ પ્ર-
કૃતિની અવસ્થાવિશેષ છે એ પ્રતિપાદન કરવા સૂત્રકાર કહે છે કે—

**विशेषाविशेषलिङ्गमात्रालिङ्गानि गुणपर्वाणि ॥ १९ ॥**

સૂત્રાર્થ —વિશેષ, અવિશેષ, લિંગમાત્ર અને અલિંગ એ ચાર આ સ
ત્ત્વાદિ ગુણત્રયરૂપ પ્રકૃતિની અવસ્થાવિશેષ છે

વિવેચન —વિશેષ, અવિશેષ, લિંગમાત્ર અને અલિંગ

ગુણપર્વાણિ—એટલે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ દ્રવ્યોની
અવસ્થાઓ

આ સૂત્રમાં એ કહ્યું કે સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણ દ્રવ્યરૂપ
જે મૂલપ્રકૃતિ છે તેની વિશેષ, અવિશેષ, લિંગમાત્ર અને અલિંગ એ ચાર અ
વસ્થાઓમાત્ર છે, અર્થાત્ એ પ્રકૃતિથી ભિન્ન દ્રવ્ય નથી પણ એ ચાર
પણ અમુક અમુક અવસ્થાવાળુ પ્રકૃતિદ્રવ્ય જ છે ત્યાં વિશેષ એટલે [illegible]
વિશેષરૂપ પદાર્થો એવા પદાર્થો ૧૬ છે પૃથ્વી, અપ તેજ, વાયુ અને
આકાશ એ પાંચ મહાભૂત, પાંચ જ્ઞાનેન્દ્રિય પાંચ કર્મેન્દ્રિય, અને [illegible]
નેન્દ્રિય તથા કર્મેન્દ્રિય એ ઉભયરૂપ મન [illegible] બુદ્ધિ—એ ૧૬ [illegible]
[illegible] વિશેષ છે પૃથ્વી [illegible] અવિશેષનો, અપ [illegible]
[illegible] અવિશેષનો તેજ રૂપતન્માત્રરૂપ અવિશેષનો [illegible]
[illegible] અવિશેષનો તથા આકાશ શબ્દતન્માત્ર [illegible]
[illegible]
[illegible]
[illegible]
[illegible]
[illegible]

બુદ્ધિ છે. તેથી આ ૧૬ તત્વો વિકારરૂપ છે એ સિદ્ધ થાય છે. એ-ટલું જ નહિ પણ એ ૧૬ તત્વોમાંથી કોઇ પણ, અન્ય તત્વનું ઉપાદાન કારણ નથી તેથી એ ૧૬ તત્વો કેવલવિકારરૂપછે. અગર જો પૃથિવ્યાદિ પંચભૂત જગતના સ્થૂલપદાર્થોના ઉપાદાન કારણરૂપ છે એ વાત સાચી છે તથાપિ એ પૃથિવ્યાદિ અણુકરતાં જગતના સ્થૂલપદાર્થો અધિક સ્થૂલ નથી જણાતા અને તેથી એ પદાર્થો ભિન્નતત્ત્વરૂપ નથી તેથી એ પૃથિવ્યાદિના અણુઓ ભિન્નતત્ત્વના ઉપાદાન કારણરૂપ નથી એ કહેવું યોગ્ય જ છે. આ રીતે આ ૧૬ તત્વો પોતે વિકારરૂપ છે તથા અન્ય તત્વનાં ઉપાદાન કારણ નથી તેથી કેવલ વિકારરૂપ છે અને તેથી એ જ તત્વો વિશેષ છે. વિશેષનો અર્થ એ જ છે કે શાન્ત, ઘોર અને મૂઢ એ વિશેષોવાળા કેવલ વિકારરૂપ પદાર્થો આમ હોવાથી પાંચ તન્માત્રા જે શબ્દસ્પર્શાદિ વિશેષવાળી છે તથા તામસ અહંકારના વિકારરૂપ છે છતાં પૃથિવ્યાદિ પંચભૂતરૂપ ભિન્નતત્વના ઉપાદાન કારણરૂપ છે તેથી કેવલ વિકારરૂપ નથી અને તેથી એનો વિશેષમાં સમાવેશ થતો નથી. તેથી ઉપર કહેલા ૧૬ તત્વો જ કેવલ વિકારરૂપ હોવાથી વિશેષ છે સાંખ્યકારિકામાં પણ षोडशकस्तु विकारः—કેવલ વિકારરૂપ પદાર્થ ૧૬ છે—એ વચનથી આ ૧૬ તત્વોને જ કેવલ વિકારરૂપ કહ્યા છે. શ્રી ગર્ભોપનિષદમાં પણ अष्टौ प्रकृतय. षोडश विकारा.— આઠ પ્રકૃતિઓ છે અને ૧૬ વિકાર છે એ વાક્યથી આ ૧૬ ને જ વિકાર કહ્યાં છે તેથી આ ૧૬ તત્વોનો જ વિશેષમાં સમાવેશ થાય છે

અવિશેષ એટલે શાન્ત, ઘોર અને મૂઢરૂપ વિશેષથી રહિત, લિંગમાત્ર અને અલિંગથી ભિન્ન સત્ત્વાદિનાં કાર્યરૂપ પદાર્થો આ પદાર્થો છ છે. પાંચ તન્માત્રા તથા અહંકાર અહંકારમાં અનણુ દર્શનાદિથી રહિત અભિમાનમાત્રધર્મવાળા સાત્વિક, રાજસ અને તામસ અણુઓનું ગ્રહણ થાયછે. એ અણુઓ જ્ઞાનેન્દ્રિય, કર્મેન્દ્રિય, મન વા બુદ્ધિ તથા પાંચ તન્માત્રાના ઉપાદાન કારણરૂપ છે તથા જાતે લિંગમાત્ર પર્વના વિકારરૂપ છે, આમ હોવાથી એ અણુઓ શાન્ત, ઘોર અને મૂઢરૂપ વિશેષો જે કેવલ વિકારમાં જ ઉદ્ભૂત થએલા હોય છે તેનાથી રહિત છે, લિંગમાત્ર તથા અલિંગથી વધારે સ્થૂલ હોવાથી ભિન્નતત્વરૂપ છે. તથા સત્વાદિનાં કાર્ય છે તેથી સત્વાદિમૂલપ્રકૃતિના અવિશેષ પર્વમાં આવે છે. પાંચ તન્માત્રામાં શબ્દતન્માત્રા, સ્પર્શતન્માત્રા, રૂપતન્માત્રા, રસતન્માત્રા તથા ગંધતન્માત્રા એ પાંચનું ગ્રહણ થાયછે. શબ્દતન્માત્રા એટલે શાન્તાદિવિશેષથી રહિત, શબ્દમાત્રધર્મવાળું આકાશના અણુના ઉપાદાન કારણરૂપ દ્રવ્ય.

સ્પર્શતન્માત્રા એટલે શાન્તાદિવિશેષથી રહિત, શબ્દ અને સ્પર્શ એ બે ધર્મવાળુ, વાયુના અણુના ઉપાદાન કારણરૂપ દ્રવ્ય. રૂપતન્માત્રા એટલે શાન્તાદિ વિશેષથી રહિત, શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ધર્મવાળું, તૈજસ અણુના ઉપાદાન કારણરૂપ દ્રવ્ય રસતન્માત્રા એટલે શાન્તાદિવિશેષથી રહિત, શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ધર્મવાળું, જલના ઉપાદાન કારણરૂપ દ્રવ્ય.અને ગન્ધતન્માત્રા એટલે શાન્તાદિ વિશેષથી રહિત શબ્દાદિ પાંચ ધર્મવાળુ ,પૃથિવીના અણુના ઉપાદાન કારણરૂપ દ્રવ્ય. આ પાંચ તન્માત્રા કહેવાય છે પણ તેમાં માત્ર પદથી શાન્તાદિવિશેષની જ વ્યાવૃત્તિ બોધન કરાય છે. કંઈ ધર્મમાત્રની વ્યાવૃત્તિ બોધન કરાતી નથી શ્રી વિષ્ણુપુરાણમાં तन्मात्राण्यविशेषाणि अविशेषास्ततो हि ते । न शान्ता नापि घोरास्ते न मूढाश्चाविशेषिणः ॥ તન્માત્રામાં શાન્ત, ઘોર અને મૂઢરૂપ વિશેષો નહિ હોવાથી એ અવિશેષ છે–એ વિગેરે શ્લોકોથી એ તન્માત્રા શાન્તાદિ વિશેષોથી રહિત છે તેથી અવિશેષ છે એ પ્રતિપાદન કર્યુ છે. અર્થાત્ માત્રપદથી ધર્મમાત્રની વ્યાવૃત્તિ બતાવી નથી પણ શાન્તાદિવિશેષની જ વ્યાવૃત્તિ બતાવી છે. તેથી માત્રપદથી વિશેષોની જ વ્યાવૃત્તિ થાય છે. તેમ જ શબ્દાદિ તન્માત્રા કહેવાય છે તેથી શબ્દમાત્રધર્મ, સ્પર્શમાત્રધર્મ એ વિગેરે અર્થ લેવાનો નથી. એટલે એ શબ્દોથી શબ્દાદિ ગુણોનુ ગ્રહણ કરવાનુ નથી. કેમકે દ્રવ્યવિના ગુણની સ્થિતિ થતી જ નથી તેમ જ ગુણ કદાપિ કોઇ દ્રવ્યનુ ઉપત્તિ કરતો નથી. તેથી આ તન્માત્રાને ગુણ લઇએ તો પણ એના આધારભૂત કોઈ દ્રવ્યની કલ્પના અવશ્ય કરવી જોઇએ એટલુ જ નહિ પણ એ તન્માત્રા આકાશાદિ પંચભૂતનુ ઉપાદાન કારણ ન થઇ શકે તેથી એ તન્માત્રાથી તે તે ધર્મવાળુ, આકાશાદિના ઉપાદાન કારણરૂપ મહત્ દ્રવ્યનુ જ ગ્રહણ થાય છે એ પાંચ દ્રવ્યરૂપ તન્માત્રાઓ સર્વ એકબીજાથી રીતે તામસ અહંકારના કાર્યરૂપ છે, તથા તેમાં પણ ગન્ધતન્માત્રા રસતન્માત્રાનુ,રસતન્માત્રા રૂપતન્માત્રાનુ, રૂપતન્માત્રા સ્પર્શતન્માત્રાનુ અને સ્પર્શતન્માત્રા શબ્દતન્માત્રાનું કાર્ય છે. તેમ જ એ તન્માત્રા આકાશાદિ પંચભૂતરૂપ ભિન્ન તત્વોનાં ઉપાદાન કારણરૂપ છે તેથી આ તન્માત્રા કેવળ વિકારરૂપ નથી. અને તેથી શાન્તાદિવિશેષથી રહિત છે તથા લિંગમાત્ર અને અલિંગથી ભિન્ન છે, તેથી અવિશેષ છે. આ પ્રમાણે અહંકાર તથા એ પાંચ તન્માત્રા એ છ તત્વો અવિશેષ છે.

લિંગમાત્ર એટલે વ્યંજક માત્ર, અર્થાત્ જે સમ્પૂર્ણ જગતને અભિવ્યક્ત કરેલું દેખાડે છે તથા જેનામાં અન્ય કંઇ વ્યાપાર નથી

એનુ સત્ત્વાદિ ગુણોનું કાર્ય. એ કાર્ય તે મહત્તત્ત્વ છે. સર્ગના આરં-ભે પ્રકૃતિનો ક્ષોભ થવાથી જે આદ્ય વિકાર સત્તાને પામે છે તે, કાર્ય બ્રહ્મની ઉપાધિરૂપ તત્ત્વ, અવિશેષ તથા વિશેષ એ સર્વ પરિણામોનુ આધારભૂત હોવાથી મહત્ કહેવાય છે. જ્યારે પ્રલય થાય છે ત્યારે જ-ગતની સર્વ વસ્તુઓ સંસ્કારસહિત પ્રધાનમાં લીન થાય છે. સર્ગકાળ પ્રાપ્ત થવાથી પ્રકૃતિ જે પ્રલય સમયે સામ્યાવસ્થામાં હોય છે તે ક્ષોભ પામે છે. એ ક્ષોભ પામવાથી જે પ્રથમ વિકાર અસ્તિત્વમાં આવે છે અર્થાત્ એ ક્ષોભ પામેલી પ્રકૃતિ જ મહત્ છે એ મહત્-તત્ત્વ લિંગમાત્ર છે કેમકે એ પ્રકૃતિની ક્ષોભ પામેલી અવસ્થા-રૂપ હોવાથી આખા જગતને પોતાના અભિવ્યક્ત કરે છે તથા એનામાં બીજો કશો વ્યાપાર હોતો નથી. જ્યારે એ મહત્તત્ત્વમાંથી અહંકારાદિ ઉત્પન્ન થાય છે ત્યારે જ અભિવ્યક્તિથી અતિરિક્ત વ્યા-પાર થાય છે તેથી મહત્તત્ત્વની ઉત્પત્તિ સમયે અભિવ્યક્તિથી અ-ન્ય કશો વ્યાપાર હોતો નથી તેથી એ યોગ્યરીતે લિંગમાત્ર કહેવા-ય છે સ્મૃતિમાં પણ ततोऽभवन्महत्तत्त्वमव्यक्तात्कालचोदितात् । સર્ગકાળ પ્રાપ્ત થવાથી સર્ગસમયે પ્રાપ્ત થયેલા વેગથી અવ્યક્તરૂપ પ્રધાનનો મ-હત્ નામનો પ્રથમ વિકાર આવિર્ભાવ પામે છે—ઇત્યાદિ વચનથી મહત્‌ને અવ્યક્તનુ પ્રથમકાર્ય કહ્યુ છે એ મહત્તત્ત્વ અવિશેષનુ પણ કારણ છે અર્થાત્ એ જ તત્ત્વ સ્થૂળતાને પામતા છ અવિશેષરૂપે પરિણામ પામે છે તેમાં એટલો વિશેષ છે કે અહંકાર આ મહત્તત્ત્વનો સાક્ષાત્ પરિ-ણામ છે અને તન્માત્રારૂપ અવિશેષ એ અહંકારદ્વારા થતા પરિણામો છે. તેથી આ તત્ત્વ છ અવિશેષની માફક પ્રકૃતિવિકૃતિ તત્ત્વ છે

અલિંગ એટલે કોઇનુ વ્યંજન કરનાર નહિ તે, અર્થાત્ સત્ત્વા-દિ ગુણોની સામ્યાવસ્થા આ સામ્યાવસ્થાને ઘણે પ્રસંગે શાસ્ત્રમા પ્રકૃતિ પણ કહી છે તેમ જ અવ્યક્ત અવ્યાકૃત વિગેરે પણ એનાં જ નામો છે, કેમકે એ સામ્યાવસ્થા પોતે દેખાય એમ નથી એટલે એ અવસ્થામાં કશાની અભિવ્યક્તિ નથી તેમ જ નામ અને રૂપ એ બ-ન્ને અસ્ફુટ છે. આ અલિંગ વા પ્રકૃતિ સદાકાળ એક સરખી રીતે રહેતી નથી પણ સર્ગકાળ પ્રાપ્ત થવાથી એ અન્યરૂપે પરિણામ પા-મે છે. તેથી પૂર્વ ધર્મને ત્યજે છે તથા અન્ય ધર્મનુ ગ્રહણ કરે છે. આમ હોવાથી એ પ્રકૃતિ સત્ કહેવાતી નથી કેમકે જે વસ્તુ ત્રણે કાળે

એક સરખી રીતે વિદ્યમાન રહે તે જ સત્ છે. તેમ જ આ પ્રકૃતિ શશશૃંગના જેવી અસત્ પણ નથી તેથી અસત્ કહેવાય એમ પણ નથી. આમ હોવાથી આ પ્રકૃતિ ( તથા એના કાર્યરૂપ સંપૂર્ણ જગત ) સત્ અસત્થી અનિર્વચનીય કહેવાય છે. શ્રી આદિત્યપુરાણમાં કહ્યું છે કે नासद्रूपा न सद्रूपा माया नैवोभयात्मिका । सदसद्भ्यामनिर्वाच्या, એ માયા વા પ્રકૃતિ કેવલ અસત્ નથી કેવલ સત્ નથી તેમ જ સત્ અને અસત્નો પરસ્પર વિરોધ હોવાથી બન્ને રૂપ પણ નથી પણ સત્ અને અસત્ એ શબ્દોથી નિર્વચન ન કરી શકાય એવી અનિર્વચનીય છે. આ પ્રકૃતિ જ સર્વેનું મૂલ કારણ છે. તથાપિ એ પણ ગુણોની સામ્યાવસ્થારૂપ હોવાથી ગુણોથી અતિરિક્તરૂપે તો ગુણના ધર્મરૂપ છે તેથી એને ગુણનાં પર્વરૂપ કહેવામાં દોષ નથી.

આ સૂત્રથી આ ચારેને ગુણનાં પર્વ કહ્યાં. ત્યાં અગરજો એ સર્વે એક સરખી રીતે સત્વાદિ ગુણોનાં પર્વરૂપ છે તથાપિ અલિંગ પર્વ તથા બીજાં ત્રણ પર્વમાં એક મોટો ભેદ એ છે કે અલિંગ પર્વ નિત્ય છે અને અન્ય ત્રણ પર્વો અનિત્ય છે. અલિંગ પર્વ નિત્ય હોવાનું કારણ એ છે કે એ પર્વમાં કોઈ નિમિત્ત નથી અર્થાત્ સત્વાદિ ગુણોની એ સ્વભાવસિદ્ધ અવસ્થા છે અને મહત્ વિગેરે પર્વ નિમિત્તવાન્ થાય છે. એ નિમિત્ત તે પુરુષાર્થની સિદ્ધિ છે. સુખદુઃખાદિનો અને વિવેકખ્યાતિ એ પુરુષાર્થ છે. એ પુરુષાર્થ મહત્વિગેરેનું નિમિત્ત છે એ તો પૂર્વે અનેકવાર પ્રતિપાદન કરી ગયા છીએ. પણ એ નિમિત્ત આ અલિંગાવસ્થામાં નથી કેમકે અલિંગપર્વ એ સત્વાદિ ગુણોની સામ્યાવસ્થારૂપ છે. અર્થાત્ સંપૂર્ણ જગતની પ્રલયકાલની અવસ્થારૂપ એ પર્વ છે. ભોગ અને અપવર્ગરૂપ પુરુષાર્થની સિદ્ધિ સર્ગકાલે જ થાય છે અને પ્રલયકાલે થતી નથી કેમકે પ્રલયકાલે તો ભોગના જે કરણ અંતઃકરણ બુદ્ધિ તથા ઇન્દ્રિયો તે આ પ્રકૃતિમાં લય થઇ જાય છે એટલું જ નહિ પણ જે [illegible] તે પણ એ [illegible] નથી તેથી પ્રલયકાલે ભોગ તથા વિવેકખ્યાતિરૂપ પુરુષાર્થની સિદ્ધિ થતી એ તો સ્પષ્ટ છે તેમ જ પ્રલયકાલે જે દુઃખાભાવ હોય છે તે તો કર્મજન્ય તથા અનિચ્છનીય [illegible] [illegible] છે તેથી એ પણ આ [illegible] નિમિત્તરૂપ નથી [illegible] [illegible] પણ પુરુષાર્થની સિદ્ધિ આ અવસ્થામાં થતી નથી તેથી [illegible] પુરુષાર્થ નિમિત્ત નથી અને અન્ય કોઇ નિમિત્ત [illegible] [illegible] જ આવતી નથી તેથી આ અવસ્થામાં કોઇ નિમિત્ત નથી [illegible]

વાથી આ અવસ્થા નિત્ય અને અન્ય ત્રણ પર્વ અનિત્ય છે.

અહિં એ પ્રશ્ન થાય છે કે યદ્યપિ આ અવિશેષાવસ્થામાં કોઈ નિમિત્ત નથી એ વાત સાચી તથાપિ સર્ગકાલ પ્રાપ્ત થાય છે ત્યારે એ અવસ્થા મટી મહત્ વિગેરે પરિણામો થાય છે અર્થાત્ સર્ગસમયે આ અવસ્થાનું નામ પણ નથી રહેતું તો પછી નિત્ય કેમ કહેવાય? એનો ઉત્તર આ પ્રમાણે—જ્યારે પ્રલય થાય છે ત્યારે તે તે ભાગના (પ્રકૃતિના) અવાન્તરાવયવીથી મહત્તત્ત્વસુધીનાં સર્વ તત્ત્વો પોતપોતાના વિશેષોને છોડી દે છે એટલે સંપૂર્ણ દ્રવ્ય સામ્યાવસ્થાને પામે છે. અર્થાત્ અલિંગ રૂપ થઈ રહે છે. પુનઃ જ્યારે સર્ગ પ્રાપ્ત થાય છે ત્યારે એ સામ્યાવસ્થાવાળા દ્રવ્યમાં ક્ષોભ થાય છે. એ ક્ષોભ એ દ્રવ્યમાત્રમાં થતો નથી પણ માત્ર એક દેશમાંજ થાય છે એટલે જેમ સર્વ દૂધનું દધિ થાય છે તેમ અલિંગનો ઉચ્છેદ થઈ જગદાકાર પરિણામ થતો નથી પણ જેમ સમુદ્રનો એક દેશ જ ફીણ, બુદ્બુદાદિ વિગેરે પરિણામને પામે છે અને અન્ય દેશ અવિકારી અવસ્થામાં તે જ સમયે રહે છે તે પ્રમાણે આ અલિંગના એક દેશમાં જ વિકાર ઉત્પન્ન થાય છે. અને અન્ય દેશ તો સામ્યાવસ્થારૂપે જેમનો તેમ સ્થિત થાય છે. આ અવશિષ્ટ રહેલુ સામ્યાવસ્થાવાળું દ્રવ્ય પોષકદ્રવ્યરૂપે એ વિકારની સર્વત્ર રહે છે અને તેથી એ આવરણ પણ કહેવાય છે આ જ પ્રમાણે મહત્તત્ત્વ પણ સંપૂર્ણ અંશે અહંકારરૂપ પરિણામને પામતુ નથી પણ એનો એક દેશમાત્ર એરૂપે પરિણામ પામે છે અને બાકી રહેલો પ્રદેશ મહત્તત્ત્વરૂપે જ રહે છે જે અહંકારના પોષક દ્રવ્યરૂપે—આવરણરૂપ થાય છે. આ જ પ્રમાણે અહંકાર તથા તન્માત્રા તથા પાંચભૂત એ સર્વમાટે પણ સમજવું આ રીતે પોષકદ્રવ્યરૂપે રહેલાં આવરણો બધું મળીને આઠ છે. (૧) અલિંગ (૨) મહત્ (૩) અહંકાર અને (૪—૮) પાંચ તન્માત્રા (એ આઠ આવરણોમાં જે તન્માત્રાનું આવરણ છે તેમાં જ પાંચ ભૂતોના આવરણોનો સમાવેશ કર્યો છે) આથી એ સિદ્ધ થયું કે સર્ગકાળે પણ આવરણરૂપે અલિંગની સ્થિતિ હોય જ છે તેથી સર્ગકાલે એ અલિંગનો કેવલ અભાવ થાય છે એ અસત્ય છે, અર્થાત્ એ અલિંગ સત્વાદિની સ્વભાવસિદ્ધઅવસ્થા હોવાથી તથા સર્ગકાલે પણ અસ્તિત્વમાં હોવાથી નિત્ય છે એ તો સાચું કે એ અલિંગ પણ ગુણોની માફક તથા પુરુષની માફક નિત્ય ગણવી ઘટતી નથી ગુણો તો પ્રલયસમયે તથા સર્ગસમયે અર્થાત્ સર્વસમયે સંપૂર્ણ અંશે વિદ્યમાન હોય છે અને આ અલિંગ

એ પ્રધાનમાથી નિગમાત્રરૂપ મહત્તત્ત્વ થાય છે, એ મહતમાથી અહ કાર અને અહ કારમાથી તન્માત્રા થાય છે તથા પાચ ત માત્રામાથી પૃથિ યાદિ ભૂતવિગેરે થાય છે તેથી એ સિદ્ધ થાય છે કે અહિ પ્રતિપાદન કરેલો ક્રમ શ્રુતિઅનુસાર જ છે અને તેવી જેમ શ્રી છાન્દોગ્યોપનિષદમા તેજ, જલ અને પૃથિવી એ ત્રણ ભૂતોનુ જ સૃષ્ટિપ્રક્રિયામા કથન છે છતા ઉપ ની તૈત્તિરીયશ્રુતિપ્રમાણે આ કાશ અને વાયુરૂપ બે ભૂતોનુ પૂરણ કરવામા આવે છે તે જ પ્રમાણે આ શ્રીગોપાલતાપનીયશ્રુતિ પ્રમાણે આ ાની પૂર્વે ત મા ત્રા અહ કારલિગમાત્ર અને અલિગ એ ચારનુ અભિક્રમમા પૂર ુ ક રવુ યોગ્ય છે આ રીતે શ્રુતિવિરોધરૂપ જે બીજો દોષ આપ્યો હતો તે પણ અયુક્ત ઠરે છે તેથી આ સૂત્રમા કહેલુ કથન યોગ્ય છે એ સિદ્ધ થાય છે

આ પ્રમાણે આ બે સૂત્રોથી એ કહ્યુ કે સમગ્ર પર્વવાળા સ ત્ત્વાદિ ગુણો દૃશ્ય છે અર્થાત્ સમગ્ર જડપદાર્થો દૃશ્યછે એ ગુણત્રય સર્વ જગતના કારણરૂપ હોવાથી પ્રકૃતિ કહેવાય છે સુખદુ ખ અને મો હ ધર્મવાળા હોવાથી સુખદુ ખમોહાત્મક કહેવાય છે, નજનના અમા ાની માફક પુરુષના સર્વ અર્થ સાધનાર હોવાથી પ્રધાન કહેવાય છે અથવા સ ગુણ મયી એની અ દર જે છે તેથી પ્રધાન કહેવાય છે જગત્ ને મોહ કરનાર હોવાથી માયા કહેવાય છે—વિગેરે વિવિધ નામથી શાસ્ત્રમા તથા લોકમા પ્રસિદ્ધિને પામ્યા છે શ્રીવાસિષ્ઠમા કહ્યુ છે—

> नामरूपावानमुक्त यस्मि सातष्ठते जगत् ।
> तमाहु प्रकृात कान्चमायामक परत्वणून् ॥

નામ અને રૂપથી રહિત અવ્યાકૃતઅવસ્થાવાળા સત્ત્વાદિ ત્રણ ગુણો જેની અદર સમગ્ર જગત્ રહ્યુ છે તેને પ્રકૃતિ કહે છે કેટલાક મા યા કહે છે તથા કેટલાક પરમાણુ કહે છે વિગેરે આ વિવિધ નામો વાળુ સર્વ પર્વવિશિષ્ટ પ્રકૃતિરૂપ દૃશ્ય છે

આ રીતે દૃશ્યનુ સ્વરૂપ કહી હવે દૃશ્યની વ્યાવૃત્તિથી બોધન કરવા દ્રષ્ટાનુ સ્વરૂપ પ્રતિપાદન કરે છે

**द्रष्टा दृशिमात्र शुद्धोऽपि प्रत्ययानुपश्य ॥२०॥**

**સૂત્રાર્થ**—દ્રષ્ટા કેવલ જ્ઞાનસ્વરૂપ છે વાસ્તવે જ ન પરિણા મિત્વ વિગેરે બુદ્ધિના ધર્મરૂપ અશુદ્ધિથી રહિત છે અર્થાત્ શુદ્ધ છે છતા અવિવેકથી બુદ્ધિવૃત્તિના સમાન આકારવાળો થઇને જાણે વ

દ્રષ્ટા—એટલે અર્થાકાર બુદ્ધિવૃત્તિનો પ્રતિબિંબદ્વારા જોનાર મનાતો પુરુષ. આ સૂત્રમાં આ પદ લક્ષ્યનો નિર્દેશ કરનાર છે.

દૃશિમાત્રઃ— દૃશિ એટલે જ્ઞાન. માત્ર એટલે પૂર્વસૂત્રમાં કહેલા દૃશ્યના પ્રકાશાદિ ગુણોથી વ્યાવૃત્ત અર્થાત્ રહિત તેથી દૃશિમાત્રઃ એટલે પ્રાકૃત ( પ્રકૃતિના ) પ્રકાશ, ક્રિયા તથા સ્થિતિ એ વગેરે ગુણોથી રહિત, કેવલ જ્ઞાનસ્વરૂપ. જ્ઞાન વા દૃશિ ગુણરૂપ નથી પણ એ દ્રવ્યનું નામ છે તેથી પુરુષ જ્ઞાનવાળો નથી પણ જ્ઞાનસ્વરૂપ છે, એ આ પદથી પ્રતિપાદન કરાય છે. ત્યાં પુરુષને જ્ઞાનરૂપ જ માનવો યોગ્ય છે કેમકે જ્ઞાનનો આશ્રય માનીએ તો અનેક દોષ આવે છે શ્રુતિ કહે છે કે सत्यं ज्ञानमनन्तं ब्रह्म, आत्मैव स्वाज्ज्योतिः આત્મા સત્ય છે, જ્ઞાનરૂપ છે તથા અનંત છે, આત્મા જ્યોતિરૂપ વા જ્ઞાનરૂપ છે વગેરે. જો આત્મા વા દ્રષ્ટા પુરુષ જ્ઞાનનો આશ્રય હોય તો શ્રુતિમાં જે જ્ઞાન અને બ્રહ્મનો એકવચનવૃત્તિથી નિર્દેશ કર્યો છે તે અયોગ્ય ઠરે. તેમ જ સ્મૃતિવચન પણ કહે છે કે ज्ञानं नैवात्मनो धर्मो न गुणो वा कथंचन । ज्ञानस्वरूप एवात्मा नित्यः सर्वगतः शिवः ॥ જ્ઞાન આત્માનો ધર્મ નથી તેમ કોઇ પણ રીતે ગુણ પણ નથી, પણ સર્વ સ્થળે રહેલો આત્મા પોતે જ્ઞાનસ્વરૂપ જ છે આ વગેરે સ્મૃતિવચન પણ જ્ઞાનને ગુણરૂપ લેવાથી અયોગ્ય ઠરે છે આ વગેરે કારણથી* આત્માને જ્ઞાનનો આશ્રય માનવો ઉચિત નથી પણ જ્ઞાનસ્વરૂપ જ માનવો ઉચિત છે

અહિં એ શંકા થાય છે કે જ્યારે આત્મા જ્ઞાનરૂપ જ છે ત્યારે जानामि હું જાણુંછું—જ્ઞાનવાળોછું એવી પ્રતીતિ કેવી રીતે થાય, તેમ જ આત્માને દ્રષ્ટા કેમ કહેવાય ? એનો ઉત્તર એ કે આત્મા ખરૂં જોતાં જ્ઞાનરૂપ જ છે એમ શ્રુતિસ્મૃતિવગેરે બલવાન્ પ્રમાણોથી સિદ્ધ થાય છે તેથી જેમ હું ગોરછું, હું મનુષ્યછું વગેરે પ્રતીતિ બાધિત ઠરે છે, તે જ પ્રમાણે હું જાણુંછું એ પ્રતીતિ પણ વસ્તુવિચારથી ભ્રમરૂપ જ ઠરે છે તેથી એ ભ્રમરૂપ પ્રતીતિથી આત્માનું જ્ઞાનરૂપત્વ ખંડિત થતું નથી. એ ભ્રમ કેવી રીતે થાય છે તથા જ્ઞાનરૂપ આત્મા દ્રષ્ટા કેવી રીતે બને છે એનું પ્રતિપાદન સૂત્રકારજ આ સૂત્રના પ્રત્યયાનુપશ્યપદથી કરે છે. તેથી અહિં વિસ્તારની જરૂર નથી.

આ પ્રમાણે આ પદથી આત્માનું સ્વરૂપ કહ્યું. હવે એ આ-

---

* વિશેષ માટે જુઓ શ્રીવેદાન્તસૂત્ર ज्ञोऽतएव २ । ३ । १८ ॥ ઇત્યાદિ, તથા ચિત્સુખીનો પ્રથમ પરિચ્છેદ.

આત્મા દૃશ્યથી ભિન્ન છે અર્થાત્ દૃશ્યની અશુદ્ધિથી રહિત છે, એ તથા દૃશ્યસાથે કેવી-રીતે અભિન્નરૂપે અધ્યસ્ત થાય છે એ પ્રતિપાદન કરવા शुद्धोऽपि प्रत्ययानुपश्यः એ પદો છે. ત્યા પ્રથમનાં બે પદોથી (शुद्धोऽपि) આત્મા દૃશ્યથી ભિન્ન છે એ પ્રતિપાદન થાય છે.

शुद्धोऽपि એટલે શુદ્ધ છે છતાં, અર્થાત્ વાસ્તવે તો અશુદ્ધિથી રહિત છે તેપણ. ત્યાં અશુદ્ધિ એટલે બુદ્ધિમાં રહેલા ગુણો જેવા કે પરિણામિત્વ વગેરે. એ ગુણો આત્મામા નથી તેથી આત્મા શુદ્ધ છે આમ હોવાથી આત્મા બુદ્ધિસત્ત્વથી વસ્તુતઃ ભિન્ન છે સ્ફુટ કરી કહીએ તો આત્મા બુદ્ધિથી ભિન્ન છે એ નીચે પ્રમાણેનાં કારણોથી સિદ્ધ થાય છે —

(૧) બુદ્ધિ પરિણામ પામનાર છે કેમકે એના વિષયો સદા-જ્ઞાત હોતા નથી પણ કોઇ વખતે જ્ઞાત થાય છે અને કોઇ વખતે અજ્ઞાત રહે છે ત્યાં બુદ્ધિ જે વિષયાકારપરિણામને પામે છે તે વિષય જ્ઞાત થાય છે અને અન્ય વિષય અજ્ઞાત રહે છે તેથી બુદ્ધિ જ્ઞાનસમયે પરિણામ પામે છે એ સિદ્ધ થાય છે. અર્થાત્ બુદ્ધિ પરિણામી છે એથી ઉલટુ આત્મા પરિણામ પામતો નથી કેમકે એનો વિષય સદા જ્ઞાત જ હોય છે. આત્માના સાક્ષાત્ દૃશ્યરૂપ તો બુદ્ધિવૃત્તિ જ છે અને એ વૃત્તિ જ્યારે જ્યારે ઉદય થાય છે ત્યારે ત્યારે (નિયમે કરીને) જ્ઞાત થાય છે. જો વૃત્તિનુ અજ્ઞાન સંભવતુ હોય તો પછી અહિ અમુક પદાર્થ નથી એમ નહિ કહેવાય, અર્થાત્ કોઈ પણ પદાર્થના અભાવનો નિશ્ચય નહિ થાય. અહિ અમુક પદાર્થ નથી એમ જે આપણે કહીએ છીએ તેનું કારણ એ છે કે તે પદાર્થ પ્રત્યક્ષ થવાને યોગ્ય છતા આપણને તેનું જ્ઞાન થતું નથી. જો બુદ્ધિવૃત્તિ અજ્ઞાત રહેતી હોય તો એવું પણ બને કે પદાર્થ ત્યાં હોય, આપણી વૃત્તિ તદાકાર પરિણામને પામેલી હોય છતા તે વૃત્તિ અજ્ઞાત રહેવાથી તે પદાર્થનું જ્ઞાન આપણને થતું નહિ હોય. આમ થવાથી અનુપલબ્ધિપ્રમાણ વ્યર્થ વા અસંભવિત ઠરે અર્થાત્ અભાવનો નિશ્ચય કદાપિ થાય નહિં. પણ તેમ તો છે નહિ. તેથી બુદ્ધિવૃત્તિ સદા જ્ઞાત જ હોય છે એ માનવુ ઉચિત છે. પ્રલયસમયે તથા અસમ્પ્રજ્ઞાતયોગસમયે બુદ્ધિવૃત્તિ અજ્ઞાત રહે છે એમ કોઇ કહે તો તે પણ યોગ્ય નથી કેમકે એ સમયે બુદ્ધિની વૃત્તિ જ હોતી નથી તો પછી અજ્ઞાત છે એ માનવું કેવલ ભુલભરેલું જ કહેવાય. તેથી બુદ્ધિની અર્થાકારને પામેલી વૃત્તિ તથા એજ પ્રમાણે સુખ, દુઃખ, ઇચ્છા, દ્વે-

વરૂપ સર્વ વૃત્તિઓ જે પુરુષના સાક્ષાત્ દૃશ્યરૂપ છે તે સદા જ્ઞાત જ છે. એ વૃત્તિઓ સદા જ્ઞાત હોવાથી પુરુષ અપરિણામી છે. આ રીતે પ્રથમ એ સિદ્ધ થયું કે બુદ્ધિનો વિષય કોઈ વખત જ્ઞાત હોય છે અને કોઈ વખતે અજ્ઞાત હોય છે તેથી બુદ્ધિ પરિણામી છે તથા પુરુષનો વિષય સદાજ્ઞાત હોવાથી પુરુષ અપરિણામી છે.

( ૨ ) બુદ્ધિ પરાર્થ છે અને આત્મા સ્વાર્થ છે એટલે પરાર્થ નથી. જે પદાર્થ અન્ય કોઇને અર્થે હોય તે પરાર્થ કહેવાય છે. આપણે જોઇએ છીએ કે જે જે પદાર્થ પોતાનો વ્યાપાર કરવામાં અન્ય સહકારીની અપેક્ષા રાખે છે તે સર્વ પરાર્થ છે જેમકે શય્યા, આસન વગેરે પદાર્થો પોતાના શયનાદિ કાર્યમાટે ભૂમિવગેરે સહકારીની અપેક્ષા રાખે છે તથા પોતાથી અન્ય જે ભોક્તા તેને અર્થે છે અર્થાત્ પરાર્થ છે આ નિયમપ્રમાણે વિષયના ગ્રહણરૂપ પોતાના વ્યાપારને માટે બુદ્ધિ ઇન્દ્રિયોવગેરે સહકારીની અપેક્ષા રાખે છે તેથી પરાર્થ હોવી ઘટે છે અર્થાત્ પોતાથી અન્ય જે ભોક્તા તેને અર્થે હોવી ઘટે છે, તેથી બુદ્ધિ પરાર્થ છે એથી ઉલટું પુરુષ કોઇને અર્થે નહિ હોવાથી પરાર્થ નથી. શ્રીબૃહદારણ્યકોપનિષદ્માં પણ યાજ્ઞવલ્કયે મૈત્રેયીપતિ એ જ કહ્યું છે न वाऽरे पत्युः कामाय पतिः प्रियो भवति... न वाऽरे सर्वस्य कामाय सर्वं प्रियं भवति आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति—હે મૈત્રેયિ ! પતિને માટે પતિ પ્રિય નથી પણ અન્યને (આત્માને) માટે જ પ્રિય લાગે છે, સર્વ દૃશ્ય પોતાને અર્થે પ્રિય નથી પણ આત્માને અર્થે જ પ્રિય છે. તેથી એ સિદ્ધ થાય છે કે બુદ્ધિ પરાર્થ છે અને આત્મા તેમ નથી.

( ૩ ) સુખ, દુઃખ અને મોહ સ્વભાવવાળા સર્વ અર્થને તદાકાર પરિણામ પામી બુદ્ધિ ગ્રહણ કરે છે તેથી બુદ્ધિ ત્રિગુણાત્મક છે અને ત્રિગુણાત્મક હોવાથી જડ છે. એથી ઉલટું પુરુષ તો માત્ર પોતાના પ્રતિબિમ્બદ્વારા અર્થનો જાણનાર મનાય છે તેથી એ ત્રિગુણાત્મક નથી અને તેથી જડરૂપ નથી.

આ ત્રણ હેતુથી બુદ્ધિથી પુરુષ કેવલ વિજાતીય છે એ સિદ્ધ થાય છે. એ ત્રણ ( પરિણામિત્વ, પરાર્થત્વ અને જડત્વ ) ધર્મો અશુદ્ધિ જ છે અને પુરુષ એ અશુદ્ધિથી રહિત છે તેથી શુદ્ધ છે આ પ્રમાણે આ શુદ્ધોऽપિ પદથી બુદ્ધિસત્ત્વ તથા પુરુષનો વિવેક પ્રતિપાદન કર્યો છે. ત્યાં એ પ્રશ્ન થાય છે કે આ સ્થળે સામાન્યરૂપે દૃશ્યથી પુરુષનો વિવેક પ્રતિપાદન કરવો ઘટે છે, તેને બદલે માત્ર બુદ્ધિ-

સત્ત્વથી વિવેક કેમ પ્રતિપાદન કર્યો છે? એનો ઉત્તર આ પ્રમાણે – દેહ તથા ઇન્દ્રિયથી આત્મા જુદો છે એ વાતનુ પ્રતિપાદન તો ન્યાયવગેરે શાસ્ત્રમા પણ કર્યુ છે ત્યા કહ્યું છે કે દેહ એ આત્મા વા ચૈતન્ય નથી કેમકે જો દેહ એજ આત્મા હોય તો જ્યારે જ્યારે દેહની પ્રતીતિ થાય ત્યારે ત્યારે આત્માની અર્થાત્ ચૈતન્યની પ્રતીતિ થવી જોઇએ પણ તેમ તો છે નહિ મરણસમયે તથા સુષુપ્તિકાલે દેહની પ્રતીતિ સર્વેને થાય છે પણ આત્માની પ્રતીતિ તે સમયે થતી નથી તેથી દેહ એ જ આત્મા નથી તેમ જ દેહ જો આત્મા હોય તો બાલ્યાવસ્થાનો દેહ તે યુવાવસ્થાનો દેહ નથી અર્થાત્ બન્ને ભિન્ન ભિન્ન છે તેથી દેહાત્મવાદમા બાલ્યાવસ્થાનો આત્મા યુવાવસ્થાના આત્માથી ભિન્ન થાય અને એમ થાય ત્યારે જેમ એક આત્માના કરેલા કર્મોનુ અન્ય આત્માને સ્મરણ થતુ નથી તેમ બાલ્યાવસ્થાના આત્માએ કરેલા કર્મોનુ યુવાવસ્થાના આત્માને સ્મરણ ન થવુ જોઇએ પણ તેમ તો છે નહિ આ કારણથી પણ દેહ એ જ આત્મા ઘટતો નથી તેમ જ જો જ્ઞાનેન્દ્રિય આત્મા લઇએ તો એ પાચ હોવાથી પાચ આત્મા થયા તેથી એકી વખતે પાચ પદાર્થનુ જ્ઞાન થવુ જોઇએ પણ તેમ થતુ નથી તેમ જ યોऽहं घटमद्राक्षं सोऽहं तं स्पृशामि–જે આત્માએ ઘટ જોયો તેજ આત્મા હાલ તેને સ્પર્શ કરે છે એ પ્રકારનુ જે અબાધિત જ્ઞાન થાય છે તે નહિ થાય કેમકે જોનાર આત્મા ચક્ષુરૂપ છે અને સ્પર્શ કરનાર અન્ય ઇન્દ્રિયરૂપ છે અર્થાત્ બન્ને ભિન્ન છે આ રીતે પ્રત્યેક ઇન્દ્રિયને આત્મા લેવાય એમ નથી તેમ જ એ પાચમાથી કોઈ એકને પણ આત્મા લેવાય એમ નથી કેમકે તેમ લેવાથી શબ્દાદિ પાચ વિષયમાથી ચારનુ જ્ઞાન થવુ અસંભવિત થવાનુ એટલુ જ નહિ પણ ઉપર કહેલું અબાધિત જ્ઞાન પણ અસંગત ઠરવાનું આ વગેરે યુક્તિઓથી આત્મા દેહ તથા ઇન્દ્રિયથી પૃથક્ છે એ વાતનુ ન્યાય તથા વૈદિક દર્શનોમા પ્રતિપાદન કર્યુ છે તેથી સાખ્ય અને યોગશાસ્ત્રમા માત્ર બુદ્ધિસત્ત્વથી આત્માનો ભેદ (જે ત્યાં નથી બતાવ્યો તે) પ્રતિપાદન કરવો આવશ્યક છે આમ હોવાથી આ સ્થળે સામાન્ય રીતે દશ્યથી વિવેક ન પ્રતિપાદન કરતા માત્ર બુદ્ધિસત્ત્વથી કર્યો છે તે યોગ્ય જ છે એટલુ જ નહિ પણ આત્માનો મુખ્ય અધ્યાસ બુદ્ધિમાંજ જ થાય છે અને એ અધ્યાસદ્વારા જ અન્ય અનાત્મ પદાર્થોસાથે અધ્યાસ થાય છે તેથી બુદ્ધિથી આત્માનો ભેદ પ્રતિપાદન કર્યા એટલે એની સાથે

જ અન્ય વિષયોથી એ ભેદનું પ્રતિપાદન થઇ જાય છે. આ વગેરે કારણોથી અહિં બુદ્ધિ તથા આત્માના ભેદનું જ સાક્ષાત્ પ્રતિપાદન કર્યું છે. એ ભેદજ્ઞાનથી દૃશ્યમાત્રથી આત્માનો ભેદ નિશ્ચય થાય છે કેમકે દૃશ્યમાત્ર ત્રિગુણ પરિણામી, પરાર્થ તથા જડછે.

આ પ્રમાણે શુદ્ધોઽપિ પદથી સૂત્રકારે બુદ્ધિસત્ત્વ અને આત્માનો ભેદ પ્રતિપાદન કર્યો. ત્યાં એ પ્રશ્ન થાય છે કે જ્યારે આ પ્રમાણે આત્મા એટલે પુરુષ અને બુદ્ધિસત્ત્વ એ અત્યત ભિન્ન છે તો પછી બન્નેનો અભેદભ્રમ કેવી રીતે થાય છે. તથા પુરુષ કેવલ જ્ઞાનસ્વરૂપ હોવા છતાં દ્રષ્ટા કેમ કહેવાય છે. ? આ પ્રશ્નનો ઉત્તર આપવા સૂત્રકાર કહે છે કે—

प्रत्ययानुपश्यः—અગર જો આત્મા અહિં કહ્યું તે પ્રમાણે જ છે પણ એ આત્મા प्रत्ययानुपश्य છે પ્રત્યય એટલે અર્થાકાર પામેલી બુદ્ધિ અને અનુપશ્ય એટલે સાક્ષાત્ દ્રષ્ટા નહિ પણ પ્રતિબિંબદ્વારા બુદ્ધિનો દ્રષ્ટા. આ પદથી એ કહ્યુ કે પુરુષ શુદ્ધ છતા બુદ્ધિનો દ્રષ્ટા છે, એટલે બુદ્ધિ અર્થાકાર પરિણામને પામેછે, તથા તેમાં પડેલા પ્રતિબિંબથી અચેતનબુદ્ધ પણ ચેતનવત્ થયેલી હોયછે. આમ થવાથી એ પ્રતિબિંબદ્વારા ચેતનતાને પામેલી હોય એવી થયેલી બુદ્ધિ એ અર્થાકાર પરિણામનું ભાન કરેછે. તેથી પુરુષ ખરું જોતાં દ્રષ્ટા નથી કેમકે સુખ દુઃખ વિગેરે વૃત્તિઓને પ્રકાશ કરવી એ પુરુષનો વ્યાપાર જ નથી. આમ હોવાથી પુરુષ તો માત્ર ઉપદ્રષ્ટા કહી શકાય એમ છે.

આ પદથી ઉપરના બે પ્રશ્નોનો આ પ્રમાણે સૂત્રકારે ઉત્તર આપ્યો કે પુરુષ જેમ બુદ્ધિથી વિલક્ષણ છે તેમ કોઈ કોઇ અંશમાં સમાનજેવો પણ છે. કેમકે નિર્મલ પદાર્થની પ્રતિબિંબને ગ્રહણ કરવાની સ્વભાવશક્તિવશાત્ જ્યારેબુદ્ધિસત્ત્વ પુરુષપ્રતિબિંબવાળું થવાથી ચેતનવત્ થાયછે ત્યારે પુરુષ અને એ બુદ્ધિસત્ત્વ સમાનજેવાં જ દેખાય છે. આમ હોવાથી અભેદ ભ્રમ થાયછે એટલુંજ નહિ પણ એ અભેદભ્રમ થવાથી પ્રતિબિંબસહિત બુદ્ધિમાં રહેલા દ્ર્હત્વ ધર્મનો પુરુષમાં મિથ્યા આરોપ પણ થાયછે.

આ સૂત્રથી સૂત્રકારે એ કહ્યું કે લોકોમા અવિવેકથી જે દ્રષ્ટા મનાય છે તે કેવળ જ્ઞાનસ્વરૂપ હવ્ય છે, છતા પ્રતિબિંબદ્વારા બુદ્ધિવૃત્તિનો ઉપદ્રષ્ટા છે આજ અર્થ શ્રી [illegible] પણ [illegible]

मोक्षशक्ति [illegible]

દૃક્શક્તિ વસ્તુત પરિણામ પામતી નથી પણ અપરિણામી છે તથા જેમ ચન્દ્રનુ જળમા પ્રતિબિંબ પડવાથી ચન્દ્ર જળમા જતો નથી તેમ એ દૃક્શક્તિ પુરુષ પણ બુદ્ધિમા આવતો નથી, છતાં જેમ ચન્દ્રના પ્રતિબિંબનાગુ જળ ચન્દ્રનાગુ હોય એમ ભાસે છે તથા જળના ચલન ચલનથી ચન્દ્ર તે તે આકારવાળો થયેલો હોય એમ મિથ્યા ભાસે છે, તેમ બુદ્ધિવૃત્તિમા પુરુષ ગયેલો હોય તેમ તથા તેના સમાન આકારવાળો થઈ ગયેલો હોય તેમ મિથ્યા ભાસેછે, ઇત્યાદિ વચનોથી એ જ અર્થ કહ્યો છે

આ પ્રમાણે આ સૂત્રોથી દ્રષ્ટા અને દૃશ્યના સ્વરૂપનુ પ્રતિપાદન કર્યું હવે એ બેના સંયોગનુ પ્રતિપાદન કરવુ બાકી છે પણ એ પ્રતિપાદન યથાર્થ થવામાટે એ બે અંગભૂત દૃશ્ય અને દ્રષ્ટાના ગુણપ્રધાનભાવનુ ( શેષશેષિભાવનુ ) પ્રતિપાદન અવશ્ય થવુ જોઈએ છે તેવી સૂત્રકાર તે પ્રથમ કરે છે

तदर्थ एव दृश्यस्यात्मा ॥ २१ ॥

સૂત્રાર્થ—દ્રષ્ટામાટે જ દૃશ્યનુ સ્વરૂપ છે અથવા દ્રષ્ટાના ભોગ અને અપવર્ગરૂપ બે અર્થ એજ જેના અર્થ છે એવુ દૃશ્યનુ સ્વરૂપ છે

तदर्थ —એટલે તેનો અર્થ અર્થાત્ દ્રષ્ટાનો અર્થ અથવા તો આ સમાસને બહુવ્રીહિ લઈ આ અર્થ પણ થાયછે કે तस्य अर्थ एव अर्थ यस्य स —દ્રષ્ટાના ભોગ અને અપવર્ગરૂપ પ્રયોજન તે જેના પ્રયોજન છે એવુ

दृश्यस्यात्मा દૃશ્યનુ સ્વરૂપ એટલે કાર્યકારણાત્મક સંસારરૂપે દર્શન

આ સૂત્રથી એ કહ્યુ કે પ્રકૃતિરૂપ ગુણ દ્રષ્ટા પુરુષના જે ભોગ અને અપવર્ગરૂપ બે અર્થ છે તેને માટે પરિણામ પામેછે તથા સ્થિતિ પામેછે એ તો આગળ અનેકશ કહ્યુ છે કે વાસ્તવિક રીતે ભોગ અને અપવર્ગ એ બનેમાથી કાઇ પણ અર્થ પુરુષનો નથી તથાપિ વ્યવહારમા બુદ્ધિસાથેના અભેદભ્રમથી એ બને પુરુષના અર્થ મનાય છે તેથી એ બે પુરુષાર્થની નિષ્પત્તિમાટે દૃશ્યનુ સ્વરૂપ છે તથા જે જે પદાર્થો પોતાના વ્યાપારમાટે અન્ય સહકારીની અપેક્ષા રાખેછે તે સર્વે શય્યા આસન વિગેરે માફક પરાર્થ છે એ ગયા સૂત્રની વ્યાખ્યામા વિસ્તારથી પ્રતિપાદન કર્યુ છે તેથી એ બે અર્થમાટે દૃશ્યનુ દર્શન છે એ સિદ્ધ થાયછે જ્યારે એ બે પ્રયોજનની સિદ્ધિ થઈ રહે છે ત્યારે દૃશ્યના સ્વરૂપની સ્થિતિમા કાઇ હેતુ નહિ રહે તેથી એ દૃશ્ય અદૃશ્ય થઈ જાય છે અર્થાત્ સંસારાકાર પરિણામને

પ્રવૃત્તિ પામતી નથી, કેમકે જે વસ્તુની જે પ્રયોજનને માટે સ્થિતિ થઇ હોય તે પ્રયોજનની સિદ્ધિ થઈ રહેવાથી તેની સ્થિતિમાં અન્ય કોઇ હેતુ રહેતો નથી એટલે તે પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ થાય છે, એ આપણે જાણીયે છીએ. આપણે જાણીએ છીએ કે ધર્માધર્મની વાસનાવાળું ચિત્ત જ્યાં સુધી ચરિતાર્થ થયું નથી ત્યાંસુધી જ રહેછે અને તેમ થવાથી એની સ્થિતિમાં કોઇ હેતુ રહેતો નથી એટલે એ સ્વકારણમાં લીન થઈ જાય છે. આજ પ્રમાણે અમારૂ દૃશ્યમાટે છે. દૃશ્યનું પુરૂષને દર્શન કરાવવું અર્થાત્ પુરૂષના ભોગ અને અપવર્ગ સિદ્ધ કરી આપવા એ જ માત્ર પ્રયોજન છે, એ તો સર્વસંમત છે તેથી એ પ્રયોજનની સિદ્ધિ થઇ એટલે એ સ્વરૂપથી રહિત થાય એ સ્વાભાવિક છે.

અહિં એ આક્ષેપ થાય છે કે જો આ પ્રમાણે હોય તો પછી એક પુરૂષના ભોગ અને અપવર્ગ સિદ્ધ થયા એટલે પછી ગત્વરિ આ ગુણરૂપ પ્રકૃતિની સ્થિતિમા કોઇ હેતુ રહેવાનો નહિ તેથી એનો ઉચ્છેદ થવાનો તેમ જ એનો મહદાદિ સમારરૂપે પરિણામ થવામાં પણ કઈ હેતુ નહિ રહેવાથી એ પણ નહિ થવાનો આમ હોય તો આજે સમાનની જે પ્રતીતિ થાય છે તે નહિ થવી જોઇએ કેમકે આ લગણપૂર્વે અનેક પુરૂષો મુક્ત થઇ ગયા છે એ આપણે જાણીએ છીએ આ આક્ષેપનો પરિહાર કરવા સૂત્રકાર કહે છે કે

**कृतार्थं प्रति नष्टमप्यनष्टं तदन्यसाधारणत्वात् ॥२२॥**

સૂત્રાર્થ —જેના ભોગ અને અપવર્ગરૂપ અર્થ સમાપ્ત થયા છે તેવા પુરૂષપ્રતિ દૃશ્ય નષ્ટ થઇ જાય છે તથાપિ એ દૃશ્ય એ મુક્તપુરૂષો તથા તેનાથી અન્ય જે બદ્ધપુરૂષો છે અર્થાત્ જેના મોક્ષ અને ભોગરૂપ અર્થ સિદ્ધ નથી થયા એવા પુરૂષો છે તે બનેમાટે સમાન હોવાથી ઉચ્છેદને પામતું નથી

कृतार्थं प्रति=ભોગ અને અપવર્ગ અર્થ જેના સમાપ્ત થયા છે એવા પુરૂષ પ્રતિ—એવા પુરૂષની અપેક્ષાથી. આ મુક્ત થયેલા પુરૂષો કૃતાર્થ કહેવાય છે તેમ જ કુશલ પણ કહેવાય છે અને અન્ય અકુશલ કહેવાય છે.

तदन्य०.–तस्मिन् अन्यपुरुषे च साधारणत्वात्=એ કુશલપુરૂષ તથા અન્ય અકુશલ પુરૂષ એ સર્વને માટે આ દૃશ્ય સાધારણ છે તેથી

આ સૂત્રથી એ કહ્યુ કે પ્રકૃતિ એ એક પદાર્થ છે અને દૃષ્ટા અનેક છે અર્થાત્ સર્વ દૃષ્ટા વચ્ચે આ દૃશ્યપદાર્થ એક જ છે. એ

દૃશ્યપદાર્થ એ અનેક પુરુષમાંથી પ્રત્યેકને અર્થે છે. તેથી યદ્યપિ જે પુરુષ કુશલ થાય છે તેના દર્શનના વિષયરૂપ એ દૃશ્ય નહિ થાય તથાપિ એનાથી અન્ય બીજા જે અસંખ્ય અકુશલ પુરુષો છે તે સર્વના ભોગાપવર્ગમાટે એ દૃશ્યરૂપે રહેનાનુ, અર્થાત્ સંસારરૂપે પરિણામ પામનારનુ તેથી એનો નાશ થઈ જાય એમ નથી એક મોહક સ્ત્રી હોય તે વૈરાગ્યવાળા મહાત્માની અપેક્ષાથી મોહકરૂપે નષ્ટ થઈ ગઈ છે તથાપિ અન્ય આસક્ત જીવોની દૃષ્ટિથી મોહકરૂપે રહેલી છે તેથી એક પ્રતિ નષ્ટ થાય તથા અન્યપ્રતિ તે પદાર્થ અનષ્ટ રહે એવુ થાય છે આજ પ્રમાણે એક પ્રકૃતિ એક કૃતાર્થ પુરુષપ્રતિ અદૃશ્ય થઈ જાય તથા અન્ય પુરુષોની અપેક્ષાથી એ દૃશ્યરૂપે રહે અર્થાત્ પરિણામ પામે એ યોગ્ય છે શ્રુતિ अजामेका लोहितशुक्लकृष्णा बह्वी प्रजा सृजमाना सरूपा। अजो ह्येको जुषमाणोऽनुशेते जहात्येना भुक्तभोगामजोऽन्य॥ ઇત્યાદિથી એ જ કહે છે કે સત્ત્વ રજસ અને તમસ એ ત્રણ દૃશ્ય રૂપ અનાદિ પ્રકૃતિદ્રવ્ય મહદ્‌વિગેરે અનેક વિકારોને સર્જેછે એ એક જ છે તેથી એક અનાદિ પુરુષ એને સેવતો રહે છે અને બીજો અનાદિ પુરુષ જેણે એ પ્રકૃતિ દ્રવ્યને સંપૂર્ણ અંશે ભોગવી લીધુ છે એટલે જેને એ પ્રકૃતિ દ્રવ્યથી સધાતા એવા ભોગ અને અપવર્ગ રૂપ અર્થ સિદ્ધ કરી લીધા છે તે એને ત્યજી દે છે

આ પ્રમાણે દૃશ્યદ્રષ્ટાવિષયક સૂત્રોથી સાંખ્યકારે સમગ્ર તત્ત્વોનુ સંક્ષેપથી પ્રતિપાદન કર્યું એ તત્ત્વોનો વિસ્તાર તત્ત્વોનો વિચાર જેમા પ્રધાન છે એવા સાંખ્ય શાસ્ત્રમા કર્યો છે, તેથી જિજ્ઞાસુએ ત્યા જોવો આ શાસ્ત્રમા પ્રધાનપણે યોગનુ પ્રતિપાદન કરવાનુ હોવાથી એ તત્ત્વોનો વિચાર સંક્ષેપથી જ કરવો ઉચિત હોવાથી તેમ જ કર્યો છે આ પ્રમાણે આ સૂત્રોથી દ્રષ્ટા અને દૃશ્યના સ્વરૂપોનુ પ્રતિપાદન કર્યું હવે ક્રમપ્રાપ્ત હોવાથી હેયરૂપ જે અનાગત દુઃખ છે તેના કારણ ભૂત સંયોગનુ પ્રતિપાદન કરે છે

**स्वस्वामिशक्त्योः स्वरूपोपलब्धिहेतुः संयोगः ॥ २३ ॥**

સૂત્રાર્થ —સ્વશક્તિ જે દૃશ્ય અને સ્વામિશક્તિ જે પુરુષ એ એના વચ્ચેનો દૃશ્યના સ્વરૂપને અને દ્રષ્ટાના સ્વરૂપને જણાવનારરૂપ કાર્યને અર્થે બનેલો જે સબંધ તે સંયોગ છે

સ્વસ્વામિ૰—સ્વશક્તિ એટલે દૃશ્ય કેમકે तदर्थ एव दृश्यस्यात्मा એ સૂત્રથી એ સિદ્ધ થયુ છે કે સંપૂર્ણ દૃશ્ય પુરુષાર્થ છે તેથી સંપૂર્ણ દૃશ્ય સ્વ [illegible] સ્વામિશક્તિ એટલે પુરુષ કેમકે આ સંપૂર્ણ દૃશ્ય

પુરુષને જ અર્થે છે. ખરૂ જોતાં પુરૂષ વસ્તુત સ્વામી નથી પણ પુરૂષ દૃક્શક્તિ (ચૈતન્યરૂપ) હેવાથી એ સ્વામી થવાયોગ્ય છે અને દૃશ્ય જડ હોવાથી સ્વ થવાયોગ્ય છે. એ સ્વયોગ્યતા અને સ્વામિયોગ્યતા તે જ અનુક્રમે સ્વશક્તિ તથા સ્વામિશક્તિ છે. તેથી સ્વસ્વામિ૦=એ બે શક્તિનો.

સ્વરૂપો૦:—એટલે સ્વરૂપનું જ્ઞાન વા દર્શન છે હેતુ જેનો એટલે દૃશ્યના સ્વરૂપનું જ્ઞાન (શબ્દાદિના સાક્ષાત્કારરૂપ ભોગ) તથા દ્રષ્ટાના સ્વરૂપનું જ્ઞાન (વિવેકખ્યાતિરૂપ અપવર્ગ) એ જેની સ્થિતિમાં હેતુ છે એવો, અર્થાત્ શબ્દાદિના સાક્ષાત્કારરૂપ ભોગ અને વિવેકના સાક્ષાત્કારરૂપ અપવર્ગની સિદ્ધિવાસ્તે જે બની રહેલો છે તે સબંધ તે સયોગ આ સૂત્રમા આ પદથી સયોગનુ સ્વરૂપ સ્પષ્ટ કરવા એ સયોગનુ ફલ બતાવ્યુ છે.

આ સૂત્રથી એ કહ્યું કે દૃક્ તથા દૃશ્યનો સયોગમાત્ર હેયનું કારણ નથી. કેમકે એતો કહી ગયા છીએ કે સપૂર્ણ દૃશ્ય કઇ પુરૂષ સાથે સ્વતઃ સંયુક્ત નથી પણ માત્ર બુદ્ધિસત્ત્વદ્વારા જ સયુક્ત છે તેથી સયોગનો અર્થ સયોગરૂપ સામાન્ય ગુણ લઇએ ત્યારે એ બુદ્ધિસત્ત્વ કારણરૂપે (પ્રકૃતિરૂપે) નિત્ય છે તેથી મોક્ષ અવસ્થામા પણ વિદ્યમાન તો હોય જ છે. એ સમયે એ રૂક્ષ થઇ ગયેલુ હોય છે એ જૂદી વાત છે તથાપિ છે એ નિસશય છે તેથી એ દશામાં પણ વિભુ પુરુષનો સયોગ હોય છે. પણ એ સયોગ કઇ અનાગત દુઃખરૂપ હેયનું કારણ નથી જે સયોગથી દૃષ્ટાને ભોગ તથા અપવર્ગરૂપ દર્શન થાય છે તે સંયોગ અનાગત દુખનુ કારણ હોવાથી હેયનો હેતુ છે તેથી બુદ્ધિમત્ત્વ તથા પુરુષનો સયોગમાત્ર હેયહેતુ નથી પણ જે સયોગ ભોગ તથા અપવર્ગને આપનાર છે અર્થાત્ જેનુ ફલ દૃશ્યના સ્વરૂપની તથા દૃષ્ટાના સ્વરૂપની ઉપલબ્ધિ છે તે જ માત્ર હેયહેતુ છે. સયોગનો અર્થ ભોક્તૃભોગ્યયોગ્યતા લઇએ તો ત્યાંપણ એ સયોગમાત્ર હેયહેતુ નથી. કેમકે યદ્યપિ એક પુરૂષ મુક્ત થયો તોપણ તે ચૈતન્યરૂપ હોવાથી તેની ભોક્તૃયોગ્યતા તો છે જ અને જે પ્રથમનુ બુદ્ધિસત્ત્વ હતું તે યદ્યપિ રૂક્ષ થઈ ગયેલું છે તથાપિ અન્ય અસખ્ય બુદ્ધિસત્ત્વો સસારમાં છે તેથી સર્વ જડ હોવાથી તથા રૂક્ષ નહિ થયેલાં હોવાથી ભોગ્યતાની યોગ્યતાવાળાં છે, તેથી એ યોગ્યતારૂપ સયોગ તો મોક્ષપક્ષને પણ હોય છે પણ એ કઇ ઉત્તર કાળે દુખ આપનાર નથી અર્થાત્ હેયહેતુ નથી. પણ જે એક બુદ્ધિસત્ત્વ જે

હેતુનો નિર્ણય થવાનો નહિ. એ પ્રતિપાદન કરવા ઉત્તર સૂત્રનો આરંભ છે. ત્યાં ( ૧ ) દર્શનનો અભાવ, ( ૨ ) દર્શન જેનો નાશ કરનાર છે તે તથા ( ૩ ) દર્શનથી અન્ય—આ ત્રણ અર્થ અદર્શનના નિકળે છે. આ ત્રણ અર્થ લઇને અદર્શન શબ્દના મુખ્યાર્થમાં તથા અદર્શન બંધનનો હેતુ છે—સંયોગનો હેતુ છે તેથી 'બંધનનો હેતુ' એ લક્ષ્યાર્થમાં આઠ વિકલ્પનું ગ્રહણ થાયછે. તે આ પ્રમાણે—

( ૧ ) ચિત્ત જે દ્રષ્ટારૂપ સ્વામીનું સ્વ કહેવાય છે તથા જે પોતામાં આરૂઢ થતા વિષયોનું દ્રષ્ટાને દર્શન કરાવે છે તેમાં ભોગ અને અપવર્ગની સ્થિતિ છતાં જે વૃત્તિનો અભાવ થવો તે અદર્શન અદર્શનનો અર્થ દર્શનનો અભાવ લેવાથી આ વિકલ્પ આવેછે. આ પ્રકારનું અદર્શન બંધનનો હેતુ છે કેમકે જ્યાંસુધી પુરુષાર્થની અસમાપ્તિ છે ત્યાંસુધી ચિત્ત સાધિકાર રહેલું હોવાથી સંયોગને પામે છે.

( ૨ ) ચાર પ્રકારની અવિદ્યા જે પોતાના આશ્રયરૂપ ચિત્તસહિત પ્રલયકાળે પ્રકૃતિમાં લીન થાયછે અને સર્ગકાળે સ્વવાસના દ્વારા ચિત્તને પુનઃ ઉત્પન્ન કરી તે તે પુરુષમાંથે વિશેષરૂપે સંયુક્ત કરે છે તે અદર્શન છે. દર્શનથી નાશ પામનાર એ અર્થ અદર્શનનો લેવાથી આ કોટિ આવેછે. આ પ્રકારનું અદર્શન સંયોગનો હેતુ છે એ પૂર્વે પ્રતિપાદન કરી ગયા છીએ.

હવે પછીના ૬ વિકલ્પો વા કોટિ 'તત્ત્વજ્ઞાનરૂપ દર્શનથી ભિન્ન હોઇને સંયોગના હેતુભૂત જે પદાર્થ તે અદર્શન' એ અર્થ લેવાથી થાયછે.

( ૩ ) સત્ત્વાદિ ગુણોનું પોતપોતાનાં કાર્યોને પ્રકટાવવાનું સામર્થ્ય તે અદર્શન જ્યાં સુધી એ સામર્થ્ય હોય ત્યાંસુધી જ સત્ત્વાદિ ગુણો પરિણામ પામી શકે અને ત્યારે જ બુદ્ધિપુરુષનો સંયોગ થઇ શકે. તેથી આ સામર્થ્ય તત્ત્વજ્ઞાનથી ભિન્ન પદાર્થ છે તથા બંધનના હેતુરૂપ છે અને તેથી અદર્શન કહેવાય.

( ૪ ) ભોગાપવર્ગરૂપ પુરુષાર્થની ચિત્તમાં સ્થિતિ હોવી તે.

પ્રથમ કોટિ વા વિકલ્પમાં બે ભાગ છે—( ૧ ) ચિત્તમાં ભોગ અને અપવર્ગની સંસ્કારરૂપે સ્થિતિ હોવી તે તથા ( ૨ ) ચિત્તવૃત્તિનું અદર્શન થવું તે. આ બે અંશમાંનો બીજો અંશ બંધનના હેતુરૂપે વ્યર્થ છે. છતાં અદર્શનનો 'દર્શનનો અભાવ' એ અર્થ લેવામાટે વધારેલો છે, આ ચતુર્થ કોટિમાં એ અંશ છોડી દીધો છે એજ આ કોટિનો પ્રથમની કોટિથી ભેદ છે.

( ૫ ) પ્રધાનમાં બે પ્રકારના સંસ્કારો હોયછે ( ૧ ) સ્થિતિ-

ના હેતુરૂપ અને ( ૨ ) ગતિના હેતુરૂપ. સ્થિતિના હેતુરૂપ સંસ્કારો-
થી પ્રધાનની સ્થિતિ થાયછે અર્થાત્ સત્ત્વાદિ ગુણોની સામ્યાવસ્થા
થાયછે અને ગતિના હેતુરૂપ સંસ્કારોથી પ્રધાન વિકારને પામેછે અર્થા-
ત્ મહત્તત્ત્વવિગેરે કાર્યરૂપે પરિણામ પામેછે. આ બે પ્રકારના સં-
સ્કારો પ્રધાનમાંજ છે એમ નથી પણ અંત્યાવયવી સિવાયનાં સર્વ દ્રવ્યો-
માં હોયછે, જેમકે મૃત્તિકામાં. મૃત્તિકામાં સ્થિતિસંસ્કારો હોય છે, તેથી
મૃત્તિકાની મૃત્તિકારૂપે સ્થિતિ થાયછે અને ગતિ સંસ્કારો હોયછે તેથી
ઘટાદિઆકારરૂપે પરિણામ થાયછે. ઘટ અંત્યાવયવી છે તેથી એમાં મા-
ત્ર સ્થિતિ સંસ્કારો જ હોયછે. જો ઘટથી પણ કોઈ અન્ય પરિણા-
મરૂપ કાર્ય થતું હોય તો એનામાં પણ ગતિસંસ્કાર મનાય પણ ત્યારે
એ અંત્યાવયવી નહિ કહેવાય. કેમકે અંત્યાવયવી એટલે જેનો કો-
ઈ અન્યરૂપે પરિણામ થતો નથી એવું વિકારરૂપ દ્રવ્ય. આ રીતના બે
પ્રકારના સંસ્કારો પ્રધાનમાં પણ છે કેમકે જો માત્ર સ્થિતિસંસ્કારો
હોય તો જેમ ઘટાદિની ઘટાદિરૂપે જ સ્થિતિ થાયછે અને અન્યરૂપે
પરિણામ થતો નથી તેમ પ્રધાનનો પણ મહદાદિરૂપે પરિણામ
થાય નહિ. અર્થાત્ સર્ગ કદાપિ થાય નહિ. તેમ જ જો માત્ર ગતિ
સંસ્કાર હોય તો પ્રધાન સદા ગતિવાળી થવાની, જેથી જેમ પ્રધાન
ની પ્રધાનરૂપે સ્થિતિ છે તેમ મહદાદિ પદાર્થોની પણ અમુક સ્થિતિ

દ્રૂત યાગ:॥ પુરુષના દર્શનાર્થે તથા પ્રધાનના કૈવલ્યાર્થે, જેમ પાંગળાનો તથા આંધળાનો પરસ્પરના ઉપકાર્ય હોવાથી સબંધ થાય છે, અર્થાત્ એ સંબંધથી વ્યવહાર થાય છે, તેમ પ્રકૃતિપુરુષનો સંયોગ થાય છે તથા એ સંયોગથી સંસાર બને છે. તેથી પ્રકૃતિનિષ્ઠ દર્શનશક્તિ તત્ત્વજ્ઞાનરૂપ દર્શનથી ભિન્ન છે તથા સંયોગનો હેતુ છે

(૭) યદ્યપિ દ્રષ્ટા સર્વ અર્થને જાણવા સમર્થ છે તથાપિ પ્રધાનની પ્રવૃત્તિપૂર્વે તે જાણતો નથી તેથી દ્રષ્ટાનિષ્ઠ અર્થાત્ પુરુષનિષ્ઠ લોકમા મનાતું અદર્શન, તેમ જ પ્રકૃતિની પ્રવૃત્તિપૂર્વે આ દૃશ્ય દૃશ્ય થતુ નથી તેથી દૃશ્યનિષ્ઠ અદર્શન એ આ સ્થળે અદર્શનનો અર્થ છે આ બને પ્રકારનુ અદર્શન તત્ત્વજ્ઞાનરૂપ દર્શનથી ભિન્ન છે તેમ જ સંયોગનો હેતુ છે કેમકે એ અદર્શનને લીધે વિવેકખ્યાતિ થતી નથી અને તેથી સંયોગ દૂર થતો નથી

(૮) વાસનારૂપ જ્ઞાન આ જ્ઞાન તત્ત્વજ્ઞાનથી ભિન્ન છે તેમ જ સંયોગનો હેતુ છે એ તો સ્પષ્ટ છે

આ પ્રમાણે આ અદર્શન જે સંયોગનો હેતુ છે તેના સબંધમા આઠ કોટિઓ શાસ્ત્રમા દેખાય છે એ આઠે વિકલ્પો કોઇ કોઈ પ્રકારે તો સંયોગના હેતુ છે જ તથાપિ દ્વિતીય વિકલ્પશિવાયના અન્ય સાત વિકલ્પો તો દૃશ્ય અને દ્રષ્ટાના સંયોગમાત્રના હેતુ છે પણ જે અમુક બુદ્ધિસત્ત્વ અમુક દ્રષ્ટાસાથે સંયુક્ત થાય છે અર્થાત્ જે અમુક બુદ્ધિસત્ત્વનો અમુક પુરુષસાથે સબંધ થાય છે તે સંયોગના હેતુરૂપ નથી એ તો પ્રતિપાદન કરી ગયા છીએ કે બુદ્ધિસત્ત્વનો સંયોગમાત્ર અનાગત દુ:ખનુ કારણ નથી અર્થાત્ હેયનો હેતુ નથી, પણ અમુક પ્રકારનો સંયોગ જ હેયહેતુ છે, અને એ સંયોગના કારણરૂપ જે અદર્શન હોય તેનુ જ અદર્શન શબ્દથી ગ્રહણ કરવુ યોગ્ય છે આ હેતુથી તથા ઉપરના કારણથી તેમ જ અદર્શન શબ્દમા જે નઞ્ પદ છે તેના સર્વ અર્થોમા तद्विरोधित्वम् તેનુ વિરોધિપણુ એ અર્થ જ મુખ્ય છે અને અન્ય અર્થ લક્ષ્યાર્થ છે જ્યા મુખ્યાર્થ યોગ્ય હોય ત્યા લક્ષ્યાર્થ લેવાતો નથી તેથી આ રીતે પણ બીજી કોટિ લક્ષ્યાર્થપ્રસક્ત હોવાથી યોગ્ય નથી. સાત કોટિઓ વ્યર્થ જ ઠરેછે અને માત્ર દ્વિતીય કોટિ જ યોગ્ય ઠરેછે આ રીતે એ સંયોગના હેતુરૂપે બીજી કોટિ યોગ્ય ઠરેછે તેથી, એ સંયોગનો સમૂળ નાશ કરવા એનુ કારણ જાણવુ આવશ્યક છે તેથી હવે એ સંયોગના કારણરૂપ અવિદ્યા છે એ શ્રીસૂત્રકાર પ્રતિપાદન કરે છે.

**तस्य हेतुरविद्या ॥२४॥**

સૂત્રાર્થ —એ સંયોગનું કારણ (પૂર્વે પ્રતિપાદન કરેલી) અવિદ્યા છે

યદ્યપિ અવિદ્યાના સ્વરૂપમા ચાર પ્રકારની અવિદ્યા કહી છે તથાપિ આ સ્થલે તો માત્ર અનાત્મમા આત્મબુદ્ધિરૂપ આવિદ્યાનુ જ ગ્રહણ કરવું યોગ્ય છે કેમકે ગાન એ અવિદ્યા જ બુદ્ધિસત્ત્વ તથા પુરુષ ભિન્ન ભિન્ન છે એ પ્રકારનુ દૃઢ અપરોક્ષ તત્ત્વજ્ઞાન જે વિવેકખ્યાતિ કહેવાય છે તેનાથી સાક્ષાત્ રીતે નાશ પામનાર છે, એટલુ જ નહિ પણ એ અવિદ્યા થવાથી જ અન્ય ત્રણ પ્રકારની અવિદ્યા ઉદ્ભવને પામી શકે છે તેથી અહિ અવિદ્યામા અનાત્મવસ્તુવિષે થતી આત્મબુદ્ધિનુ ગ્રહણ થાયછે એ અવિદ્યા બુદ્ધિપુરુષના સંયોગનુ કારણ છે એ તો પૂર્વે પ્રતિપાદન કરી ગયા છીએ યદ્યપિ એ અવિદ્યા બુદ્ધિસત્ત્વમા જ રહે છે તેથી સર્ગકાલે બુદ્ધિસત્ત્વ પ્રધાનમાથી આવિર્ભાવને પામે છે અર્થાત્ બુદ્ધિસત્ત્વ તથા પુરુષનો સંયોગ થાયછે ત્યાર પછી જ ઉદ્ભવને પામેછે અને તેથી એ સંયોગપૂર્વે ઉદ્ભૂત હોતી નથી તથાપિ સર્ગપૂર્વે એ અવિદ્યા વાસનારૂપે રહેલી હોય છે જ્યારે પ્રલય સમયે બુદ્ધિસત્ત્વ પ્રધાનમા લયભાવને પામે છે ત્યારે આ અવિદ્યાની વાસનાસહિત જ લયભાવને પામે છે તેથી જ્યારે સર્ગનો સમય આવેછે ત્યારે એ અવિદ્યાની વાસના જ પ્રકૃતિમાથી ચિત્તને ઉદ્ભવ પમાડે છે અને ત્યાર પછી જ એ ચિત્ત પુરુષસાથે સંયુક્ત થાયછે તેથી પૂર્વકલ્પની વા સર્ગની અવિદ્યાવાસના ઉત્તરસર્ગના થતા સંયોગના હેતુરૂપ છે એ સ્પષ્ટ છે એ અવિદ્યા પ્રકૃતિ વા સર્ગની માફક અનાદિ હોવાથી પ્રત્યેક સર્ગસમયે પૂર્વસર્ગની વાસનાદ્વારા સંયોગનો હેતુ થઇ શકેછે તેથી યથાર્થ સૂત્રાર્થ એ થયો કે હેયના કારણરૂપ સંયોગનો હેતુ અવિદ્યાવાસના છે એટલે અનાત્મમા આત્મખ્યાતિરૂપ વિપરીત જ્ઞાનની વાસના છે

આ પ્રમાણે આ સૂત્રોથી હેય જે અનાગત દુઃખ તેનુ, તથા તેનુ નિદાન ( મૂલ કારણ ) જે અવિદ્યાવાસના છે તેનુ પ્રતિપાદન કર્યુ એટલે હેય તથા હેયહેતુરૂપ બે વ્યૂહનુ પ્રતિપાદન થઈ ગયુ. હવે હાન તથા હાનોપાયરૂપ બે વ્યૂહનુ પ્રતિપાદન બાકી છે તેમાથી ક્રમપ્રાપ્ત હોવાથી હેયના નાશથી થતા હાનનુ અર્થાત્ આરોગ્યરૂપ કૈવલ્યનુ હવે સંક્ષેપત પ્રતિપાદન કરે છે

**तदभावात्संयोगाभावो हानं तद् दृशेः कैवल्यम् ॥२५॥**

સૂત્રાર્થ —એ અવિદ્યાનો અભાવ ( નાશ ) થવાથી બુદ્ધિપુરુષના

સંયોગની નિવૃત્તિદ્વારા દ્રષ્ટા તથા સમગ્ર દૃશ્યના સંયોગની જે નિવૃત્તિ થાય છે તે જ દુ:ખનું હાન ( આત્યંતિક નાશ ) છે અને એ જ દૃક્શક્તિ પુરુષનું કૈવલ્ય કહેવાય છે

तदभावात्=પૂર્વસૂત્રમાં કહેલી અવિદ્યાના અભાવથી

संयोगाभाव=બુદ્ધિપુરુષનો અને તેદ્વારા સમગ્ર દૃશ્ય તથા દ્રષ્ટાનો જે સંયોગ તેનો નાશ થાય છે.

हानम्=હેયરૂપ દુ:ખનો પુનરદૂભવરહિત નાશ.

दृशेः=દૃક્શક્તિ પુરુષનું.

कैवल्यम् = કેવલીભાવ વા મોક્ષ

આ સૂત્રથી એ કહ્યું કે અવિદ્યાની નિવૃત્તિ થવાથી બુદ્ધિ અને સંયોગની આત્યંતિકી નિવૃત્તિ થાય છે. કેમકે કારણનો નાશ થવાથી કાર્યનો નાશ થાય છે એ આપણે જોઇએ છીએ

આ રીતે બુદ્ધિ અને પુરુષના સંયોગની આત્યંતિકી નિવૃત્તિ થઇ એટલે દૃશ્ય અને દ્રષ્ટાના સંયોગની આત્યંતિકી નિવૃત્તિ થાય છે એનું નામ જ દુ:ખનું હાન છે વા દુ:ખનો આત્યંતિક ઉપરામ છે કેમકે એ સંયોગનો અભાવ થવાથી દૃશ્ય જે કેવલ દુ:ખરૂપ છે તેનું દર્શન કદાપિ થવાનું નહિ અર્થાત્ દુ:ખની પ્રતીતિનો અત્યંતાભાવ થવાનો આ પ્રકારે સંયોગનું હાન થયું એટલે બુદ્ધિમાં પુરુષનું પ્રતિબિંબ પડવાથી પુરુષ જે વાસ્તવે તો કેવલ હતો છતાં બુદ્ધિમિશ્રિત ભાસતો હતો તે મટી જઈ तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम्॥१॥ એ સૂત્રમાં કહ્યાપ્રમાણે પોતાના સ્વભાવસિદ્ધ સ્વરૂપે જ અર્થાત્ કેવલરૂપે જ સ્થિત થવાનો. એ સ્થિતિ જ શાસ્ત્રમાં પુરુષનું કૈવલ્ય કહેવાય છે આ કૈવલ્યનો ચતુર્થ પાદમાં વિસ્તાર કરવાનો છે તેથી આહિં સંક્ષેપથી પ્રતિપાદન કર્યું છે તે યોગ્ય છે.

આપ્રમાણે આ ચતુર્વ્યૂહ શાસ્ત્રના પ્રથમ ત્રણ વ્યૂહ કહ્યા હવે એ કૈવલ્યના ઉપાયરૂપ ચતુર્થ વ્યૂહનું પ્રતિપાદન કરવાનું બાકી છે તે કરવા ઉત્તરગ્રંથનો આરંભ છે એ પ્રતિપાદન આવતા સૂત્રથી માંડીને ચતુર્થ પાદના કેટલાક સૂત્રોસુધી ચાલે છે ત્યાં કૈવલ્ય એ સંયોગના હાનથી થાય છે તથા સંયોગનું હાન અવિદ્યાનો અભાવ થવાથી થાય છે એટલું તો આ સૂત્રમાં જ પ્રતિપાદન થયું છે હવે એ અવિદ્યાનો નાશ કેવી રીતે થાય તે ઉપાય બતાવવાનો છે તેમાં પણ અવિદ્યાનું જે વિરોધી હોય તેનાથી જ એનો નાશ થવો ઘટે છે અને મિથ્યાજ્ઞાનનું વિરોધી તત્ત્વજ્ઞાન છે એ આપણે અનુભવથી જાણીએ

छीએ તેથી સૂત્રકાર એ અવિદ્યાના નાશના ઉપાયરૂપે પ્રથમ તત્ત્વજ્ઞાનરૂપ વિવેકખ્યાતિનુ પ્રતિપાદન કરે છે

**विवेकख्यातिरविप्लवा हानोपायः ॥२६॥**

સૂત્રાર્થ —મિથ્યાજ્ઞાનથી રહિત જે વિવેકખ્યાતિ અર્થાત્ બુદ્ધિ તથા પુરૂષ ભિન્ન ભિન્ન છે એ સાક્ષાત્કાર તે હાનનો ઉપાય છે.

વિવેકખ્યાતિ બુદ્ધિ તથા પુરૂષ એ બન્ને ભિન્ન છે એ જ્ઞાન

અવિપ્લવા—વિપ્લવ–એટલે મિથ્યા જ્ઞાનરૂપ અવિદ્યા એનાથી રહિત તે અવિપ્લવ શ્રુતિ તથા અનુમાનથી બુદ્ધિપુરૂષ બન્ને જૂદાં છે એ જ્ઞાન થાય છે તથાપિ એ જ્ઞાન પરોક્ષ હોવાથી અપરોક્ષ ભ્રાન્તિની નિવૃત્તિ કરી શકતું નથી હાલ અસંખ્ય લોકો શ્રુતિ અને અનુમાનથી બુદ્ધિપુરુષના ભેદને જાણે છે તથાપિ એ સર્વમાં અવિદ્યા દૃઢ મૂળ ઘાલીને બેઠેલી છે અર્થાત્ લેશ પણ એ જ્ઞાનથી ખસેલી દેખાતી નથી. તેથી એ પ્રકારનુ ભેદજ્ઞાન દુ:ખહાન (એટલે દુ:ખનો આત્યંતિક ઉપશમ) કરવા સમર્થ નથી એ જ્ઞાનને વ્યાવૃત્ત કરવા સૂત્રકારે વિવેકજ્ઞાનનુ આ વિશેષણ મુકયું છે. એ વિશેષણનો ફલિતાર્થ એ છે કે એ વિવેકજ્ઞાન પરોક્ષ નહિ જોઇએ પણ સાક્ષાત્કારરૂપ દૃઢ અપરોક્ષ જોઇએ.

હાનોપાય—એટલે દુ:ખનો આત્યંતિક ઉપશમ કરવાનો ઉપાય છે.

આ સૂત્રથી એ કહ્યુ કે જ્યારે પુરૂષ તત્ત્વનો સાક્ષાત્કાર થાય છે ત્યારે મિથ્યા જ્ઞાનરૂપ અવિદ્યા જે અનાગતાવસ્થામાં ચિત્તમાં વિદ્યમાન હોય છે તે દગ્ધબીજભાવને પામી જાય છે અને ત્યારે સંપૂર્ણ ક્લેશરૂપ મળ જતી રહેવાથી અતિ નિર્મળ થયેલા–અર્થાત્ પ્રથમ પાદમાં કહેલા પરવશીકારને પામેલા–બુદ્ધિસત્ત્વમાં જે વિવેકખ્યાતિનો પ્રવાહ ચાલે છે તે જ વિવેકખ્યાતિ અવિપ્લવા કહેવાય છે અને તે જ અપરોક્ષ ભ્રાન્તિરૂપ અવિદ્યાની વિરોધી હોવાથી અવિદ્યાના નાશદ્વારા હાનનો ઉપાય છે.

આપ્રમાણે આ સૂત્રથી હાનના ઉપાયનું પ્રતિપાદન કર્યું. હવે એ વિવેકખ્યાતિ ક્યારે સિદ્ધ થઇ સમજવી એ કહેવુ જરૂરનુ છે કેમકે કાર્ય ઉપજ્યો જ કારણનો દૃઢ નિશ્ચય થાય છે. આ રીતે પ્રસંગ થવાથી સૂત્રકાર એ વિવેકખ્યાતિની નિષ્પત્તિ સૂચવનાર એના કાર્યનું પ્રતિપાદન કરે છે.

**तस्य सप्तधा प्रान्तभूमि[1] प्रज्ञा ॥ २७ ॥**

---

[1] કોઇક આવૃત્તિમા પ્રાન્તભૂમી એ પાઠ છે તથાપિ બહુ સંમત પાઠ સ્વીકાર્યો છે.

સૂત્રાર્થ—એ વિવેકખ્યાતિરૂપ હાનોપાયની અથવા એ વિવેકખ્યાતિવાળા યોગીની પ્રાન્તભૂમિરૂપ પ્રજ્ઞા સાત પ્રકારની થાય છે

तस्य -તેની અને तत् પદથી ટીકાકારો બે પદાર્થનો પરામર્શ કરે છે તે આ રીતેઃ (૧) વાચસ્પતિમિશ્ર જે પુરુષને એ વિવેકખ્યાતિરૂપ હાનોપાય સિદ્ધ થયો છે તે પુરુષનો પરામર્શ કરે છે અને (૨) વાર્તિકકાર પૂર્વ સૂત્રમા પુરુષ પ્રકૃત નથી પણ હાનોપાય પ્રકૃત છે તેથી હાનોપાયનો પરામર્શ કરે છે.

प्रान्तभूमि—એટલે प्रकृष्ट अन्त अवसान यासा ता प्रान्ता चरमा इति यावत्, प्रान्ता भूमय यस्या सा प्रान्तभूमि ॥ જેનો અંત પ્રકૃષ્ટ છે તે પ્રાન્ત છે અર્થાત્ ચરમ છે આથી નિરતિશય ઉત્કર્ષવાળી અથવા જેથી કશુ આગળ નથી એવી અવસ્થા તે પ્રાન્ત છે એવી પ્રાન્ત અવસ્થા જેની છે તે પ્રજ્ઞા પ્રાન્તભૂમિ કહેવાય છે

આ સૂત્રથી એ કહ્યુ કે મિથ્યાજ્ઞાનરૂપ અવિદ્યા તથા તેના કાર્યરૂપ પાપાદિ મલ એ સર્વે જેના ચિત્તમાથી જતા રહ્યા છે, જેના ચિત્તમા વિવેકસાક્ષાત્કારનો ઉદય થયો છે તથા જેના ચિત્તમા વિવેકખ્યાતિથી અન્ય વૃત્તિઓ શાન્ત થઇ ગઈ છે તે પુરુષની જ્યારે વ્યુત્થાનદશા થાય છે ત્યારે તે જીવન્મુક્ત જ્ઞાની પુરુષને આ સાત પ્રકારની નિરતિશય શ્રેષ્ઠતાવાળી પ્રજ્ઞા હોય છે અર્થાત્ એ પ્રજ્ઞા તે જ્ઞાનીનુ લિંગ વા ચિહ્ન થાય છે એ પ્રજ્ઞા તો એક જ હોય છે છતા તેના પ્રકાર સાત છે તે આ પ્રમાણે—

(૧) પ્રધાન પર્યન્તના સર્વ પદાર્થો જે દુ ખરૂપ હોવાથી વિવેકીને હેય છે તે સર્વના યથાર્થ સ્વરૂપને મે રૂડે પ્રકારે જાણ્યુ છે, હવે મારૂ કશુ જાણવા જેવુ નથી અર્થાત્ કશુ જ્ઞેય બાકી રહ્યુ નથી

આ પ્રથમ પ્રકારમા હેયકોટિમા જાણ્યા વિનાનુ કશુ અવશિષ્ટ રહેલુ નહિ હોવાથી એ પ્રજ્ઞા હેયવિષયક જ્ઞાનનો પરમોત્કર્ષ છે અને તેથી પ્રાન્ત છે આજ પ્રમાણે નીચેના છ પ્રકારમા સમજી લેવુ

(૨) હાનરૂપ જે કૈવલ્ય તેના ઉપાયરૂપ વિવેકખ્યાતિ મે રૂડે પ્રકારે સિદ્ધ કરી છે, હવે મારે સિદ્ધ કરવા યોગ્ય કશુ રહ્યુ નથી

(૩) અવિદ્યા, કામ, કર્મ વિગેરે જે હેયના હેતુભૂત છે તે સર્વનો મે વિવેકસાક્ષાત્કારથી ક્ષય કર્યો છે, હવે મારે ક્ષય કરવા યોગ્ય કશુ અવશિષ્ટ નથી.

છે. તેમાં સૂત્રકારે યોગાંગ શબ્દ વાપર્યો છે. તેથી એ સૂચવ્યું કે જે યોગનાં સાધનો છે તેજ તત્ત્વજ્ઞાનનાં પણ સાધનો છે ( એ સાધનો અસંપ્રજ્ઞાતયોગનાં બહિરંગ સાધનો છે એ વિગેરે વિશેષતા આગળ તૃતીય પાદમાં કહેવાશે. હાલતો માત્ર આ પદથી એ જ સૂચવ્યું છે કે એ તત્ત્વજ્ઞાનનાં સાધનો છે એટલે બંનેમાટે સાધન એક છે).

અશુદ્ધિક્ષયે—અશુદ્ધિનો ક્ષય થવાથી. અશુદ્ધિ એટલે અવિદ્યા તથા પાપ, કેમકે એ બંનેનો ક્ષય થાય છે ત્યારે જ તત્ત્વજ્ઞાન થાયછે. યોગવાર્તિકમાં આપેલા ज्ञानमुत्पद्यते पुंसः क्षयात्पापस्य कर्मणः । यथाऽऽदर्शतले प्रख्ये पश्यन्त्यात्मानमात्मनि ॥ એ સ્મૃતિ વચનથી પણ એ જ અર્થ કહેલો છે કે પાપ કર્મના અર્થાત્ નિષિદ્ધાચરણથી બંધાયેલા પાપરૂપ અપૂર્વના ક્ષયથી જ માણસને તત્ત્વજ્ઞાન થાય છે. જેમ અવિદ્યા જ્ઞાનની પ્રતિબંધક છે તેમ પાપ પણ છે. તેથી અશુદ્ધિથી એ બંનેનું ગ્રહણ કરવું યોગ્ય છે. 'એ પ્રકારની અશુદ્ધિનો ક્ષય થવાથી' એ અશુદ્ધિક્ષયે એ પદનો અર્થ છે. ત્યાં ક્ષયનો અર્થ નાશ નથી પણ તનુતા છે. કેમકે યોગાંગના અનુષ્ઠાનથી ક્લેશનો ઉચ્છેદ થતો નથી. ક્લેશનો દગ્ધબીજભાવરૂપ નાશ વિવેકખ્યાતિના ઉદયથી થાય છે અને સંપૂર્ણ અંશે ઉચ્છેદતો ચિત્તરૂપ આશ્રયના નાશથી જ થાયછે. શ્રીપતંજલિ ભગવાને પણ આ પાદના આરંભમાં જ क्लेशतनूकरणार्थश्च એ પદથી ક્લેશની તનુતામાત્ર યોગાંગથી થાય છે એ જ કહ્યું છે. તેથી અશુદ્ધિક્ષયે નો એ અર્થ થયો કે પંચપર્વા અવિદ્યા તથા તેના કાર્યરૂપ પાપની તનુતા થયે.

ज्ञानदीप्तिराविवे०=વિવેકખ્યાતિપર્યંત જ્ઞાનદીપ્તિ થાય છે. જે સામાન્ય જ્ઞાન શ્રવણમનનથી થાય છે, તે જ્ઞાનની વ્યાપ્તિ કરવા દીપ્તિ પદ છે જ્ઞાનદીપ્તિ એટલે સૂક્ષ્મ વસ્તુના અદૃષ્ટ અને અશ્રુત વિશેષોનું પણ ગ્રહણ થવું તે.

આ સૂત્રથી એ કહ્યું કે યોગાંગના અનુષ્ઠાનથી અવિદ્યા અને પાપરૂપ અશુદ્ધિનો ક્ષય થાય છે અને તે ક્ષય થવાથી વિવેકખ્યાતિ પર્યંત જ્ઞાનનો ઉદય થાય છે. જેમ જેમ યોગાંગનું અનુષ્ઠાન કરવામાં આવે છે તેમતેમ અશુદ્ધિની તનુતા થતી જાય છે અને જેમ જેમ તનુતા થતી જાય છે તેમ તેમ અંતઃકરણનું સૂક્ષ્મ પદાર્થના અશેષ વિશેષોને ગ્રહણ કરવાનું સામર્થ્ય અભિવ્યક્ત થતું જાય છે. તેથી યોગાંગનું અનુષ્ઠાન એ અશુદ્ધિના ક્ષયપ્રતિ તથા વિવેકખ્યાતિ પર્યંતના જ્ઞાનપ્રતિ કારણ છે. એ બંનેપ્રતિ કેવા પ્રકારનું કારણ યો-

ગાંગનું અનુષ્ઠાન છે એ વિચારવાનું છે. ત્યાં કારણ નવ પ્રકારનાં છે. એ પ્રકારો પાતંજલ ભાષ્યમાં આ પ્રમાણે શ્લોકથી કહ્યાં છે કે उत्पत्तिस्थित्यभिव्यक्तिविकारप्रत्ययाप्तयः । वियोगान्यत्वधृतयः कारणं नवधा स्मृतम् । કારણ નવ પ્રકારનું છેઃ (૧) ઉત્પત્તિકારણ, (૨) સ્થિતિકારણ, (૩) અભિવ્યક્તિકારણ, (૪) વિકારકારણ, (૫) પ્રત્યયકારણ, (૬) આપ્તિ અથવા પ્રાપ્તિકારણ, (૭) વિયોગકારણ, (૮) અન્યત્વકારણ અને (૯) ધૃતિ અથવા ધારણ કારણ. એનું સંક્ષિપ્ત પ્રતિપાદન આ પ્રમાણે છે.

(૧) ઉત્પત્તિકારણ એટલે ઉપાદાનકારણ. જેમ જ્ઞાનરૂપ વૃત્તિનું મન ઉત્પત્તિકારણ છે. આ કારણ અને આપ્તિકારણમાં એ ભેદ છે કે આપ્તિકારણ ઉત્પત્તિનો સાક્ષાત્ હેતુ નથી પણ માત્ર પ્રતિબંધકની નિવૃત્તિ દ્વારા હેતુ છે.

(૨) સ્થિતિકારણ એટલે સ્થિતિમાં જે હેતુ હોય તે જેમ બુદ્ધિસત્ત્વની સ્થિતિમાં ભોગ અને અપવર્ગરૂપ પુરુષાર્થની અસમાપ્તિ અર્થાત્ ભવિષ્યદ્ અવસ્થા એ હેતુ છે, તેથી એ બુદ્ધિપ્રતિ સ્થિતિકારણ છે.

(૩) અભિવ્યક્તિનો હેતુ તે અભિવ્યક્તિકારણ છે જેમ પ્રકાશથી રૂપની અભિવ્યક્તિ થાય છે તેથી એ પ્રકાશ રૂપની અભિવ્યક્તિનો હેતુ હોવાથી અભિવ્યક્તિકારણ છે.

(૪) વિકારકારણ એટલે વિકારનું કારણ જેમ કટકરૂપે સ્થિત થયેલા સુવર્ણને એ રૂપનો ત્યાગ કરાવી અન્યરૂપે વિકૃત કરનાર જે સુવર્ણકાર, તે સુવર્ણનું વિકારકારણ છે. તેમજ એકાગ્ર થયેલા મનને વિષયાકારરૂપે વિકાર પમાડનાર જે સ્ત્રીઆદિ વિષયો તે મનનાં વિકારકારણ છે.

(૫) પ્રત્યયકારણ એટલે જ્ઞાનનું કારણ અર્થાત્ જ્ઞાપકહેતુ. જેમ પર્વતમાં રહેલા ધૂમનું દર્શન એ ત્યાં રહેલા અગ્નિના જ્ઞાનનું કારણછે તેથી ધૂમજ્ઞાન એ અગ્નિપ્રતિ પ્રત્યયકારણ છે.

(૬) પ્રાપ્તિકારણ એટલે પ્રાપ્તિનું કારણ. પ્રાપ્તિ એટલે ઉત્પત્તિમાં આવતા પ્રતિબંધકની નિવૃત્તિ. એ નિવૃત્તિદ્વારા ઉત્પત્તિ કરનાર જે કારણ તે પ્રાપ્તિકારણ છે. જેમકે ધર્મ એ સુખની પ્રાપ્તિનું કારણ છે.

(૭) વિયોગકારણ એટલે વિયોગનો હેતુ. જેમ પરશુથી વૃક્ષનું છેદન કરાય છે ત્યારે તે વૃક્ષ મૂળથી છુટું પડે છે–વિયુક્ત થાય છે–તેથી પરશુ એ છેદ્ય વસ્તુનું વિયોગકારણ છે.

વિદેહમુક્તિની ચરમ અવસ્થા છે. એ ચરમ અવસ્થા સિદ્ધ થયાથી બુદ્ધિવિગેરેના સંબંધથી રહિત થયેલો પુરૂષ નિર્વિષયક ચિન્માત્ર જ્યોતિરૂપ, બુદ્ધિવિગેરે ઉપાધિના મલ દૂર થવાથી અમલ, નિત્યમુક્તરૂપે પ્રકાશ થતો સિદ્ધ હોય છે.

આ સાત પ્રકારની પ્રજ્ઞાનો જેને અનુભવ થાય તે પુરૂષે વિવેકખ્યાતિ સિદ્ધ થઇ છે એમ જાણવું. એ પ્રજ્ઞાનો અનુભવ કરનાર પુરૂષ કુશલ કહેવાય છે. તેમ જ જ્યારે પ્રતિપ્રસવથી ચિત્તનો નાશ થાય છે ત્યારે પણ પુરૂષ કુશલ કહેવાય છે. ત્યાં જીવન્મુક્તદશામાં અર્થાત્ આ સાતધા પ્રજ્ઞાનો અનુભવ થાય છે તે દશામાં પુરૂષ બુદ્ધિવૃત્તિનો સાક્ષીમાત્ર થઇ રહે છે પણ તેને વિષે અભિમાનથી રહિત હોય છે તેથી કુશલ કહેવાય છે અને વિદેહકૈવલ્યમાં તે બુદ્ધિનો અભાવ હોવાથી વૃત્તિનો જ અભાવ હોય છે તેથી પુરૂષ કુશલ કહેવાય છે

આ પ્રમાણે આ બે સૂત્રોથી વિવેકખ્યાતિ હાનનો ઉપાય છે એ તથા એ વિવેકખ્યાતિની સિદ્ધિનું લક્ષણ એ બેનું પ્રતિપાદન કર્યું પણ એ વિવેકખ્યાતિ કયા સાધનથી થાય છે એ પ્રતિપાદન કરવું આવશ્યક છે કેમકે અવિપ્લવા વિવેકખ્યાતિનો ઇચ્છામાત્રથી ઉદય થતો નથી પણ યોગ્ય સાધનથી જ થાય છે ત્યાં યદ્યપિ આ પાદના આરંભમાં ક્રિયાયોગ ઉપાયરૂપે કહ્યો છે તથાપિ એ મધ્યમાધિકારીમાટે જ બસ છે, મંદાધિકારીમાટે નથી તેથી જેમ હેતુ સમનાગતમ્ એ આદિ સૂત્રોથી પૂર્વે મધ્યમાધિકારીમાટે પ્રતિપાદન કરેલી વાતને જ મંદાધિકારીમાટે વિસ્તારથી પ્રતિપાદન કરી છે તે જ પ્રમાણે વિવેકખ્યાતિના સાધનોનું પણ મંદાધિકારીમાટે વિસ્તારથી પ્રતિપાદન કરવું આવશ્યક છે તે કરવા બાકીનું આ આખું પાદ, તૃતીય પાદ તથા ચતુર્થ પાદનો કેટલોક ભાગ છે, અર્થાત્ ચતુર્થ પાદના કેટલાક સૂત્રોસુધી એ સાધનોનો જ વિસ્તાર કર્યો છે. તેમાં પ્રથમ તો એ વિવેકખ્યાતિના સાધનો આઠ યોગાંગ છે એ સામાન્યરૂપે પ્રતિપાદન કરેછે

**योगांगानुष्ठानादशुद्धिक्षये ज्ञानदीप्तिराविवेकख्यातेः ॥ २८ ॥**

સૂત્રાર્થ —યોગના અંગોનું અનુષ્ઠાનથી અવિદ્યા, પાપવિગેરે અશુદ્ધિરૂપ કલેશો અભિભવ થવાથી વિવેકખ્યાતિપર્યન્ત જ્ઞાનદીપ્તિ થાય છે

યોગાંગાનુ૦=આગળ કહેવામાં આવશે તે આઠ યોગાંગનું અનુષ્ઠાન કરવાથી યોગ શબ્દે કરીને મુખ્ય અસંપ્રજ્ઞાત યોગનું ગ્રહણ થાયછે એ યોગના અંગરૂપ આગળ કહેવામાં આવતાં આઠ સાધનોછે. આ સૂત્રથી વિવેકખ્યાતિરૂપ તત્ત્વજ્ઞાનના સાધનોનું પ્રતિપાદન કરવાનું

છે તેમા સૂત્રમારે યોગાગ શબ્દ વાપર્યો છે તેથી એ સૂચવ્યુ કે જે યોગના સાધનો છે તેજ તત્ત્વજ્ઞાનના પણ સાધનો છે ( એ સાધનો અસંપ્રજ્ઞાતયોગના બહિરંગ સાધનો છે એ વિગેરે વિશેષતા આગળ તૃતીય પાદમા ક્હેવાશે હાલનો માન આ પદથી એ જ સમજવુ છે કે એ તત્ત્વજ્ઞાનના સાધનો એટલે બંનેમાટે સાધન એક છે)

अशुद्धिक्षये–અશુદ્ધિનો ક્ષય થવાથી અશુદ્ધિ એટલે અવિદ્યા ત થા પાપ કેમકે એ બંનેનો ક્ષય થાય છે ત્યારે જ તત્ત્વજ્ઞાન થાયછે યોગવાર્તિકમા આપેલા ज्ञानमुत्पद्यते पुंसः क्षयात्पापस्य कर्मणः । यथाऽऽदर्श तल प्रख्ये पश्यत्यात्मानमात्मनि ॥ એ સ્મૃતિ વચનથી પણ એ જ અર્થ કહ્યો છે કે પાપ કર્મના અર્થાત્ નિષિદ્ધાચરણથી બધાયેલા પાપરૂપ અપૂર્વના ક્ષયથી જ માણુસને તત્ત્વજ્ઞાન થાય છે જેમ અવિદ્યા જ્ઞાન ની પ્રતિબધક છે તેમ પાપ પણ છે તેથી અશુદ્ધિથી એ બંનેનુ ગ્રહણ કરવુ યોગ્ય છે એ બંનેની અશુદ્ધિનો ક્ષય થવાથી એ અ શુદ્ધિક્ષય એ પદનો અર્થ છે ત્યા ક્ષયનો અર્થ નાશ નથી પણ ત નુતા છે કેમકે યોગાગના અનુષ્ઠાનથી ક્લેશનો ઉચ્છેદ થતો નથી ક્લે શનો દગ્ધબીજભાવરૂપ નાશ વિવેકખ્યાતિના ઉદયથી થાય છે અને સંપૂર્ણ અંશે ઉચ્છેદતો ચિત્તરૂપ આશ્રયના નાશથી જ થાયછે વ્યાસ તજલિ ભગવાને પણ આ પાદના આરંભમા જ क्लेशतनुकरणार्थश्च એ પદથી ક્લેશની તનુતામાત્ર યોગાગથી થાય છે એ જ કહ્યુ છે તેથી अशुद्धिक्षय નો એ અર્થ થયો કે પંચપર્વા અવિદ્યા તથા તેના કાર્યરૂ પ પાપની તનુતા થયે

ज्ञानदीप्तिराविवेक०–વિવેકખ્યાતિપર્યન્ત જ્ઞાનદીપ્તિ થાય છે જે સા માન્ય જ્ઞાન શ્રવણમનનાથી થાય છે તે જ્ઞાનની વ્યાવૃત્તિ કરવા દીપ્તિ પદ છે જ્ઞાનદીપ્તિ એટલે સૂક્ષ્મ વસ્તુના અદૃષ્ટ અને અશ્રુત વિશે ષોનુ પણ ગ્રહણ થવુ તે

આ સૂત્રથી એ કહ્યુ કે યોગાગના અનુષ્ઠાનથી અવિદ્યા અને પાપરૂપ અશુદ્ધિનો ક્ષય થાય છે અને તે ક્ષય થવાથી વિવેકખ્યાતિ પર્યન્ત જ્ઞાનનો ઉદય થાય છે જેમ જેમ યોગાગનુ અનુષ્ઠાન કરવા મા આવે છે તેમતેમ અશુદ્ધિની તનુતા થતી જાય છે અને જેમ જે મ તનુતા થતી જાય છે તેમ તેમ અંતઃકરણનુ સૂક્ષ્મ પદાર્થના અ શેષ વિશેષને ગ્રહણ કરવાનુ સામર્થ્ય અભિવ્યક્ત થતુ જાય છે તે થી યોગાગનુ અનુષ્ઠાન એ અશુદ્ધિના ક્ષયપ્રતિ તથા વિવેકખ્યાતિ પર્યન્તના જ્ઞાનપ્રતિ કારણ છે એ બંનેપ્રતિ કેવા પ્રકારનુ કારણ છે

ગાંગનું અનુષ્ઠાન છે એ વિચારવાનું છે. ત્યાં કારણ નવ પ્રકારનાં છે. એ પ્રકારો પાતંજલ ભાષ્યમાં આ પ્રમાણે શ્લોકથી કહ્યાં છે કે उत्पत्तिस्थित्यभिव्यक्तिविकारप्रत्ययाप्तयः । वियोगान्यत्वधृतयः कारणं नवधा स्मृतम् । કારણ નવ પ્રકારનું છેઃ ( ૧ ) ઉત્પત્તિકારણ, ( ૨ ) સ્થિતિકારણ, ( ૩ ) અભિવ્યક્તિકારણ, ( ૪ ) વિકારકારણ, ( ૫ ) પ્રત્યયકારણ, ( ૬ )આપ્તિ અથવા પ્રાપ્તિકારણ, ( ૭ ) વિયોગકારણ, ( ૮ ) અન્યત્વકારણ અને ( ૯ ) ધૃતિ અથવા ધારણ કારણ. એનુ સંક્ષિપ્ત પ્રતિપાદન આ પ્રમાણે છે.

( ૧ ) ઉત્પત્તિકારણ એટલે ઉપાદાનકારણ. જેમ જ્ઞાનરૂપ વૃત્તિનું મન ઉત્પત્તિકારણ છે. આ કારણ અને આપ્તિકારણમાં એ ભેદ છે કે આપ્તિકારણ ઉત્પત્તિનો સાક્ષાત્ હેતુ નથી પણ માત્ર પ્રતિબંધકની નિવૃત્તિ દ્વારા હેતુ છે.

( ૨ ) સ્થિતિકારણ એટલે સ્થિતિમાં જે હેતુ હોય તે જેમ બુદ્ધિસત્ત્વની સ્થિતિમાં ભોગ અને અપવર્ગરૂપ પુરુષાર્થની અસમાપ્તિ અર્થાત્ ભવિષ્યદ્ અવસ્થા એ હેતુ છે, તેથી એ બુદ્ધિપ્રતિ સ્થિતિકારણ છે.

( ૩ ) અભિવ્યક્તિનો હેતુ તે અભિવ્યક્તિકારણ છે જેમ પ્રકાશથી રૂપની અભિવ્યક્તિ થાય છે તેથી એ પ્રકાશ રૂપની અભિવ્યક્તિનો હેતુ હોવાથી અભિવ્યક્તિકારણ છે.

( ૪ ) વિકારકારણ એટલે વિકારનું કારણ જેમ કટકરૂપે સ્થિત થયેલા સુવર્ણને એ રૂપનો ત્યાગ કરાવી અન્યરૂપે વિકૃત કરનાર જે સુવર્ણકાર, તે સુવર્ણનું વિકારકારણ છે. તેમજ એકાગ્ર થયેલા મનને વિષયાકારરૂપે વિકાર પમાડનાર જે સ્ત્રીઆદિ વિષયો તે મનનાં વિકારકારણ છે.

( ૫ ) પ્રત્યયકારણ એટલે જ્ઞાનનું કારણ અર્થાત્ જ્ઞાપકહેતુ. જેમ પર્વતમાં રહેલા ધૂમનું દર્શન એ ત્યાં રહેલા અગ્નિના જ્ઞાનનું કારણછે તેથી ધૂમજ્ઞાન એ અગ્નિપ્રતિ પ્રત્યયકારણ છે.

( ૬ ) આપ્તિકારણ એટલે પ્રાપ્તિનું કારણ. પ્રાપ્તિ એટલે ઉત્પત્તિમાં આવતા પ્રતિબંધકની નિવૃત્તિ. એ નિવૃત્તિદ્વારા ઉત્પત્તિ કરનાર જે કારણ તે પ્રાપ્તિકારણ છે. જેમકે ધર્મ એ સુખની પ્રાપ્તિનું કારણ છે.

( ૭ ) વિયોગકારણ એટલે વિયોગનો હેતુ. જેમ પરશુથી વૃક્ષનુ છેદન કરાય છે ત્યારે તે વૃક્ષ મૂળથી છુટું પડે છે–વિયુક્ત થાય છે–તેથી પરશુ એ છેદ્ય વસ્તુનુ વિયોગકારણ છે.

( ૮ ) અન્યત્વકારણ એટલે એકરૂપવાળા પદાર્થને તે રૂપનો ત્યાગ કરાવી અન્યરૂપને પમાડનાર કારણ જેમ સુવર્ણકાર કટકનું કુંડળ કરે છે ત્યારે કટકાકૃતિનો સુવર્ણને ત્યાગ કરાવી કુંડલાકૃતિનું ગ્રહણ કરાવે છે, તેથી સુવર્ણકાર એ કટકપ્રતિ અન્યત્વકારણ છે એ જ સુવર્ણકાર સુવર્ણપ્રતિ વિકારકારણ છે કેમકે જ્યારે કટકનું કુંડળ થાય છે ત્યારે સુવર્ણ તો બન્નેમાં એકસરખી રીતે રહેલું હોય છે, સુવર્ણ અન્યત્વને પામતું નથી, પણ માત્ર વિકારને પામે છે

( ૯ ) ધૃતિકારણ એટલે આધારકારણ જેમ ઇન્દ્રિયોપ્રતિ શરીર ધૃતિકારણ છે કેમકે ઇન્દ્રિયો શરીરને આધારે રહે છે તેમ જ એ ઇન્દ્રિયો શરીરના યોગક્ષેમની સિદ્ધ કરી આપનાર હોવાથી શરીર પ્રતિ ધૃતિ કારણ છે એ જ પ્રમાણે આકાશનું આધારકારણ વાયુ છે, વાયુનું આધાર કારણ અથવા ધૃતિકારણ તેજ છે, તેજનું જલ અને જલનું પૃથિવી છે આકાશનું ઉત્પત્તિકારણ શબ્દતન્માત્રા છે, વાયુનું સ્પર્શતન્માત્રા છે વિગેરે પૂર્વે કહ્યું છે આ ધૃતિકારણ અને સ્થિતિ કારણમાં આ પ્રમાણે ભેદ છે કે જે સ્થિતિકારણ છે તેનો કાર્યમાં પ્રવેશ હોય છે અને જે ધૃતિકારણ છે તેનો કાર્યમાં પ્રવેશ હોતો નથી પુરુષાર્થ અને આહાર શરીરના સ્થિતિકારણ છે કેમકે એ શરીરસાથે અવિભક્ત થઈને શરીરની સ્થિતિ કરે છે અને ઇન્દ્રિયપ્રતિ શરીર ધૃતિકારણ છે કેમકે ઇન્દ્રિયમાં પ્રવેશ્યા વિના જ શરીર ઇન્દ્રિયનું ધારણ કરે છે.

આ પ્રમાણે નવ જાતના કારણો છે આ નવ કારણને જ પરસ્પરમાં અંતર્ભાવ કરી અન્ય સ્થળે ચાર પ્રકારના કારણો વર્ણ્યા છે (જેમ વેદાન્તશાસ્ત્રમાં ઉત્પત્તિકારણ, વિકારકારણ, પ્રાપ્તિકારણ, અને સંસ્કારકારણ એમ ચાર ભેદથી કારણોનું વર્ણન કર્યું છે)

આ નવ પ્રકારના કારણો કહ્યા તેમાં યોગાંગનું અનુષ્ઠાન એ અશુદ્ધિનું વિયોગકારણ છે અને વિવેકખ્યાતિનું પ્રાપ્તિકારણ વા પ્રાપ્તિકારણ છે યોગાંગનું અનુષ્ઠાન કરવાથી અન્તઃકરણમાં રહેલી અશુદ્ધિ અતીતાવસ્થાને પામી જાય છે અર્થાત્ એ અનુષ્ઠાન બુદ્ધિસત્ત્વને વર્તમાનાવસ્થાયુક્ત અશુદ્ધિથી વિયુક્ત કરે છે તેથી ઉત્પત્તિ પછીની સાથે વિયોગકારણ છે અને વિવેકખ્યાતિપ્રતિ પ્રાપ્તિકારણ છે, કેમકે બુદ્ધિસત્ત્વ જાતે પુરુષપર્યન્તના સર્વ પદાર્થનું ભાન કરવા સમર્થ છે, છતાં અધર્મ અને તમસ્ વિગેરે પ્રતિબંધકને લીધે ભાન કરી શકતું નથી એ પ્રતિબંધકને યોગાંગનું અનુષ્ઠાન દૂર કરે છે તેથી બુદ્ધિસત્ત્વ

સ્વભાવસિદ્ધ સામર્થ્ય અભિવ્યક્ત થાય છે તેથી વિવેકખ્યાતિની ઉત્પત્તિમા આવેલા પ્રતિબંધોની નિવૃત્તિ કરનાર યોગાંગનુ અનુષ્ઠાન હોવાથી વિવેકખ્યાતિપ્રતિ પ્રાપ્તિકારણ છે

આ પ્રમાણે બે પ્રકારની કારણતાવાળુ યોગાંગનુ અનુષ્ઠાન છે. તેથી હવે એ અનુષ્ઠાના વિષયભૂત યોગાંગનુ પ્રતિપાદન કરવુ આવશ્યક છે તે કરવા કહે છે કે—

**यमनियमासनप्राणायामप्रत्याहारधारणा-ध्यानसमाधयोऽष्टावङ्गानि ॥ २९ ॥**

સૂત્રાર્થ —યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ આઠ યોગના અંગ છે

આ સૂત્રથી જ્ઞાનના સાધનરૂપ યોગાંગ કયા કયા છે તે કથન કર્યુ છે આ આઠમા જ સર્વનો અંતર્ભાવ થાય છે ત્યા ઉત્તમાધિકારીમાટે અભ્યાસ, વૈરાગ્ય, શ્રદ્ધા, પ્રાણાયામાદિ જે ઉપાયો કહ્યા છે તેમાથી અભ્યાસનો ધારણાધ્યાનાદિમા અંતર્ભાવ થાય છે વૈરાગ્યનો સંતોષમા વિગેરે મધ્યમાધિકારીમાટે જે તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન એ ત્રણ વિશેષમા કહ્યા હતા તેનો નિયમમા અન્તર્ભાવ કર્યો છે તેથી આ અષ્ઠધા વિભાગ સર્વથા યોગ્ય છે

એ આઠનુ અનુષ્ઠાન અનુક્રમે જ કરવુ જોઈએ એવો નિયમ નથી આ વાત એ આઠના યથાર્થ સ્વરૂપ સમજવાથી એની મેળે જ સ્પષ્ટ થશે આમ છતાઆસનરૂપ અંગનુ પ્રાણાયામ અને ધારણાદિની પૂર્વે અનુષ્ઠાન આવશ્યક છે. પ્રત્યેક સાધકે કેવે પ્રકારે પ્રવૃત્ત થવુ એ શ્રીસદ્ગુરુદ્વારા જ જણાય એમ છે, તેથી તેનુ પ્રતિપાદન અશક્ય છે

આ પ્રમાણે આ આઠ યોગાંગનો નિર્દેશ કરી હવે અનુક્રમે સર્વના સ્વરૂપ પ્રતિપાદન કરે છે તેમા પ્રથમ અંગ યમ છે તેથી તેનુ સ્વરૂપ પ્રતિપાદન કરે છે

**तत्राहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः । ३० ।**

સૂત્રાર્થ —ત્યા અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાચ યમ કહેવાય છે

પૂર્વ સૂત્રમા યોગના આઠ અંગ કહ્યાં તેમાથી પ્રથમ અંગ જે યમ છે તે શબ્દે કરીને અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાચનુ ગ્રહણ થાય છે, એ વાત આ સૂત્રથી કહી છે. એ પાચેમા અહિંસા મુખ્ય છે, કેમકે અહિંસાના અવિરોધથી જ અન્ય ચારનુ અનુષ્ઠાન કરવાનુ છે અર્થાત્ અહિંસાની સિદ્ધિ માટે

જ અન્ય ચારનું પ્રતિપાદન છે અહિંસાનું પાલન કર્યાવિના અર્થાત અહિંસાથી વિરોધી રીતે, અન્ય ચારનું અનુષ્ઠાન કરવામાં આવે તો તે નિષ્ફલ છે આમ છે છતાં ઉત્તર ચાર યમ વ્યર્થ નથી. કેમકે ઉત્તર ચારનું અનુષ્ઠાન કર્યાવિના યથાર્થ અહિંસાની સિદ્ધિ થતી નથી. વૈદિકલોકો કહે છે કે स खलु अयं ब्राह्मणो यथा यथा व्रतानि बहूनि समादित्सति तथा तथा प्रमादकृतेभ्यो हिंसानिदानेभ्यो निवर्तमानस्तामेवावदातरूपामहिंसां करोति જેમ જેમ આ બ્રાહ્મણ માણસ નાનાવિધ વ્રતોનું ગ્રહણ કરે છે તેમ તેમ હિંસાનાં કારણોથી નિવૃત્ત થતો અહિંસાને નિર્મલ કરે છે. તેમ જ શ્રીમહાભારતમાં મોક્ષપર્વવિષે પણ કહ્યું છે કે—

यथा नागपदेऽन्यानि पदानि पदगामिनाम्
सर्वाण्येवापिधीयन्ते पदजातानि कौञ्जरे ।
एवं सर्वमहिंसायां धर्मार्थमपिधीयते ॥

જેમ હાથીના પગલામાં સર્વ પાદથી ચાલનાર પ્રાણીના પગલા અંતર્ભાવને પામે છે તે જ પ્રમાણે સત્ય, અસ્તેય, દાન, યજ્ઞાદિ સર્વ પણ અહિંસામાં જ અંતર્ભાવને પામે છે આથી એ સિદ્ધ થય છે કે અહિંસા મુખ્ય છે અને અન્ય ચાર અંગો એ શુદ્ધિ માટે આવશ્યક છે તેથી સાધક માટે પાંચે અંગો અવશ્યના છે આ પ્રમાણે અહિંસાને નિર્મલ કરનાર અન્ય ચાર સિવાયથી યથાર્થ અહિંસા દૂતર ચારનું મૂલ છે તેથી અહિંસાનું પ્રથમ ગ્રહણ કર્યું છે ત્યાં યોગનાં અંગભૂત અહિંસાનું સ્વરૂપ આ પ્રમાણે છે કે **આશ્રમવિહિત નિત્યકર્મના અવિરોધે કરીને સર્વ કાલે સર્વ અવસ્થામાં તથા સર્વ દેશમાં સર્વ પ્રાણીને મન, વાણી અને કાયાએ કરીને દુઃખની ઉત્પત્તિ ન કરવી તે.** યોગના સાધકે પણ નિત્યકર્મ અવશ્ય કરવાના છે અને ક્રિયામાત્રથી ક્ષુદ્ર જંતુનો નાશ થાય છે અથવા તેમને પીડા થાય છે તેથી એ પ્રકારની હિંસા તો અનિચ્છા છતા પણ થવાની જ, તો પણ એ નિરુપાયે થતી હિંસા હોવાથી એને અટકાવવા તે તે ક્રિયા ન કરવી એમ નહિ, કેમકે તે ક્રિયાઓ નિત્યકર્મરૂપ હોવાથી અવશ્ય કર્તવ્ય છે, પણ તે હિંસાની નિવૃત્તિ અર્થે પ્રાયશ્ચિત્ત કરવું એ વિશેષ અર્થનું પ્રતિપાદન કરવા ઉપર "આશ્રમવિહિત નિત્યકર્મના અવિરોધે કરીને" એ વિશેષણ મુક્યુ છે. શ્રીયાજ્ઞવલ્ક્ય મહિતામાં પણ અહિંસાનું સ્વરૂપ એમજ પ્રતિપાદન કર્યું છે કે—

कर्मणा मनसा वाचा सर्वभूतेषु सर्वदा ।
अक्लेशजननं प्रोक्तमहिंसात्वेन योगिभिः ॥

શરીરથી થતા કર્મે કરીને, મનવડે તથા વાણીવડે સર્વ પ્રાણીઓને નવમને ક્લેશની ઉત્પત્તિ ન કરવી તેનેજ યોગિયો । અહિંસા કહી વાડે

યમનું બીજું અંગ સત્ય છે તેનુ સ્વરૂપ અસત્યથી નિવૃત્તિ ખવી એ છે પોતાના જ્ઞાનની સામાને અજ્ઞાન સ્વો હોય ત્યારે જે પ્રમરે પોતે જે વસ્તુને જોઇ હોય અનુમાન કરી હોય અથવા સાંભળી હોય તે / પ્ર કે તે વસ્તુને કહેવી એ સત્ય છે તેમા પણ પોતે તે વસ્તુ જોઇને અનુમાન કરીને અથવા નાનગાને યથાર્થ રીતે જાણી છેએ નિશ્ચય પૂર્ણ વિચાર થી કહવો જોઇએ કે વસ્તુત જે વાત ખોટી હોય તથાપિ વ તા તેને સાચી માનતો હોય અને તેને સાચાર રે અન્યને પ્રતિપાદન કરે તો તેમા પોતાના અજ્ઞાનનિમિત્તક પાપ લાગે છે તેવી એ વાણી યથાર્થ રીતે અસત્યની નિવૃત્તિ રૂપ નથી તેમજ પોતે એક વાત એક રૂપે મનમા જાણતો હોય તથાપિ સામાને તેથી વિપરીત અર્થનો બોધ કરવા વાસ્તે જે વાણીનો પ્રયોગ કરવામા આવે તે વાણી યદ્યપિ શબ્દત અસત્ય ન હોય તથાપિ સત્યરૂપ નથી મક ઉદ્યમા । શબ્દો યદ્યપિ સત્યાર્થના બોધક છે તથાપિ સત્યથી વિપરીત અર્થ બોધન મા તેનો પ્રયોગ વક્તાએ કર્યો છે જેમક ત્યારે દ્રોણાચાર્યે પોતાના પુત્રના મગ યુધિષ્ઠિરે યુધિષ્ઠિરને પૂછ્યુ ત્યારે તમણે ઉત્તર આપ્યો કે અશ્વત્થામા મ ણુને વશ વર્તે છે એ વ ણી યદ્યપિ શબ્દત સાચી છે ક અશ્વત્થામા નામનો હાથી મરેલો હતો તથાપિ દ્રોણાચાર્યનો પ્રશ્ન પોતાના પુત્રવિષય હતો તેથી એ પ્રશ્નના ઉત્તરમા પ્રયોગ કરાત વચન દ્રોણાચાર્યે પોતાના પુત્રના વિષયના સબધમા લેશે એ જાણવા છતા અશ્વથામ મરણને વશ વર્તે છે એ વાક્યનો યુધિષ્ઠિરે પ્રયોગ કર્યો હતો તેથી એ વાક્ય પોતાના યથાર્થજ્ઞાનથી વિપરીત અર્થના જ્ઞાનને સામાના અત કરણમા ઉપન્ન કરવા પ્રયોજાયેલુ હોવાથી અસત્યની નિવૃત્તિરૂપ સત્ય નથી તેમ જ સામો માણસ જે શબ્દો સમજી ન શકે એના શબ્દો જાણીજોઇને વાપરી તે પોતાના જ્ઞાનને સદૃશ જ્ઞાન ઉપન્ન કરવા પ્રયો । કરેલુ વાક્ય નિષ્ફળ હોવાથી અસત્યની નિવૃત્તિ રૂપ સત્ય નથી તેમ જ જે વાક્યથી સાંભળનારાનુ અથવા લોકનુ વાસ્તવ હિત થતું ન હોય તે વાક્યનો પ્રયોગ પણ સત્યરૂપ નથી તેમ જ એ સર્વ વિ । ગવાળી વાણી હોય તથાપિ સામાને દુ ખની ઉત્પત્તિ દ્વા । બોધ કરે એવી રીતે પ્રયોજાયેલી હોય તો તે વાણી સત્યાભાસ

છે પણ સત્યરૂપ નથી, કેમકે અહિંસાથી વિરોધી છે આથી અસત્ય ની નિવૃત્તિરૂપ સત્યનું એ સ્વરૂપ થયું કે ( ૧ ) જે વસ્તુને જે રૂપે જોયેલી હોય, અનુમાન કરેલી હોય, અથવા સાંભળેલી હોય તેનો તે જ પ્રકારે સામાને બોધ કરનાર, ( ૨ ) જેનો વિષય ભ્રાન્તિ વા અજ્ઞાનમિશ્રિત નથી પણ વસ્તુત ખરો છે એવી, ( ૩ ) દંભવિગેરે વસ્તુનો વિપરીત બોધ કરવાની ઇચ્છાથી જે પ્રયુક્ત થઈ નથી એવી, ( ૪ ) જે અપ્રસિદ્ધ શબ્દોથી મિશ્રિત નથી, ( ૫ ) જે સાંભળનારનું અથવા બોલનારનું વાસ્તવ હિત કરનારી છે, અને ( ૬ ) જે સાંભળનારને દુઃખની ઉત્પત્તિ ન કરે એવી રીતે પ્રયોગ કરાયેલી છે તે વાણી સત્ય છે યોગના સાધકે તથા જ્ઞાનના સાધકે જ્યારે જ્યારે સામાને પોતાનું જ્ઞાન આપવા બોલવું હોય ત્યારે ત્યારે આ છ વિશેષણવાળી વાણીનો જ પ્રયોગ કરવો અને નહિ તો મૌન ધારણ કરવું પણ કદાપિ અસત્ય બોલવું નહીં મૌન ધારણ કરવું એ પણ અસત્યની નિવૃત્તિરૂપ જ છે તેથી એ પણ સત્યમાં જ ગણવાયોગ્ય છે *

અસ્તેય એટલે સ્તેયનો અભાવ વા નિવૃત્તિ અન્યના મમત્વની મર્યાદામાં રહેલા પદાર્થનું બલાત્કારથી અથવા છુપી રીતે અર્થાત્ તે માલિકની ઇચ્છા વા આજ્ઞાવિના જે ગ્રહણ કરી લેવું તે સ્તેય છે તેનાથી રહિત અસ્પૃહરૂપ રહેવું તે અસ્તેય છે યાજ્ઞવલ્ક્યસંહિતામાં પણ અસ્તેયનું સ્વરૂપ એ જ કહ્યું છે કે कर्मणा मनसा वाचा परद्रव्येषु निःस्पृहा । अस्तेयमिति सम्प्रोक्तमृषिभिस्तत्त्वदर्शिभिः ॥ કર્મે, મન તથા વાણીવડે અન્યના દ્રવ્યમાં અસ્પૃહ થઈ રહેવું તે જ તત્ત્વદર્શી ઋષિઓએ અસ્તેય ગણ્યું છે

બ્રહ્મચર્ય એટલે શાસ્ત્રમાં કહેલા આઠ અંગવાળા મૈથુનના ત્યાગરૂપ ઉપસ્થેન્દ્રિયનો સંયમ યાજ્ઞવલ્ક્યસંહિતામાં આ પ્રમાણે કહ્યું છે કે ब्रह्मचर्यं सदा रक्षेदष्टधा रक्षणं पृथक् । स्मरणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम् । संकल्पोऽध्यवसायश्च क्रियानिर्वृत्तिरेव च । एतन्मैथुनमष्टाङ्गं प्रवदन्ति मनीषिणः ॥ અર્થ આગળ કહેલા બ્રહ્મચર્યનું સદા આગ્રહથી પાલન કરવું સ્ત્રીવિષયનું અથવા તત્સંબંધી વાતોનું સ્મરણ, કથન, રહસ્યવાર્તા, રાગપૂર્વક અવલોકન, રહસ્યભાષણ, સંકલ્પ, અધ્યવસાય અને ક્રિયા-

* યદ્યપિ ઉપરના છ વિશેષણવાળી વાણી બોલવી અત્યંત કઠિન છે, અને મૌન રાખી વ્યવહાર ચલાવવો પણ અત્યંત કઠિન છે તથાપિ યોગના સાધકનો આશય યોગસિદ્ધિ છે, કંઈ વ્યવહાર નિભાવવો એ નથી તેથી તે સાધકે તો ઉપરના બેનો જ ક્રમો ક્રમે અભ્યાસ કરવો છે

ગની નિષ્પત્તિ એ આઠ અંગવાળુ મૈથુન વર્ણાય છે. એ આઠ અંગોથી રહિત થવું તે અષ્ટાંગ બ્રહ્મચર્ય કહેવાય છે.†

અપરિગ્રહ—વિષયોનાં અર્જન, રક્ષણ, ક્ષયાદિથી થતા દોષોના વિચારથી થતો, જે દેહયાત્રાના નિર્વાહથી અતિરિક્ત ભોગસાધનનો શાસ્ત્રવિધિપ્રમાણે પણ અનંગીકાર તે અપરિગ્રહ છે. અથવા ભોગસાધનમાત્રનો મમત્વબુદ્ધિથી સ્વીકાર ન કરવો તે અપરિગ્રહ છે.

આ અહિંસા, સત્ય વિગેરે પાંચને આ શાસ્ત્રમાં યમસંજ્ઞા આપી છે. એ પાંચને યમ કહેવાના કારણમાટે જીવન્મુક્તિવિવેકમાં આ પ્રમાણે કહ્યું છે કે हिंसादिभ्यो निषिद्धधर्मेभ्यो योगिनं यमयन्तीति यमाः। હિંસાવિગેરે નિષિદ્ધ આચરણોથી યોગીને અટકાવનાર-નિયમન કરનાર હોવાથી એ પાંચ યમ છે.

આ પ્રમાણે પાંચ પ્રકારના યમનું આ સૂત્રથી પ્રતિપાદન કર્યું અન્ય ઘણે સ્થળે યમનું દશ ભેદથી પ્રતિપાદન જોવામાં આવે છે. જેમકે યાજ્ઞવલ્ક્યસંહિતામાં ધૃતિ, ક્ષમા, દયા, આર્જવ, મિતાહાર અને શૌચ તથા આ સૂત્રમાં કહેલા પ્રથમ ચાર એમ દશ ભેદથી યમનું વર્ણન છે. તથાપિ આ સૂત્રમાં ન્યૂનતા નથી કેમકે શૌચ તો અહિં નિયમમાં ગણ્યું છે અને બાકીના ધૃતિ આદિ જે પાંચ તેનો આ સૂત્રમાં કહેલા પાંચમાં જ અંતર્ભાવ થઈ શકે છે, એ વાત એ દશ પ્રકારના યમના સ્વરૂપ શ્રીસિદ્ધાન્તસિન્ધુ વિગેરે ગ્રંથોમાંથી જાણવાથી સ્પષ્ટ થશે તેથી અત્ર અધિક લિખવાની આવશ્યકતા નથી

આ પ્રમાણે યમના ભેદનું વર્ણન કર્યું. હવે યોગના સાધકે એનું કેવે પ્રકારે અનુષ્ઠાન કરવું એ બતાવવા એ યમ મહાવ્રત કેમ કહેવાય તે કહે છે.

**जातिदेशकालसमयानवच्छिन्नाः सार्वभौमा महाव्रतम्॥३१॥**

સૂત્રાર્થ—જાતિ, દેશ, કાલ અને સમયથી પરિચ્છેદને ન પામતા એવા, સર્વ અવસ્થામાં કર્તવ્યરૂપે નિશ્ચિત થયેલા આ યમ મહાવ્રત કહેવાય છે.

जाति—જાતિ, દેશ, કાલ અને સમય એ ચારથી અનવચ્છિન્ન. જાતિ એટલે વર્ણ, અથવા તો વસ્તુને સજાત્ય રાખનાર તેમાં ર-

† આ વિષયના વિશેષ સ્પષ્ટીકરણમાટે જુઓ શ્રીસિદ્ધાન્તસિન્ધુ પૃષ્ઠ ૨૫૦. આ વિષયમાં આ સાંપ્રત કાલ જોતાં અધિક વિસ્તારની જરૂર છે તથાપિ આ સ્થાન તેને માટે ઉચિત નથી.

હેલા ગુણો, જેમકે બ્રાહ્મણત્વ અથવા ગોત્વ દેશ અને કાલ તો પ્રસિદ્ધ જ છે સમય એટલે અવસર અનવચ્છિન્ન એટલે નિયમિત નહિ થાય તે જેની ( જાતિ વિગેરેથી ) મર્યાદા ન થાય તે

सार्वभौमा—સર્વ ભૂમિ વા અવસ્થા વિષે નિશ્ચિત થયેલા અર્થાત્ સર્વ અવસ્થામા જેનુ અનુષ્ઠાન કરવાનુ છે એવા

આ સૂત્રથી એ કહ્યુ કે આ પાચ પ્રકારના યમ મહાવ્રત કહેવાય છે તેનુ કારણ એ કે એનુ સર્વ અવસ્થામા અનુષ્ઠાન કરવાનુ છે અર્થાત્ એ સાર્વભૌમ છે એ સાર્વભૌમ છે કેમકે એ જાતિ, દેશ, કાલ તથા સમયથી મર્યાદાને પામતા નથી— ( સંકુચિત થતા નથી ) અર્થાત્ અવચ્છિન્ન નથી એ ચાર પ્રકારના અવચ્છેદના સ્વરૂપ આ પ્રમાણે છે—સર્વ યમમા અહિંસા મુખ્ય છે તેથી અહિંસાને દૃષ્ટાન્તરૂપે લઈએ તો ગોત્વજાતિવાળા પદાર્થને અર્થાત્ ગાયને અથવા બ્રાહ્મણત્વજાતિવાળા પદાર્થને અર્થાત્ બ્રાહ્મણને ન મારવો એ પ્રકારે જો હોય તો એ અહિંસા જાતિથી અવચ્છિન્ન થઈ કહેવાય, તીર્થવિષે ન મારવો એ પ્રકારે હોય તો એ અહિંસા દેશથી અવચ્છિન્ન થઈ કહેવાય ચતુર્દશીને દિવસે ન મારવો એમ હોય તો એ અહિંસા કાલથી અવચ્છિન્ન થઈ કહેવાય, તથા દેવ, બ્રાહ્મણવિગેરેના પ્રયોજન સિવાયના અન્ય અર્થમાટે—અન્ય અવસરે ન મારવો એમ હોય તો એ અહિંસા સમયાવચ્છિન્ન થઈ કહેવાય આજ પ્રકારે સત્ય વગેરે અન્ય ચાર યમો માટેના અવચ્છેદ સમજી લેવા અહિંસાવિગેરે યમ આ સર્વ પ્રકારના અવચ્છેદ વા નિયમથી રહિત છે કેમકે યોગના સાધકે આમાથી કોઈ પણ અવચ્છેદસહિત અહિંસાદિનુ અનુષ્ઠાન કરવાનુ નથી, પણ કોઈ પણ પ્રાણીને, કોઈ પણ દેશમા, કોઈ પણ કાલે તથા કોઈ પણ અવસરે ન મારવો એ પ્રકારે અર્થાત્ સર્વ પ્રાણીને, સર્વ દેશમા, સર્વ કાલે તથા સર્વ અવસરે શરીરાદિથી દુઃખની ઉત્પત્તિ કરવાથી રહિત રહેવુ એ પ્રકારે અનવચ્છિન્નરૂપે અનુષ્ઠાન કરવાનું છે એ પ્રકારે અનુષ્ઠાન એનુ થાય ત્યારે જ એ યમ સાર્વભૌમ થયા કહેવાય છે તથા ત્યારે જ એ મહાવ્રત ગણાય છે તેથી યોગના સાધકે આ યમ મહાવ્રત થાય એ પ્રકારે એનુ પાલન કરવુ

આ પ્રસંગમા બે શંકા થાય છે, તે એ કે ( ૧ ) શૌચાદિરૂપ નિયમનુ અનુષ્ઠાન કરવામાં હિંસા અવશ્ય થવાની, તેથી જો સર્વથા અહિંસાનુ અનુષ્ઠાન કરવાનુ હોય તો શૌચાદિનો પરિત્યાગ કરવો જોઈએ, અને (૨) કુશ, સમિધ વિગેરે લાવવામાં તથા બ્રાહ્મણસનિ-

ધર્મના નિત્યકર્મનું અનુષ્ઠાન અને વૈદિક કર્મોનુ અનુષ્ઠાન કરવામાં હિંસા અવશ્ય થવાની, તેથી તેનો પરિત્યાગ કરવો જોઇએ. અને તેમ કરવાથી પ્રત્યવાય થાય છે એવુ શાસ્ત્રોમાં કહ્યુ છે તેથી એ પરિત્યાગ કરવો ઉચિત નથી. એ બેનું સમાધાન આ પ્રમાણે પ્રથમ જે કહ્યુ કે શૌચાદિનો પરિત્યાગ કરવો પડે પણ એ શંકા યોગ્ય નથી કેમકે ૩૦ મા સૂત્રની વ્યાખ્યામાં જ કહ્યુ છે કે એ અહિંસાઆદિનુ આશ્રમવિહિત નિત્યકર્મના અવિરોધે અનુષ્ઠાન કરવાનુ છે તેથી શૌચાદિનો ત્યાગ આવશ્યક નથી પણ શૌચાદિનુ અનુષ્ઠાન, તથા તેમાં નિરુપાયે થતી હિંસામાટે પ્રાયશ્ચિત્તનુ અનુષ્ઠાન એમ બે કરવાના છે. બીજી શંકા જે કરી તે પણ યોગ્ય નથી કેમકે શ્રીમહાભારતના મોક્ષપર્વવિષે કહ્યું છે કે—

सर्वाणि भूतानि सुखे रमन्ते सर्वाणि दुःखेषु तथैवद्विजन्ति ।
तेषां भयोत्पादनजातखेद: कुर्यान्न कर्माणि हि जातवेद ॥

સર્વ પ્રાણીને સુખ પ્રિય છે, કોઇને દુ:ખ પ્રિય નથી તેથી સર્વે પ્રાણિને ભયની ઉત્પત્તિ કરવી ખેદકારક છે એ જાણી યોગીએ બાહ્ય કર્મ ન કરવાં. એ વાકયથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે બાહ્યકર્મના ત્યાગથી જે શાસ્ત્રમા પ્રત્યવાય કહ્યો છે તે અયોગિને માટે જ છે, યોગિને માટે નથી એજ કારણથી શ્રીમનુ ભગવાન પણ एतानेके महायज्ञान् यज्ञशास्त्रविदो जनाः। अनीहमाना सततमिन्द्रियेष्वेव जुह्वति ॥ અન્ય યજ્ઞાદિને યથાર્થ રીતે જાણનાર પુરુષો આ મહાયજ્ઞની ઇચ્છા ન રાખીને નિરંતર ઇન્દ્રિયોમા હોમ કરે છે ઇત્યાદિ વચનોથી યોગરૂપ નિત્યકર્મનુ જ યોગિપુરુષમાટે વિધાન કરે છે. આજ કારણથી શ્રીવસિષ્ઠે बाह्यमाभ्यन्तर चेति द्विविधं कर्म वैदिकम् । तयोरन्यतरत् कुर्यान्नित्यं कर्म यथाविधि ॥ વૈદિક કર્મોનુ બાહ્ય અને આભ્યંતર એમ બે રીતે અનુષ્ઠાન થાય છે, તેમાથી ગમે તે રીતે નિત્ય કર્મ યથાવિધિ કરવું-ઇત્યાદિ વચનોથી એ બે પ્રકારનો વિકલ્પ કર્યો છે તેમાં પણ બાહ્ય કર્મ હિંસાદિથી ગ્રસ્ત છે અને આભ્યન્તર કર્મ તેથી રહિત છે, તેમ જ ભાવનાની સ્થિરતા કરનાર છે તેથી યોગીમાટે વિશેષત યોગ્ય છે એજ કારણથી શ્રીકૃષ્ણભગવાને સર્વ યજ્ઞમા જપયજ્ઞને જ શ્રેષ્ઠ કહ્યો છે. તેથી યોગી યોગ સાધવામાટે બાહ્ય કર્મનો ત્યાગ કરે તો તેમાં તેને પ્રત્યવાય નથી એ સિદ્ધ થાય છે

આ પ્રમાણે આ સૂત્રથી યમનુ કેવી રીતે અનુષ્ઠાન કરવું એ પ્રતિપાદન કર્યુ. આ સૂત્રમાં યમમાટે જે કહ્યું છે તેથી યમની નિ-

યમ કરતાં વિશેષતા સિદ્ધ થાય છે. નિયમના કરતાં પણ યમ વધારે અવશ્યના છે એ વાત જીવન્મુક્તિવિવેકમાં વિદ્યારણ્યસ્વામીએ પણ *યમાન્ સેવેત સततं न नियमं नियमान्बुधः । यमान्पतत्यकुर्वाणो नियमान्केवलान्भजन्* ॥ વિચારવાને યમનું નિરંતર સેવન કરવું, નિયમનું તેમ ન થાય તો ચિંતા નથી કેમકે કેવળ નિયમને સેવન કરનાર જો યમનું અનુષ્ઠાન કરતો નથી તો તે અધોગતિને પામે છે, ઇત્યાદિ વચનોથી પ્રતિપાદન કરી છે. તેથી એ વિષે વિસ્તારની જરૂર નથી.

હવે યોગનું દ્વિતીય અંગ જે નિયમ તેનું પ્રતિપાદન કરતા કહે છે કે.

**शौचसंतोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥३२॥**

સૂત્રાર્થઃ—શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન એ પાંચ નિયમ કહેવાય છે.

આ સૂત્રથી શૌચાદિ પાંચ નિયમ કહેવાય છે એ વાતનું પ્રતિપાદન કર્યું છે. એ પાંચ નિયમ કહેવાય છે કેમકે जन्महेतोः काम्यधर्मान्निवर्त्य मोक्षहेतौ निष्कामधर्मे नियमयन्ति प्रेरयन्ति* એ પાંચ જન્મના હેતુભૂત કામ્યકર્મથી નિવૃત્તિ પમાડી મોક્ષના હેતુરૂપ નિષ્કામ કર્મવિષે પ્રેરે છે. એ પાંચનાં સ્વરૂપ આ પ્રમાણે છે. शौच એટલે શુદ્ધિ. એ બે પ્રકારની છે ( ૧ ) સ્થૂલ શરીરની અને ( ૨ ) મનની. ત્યાં શરીરની શુદ્ધિ પણ બાહ્ય અને આંતર એ ભેદથી બે પ્રકારની છે. જળ મૃત્તિકા ગોમય વિગેરેથી શરીરને સ્વચ્છ કરવું એ શરીરનું બાહ્ય શૌચ છે. અને પવિત્ર પદાર્થના ભક્ષણથી શરીરના ઘટક રસરુધિરઆદિ સપ્ત ધાતુઓને શુદ્ધ કરવા એ શરીરનું આંતર શૌચ છે. મન અથવા અંતઃકરણના મદ, માન, અસૂયા, રાગ, દ્વેષવિગેરે દોષોને મૈત્રી, કરુણાઆદિના અનુષ્ઠાનથી ધોઇ નાંખી મનને શુદ્ધ કરવું એ મનનું શૌચ છે.

संतोष—અતિ આવશ્યક એવા જે પ્રાણયાત્રાના નિભાવનાર પદાર્થો તે શિવાય અન્ય પદાર્થોને મેળવવાની અસ્પૃહા એ સંતોષ છે.

तप—ક્ષુધા અને પિપાસા, શીત અને ઉષ્ણ, ઇત્યાદિ દ્વંદ્વોને સહન કરવાનો અભ્યાસ; સ્થિર સ્થિત થવું કાષ્ઠમૌન એટલે કંઈ ચિહ્નદ્વારે પણ પોતાના અભિપ્રાયને નહિ બતાવવો તે, અને આકારમૌન એટલે બોલવું નહિ તે કૃચ્છ્ર, ચાંદ્રાયણ, સાંતપનઆદિ વ્રતો એ સર્વ

* શ્રીવિદ્યારણ્યસ્વામીપ્રણીતજીવન્મુક્તિવિવેક.

તપ કહેવાય છે.‡

સ્વાધ્યાય એટલે વેદાધ્યયન તથા ઇષ્ટ મંત્રનો જપ, અને ઈશ્વરપ્ર૦ એટલે સર્વ કર્મોનું પરમ ગુરુ ઈશ્વરવિષે રૂડે પ્રકારે અર્પણ કરવું તે. એ બન્નેની વિશેષ વ્યાખ્યા આ પાદના પ્રથમ સૂત્રમાં કરી છે તેથી અત્ર વિસ્તારની જરૂર નથી.

આ પ્રમાણે આ સૂત્રોથી યમ અને નિયમનું પ્રતિપાદન કર્યું. એ સર્વ શ્રીવિષ્ણુપુરાણમાં પણ ब्रह्मचर्यमहिंसां च सत्यास्तेयापरिग्रहान् सेवेत योगी निष्कामो योग्यतां मनसो नयन् ॥ स्वाध्यायशौचसंतोषतपांसि नियतात्मवान् । कुर्वीत ब्रह्मणि चैव परस्मिन् प्रवणं मनः ॥ મનને યોગ્યતાને પમાડતાં યોગીએ બ્રહ્મચર્યાદિ પાંચ યમોને અવશ્ય સેવવા તથા ઇંદ્રિય ને મનને નિયમમાં રાખી શૌચાદિ પાંચ નિયમનું અનુષ્ઠાન કરવું—ઇત્યાદિ વચનોથી પ્રતિપાદન કર્યું છે અન્ય શાસ્ત્રકારોએ જેમ યમનું દશ ભેદથી વર્ણન કર્યું છે તેમ નિયમનું પણ તપ, સંતોષ, આસ્તિક્ય, દાન, ઈશ્વરપૂજન, સિદ્ધાન્તશ્રવણ, લજ્જા, મતિ, જપ અને વ્રત એ દશ*ભેદથી વર્ણન કર્યું છે તથાપિ આ સૂત્રમાં ન્યુનતા નથી કેમકે અત્ર ભેદ પાડી ન કહેલા એવા તથા અન્ય ભેદમાં ન આવે એવા સર્વનો તપમાં સમાવેશ થાય છે

આ દશમધ્યે જે ઇશ્વરપ્રણિધાન અને સ્વાધ્યાય છે તે મુખ્યતઃ યોગનાં અંગરૂપ છે, કેમકે ઈશ્વરપ્રણિધાન કરનાર સાધક નિરંતર કર્તારૂપે ઈશ્વરતત્ત્વનું અનુસંધાન કરેછે તથા પોતે કર્તૃત્વથી રહિત છે એવી ભાવના કરે છે તેમજ સ્વાધ્યાયને સાધનાર સાધક તે વખતે વાણીને તથા મનને નિયમિતરૂપે સ્થાપે છે તથા મંત્રના અધિષ્ઠાતા દેવરૂપ ઈશ્વરનું અનુસંધાન કરે છે આથી એ સાધકને ઈશ્વરના અનુગ્રહદ્વારા સહજમાં તત્ત્વજ્ઞાન થાયછે અર્થાત્ યોગ સુકર થાય છે

આ પ્રમાણે યમનિયમનું પ્રતિપાદન કર્યું હવે એના અનુષ્ઠાનમાં જ્યારે વિતર્કો બાધ કરે ત્યારે શો ઉપાય કરવો એ બતાવવું જરૂરનું છે. કારણ કે એ ઉપાયનું જ્ઞાન ન હોય તો અહિંસાદિનો વિતર્કથી બાધ થાય ત્યારે એનું યથાર્થ અનુષ્ઠાન થાય નહિ તેથી એ ઉપાયનું હવે સૂત્રકાર પ્રતિપાદન કરે છે.

---

‡ તપનો વિશેષ વિસ્તાર આ પાદના પ્રથમ સૂત્રની વ્યાખ્યામાં કર્યો છે તથા તેથી પણ અધિક સ્પષ્ટીકરણ શ્રીસિદ્ધાન્તબિન્દુ વિગેરેમાં છે તેથી તે ત્યાં જોવું.

* એ દશેનાં સ્વરૂપમાટે જુઓ શ્રીસિદ્ધાંતસિંધુ પ્રથમ રત્ન પૃષ્ઠ ૨૫૧ થી.

**वितर्कबाधने प्रतिपक्षभावनम् ॥ ३३ ॥**

સૂત્રાર્થ—આ યમનિયમોનો વિતર્કોથી બાધ થાય ત્યારે એ વિતર્કના પ્રતિપક્ષની ભાવના કરવી

વિતર્ક૦—વિતર્કથી બાધ થાય ત્યારે वितर्यन्ते इति वितर्का અર્થાત્ विपरीतास्तर्का विचारा येषु—એ વ્યુત્પત્તિથી હિંસા વિગેરે જે, અહિંસાવિગેરેના વિરોધી છે તેનું વિતર્ક શબ્દથી ગ્રહણ થાય છે એ હિંસાદિરૂપ વિતર્કથી જ્યારે બાધ થાય ત્યારે, એટલે એ હિંસાદિરૂપ વિતર્ક યોગીના ચિત્તને પોતાના અભિમુખ કરે ત્યારે—

प्रतिपक्ष०—વિતર્કોનો નાશ કરનાર જે જ્ઞાન તેના વિષયરૂપ જે પ્રતિપક્ષ—જેમકે એ વિતર્કો દુઃખરૂપ ફળને આપનાર છે અર્થાત્ એ વિતર્કોનું દુઃખરૂપ ફળને આપવાપણું વિગેરે—તેની ભાવના કરવી

આ સૂત્રથી એ કહ્યું કે જ્યારે યોગીના ચિત્તવિષે હું અપકાર કરનારની હિંસા કરું હું અસત્ય બોલું અન્યનું દ્રવ્ય હરણ કરું વિગેરે વિતર્ક થાય ત્યારે ઘોર સંસારરૂપ અગ્નિથી સંતપ્ત થવાથી તેની નિવૃત્તિવાસ્તે મેં અહિંસાવિગેરે યોગધર્મોનો સ્વીકાર કર્યો છે તથા હિંસાદિને છોડી દીધા છે અને પાછો જો હું એ ત્યાગ કરેલા હિંસાદિનો સ્વીકાર કરું તો એક વખત વમન કરેલાનું પાછું ગ્રહણ કરનાર કુતરામાં ને મારામાં કો ફેર—ફરક જ નહિ' ઇત્યાદિ ભાવના કરવી

અગર જો આ સૂત્ર તથા ઉત્તર સૂત્ર યમનિયમના વિષયમાંજ કહ્યાં છે તથાપિ યુક્તિયુક્ત હોવાથી તથા एवमादि सूत्रान्तरेष्वपि योज्यम्—આ પ્રમાણે તથા ઉત્તર સૂત્રમાં કહેવામાં આવશે તે પ્રમાણે અન્ય યોગાંગનો વિરોધી વિતર્કોમાટે પણ સમજી લેવું—એવું ભાષ્યમાં કહ્યું છે તેથી આ બે સૂત્રોનો અતિદેશ સર્વ યોગાંગવિષે થાયછે તેથી આસનાદિ અંગોમાટે પણ જ્યારે એમ થાય કે 'હું આસનનો ત્યાગ કરું પ્રાણાયામનો ત્યાગ કરું' વિગેરે તે વખતે પણ એ વિતર્કો દુઃખાદિ ફળને આપનાર છે એ પ્રતિપક્ષની ભાવના કરવી—એ પણ આથી જ સિદ્ધ થાય છે

આ પ્રમાણે આ સૂત્રથી પ્રતિપક્ષની ભાવના કરવાનું વિધાન કર્યું પણ એ વિતર્કો કેવા તથા પ્રતિપક્ષ કયા એ કહેવું અવશિષ્ટ છે એ પ્રતિપાદન કરવા કહે છે કે—

**वितर्का हिंसादयः कृतकारितानुमोदिता लोभक्रोधमोहपूर्वका मृदुमध्याधिमात्रा दुःखाज्ञानानन्तफला इति प्रतिपक्षभावनम् ॥ ३४ ॥**

સૂત્રાર્થઃ—કરેલા, કરાવેલા, અનુમોદન કરેલા, લોભ, ક્રોધ, તથા મોહરૂપ કારણવાળા, મૃદુ, મધ્ય તથા અધિમાત્ર જે હિંસાવિગેરે વિતર્કો છે તે સર્વે દુઃખ અને અજ્ઞાનરૂપ અનંત ફલને આપનાર છે એ પ્રતિપક્ષની ભાવના કરવી.

આ સૂત્રમાં हिंसादयः પદથી વિતર્કોનું સ્વરૂપ કહ્યું છે. कृत० વિગેરે ત્રણ વિશેષણોથી એ વિતર્કોનું સર્વ પ્રકારે હેયત્વ પ્રતિપાદન કર્યું છે, તથા दुःख० એ પદથી પ્રતિપક્ષનું કથન કર્યું છે અને શેષ પદોથી પૂર્વ સૂત્રમાં વિધાન કરેલી પ્રતિપક્ષભાવનાનો અનુવાદ કર્યોછે.

हिंसादयः—એટલે હિંસા, અસત્ય વિગેરે યમનિયમાદિથી વિરુદ્ધ પદાર્થો. कृत०–એટલે કૃત, કારિત અને અનુમોદિત. કૃત એટલે પોતે જાતે કરેલું. જેમ કોઇને પોતે દુઃખની ઉત્પત્તિ કરવી એ કૃતહિંસા છે કારિત એટલે કોઈ દ્વારા કરાવેલું. જેમ કોઇ ઇતર મનુષ્યદ્વારા અન્ય માણસની હિંસા કરાવવી એ કારિતહિંસા છે અનુમોદિત એટલે પોતે કરાવેલું નહિ પણ બીજા કોઇએ પોતાની મેળે કરેલું હોય તેને "ઠીક કર્યું" એ પ્રકારે કહી ટેકો આપેલો. જેમ કોઇએ પોતાની મેળે હિંસા કરી હોય તેને 'એ કામ ઠીક કર્યું' એમ કહી ઉત્તેજન આપ્યું હોય તો એ અનુમોદિતહિંસા છે. આ પ્રમાણે આ વિશેષણથી હિંસાદિ-વિતર્કોના ત્રણ ભેદ કહ્યા.

लोभक्रोध०:—એટલે લોભ, ક્રોધ અને મોહ એ હેતુ છે જેના એવા. ત્યાં માંસ અથવા ચર્મને માટે પશુવિગેરેની હિંસા કરવી તે લોભહેતુક અર્થાત્ લોભપૂર્વક હિંસા છે. 'એણે મારો અપરાધ કર્યો' એ પ્રકારે ક્રોધને લીધે પ્રવૃત્ત થયેલી હિંસા તે ક્રોધપૂર્વક હિંસા છે, અને અમુક હિંસાથી ધર્મ થાય છે એ પ્રકારે વિપરીતજ્ઞાનરૂપ મોહને લીધે પ્રવૃત્ત થયેલી હિંસા મોહપૂર્વક હિંસા છે. લોભ એટલે તૃષ્ણા, ક્રોધ એટલે કૃત્ય અને અકૃત્યના વિવેકને ઉન્મૂલન કરનાર, ચિત્તનો પ્રજ્વલનરૂપ ધર્મ, તથા મોહ એટલે વિપરીતજ્ઞાન- આ ત્રણ કારણથી હિંસાદિ વિતર્કો જે કૃત, કારિત અને અનુમોદિત એ ત્રણ ભેદવાળા છે તેના પ્રત્યેકના ત્રણ ભેદ થયા એટલે બધું મળી નવ ભેદ થયા.

मृदु०—એટલે મૃદુ, મધ્ય અને અધિમાત્ર અથવા તીવ્ર. યદ્યપિ આ મૃદુત્વવિગેરે વિશેષણો હિંસાદિવિતર્કનાં છે તથાપિ એ વિતર્કોમાં એ વિશેષણ અધિક યોગ્ય નહિ જણાવાથી એ વિશેષણો એ વિતર્કનાં કારણરૂપ લોભાદિનાં ટીકાકારોએ લીધાં છે, તેથી આ પદથી

મૃદુલોભથી પ્રવૃત થતા મધ્ય લોભથી પ્રવૃત્ત થતા અને તીવ્ર લોભથી પ્રવૃત્ત થતા એ પ્રકારે હિંસાદિ વિતર્કો જે નવ ભેદવાળા થયા હતા તેમાં પ્રત્યેકના ત્રણ ભેદ થયા એટલે બધું મળી ૨૭ ભેદ થયા.

દુઃખા૦—એટલે દુઃખ, અજ્ઞાન વિગેરે અનંત અનિષ્ટ ફલને આપનાર છે. આ પદથી પ્રતિપક્ષનું પ્રતિપાદન કર્યું છે.

આ સૂત્રથી એ કહ્યું કે હિંસાદિ વિતર્કો છે, તથા એ ઉપર બતાવ્યા તે પ્રમાણે ૨૭ ભેદવાળા છે. એ સર્વે દુઃખ તથા અજ્ઞાન-વિગેરે અનત ફલને આપનાર છે એ એનો પ્રતિપક્ષ છે. તેથી અહિંસાદિનો જ્યારે વિતર્કોથી બાધ થાય ત્યારે આ પ્રતિપક્ષની ભાવના કરવી. અહિં યદ્યપિ ૨૭ ભેદ એ વિતર્કોના કહ્યા છે તથાપિ એથી અધિક પણ પડી શકેછે. જેમ મધ્યમ પાદમાં કહ્યા પ્રમાણે મૃદુ, મધ્ય અને અધિમાત્ર એ પ્રત્યેક પણ મૃદુ, મધ્ય અને અધિમાત્ર હોય છે તેથી એ ૨૭ પ્રકારના વિતર્કોમાંથી પ્રત્યેક પુનઃ ત્રણ પ્રકારનો થવાથી ૮૧ ભેદ થયા. તેમજ નિયમ, સમુચ્ચય અને વિકલ્પે કરી એ પ્રત્યેકના પુનઃ ત્રણ ત્રણ ભેદ થવાથી ૨૪૩ ભેદ થયા. અહિં મત્સ્ય વગેરેનીજ હિંસા કરવી એ પ્રકારની મર્યાદા બાંધવી તે નિયમ છે, રોજ સ્થાવર અને જંગમ એ બે પ્રકારના શરીરોની હિંસા કરવી એ પ્રકાર તે સમુચ્ચય છે અને અમુક બેમાંથી ગમે તે એકની હિંસા કરવી એ પ્રકાર તે વિકલ્પ છે. આ વિગેરે અસંખ્ય ભેદ એ વિતર્કોના પડેછે. એ સર્વ ભેદવાળા વિતર્કો દુઃખ, અજ્ઞાનવિગેરે અનત અનિષ્ટ ફલને આપનાર છે. ત્યાં દૃષ્ટાન્તરૂપે હિંસારૂપ વિતર્ક લઇએ તો હંતાપુરુષ સામાનાં બલવિગેરેને નાશ કરેછે તેથી તેનાં પોતાનાં સાધનવિગેરે જે ભોગસાધનો હોય છે તે સર્વ હતવીર્ય થાય છે, તેમ જ હંતાપુરુષ શસ્ત્રાદિથી જેમ અન્યને દુઃખની ઉત્પત્તિ કરે છે તેમ નરકાદિકોમે પોતે પણ યમનાં શસ્ત્રાદિથી થતાં દુઃખનો ભોગ થાય છે તથા એ માણસ અન્યના પ્રાણનું હરણ કરેછે તેથી પાતે પણ રોગાદિથી મરણતુલ્ય વેદના આપનાર મોહમયી અવસ્થામાં સીદાયા કરે છે. આજ પ્રમાણે અમત્યવિગેરેમાંરે પણ સમજી લેવું. તેથી સિદ્ધ થાય છે કે આ સર્વ ભેદવાળા સર્વ વિતર્કો દુઃખ તથા અજ્ઞાનરૂપ અનંત ફલને આપનાર છે. એ દુઃખ અને અજ્ઞાનરૂપ અનંતફલ એ વિતર્કોનું વિરોધી હોવાથી પ્રતિપક્ષ છે કેમકે દુઃખ તથા દુઃખસાધન કોઇની ઇચ્છાનો વિષય નથી. તેથી એ વિતર્કોથી બાધ થાય ત્યારે આ પ્રતિપક્ષની ભાવના કરવાથી એ બાધ ટળી જાય છે તેથી પુનઃ અહિંસાદિ ધર્મોનું યથાર્થ અનુષ્ઠાન થાય છે.

આપ્રમાણે આ સૂત્રોથી વિતર્કનુ ભેદસહિત પ્રતિપાદન કર્યું, તથા એના પ્રતિપક્ષનુ તથા વિતર્કથી થતા બાધની નિવૃત્તિવાસ્તે એ પ્રતિપક્ષની ભાવના કરવી એ વાતનુ પણ પ્રતિપાદન કર્યું. એ ભાવનાના અભ્યાસથી વિતર્કની નિવૃત્તિ થાય છે અને તેથી યમનિયમાદિનુ યથાર્થ અનુષ્ઠાન થાય છે જ્યારે અભ્યાસથી વિતર્કથી બાધ ન થઈ શકે એવી રીતે અર્થાત્ વિતર્કોનું સ્ફુરણ પણ ન થાય એવી રીતે યમનિયમની સિદ્ધિ થાય ત્યારે એ બે અંગોનુ અનુષ્ઠાન કરવાનો આગ્રહ સાધકે છોડી દેવો, કેમકે પછી તો એ યમનિયમનું એની મેળે જ પ્રસંગ આવ્યે પાલન થયા કરે છે એ યમનિયમની સિદ્ધિ થયાપછી સાધકે તૃતીય અંગરૂપ આસનમાટે પ્રયાસ કરવો. ત્યાં એ જિજ્ઞાસા થાય છે કે એ યમનિયમની યથાર્થ સિદ્ધિ થઇ ક્યારે જાણવી એ જિજ્ઞાસા નિવૃત્ત કરવામાટે યમનિયમની સિદ્ધિથી જે સિદ્ધિઓરૂપ ફલો થાય છે તેનું પ્રતિપાદન કરવા સૂત્રકાર આ પાદના ૪૫ મા સૂત્રપર્યન્તના સૂત્રો રચે છે સાધકને જ્યારે એ સિદ્ધિઓરૂપ ફલોનો આવિર્ભાવ થાય ત્યારે એ યમનિયમની સિદ્ધિ થયેલી તેમ જાણવી આ શાસ્ત્રમા જ્યા જ્યા સિદ્ધિનુ વર્ણન કરવામા આવ્યુ છે ત્યા સર્વસ્થલે જેના ફલરૂપ તે સિદ્ધિ છે તે યોગાંગની યથાર્થ સિદ્ધિ તે વિભૂતિરૂપ સિદ્ધિના આવિર્ભાવથી થઈ છે એમ જાણવુ, એ પ્રતિપાદન કરવામાટે જ છે ત્યા યમના પ્રથમ ભેદરૂપ અહિંસાથી થતા ફલરૂપ સિદ્ધિનુ સૂત્રકાર ક્રમપ્રમાણે પ્રથમ પ્રતિપાદન કરેછે.

**अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ॥ ३५ ॥**

સૂત્રાર્થ—અહિંસાની યોગીમા સ્થિરતા થવાથી તેની પાસે હિંસ્રસ્વભાવના પ્રાણીઓ પણ પોતાના વૈરનો ત્યાગ કરેછે

अहिंसा० —એટલે અહિંસાનુ સ્થૈર્ય થવાથી, અહિંસાની યથાર્થ સિદ્ધિ થવાથી

तत्सन्निधौ=તે યોગીની સન્નિધિમા

वैरत्याग =વૈર એટલે જાતિવૈર એટલે પોતપોતાનો હિંસ્રસ્વભાવ, તેનો ત્યાગ

આ સૂત્રથી એ કહ્યુ કે યોગીમા જ્યારે અહિંસારૂપ યોગધર્મ હિંસારૂપ તેના વિતર્કથી લેશ પણ સંસૃષ્ટ થયા વિનાનો થાય છે અર્થાત્ સિદ્ધ થાયછે, ત્યારે તે મહાત્મા યોગીની પાસે આવનાર માર્જાર અને ઉંદર, સર્પ અને નોળીયો, મહિષ અને અશ્વ, વિગેરે વિરોધી સ્વભાવના પ્રાણીઓ પણ પોતાના હિંસ્રસ્વભાવથી રહિત થાય

છે. તેજ પ્રમાણે વાઘ, વરૂવિગેરે પ્રાણીઓ પણ પોતાનો હિંસ્રસ્વભાવ તે સમયે છોડે છે. અને તે યોગ્ય જ છે કારણ કે જ્યાંસુધી હિંસારૂપ કર્મને ઉત્પન્ન કરનાર ક્રોધ અને મોહરૂપ કારણો વિદ્યમાન હોયછે ત્યાંસુધી હિંસારૂપ વિતર્ક બાધ કરવાનો, અર્થાત્ અંતઃકરણમાં જ્યાંસુધી લોભાદિને ઉત્પન્ને કરનાર રાજસ તામસ દ્રવ્ય વિદ્યમાન હોયછે ત્યાંસુધી હિંસાથી બાધ થવાનો, તેથી જે યોગિને એ વિતર્કથી બાધ થવાનિ નાનો અહિંસા ધર્મ સિદ્ધ થાય છે તે યોગીના અંતઃકરણમાં અહિંસારૂપ ધર્મને ઉત્પન્ન કરનાર અહિંસક ધર્મવાળુ દ્રવ્ય અત્યંત બળવાનરૂપે હોવું જોઇએ. અને હિંસાને પ્રકટાવનાર દ્રવ્ય જો અત્યંત નષ્ટ ન થયું હોય તોપણ દગ્ધબીજપણાને પામેલું તો અવશ્ય હોવું જોઇએ. આવા યોગિની સમીપ જ્યારે પ્રાણીઓ આવે છે તે સમયે તે સર્વના અંતઃકરણ તે યોગિના દૃઢ હૃદયબળવાળા તથા અહિંસક સ્વભાવના અંતઃકરણના પ્રધાનપણાની મર્યાદામાં આવેછે. એ અંતઃકરણો તે યોગિના અપાર બળવાળા અંતઃકરણના અહિંસક સત્વથી દબાઇ જાયછે તેથી પોતામાં રહેલું હિંસકધર્મવાળુ દ્રવ્ય તેમનામાં તે સમયે સુષુપ્તવત્ થઇ જાયછે તેથી એ દ્રવ્યથી જ ઉત્પન્ન થતી હિંસાને તે સમયે કરવા અસમર્થ થઇ જાય છે અર્થાત્ વૈરત્યાગપૂર્વક ત્યાં વસી શકે છે.

આ પ્રમાણે અહિંસાનુ ફળ હોવાથી એ સ્પષ્ટ રીતે યોગના અંગભૂત છે અહિંસાની સ્થિરતા થવાથી અંતઃકરણના રજસ અને તમસરૂપ દ્રવ્યો નિર્મળ થઇ જાય છે, તથા સત્વદ્રવ્ય પ્રધાનતાને પામે છે તેથી, અહિંસા સિદ્ધ થવાથી તે યોગી જંગલવિગેરે સ્થળે કે જ્યાં વાઘ, વરૂવિગેરે હિંસ્ર પ્રાણીઓનો ભય હોતાંને રહે છે ત્યાં નિર્ભયપણે વસી એકાન્તસેવન કરી યોગની સિદ્ધિમાટે ઇતર અંગોનુ રૂડે પ્રકારે અનુષ્ઠાન કરવા સમર્થ થાય છે, તેથી તથા એવા અન્ય કારણોને લીધે અહિંસા યોગાંગ છે

હવે ક્રમપ્રાપ્ત સત્યનુ ફળ કહે છે.

सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ॥३६॥

સૂત્રાર્થ —સત્યની સ્થિરતા થવાથી એ યોગિના વચનથી સર્વ પ્રાણિઓ ક્રિયામાત્ર ધર્મના અને તેના ફળરૂપ સ્વર્ગાદિના આશ્રય (ભોગવનાર) થાય છે

सत्यप्रतिष्ठायाम्—એટલે પૂર્વસૂત્રવત્ સત્યની યથાર્થ સ્થિરતા થવાથી

क्रियाफलाश्रयत्वम्=क्रिया શબ્દે કરીને ક્રિયાના કાર્યરૂપ ધર્મનુ ગ્રહણ થાય છે फल શબ્દે કરીને એ ધર્મથી થતું જે ફળ તેનુ ગ્રહણ

ચાયછે આશ્રયત્વમ્=એટલે આશ્રયપણ એ આશ્રયપણુરૂપ ધર્મ યોગિમા નથી પણ તે યોગિના વચન જના પ્રતિ હોય છે ને પ્રાણિનિ ષ્ઠ છે તેથી સૂત્રાર્થ એવો નથી કે સત્યનિષ્ઠાવાળો યોગી ધર્મ અને સ્વર્ગને પામે છે પણ એવો છે કે સત્યની સ્થિરતાવાળા યોગિના વચનથી અન્ય પ્રાણિને સ્વર્ગાદિ ફલોત્પાદક ધર્મ તથા સ્વર્ગાદિ થાય છે

આ સૂત્રથી એ કહ્યુ કે સત્યસિદ્ધિવાળા યોગીની વાણી અમોઘ થાય છે તે યોગી કોઇને કહે કે 'તું ધાર્મિક થશે' તો એ વચનથી તે માણસ ધાર્મિક થાય છે, કોઇને કહે 'તું સ્વર્ગને પામ' તો તે વચનમાત્રથી તે માણસ સ્વર્ગને પામે છે તાત્પર્ય એ કે એ યોગિની વાણી સિદ્ધ થાય છે અર્થાત્ એ યોગી સિદ્ધસંકલ્પ થાય છે સત્ય નો અભ્યાસ કરનારો તેના અંતઃકરણમા એક પ્રકારનું સામર્થ્ય વધે છે કે જે સામર્થ્યથી પોતાના સંકલ્પવડે બાહ્ય પરમાણુઆદિ વસ્તુ ઓપર તે છાપ પાડી શકવા સમર્થ થાય છે, જેથી તે યોગી 'અ મુક થાઓ' એવો સંકલ્પ કરેછે તે સમયે તેના અંતઃકરણનું સંચિત થએલું સામર્થ્ય એ સંકલ્પદ્વારા બાહ્ય વસ્તુમા પોતાસ્વરૂપ છાપ પાડેછે, અથવા તો સર્વત્ર છતા તિરોહિત રહેવાવાળી અંતઃકરણ અપ શક્તિવાળુ થઇ ગયુ હોય છે તેમાથી સંકલ્પાનુસાર આત્મસત્તાથી કર્તારૂપ શક્તિનો પ્રતિબંધક તે અસત્યનો અભ્યાસ છે એ પ્રતિબંધની નિવૃત્તિ થવાથી એ સામર્થ્ય આવિર્ભાવને પામે છે જેથી સંકલ્પથી તદનુસાર બાહ્યવ્યવસ્થા થાય છે અથવા તો જેમ નીતિ નિયમવાળી સ્વર્ગની પ્રાપ્તિરૂપ ફલ થાય છે અર્થાત્ જ્યોતિષ્ટોમયાગ કરનારો તેના સ્વરૂપથી વ્યવહાર નિભાવનારી આદિ શક્તિઓ તે યાગના ફલરૂપ સ્વર્ગાદિને પમાડે છે તે જ પ્રમાણે સત્યની સિદ્ધિવાળા યોગીના સંકલ્પને જ પ્રીએ જ વ્યવહારનિભાવનારી શક્તિઓ સત્યના ફલરૂપ વાણીની અમોઘતાને સિદ્ધ કરે છે તેથી આ ફલ સર્વથા યોગ્ય છે

આ રીતે સત્યનું ફલ કહી હવે ક્રમપ્રાપ્ત અસ્તેયનુ ફલ કહેછે

**अस्तेयप्रतिष्ठायां सर्वरत्नोपस्थानम् ॥३७॥**

સૂત્રાર્થ—અસ્તેયની પ્રતિષ્ઠા થવાથી સર્વ દિશામાં રહેલુ રત્નાદિ દ્રવ્ય તે યોગિની સન્નિધિયે આવે છે

અસ્તેય પ્રતિષ્ઠાવાળા યોગિને કોઈ કાળસર જ્યારે કઈ પણ દ્રવ્ય જોઇએ ત્યારે તત્કાલ તે દ્રવ્ય તેની પાસે આવે છે આ પ્રતિ પણ યુક્તિ પૂર્વવત્ સમજી લેવી આપણે વ્યવહારમા પણ જોઇએ છીએ કે જે વસ્તુની આપણને ઉત્કટ ઇચ્છા થાય છે તે વસ્તુની પ્રાપ્તિ કદાચિતજ થાય છે અને જે વસ્તુની ઉત્કટ ઇચ્છા । આ [illegible]

નથી તે વસ્તુ સહજ પ્રાપ્ત થાય છે જનસાધારણ પણ એવી ચાલે
કે "જે માગે તે ભાગે, અને જે ત્યાગે તે આગે" તેથી એ નિ,
યમપ્રમાણે જે યોગિના અંતઃકરણમાં અસ્તેયની સિદ્ધિ થાય છે તે યો
ગિને તે સર્વ પદાર્થો અનાયાસ મળે એ સ્વાભાવિક છે

હવે ક્રમપ્રાપ્ત બ્રહ્મચર્યનું ફલ કહે છે

**ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः ॥३८॥**

સૂત્રાર્થ — બ્રહ્મચર્યની પ્રતિષ્ઠા થવાથી તે યોગિનું પ્રતિઘાતરહિ
ત જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિરૂપ વીર્ય વૃદ્ધિને પામે છે.

વીર્યલાભ — વીર્યનો લાભ વા પ્રાપ્તિ વીર્યનો સામાન્ય અર્થ એજ
અથવા બલ છે તેનું જ સ્પષ્ટાર્થ બલ જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ
એ વ્યાખ્યાન કર્યું છે

બ્રહ્મચર્યથી તે યોગી પુરુષના વીર્યની રક્ષા થાય છે અને
બાધકે યોગયુક્તિપૂર્વક બ્રહ્મચર્યને સિદ્ધ કર્યું હોય છે તેથી એ વૃદ્ધિ
પામતું વીર્ય વિકારી થતું નથી હાલ ઘણા મંદમતિ પોતે વીર્ય
અનુચિત ક્ષયથી રોગગ્રસ્ત થઇ અશક્ત થયા હોય છે તેથી પોતા
ઉપરથી એવું અનુમાન કરે છે કે જેમ વીર્યની વૃદ્ધિ તેમ સારૂં પ
ણ તે યોગ્ય નથી વીર્યની અમર્યાદ વૃદ્ધિ થવાથી ઉલટું મન વિકારી
તથા અસ્વસ્થ થાય છે એના અનેક દૃષ્ટાન્તો જગતમાં મળે છે જો
વીર્યની વૃદ્ધિ સર્વસર્વદા સારી જ હોય તો ગૃહસ્થાશ્રમ કેમ હોઇ શકે
અને જગત્ કે જેથી શાસ્ત્રમાં તેનું વિધાન કરત નહિ તેમજ સાચી
ન ભાગે અર્વાચીન શારીરશાસ્ત્રી ડાકટર વિગેરે બોલે પણ એમ
જ કહે છે કે વીર્યની અમર્યાદ વૃદ્ધિ વીર્યને કાળે કરી વિકારી કરી તે
દ્વારા અંતઃકરણને પણ વિકારી કરી અનેક હાનિના હેતુરૂપ થઇ પ
ડનારી નીવડે છે તેથી શ્રીસદ્ગુરુના આશ્રયવાળો યોગસાધક યોગયુક્તિ
પૂર્વક જ બ્રહ્મચર્યને સિદ્ધ કરે છે જેથી વીર્યની વૃદ્ધિ થવાથી તે વીર્ય
વિકારી થતું નથી એ અવિકારી વીર્યમાંથી જે ઓજસ્ નીકળે છે
પણ અવિકારી જ હોય છે એ ઓજસ્ મનને નિરંતર પોષે છે તે
થી બ્રહ્મચર્યની સિદ્ધિવાળા સાધકનું મન નિરંતર અવિકારી દ્રવ્યથી
પોષાવાથી અધિક બલયુક્ત થાય છે અર્થાત્ જ્ઞાનશક્તિ અને ક્રિયા
શક્તિરૂપ બલ તેનું અતિમાત્ર વધે છે એ યોગ્ય જ છે

હવે ક્રમપ્રાપ્ત અપરિગ્રહના ફલને કહે છે

**अपरिग्रहस्थैर्ये जन्मकथंतासंबोधः ॥३९॥**

સૂત્રાર્થ — અપરિગ્રહની સ્થિરતા થવાથી જન્મના પ્રકારનો સાક્ષાત્કાર
થાય છે

जन्मकथंतासंबोध:—જન્મના પ્રકારનો સંબોધ અપૂર્વ દેહ ઇન્દ્રિયાદિના સંઘાતસાથે જ્ઞાનહેતુક સંબંધ તે જન્મ છે. તેની કથંતા એટલે કિંપ્રકારના અર્થાત્ તેનો પ્રકાર. તે પ્રકારનો સંબોધ-સમ્યક્ બોધ વા જ્ઞાન એટલે સાક્ષાત્કાર તે जन्मकथंतासंबोध છે.

આ સૂત્રથી એ કહ્યું કે ભૂત, વર્તમાન અને ભવિષ્યત્ જેને યોગ શાસ્ત્રજ્ઞ પુરષો અનુક્રમે શાન્ત, ઉદિત અને અવ્યપદેશ્ય કહે છે તે ત્રણે કાળાવચ્છિન્ન જન્મોનાં સ્વરૂપનો તથા પ્રકારનો સાક્ષાત્કાર અપરિગ્રહની સ્થિરતાવાળા સાધકને જિજ્ઞાસામાત્રથી થાય છે. હું કોણ હતો, કેવા પ્રકારનો હતો એ રીતની જિજ્ઞાસા થવાથી પૂર્વ જન્મનો હસ્તામલકવત્ બોધ એ યોગિને થાય છે તેમજ હું કોણ છું, કેવા પ્રકારે થયો છું, હું હવે કોણ થવાનો છું તથા કેવે પ્રકારે થવાનો છું એ પ્રકારની જિજ્ઞાસાથી અનુક્રમે વર્તમાન અને ભવિષ્યત્ જન્મનો સાક્ષાત્કાર થાય છે. એ યોગિને અપરિગ્રહની સ્થિરતા થયા પછી ઉક્ત પ્રકારનો સાક્ષાત્કાર કરવા અન્ય કોઇ સાધનની અપેક્ષા રહેતી નથી. આ સિદ્ધિની ઉપપત્તિ પણ પૂર્વવત્ થઇ શકે છે તેથી એ સિદ્ધ થયું કે જ્યારે યોગિને આ પ્રકારનું જ્ઞાન થાય ત્યારે તેણે અપરિગ્રહની સ્થિરતા થયેલી સમજવી તથા એને માટે પ્રયત્ન છોડી દઇ ઉત્તરોત્તર યોગ્ય ભમિકામાટે પ્રયત્ન આદરવા આરંભવું.

આ પ્રમાણે પાંચે યમથી થતી સિદ્ધિઓનું પ્રતિપાદન કરી હવે પાંચ નિયમથી થતી સિદ્ધિઓનું પ્રતિપાદન કરેછે તેમા પ્રથમ નિયમ શૌચ છે તથી તેની સ્થિરતાથી થતી સિદ્ધિનું પ્રથમ પ્રતિપાદન કરે છે. તેમાં પણ શૌચ બે પ્રકારનું છે (૧) બાહ્ય અને (૨) આંતર. એ બેમાંથી પ્રથમ બાહ્ય શૌચની પ્રતિષ્ઠાથી થતી સિદ્ધિનું પ્રતિપાદન કરતાં કહે છે કે.

**शौचात्स्वाङ्गजुगुप्सा परैरसंसर्गः॥४०॥**

સૂત્રાર્થ—શૌચની સ્થિરતાથી પોતાના શરીરવિષે જુગુપ્સા (તિરસ્કાર) તથા અન્યસાથે સંસર્ગથી રહિતપણું થાય છે.

शौचात्—એટલે શૌચની સ્થિરતાથી.

स्वाङ्गजुगुप्सा—પોતાના અંગવિષે જુગુપ્સા. જુગુપ્સા એટલે શરીરના અશુચિપણારૂપ દોષનો અરોપ સાક્ષાત્કાર અર્થાત્ પ્રત્યક્ષવત્ સદઢ નિશ્ચય, તથા તેથી થતો શરીરપ્રતિનો તિરસ્કાર.

આ સૂત્રથી એ કહ્યું કે બાહ્યશૌચના અભ્યાસથી (૧) પોતાના શરીરનો અશુચિપણારૂપ દોષ પ્રત્યક્ષ થાય છે અને (૨)અન્ય શરીરસાથે એ યોગી સંસર્ગથીરહિત રહેછે. અને એ યોગ્ય જ છે કેમકે "પર

અશુચિ હોય તે પદાર્થને જ શૌચની જરૂર છે તેથી શૌચનું અનુષ્ઠાન કરનાર યોગિને શરીરના અશુચિતારૂપ દોષનું જ્ઞાન આરંભમાં જ હોય છે શૌચનું પુન પુન અનુષ્ઠાન કરતા છતા પણ જ્યારે તે યોગિને શરીર અશુચિ જ રહેતુ જણાય છે ત્યારે એ સ્વભાવથીજ અત્યંત અશુચિ છે એ દૃઢ નિશ્ચય થાય એ યોગ્ય છે, અને તેથી પોતાના શરીરપર એક પ્રકારનો તિરસ્કાર ઉત્પન્ન થાય છે જ્યારે પોતાના શરીરપર તિરસ્કાર થાય ત્યારે પોતાસમાન અન્ય શરીરો ઉપર તથા વિશેષે કરીને જે લોકો શૌચનુ અનુષ્ઠાન કરતા નથી તે લોકોના શરીરપર તિરસ્કાર થઈ તે શરીરોથી અસંસર્ગ તે યોગી કરે એ તો અત્યંત સ્પષ્ટ છે

આ પ્રમાણે બાહ્યશૌચની સિદ્ધિ કહી. હવે આન્તરશૌચથી થતી સિદ્ધિનુ પ્રતિપાદન કરે છે

**सत्त्वशुद्धिसौमनस्यैकाग्र्येन्द्रियजयात्मदर्शनयोग्यत्वानि च॥४१॥**

સૂત્રાર્થ—શૌચની સ્થિરતાથી વળી સત્વની શુદ્ધિ સૌમનસ્ય (પ્રસન્નતા), એકાગ્રતા, ઇન્દ્રિયોનો જય અને આત્મસાક્ષાત્કારની યોગ્યતા આવે છે

सत्त्वशुद्धि—એટલે બુદ્ધિમા રહેલા સત્વદ્રવ્યની શુદ્ધિ એટલે રજસ્ તમસ્ અને પાપાદિ દોષોના નિવારણથી સત્વની અધિકતા

सौमनस्यम्—એટલે ચિત્તનો પ્રસાદ અથવા પ્રસન્નતા

આ સૂત્રથી એ કહ્યુ કે મૈત્રી, કરુણાઆદિના પુન પુન અનુષ્ઠાનથી જ્યારે અંત કરણના રાગદ્વેષાદિ દોષ ધોવાઇ જાય છે અર્થાત્ રજસ્ તમસ્ની ન્યૂનતા થઇ જાય છે ત્યારે અંત કરણમા રહેલુ સત્વ પ્રબળ થવાથી અભિભૂત થતુ નથી એ સત્વશુદ્ધિ છે એ સત્વશુદ્ધિ થવાથી સત્વના આધિક્યના કાર્યરૂપ સ્વચ્છતા વા પ્રસન્નતા ચિત્તમા થાય છે, એજ સૌમનસ્ય છે અને પ્રથમ પાદમા કહ્યાપ્રમાણે પ્રસન્નતા થવાથી ચિત્ત એકાગ્ર થઇ શકે છે, એટલે મનનો નિરોધ થઇ શકે છે, એજ ઐકાગ્ર્ય છે મનને અધીન જ ઇંદ્રિયો હોય છે તેથી મનનો નિરોધ વા જય થવાથી ઇન્દ્રિયોનો પણ જય થાય છે અને એ બધુ થવાથી ચિત્ત સૂક્ષ્મ વસ્તુને ગ્રહણ કરવા સમર્થ થયેલુ હોવાથી આત્મા વા પુરુષરૂપ અતિસૂક્ષ્મ પદાર્થનો સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે આ પ્રમાણે આ સર્વ સિદ્ધિ મનના શૌચથી થાય છે એ સ્પષ્ટ દેખાય છે

હવે ક્રમપ્રાપ્ત સંતોષની પ્રતિષ્ઠાથી થતી સિદ્ધિ કહે છે

**सन्तोषादनुत्तमः सुखलाभः ॥४२॥**

સૂત્રાર્થ—સંતોષની પ્રતિષ્ઠાથી અનુત્તમ સુખનો લાભ થાય છે

અનુત્તમ—એટલે જે સુખથી અન્ય કોઈ ઉત્તમ સુખ નથી તે.

આ સૂત્રથી એ કહ્યું કે જે યોગિને સંતોષનું સ્થૈર્ય સિદ્ધ થાય છે તેને તેના ફલરૂપે અનુત્તમ સુખની પ્રાપ્તિ થાય છે, સંતોષનો અર્થ તૃષ્ણાનો ક્ષય છે. તૃષ્ણા એ રજોગુણ અને તમોગુણનું કાર્ય છે. જ્યારે રજોગુણ અને તમોગુણ અતિનિર્બળ થઈ જાય છે ત્યારે જતે પોતાના કાર્યને પ્રકટાવતાં અટકે છે. તેથી જે યોગીને તૃષ્ણાનો ક્ષય સિદ્ધ થાય તે યોગિના અંતઃકરણમાં રજોગુણ અને તમોગુણ દગ્ધબીજવત્ થતાં જોઈએ તેમ થવાથી ચિત્તનો સ્વભાવસિદ્ધ સત્ત્વગુણ નિર્બાધ આવિર્ભાવને પામી રહે છે. તેથી શુદ્ધસત્ત્વના સ્વભાવસિદ્ધ કાર્યરૂપ નિરતિશય સુખ વા શાન્તિસુખ પ્રાપ્ત થાય છે. શ્રીબૃહદારણ્યકઆદિ ઉપનિષદમાં પણ આનંદમીમાંસામાં કહ્યું છે કે ये शतं प्रजापतेरानन्दाः स एको ब्रह्मण आनन्दः श्रोत्रियस्य चाकामहतस्य—એવા એક સો પ્રજાપતિના આનંદ તે બ્રહ્માનો એક આનંદ છે અને તેટલા જ આનંદ જ્ઞાનવાન્ અકામ પુરુષનો છે. શ્રી પાતંજલભાષ્યમાં પણ यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखम् । तृष्णाक्षयसुखस्यैते नार्हतः षोडशीं कलाम् ॥ લોકની અંદર જે વિષયસુખ છે તથા સિદ્ધિઓરૂપ જે મોટું સુખ છે તે બન્ને પ્રકારના સુખ તૃષ્ણાના ક્ષયરૂપ સંતોષથી થતા સુખનો સોળમો ભાગ પણ નથી એ સ્મૃતિવાક્યથી આ સુખ અનુત્તમ છે એ સિદ્ધ કર્યું છે

હવે ક્રમપ્રાપ્ત તૃતીય નિયમરૂપ તપસ્‌ની સ્થિરતાથી થતી સિદ્ધિ કહે છે.

**कायेन्द्रियसिद्धिरशुद्धिक्षयात्तपसः ॥ ४३ ॥**

સૂત્રાર્થ—તપની પ્રતિષ્ઠાએ કરીને અશુદ્ધિનો ક્ષય થવાથી શરીર સંબંધી સિદ્ધિઓ તથા ઇન્દ્રિયસંબંધી સિદ્ધિઓ થાય છે.

અશુદ્ધિ—અશુદ્ધિ એટલે રાજસતામસ ગુણરૂપ અધર્મ, તેનો ક્ષય થવાથી.

આ સૂત્રથી એ કહ્યું કે તપનું પુનઃ પુનઃ અનુષ્ઠાન કરવામાં આવેથી જ્યારે તપની સ્થિરતા સિદ્ધ થાય છે ત્યારે અંતઃકરણમાં રહેલા રાજસતામસ ગુણરૂપ અશુદ્ધિનો ક્ષય થાય છે. એજ અશુદ્ધિ અણિમા મહિમા વિગેરે તથા દૂરશ્રવણ દૂરદર્શનઆદિ સિદ્ધિઓનો પ્રતિબંધ કરનાર છે. તેથી એ અશુદ્ધિનો ક્ષય થવાથી શરીરસંબંધી સિદ્ધિ જેમકે અણિમા—(શરીરને સૂક્ષ્મ અણુજેવડું કરી નાંખવાનું સામર્થ્ય), મહિમા-(શરીરને મહાન્ પદાર્થરૂપે કરી નાંખવાનું સામર્થ્ય) વિગેરે તથા ઇંદ્રિયોની સિદ્ધિ જેમકે દૂરશ્રવણ, દૂરદષ્ટિ વિગેરે એ બંને પ-

કરો' તે જ મંત્ર તે યોગીશ્વરના સિદ્ધ સંકલ્પાનુસાર તે અધિકારીનું શ્રેય કરે છે અન્ય વર્ણોનો સમૂહ લૌકિક સંકેતથી સમાન અર્થને જ બોધન કરનાર હોય તથાપિ અધિકારીને સિદ્ધિ આપનાર નથી કેમકે એ યોગીશ્વરના સિદ્ધસંકલ્પના બળથી રહિત છે

આ બે નિયમો જોતા જેઓ પોતાની બુદ્ધિથી મિત્રમંડલમા વધારે મને પ્રચાર થાય તે મંત્ર લઇ જપ કરવા બેસી જાય છે તે કેટલા મૂર્ખ છે એ સમજાય છે અને એમણે બાંધેલો મંત્ર બાળાખડીના અક્ષરરૂપ સમૂહના જેવુંજ કાર્ય કરી શકે છે અર્થાત્ નિષ્ફળતાજ છે

૩ દરેક મંત્રમા અધિષ્ઠાતા દેવતા હોય છે તેથી એ મંત્રનું પુનઃ પુનઃ અનુષ્ઠાન થવાથી તે દેવતા પોતે સ્થાપેલા નિયમાનુસાર પ્રસન્ન થાય ત્યારે સિદ્ધિઓ આપે એ યોગ્ય જ છે

આ રીતે વિચારતા સ્વાધ્યાયથી સિદ્ધિ પ્રાપ્ત થવી યોગ્ય છે એ સહજ જણાય છે તેથી આ સૂત્રમા સ્વાધ્યાયથી ઇષ્ટ દેવોના સાક્ષાત્કાર અર્થાત્ ઇચ્છા થતા ન તે દેવો સાક્ષાત્કાર થાય છે એમ જે કહ્યુ છે તે સર્વાંગે યોગ્ય છે

આપ્રમાણે આ સિદ્ધિનુ પ્રતિપાદન કરી હવે ક્રમપ્રાપ્ત ઇશ્વરપ્રણિધાનની પ્રતિષ્ઠાથી થતી સિદ્ધિ કહે છે

**समाधिसिद्धिरीश्वरप्रणिधानात् ॥ ४५ ॥**

સૂત્રાર્થ —ઇશ્વરપ્રણિધાનની પ્રતિષ્ઠાથી સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત સમાધિની સિદ્ધિ થાય છે

આ સૂત્રથી કહ્યુ કે જે યોગીના સર્વ વ્યાપારો ઈશ્વરને અર્પણ થાય એટલે થઈ રહે છે તે યોગીને ઈશ્વરના અનુગ્રહદ્વારા સમાધિની સિદ્ધિ છે, કેમકે તે યોગી અજ્ઞાનમાં રહેલા સર્વ ધ્યેય પદાર્થને ઈશ્વરાનુગ્રહથી યથાર્થ રીતે જ જાણે છે અને તેથી પછી જ્યારે ઇશ્વરાનુગ્રહથી તેને તે વસ્તુનો સાક્ષાત્કાર થાય છે ત્યારે પણ તે યથાર્થ સ્વરૂપે જ તે વસ્તુનો નિશ્ચય કરે છે તેથી ઇશ્વરપ્રણિધાન ઈશ્વરાનુગ્રહ તથા વૈરાગ્ય દ્વારા સંપ્રજ્ઞાતસમાધિની સિદ્ધિનો હેતુ છે અને એ સમાધિની સિદ્ધિ થવાથી અસંપ્રજ્ઞાતની સિદ્ધિ પરવૈરાગ્યદ્વારા થાય છે એ પરવૈરાગ્ય પણ ઈશ્વરાનુગ્રહથી જ થાય છે તેથી ઇશ્વરપ્રણિધાનથી ઉભય સમાધિની સિદ્ધિ થાય છે એથી એમ સમજવાનુ નથી કે ઈશ્વરપ્રણિધાનથી સમાધિની સિદ્ધિ થાય છે તેથી અન્ય યોગાંગ નિરર્થક છે કેમકે અન્ય અંગો પણ ત્રણે પ્રકારે–નિર્વિઘ્ન સિદ્ધિ ઈશ્વરપ્રણિધાનથી જ થાય છે, અર્થાત્ ઇશ્વરપ્રણિધાન અન્ય અંગોની સિદ્ધિદ્વારા જ પરિણામી ફલને ઉ

સ્પન્ન કરે છે તેથી અન્ય અંગો નિરર્થક નથી તથાપિ આ અંગ અન્યથી ઉત્તમ છે, કેમકે અન્ય અંગો ઈશ્વરપ્રણિધાનથી રહિત હોય છે તો સમાધિની સિદ્ધિ કરી આપતા નથી એ વાત યોગસૂત્રના વ્યાખ્યાનોથી સ્પષ્ટ દેખાય છે ખરૂં જોતાં તો આ સંપૂર્ણ યમ નિયમનું યથાર્થરૂપે અનુષ્ઠાન સંયમરૂપ અંગોની સહાયતાવિના થતું જ નથી તેથી એ અંગો પરસ્પર ઉપકારક છે તથા એ સર્વની યથાર્થ રૂપે સિદ્ધિ તો ઘણે અંશે સાથે જ થાય છે

આ પ્રમાણે આ સૂત્રોથી પાંચ યમ, પાંચ નિયમ તથા તેથી થતી સિદ્ધિઓનું નિરૂપણ કર્યું ત્યાં પૂર્ણ કરી ગયા છીએ તે પ્રમાણે સિદ્ધિઓ તે તે અંગની યથાર્થ સિદ્ધિને સૂચવનાર છે તેથી સિદ્ધિના નમુનાથી સાધકે એ અંગોની યથાર્થ સિદ્ધિ ક્યારે થઈ માનવી તે સ્પષ્ટ સમજાય છે તેમ જ એ સિદ્ધિઓના વર્ણનથી એ અંગો કેવી રીતે યોગાંગ છે તેનું પણ પ્રતિપાદન થાય છે જેમકે યોગના આરંભમાટે પ્રાયશ એકાન્તવાસ આવશ્યક છે એ એકાન્તવાસમાં હિંસ્ર પ્રાણીઓથી નિરંતર ભય રહેવો સાધકને ઘટે છે એ ભયથી બીધેલી સાધકની વૃત્તિઓ સંયમમાં પ્રવેશતી નથી એ ભયની નિવૃત્તિ કરનાર તથા જેની સહાયતાથી યોગની સિદ્ધિ થનાર છે એવું જે શરીર તેની હિંસક પ્રાણીઓથી રક્ષા કરનાર અહિંસા છે તેથી તે સ્પષ્ટ રીતે યોગાંગ છે[1] સત્ય અને અસ્તેયથી સાધકને વિઘ્ન થતો અટકે છે બ્રહ્મચર્યથી અંતઃકરણનું સંયમ કરવાનું સામર્થ્ય વધે છે અપરિગ્રહથી પણ વિરાગ થાય છે બાહ્ય અને આંતર શૌચથી અનુક્રમે વૈરાગ્ય અને અંતઃકરણની યોગ્યતા થાય છે આજ પ્રમાણે અન્યમાટે સમજી લેવું તેથી યમ અને નિયમ એ બંને યોગનાં અંગ છે એ આ રીતથી પણ સિદ્ધ થઈ શકે છે આજ પ્રમાણે અન્ય યોગાંગ માટે પણ સિદ્ધ થઈ શકે છે

આ રીતે પ્રથમના બે યોગાંગનું પ્રતિપાદન કર્યું હવે ક્રમ પ્રાપ્ત તૃતીય અંગરૂપ આસનનું પ્રતિપાદન કરેછે

**स्थिरसुखमासनम् ॥४६॥**

સૂત્રાર્થ —નિશ્ચલ અને સુખદ જે આસન હોય તે યોગના અંગરૂપ આસન છે

સ્થિર૦ —એટલે સ્થિર અર્થાત્ સ્થૈર્યને સંપાદન કરનાર અને

---

૧ અહિંસા વિગેરે યમનિયમો અન્ય પણ ઘણાં કારણોથી યોગના તથા જ્ઞાનના અંગરૂપ છે તથાપિ અહિં સિદ્ધિઓ દ્વારા જ યોગાંગત્વ પ્રતિપાદન કરવાનું હોવાથી અન્ય કારણોનું પ્રતિપાદન કર્યું નથી

સુખ એટલે સુખકર અથવા અવયવોને વ્યથા ન કરનાર.

આસનમ્—आस्यतेऽत्र અથવા अनेन प्रकारेण એ બે વ્યુત્પત્તિથી આસન એટલે બેસવાનું મૃગચર્માદિ આસન તથા બેસવાનો પ્રકાર

આ સૂત્રથી યોગના અંગરૂપ આસનનું પ્રતિપાદન કરવાનું છે. ત્યાં જેટલા જેટલા પદાર્થોઉપર બેસી શકાય છે તે સર્વ આસન છે. એ સર્વ યોગના અનુકૂલ નથી. માત્ર એમાંનાં કેટલાંક જ અનુકૂલ છે. એ અનુકૂલ આસનોનું સામાન્ય લક્ષણ આ સૂત્રથી કર્યું છે તે એ કે જે જે આસનો દેહની સ્થિરતા એટલે અચલપણું સંપાદન કરનાર છે તથા જે શરીરના અવયવોને વ્યથા કરનાર નથી તે સર્વે યોગના અંગભૂત આસનો છે. જે આસનોથી શરીર ચાંચલ્યવાળું રહેછે તે આસન યોગમાં સહાય કરનાર નથી, પણ પ્રતિકૂલ છે. કેમકે શરીરના ચાંચલ્યથી પ્રાણાયામની સિદ્ધિ થતી નથી, તેમ જ અંતઃકરણની વૃત્તિ તે વખતે શરીરમાં લાગેલી રહેવાથી ધ્યેયનું અવલંબન કરતી નથી અર્થાત્ શરીરનું ચાંચલ્ય મનમનું પણ વિરોધીછે. એ જ કારણથી અવયવોને વ્યથા કરનાર આસનો યોગના વિરોધી છે. આમ હોવાથી સૂત્રમાં કહ્યું છે કે જે આસન જે સાધકને સ્થૈર્ય અને સુખ સંપાદન કરી આપનાર હોય તે આસન તે સાધકને માટે મુખ્ય છે એ યોગ્ય છે.

અહિં એ પ્રશ્ન થાય છે કે કોઇ સાધકને શયનરૂપ સ્થિતિ સ્થૈર્ય તથા સુખ આપનાર લાગે તો તે તેનું મુખ્ય આસન કહેવાય કે નહિ ? એનો ઉત્તર એકે તે નહિ કહેવાય કેમકે એ પ્રકારનું આસનયોગને અનુકૂલ નથી જ્યારે સુવે છે ત્યારે યદ્યપિ તેને સ્થિરતા તથા સુખની સંપત્તિ થાય એ સંભવે છે તથાપિ એ સ્થિતિમા તે સાધક અલ્પકાળમા નિદ્રાથી અભિભૂત પામે છે તેથી યોગનો વિઘાતક જે લય છે તેને ઉપજાવનારી આ સ્થિતિ હોવાથી યોગના અંગભૂત આસનમાં એનું ગ્રહણ થતું નથી. શ્રીબાદરાયણ ભગવાને પણ બ્રહ્મમીમાંસાના आसीनः संभवात्—બેઠાને સંભવ કરેલો કેમકે અન્ય સ્થિતિમાં સંભવતો નથી—એ સૂત્રથી શયનરૂપ સ્થિતિનું નિરાકરણ કર્યું છે તેથી શયન રૂપ સ્થિતિ આસનમાં જ આવતી નથી તો યોગાંગરૂપ આસનમાં આવે એ અત્યંત અસંભવિત છે. આ સૂત્રમાં પણ સૂત્રકારે आसन શબ્દ વાપરી એજ અર્થ સુચવ્યો છે.

એ આસન બે પ્રકારનાં છે (૧) બાહ્ય અને (૨) શારીર. બાહ્ય આસનમાં સૂત્રસ્થ आसन શબ્દ आस्यतेऽत्र એ વ્યુત્પત્તિથી ઉપર કહ્યા પ્રમાણે લાગે છે. એ આસનમાં મૃગચર્મ વિગેરેનું ગ્રહણ થાય

લે આકાશ અથવા તો પૃથ્વીને ધારણ કરનાર શેષનાગ એના ચિંતનથી ધ્યાતા ધ્યેયરૂપ થાય છે એ નિયમાનુસાર ચિત્તનું અનંતરૂપને પામવું તે અનન્તસમાપત્તિ છે.

આ સૂત્રથી શિઘ્ર આસનસિદ્ધિના બે ઉપાયો કહ્યા તેમાં પ્રથમ ઉપાય એ કહ્યો કે પ્રયત્નની શિથિલતા દેહ ધારણ કરનાર જે સ્વભાવસિદ્ધ પ્રયત્ન છે તે દેહને અમુક નિયમિત સ્થિતિમા ધારણ કરવાના હેતુ નથી પણ નાના સ્થિતિમા ધારણ કરવાના હેતુ છે તેથી યોગને અનુકુલ નિશ્ચય કરેલા આસનની સિદ્ધિમા એ વિરોધી છે. એ પ્રયત્નને શિથિલ કરી નાખવું જેથી એરૂપ એક વિરોધીનો અભાવ થાય[1]

ખરૂં જોતાં તો પ્રયત્નનો જે દ્વિતીય અર્થ કહ્યો છે તેજ વિશેષ યોગ્ય છે જ્યારે બહુ વ્યાપાર કરવામા આવે છે ત્યારે દેહ શ્રમિત થાય છે તેમજ દેહમા અંગમેજય વિગેરે હોય છે તેથી બાહુ આગ્રહથી આસન કરી બેસનાર સાધકની આસનપર વિશેષ કાળ સ્થિતિ નથી, એટલુંજ નહિ પણ દેહ કંપવથી આસન સ્થિર થતુ નથી તેથી ઉક્ત વ્યાપારોને શિથિલ કરવા યોગ્ય છે તેમ જ બહુ વ્યાપારમા થતા માનસઉત્સાહરૂપ પ્રયત્નનુ પણ શૈથિલ્ય અવશ્ય કર્તવ્ય છે, કેમકે એ ઉત્સાહ શરીરને એક સ્થિતિમા બેસવા દેતો નથી પણ તત્કાળ દેહનુ ઉત્થાન કરી તેને અન્ય વ્યાપારોમા યોજે છે તેથી એ પ્રકારના પ્રયત્નને પણ શિથિલ કરવુ યોગ્ય છે

બીજો ઉપાય એ કહ્યો કે ચિત્તને અનતરૂપ કરી મૂકવુ, એટલે અનન્તનુ ધ્યાન કરવુ જેથી અભ્યાસે કરીને ધ્યાતા ધ્યેયરૂપ થાય છે એ નિયમનુસાર ચિત્ત અનન્તરૂપને પામે છે. ત્યા અનંતનો અર્થ આકાશ લઇએ ત્યારે આકાશરૂપ ચિત્ત થવાથી વૃત્તિ શૂન્યવત થઇ રહેછે જેથી એ આસનોની આરંભમા થતી અવયવની વ્યથાનુ અભાવ થઇ જઇ આસનની યથાર્થ સિદ્ધિ થાય છે તેમ જ શેષનાગરૂપ અનંતનો અર્થ લઇએ ત્યારે શેષનાગના ધ્યાનથી ચિત્ત તદ્રૂપતાને પામે છે શેષનાગ પૃથ્વીને ધારણ કરનાર હોવાથી અત્યંત અચળ છે તેથી તદ્રૂપતાને પામેલુ ચિત્ત પણ અચલતાને પામે અને તદ્દ્વારા શરીર પણ અચલ થઇ રહે એ યોગ્ય છે. આમ હોવાથી જ યોગીલોકો યોગારંભે શેષનાગને આસનની સિદ્ધિઅર્થે નમસ્કાર કરે છે શ્રીહઠપ્રદીપિકામા કહ્યુ છે કે अनन्त प्रणमद् देव नागेश पीठसिद्धये—અનુત્તમ દિવ્ય મણિઓથી શોભતા, પોતાની સહસ્રફેણપર સમગ્ર પૃથ્વીમંડળને ધારણ કરનાર નાગલોકના રાજરૂપ આપ અન-

[1] આપ્રમાણે વાચસ્પતિમિશ્ર વ્યાખ્યાન કરે છે

ન્તો હું નમસ્કાર કરું, એ મંત્રથી આસનની સિદ્ધિઅર્થે શેષભગ
વાનને સાધકે આગળમાં નમસ્કાર કરવા

આ બન્ને ઉપાયોપૂર્વક દરરોજ આસન દરરોજ શ્રીગુરૂપદિષ્ટ
માર્ગે એક એક પ્રહર વાળી રાખે તો તે આસનની સિદ્ધિ ત્રણ મા
સમાં થાય છે એવો સાધારણ નિયમ છે આસનની સિદ્ધિ વા જય
થવાથી તે સાધક પ્રાણાયામાદિ ઉત્તરોત્તર ભૂમિકામાં પ્રવેશ કરવા યો
ગ્ય થાય છે આસનની સિદ્ધિનું સામાન્ય લક્ષણ એ છે કે જ્યારે
આસન કેવળ અચલ તથા અનુદ્વેજક થાય ત્યારે તે સિદ્ધ થયેલું
જાણવું તથાપિ જે વિશેષસિદ્ધિ આસનથી થાય છે અર્થાત્ જે સિદ્ધિ
આસનરૂપ યોગાંગના પ્રત્યક્ષ ચિન્હરૂપ છે તે સિદ્ધિનું પ્રતિપાદન કર
વું પૂર્વવત્ જરૂરનું છે તેથી સૂત્રકાર હવે તે કરે છે

ततो द्वन्द्वानभिघातः ॥४८॥

સૂત્રાર્થ—આસનની સિદ્ધિ થવાથી તે સાધક શીતોષ્ણાદિ દ્વન્દ્વથી અ
ભિભવ પામતો નથી

દ્વન્દ્વા૦—એટલે દ્વન્દ્વથી અભિભવ ન થવો તે દ્વન્દ્વશબ્દે કરીને
શીત અને ઉષ્ણ ક્ષુધા અને પિપાસા એવિગેરે જોડકાનું ગ્રહણ થાય છે

આ સૂત્રથી એ કહ્યું કે આસનનો જય થવાથી તે સાધકને ક્ષુ
ત્પિપાસાદિવિગેરે દ્વન્દ્વો બાધ કરી શકતા નથી આ દ્વન્દ્વોથી અનભિ
ભવ અન્યોનું ઉપલક્ષક છે તેથી આસનના જયથી યોગના પ્રતિબ
ન્ધરૂપ આલસ્યનો નાશ થાય છે નાડીના દબાણથી ઉપસ્થના બલનો
ક્ષય થાય છે રક્તવાહક બરાબર રીતે ચાલે છે, વાયુની ગતિ સ્થિ
ર થાય છે તથા તે દ્વારા મનનું સ્થૈર્ય પણ વધે છે વિગેરે ફલોનું
કથન પણ આ સૂત્રથી જ કરવામાં આવેલું ગણાય છે

આ પ્રમાણે તૃતીય અંગનું સ્વરૂપ, ઉપાય તથા ફલ કરીને આ
સનનું પ્રતિપાદન કર્યું હવે ક્રમપ્રાપ્ત ચતુર્થ અંગનું પ્રતિપાદન કરે છે

तस्मिन् सति श्वासप्रश्वासयोर्गतिविच्छेदः प्राणायाम ॥४९॥

સૂત્રાર્થ—આસનની સિદ્ધિ થવાથી શ્વાસ અને પ્રશ્વાસની ગ
તિનો રોધ તે પ્રાણાયામ છે

તસ્મિન્ સતિ—એટલે આસનની સિદ્ધિ થયા પછી આ પદથી એ
બોધન કર્યું કે આસનની યથાર્થ સિદ્ધિ થયા પછી જ પ્રાણાયામનો આરંભ
કરવો આ પદની અનુવૃત્તિ સમાધિસૂત્રપર્યન્ત છે તેથી પ્રાણાયામથી માંડી
સમાધિપર્યન્તના સર્વ સાધનોમાં 'આસનની સિદ્ધિપછી' એ અર્થ
સમજી લેવો આથી પ્રાણાયામથી માંડી સર્વ સાધનોનું આસનસિદ્ધિ

પછી જ અનુષ્ઠાન કરવાનું છે એ અર્થ નીકળે છે. આ સૂત્રમાં જ તસ્મિન્ સતિ કહ્યું છે અને આસનના સૂત્રમાં એમ કહ્યું નથી તેનું કારણ એ છે કે યમ અને નિયમની પૂર્વજન્મમાં સિદ્ધિ થઇ હોય તો તે ચાલે છે પણ આસનની સિદ્ધિ પૂર્વે જન્મમાં કરી હોય છતાં પણ આ જન્મમાં પુનઃ કરવી જરૂરની છે. આમ હોવાથી, આસનનું અન્ય પાંચ અંગોની સાથે જ અનુષ્ઠાન કરવાનું છે. તેથી કેટલીક સ્મૃતિઓમાં યોગને અષ્ટાંગ નહિ કહેતાં ષડંગ કહ્યો છે કેમકે યમ તથા નિયમ એ બેનું પૂર્વ જન્મમાં અનુષ્ઠાન કર્યું હોય છે તોપણ ચાલે છે અને તેથી એ બે અંગો આસનની અપેક્ષાથી વધારે દૂરનાં છે તેથી બહિરંગ છે.

श्वासप्रश्वासयोः—શ્વાસ અને પ્રશ્વાસની. ત્યાં બાહ્ય વાયુનો પોતાની મેળે જ અંતર્પ્રવેશ તે શ્વાસ છે અને તેવી જ રીતે અંદરના વાયુનું જે બહાર જવું તે પ્રશ્વાસ છે. એ બંનેની.

गतिविच्छेदः—ગતિનો વિચ્છેદ અર્થાત્ રોધ, અર્થાત્ અંતપ્રવેશ કરનાર શ્વાસ અને બહાર જનાર પ્રશ્વાસ એ બંનેની ગતિનો રોધ.

प्राणायामः—પ્રાણ અર્થાત્ વાયુનો આયામ એટલે રોધ.

આ સૂત્રથી એ કહ્યું કે શ્વાસ અને પ્રશ્વાસનો રોધ વા અભાવ તે જ પ્રાણાયામ છે. તેથી પ્રાણાયામનું લક્ષણ શ્વાસ અને પ્રશ્વાસનો રોધ એ થયું. એ લક્ષણ પ્રાણાયામમાત્રનું છે તેથી રેચક, પૂરક અને કુંભક એ ત્રણેમાં અનુગત થયેલું હોવું જોઇએ. છે પણ તેમ જ. કેમકે અંદરના વાયુને બહાર કાઢી ત્યાં રોધવો એ રેચક છે, બહારના વાયુને નાસિકા વા મુખ દ્વારા અંત પ્રવેશ કરાવી રોધવો તે પૂરક છે અને વાયુને જ્યાંનો ત્યાં રોધવો એ કુંભક છે. શ્રીઅમૃતબિંદુપનિષદ્‌માં એ ત્રણેનાં લક્ષણ આ પ્રમાણે જ કહ્યાં છે. ત્યાં કહ્યું છે કે—

> उत्क्षिप्य वायुमाकाशं शून्यं कृत्वा निरात्मकम् ।
> शून्यभावेन युञ्जीयाद्रेचकस्येति लक्षणम् ॥
> वक्त्रेणोत्पलनालेन तोयमाकर्षयेन्नरः ।
> एवं वायुर्गृहीतव्यः पूरकस्येति लक्षणम् ॥
> नोच्छ्वसेन्न च निःश्वसेन्नैव गात्राणि चालयेत् ।
> एवं तावन्नियुञ्जीत कुम्भकस्येति लक्षणम् ॥

ઉદરમાં રહેલા વાયુને નાસિકાદ્વારા બહાર કાઢી બહિરાકાશમાં સ્થાપી દેવો એ રેચકનું લક્ષણ છે. જેમ કમળના નાળવડે માણસ પાણીનું આકર્ષણ કરે છે, તે જ પ્રમાણે નાસિકા વા મુખદ્વારા વાયુ-

ને આકર્ષણ કરીને આભ્યન્તર દેશમાં સ્થાપી દેવો એ પૂરકનું લક્ષણ છે. ઉચ્છ્વાસ તથા નિશ્વાસવિના તથા શરીરના અવયવોને ચલાયમાન કર્યાવિના જે વાયુનો રોધ કરવો તે કુંભક છે. આ ત્રણે પ્રાણાયામમાં શ્વાસપ્રશ્વાસનો રોધ છે અને તેથી જ એ પ્રાણનો આયામ વા રોધ હોવાથી પ્રાણાયામ કહેવાય છે. રેચકમાં શરીરથી બહારનાં પ્રદેશમાં રોધ થાય છે, પૂરકમાં અંદરના પ્રદેશમાં અને કુંભકમાં બન્ને પ્રદેશમાં રોધ થાય છે. તેથી આ લક્ષણ સર્વાશે યોગ્ય છે. ખરૂં જોતાં મુખ્ય પ્રાણ તથા આ શ્વાસ પ્રશ્વાસ ભિન્ન ભિન્ન છે તેથી મુખ્ય પ્રાણનો રોધ તેજ પ્રાણાયામ છે, છતાં એ રોધ આ શ્વાસ પ્રશ્વાસના રોધથી થાય છે તેથી આ સાધનરૂપ હોવાથી પ્રાણાયામ કહેવાય છે.

આ પ્રમાણે આ સૂત્રથી પ્રાણાયામનુ લક્ષણ કર્યું. હવે એ પ્રાણાયામના અવાન્તર ભેદ અવશ્ય જાણવાજેવા હોવાથી તેનું સૂત્રકાર પ્રતિપાદન કરે છે.

बाह्याभ्यन्तरस्तम्भवृत्तिर्देशकालसंख्याभिः परिदृष्टो दीर्घसूक्ष्मः ॥ ५० ॥

સૂત્રાર્થ—એ પ્રાણાયામ બાહ્યવૃત્તિ, આભ્યન્તરવૃત્તિ અને સ્તમ્ભવૃત્તિ એમ ત્રણ પ્રકારનો છે. એ ત્રણે પ્રકારના પ્રાણાયામની ભૂમિકાના દેશ, કાલ અને સંખ્યાએ કરીને નિર્ણય કરાય છે તથા પછી અભ્યાસે કરીને એ દીર્ઘ અને સૂક્ષ્મ થાય છે.

વ્યાખ્યા૦:—આ સમાસના અંતમાંનો વૃત્તિશબ્દ પ્રત્યેકપદસાથે સંબંધવાળો છે તેથી એ પદનો અર્થ બાહ્યવૃત્તિ,આભ્યંતરવૃત્તિ અને સ્તંભવૃત્તિ એ થાય છે. ત્યાં જે પ્રાણાયામમાં પ્રશ્વાસે કરીને અર્થાત્ રેચનક્રિયાથી શ્વાસપ્રશ્વાસનો રોધ કરવામાં આવેછે તે બાહ્યવૃત્તિ પ્રાણાયામ છે. આ પ્રાણાયામને જ રેચકસંજ્ઞા અપાય છે જ્યાં શ્વાસે કરીને શ્વાસપ્રશ્વાસનો રોધ કરવામાં આવે છે તે આભ્યન્તરવૃત્તિ પ્રાણાયામ છે. આને જ પૂરકસંજ્ઞા અપાય છે. સકૃત્ પ્રયત્નથી એટલે એક વખતના જ શ્વાસપ્રશ્વાસનો જ્યાંનો ત્યાં રોધ કરવામાં આવે છે તે સ્તંભવૃત્તિ પ્રાણાયામ છે. આ પ્રાણાયામને જ સહિતકુંભક કહેવામાં આવે છે. જે કુંભક, રેચકપૂરક સહિત કરવામાં આવે છે તે સહિતકુંભક છે. જે પ્રાણાયામમાં રેચકપૂરક વિના જ અધિક અભ્યાસના બળથી કુંભક કરવામાં આવે છે તે કેવલકુંભક કહેવાય છે. એ કેવલકુંભક અત્રના સ્તંભવૃત્તિ પ્રાણાયામનો અર્થ નથી કેમકે એ પ્રાણાયામ તો સૂત્રકારે ચોથો લીધો છે અને એનું પ્રતિપાદન ઉત્તર

સૂત્રથી કહ્યું છે. તેથી અહીંયાં સ્તમ્ભવૃત્તિ પ્રાણાયામથી અદિતકુંભક
જ લેવો યોગ્ય છે એ અદિતકુંભક કરવામાં અધિક અભ્યાસની જ-
રૂર નથી અને કેવલકુંભક તો અભ્યાસવિના થતો જ નથી એ પ્ર-
તિપાદન કરવામાટે આ વ્યાખ્યામાં "સકૃત્ પ્રયત્નથી" એ પદો મુ-
ક્યાં છે. આ પદથી સૂત્રકારે એ કહ્યું કે પ્રાણાયામ ત્રણ પ્રકારના છે—
રેચક, પૂરક અને કુંભક; રેચક બાહ્યવૃત્તિ છે, પૂરક અભ્યન્તરવૃત્તિ
છે અને કુંભક સ્તમ્ભવૃત્તિ છે એ વાત ગયા સૂત્રની વ્યાખ્યામાં પ્ર-
સંગ પરત્વે પ્રતિપાદન કરી છે તેથી અત્ર પાછી કહેવા આવશ્ય-
કતા નથી.

દેશકાલ૦:—એટલે દેશ, કાળ તથા સંખ્યાએ કરીને નિયમિત
થાય છે આ પદથી એ કહ્યું કે એ ત્રણે પ્રકારના પ્રાણાયામની ઉ-
ત્તરોત્તર ભૂમિકાનો નિર્ણય દેશાદિથી થાય છે ત્યાં દેશ બે પ્રકાર-
નો છે (૧) બાહ્ય અને (૨) આભ્યન્તર બાહ્ય દેશનું પરિમા-
ણ નાસિકાના અગ્રથી ગણવામાં આવે છે જેમ નાસિકાના અગ્રથી
બાર આંગળ જેટલો, કોઈ રેચક કરે છે, કોઈ એક હસ્ત જેટલો, કો-
ઈ પ્રાદેશ જેટલો વિગેરે. તેથી રેચક કરતી વખતે રૂ વિગેરે કોઈ અ-
ત્યન્ત હલકો પદાર્થ નાસિકાથી બાર આંગળને અન્તરે મુકેલો હોય
અને તે રેચકસમયે રેચન કરાતા વાયુના બળથી જો ઉડે તો તે રે-
ચક પ્રાણાયામનું પરિમાણ બાહ્ય દેશમાં બાર આંગળ સુધીનું ગણાય
છે તેમ જ એક હાથને છેટે મુકેલું રૂ ઉડે અને તેથી આગળનું ન-
હિ ઉડે તો તે રેચક પ્રાણાયામનું પરિમાણ એક હસ્તજેટલું ગણાય
છે, વિગેરે. આપ્રમાણે બાહ્ય દેશથી રેચક પ્રાણાયામની ભૂમિકાનો
નિર્ણય કરાય છે પૂરકનું પરિમાણ આભ્યન્તર દેશથી નિશ્ચય કરાય
છે. વાયુને પૂરવામાં આવે છે ત્યારે શરીરના કંઠ, હૃદયવિગેરે જે ભા-
ગસુધી વાયુ પૂરવામાં આવ્યો હોય છે તે ભાગમાં પિપીલિકાના સ્પ-
ર્શ જેવું ભાન થાય છે તેથી જ્યારે પૂરકસમયે પૂરણ કરાતા વાયુના
સ્પર્શથી કંઠદેશમાં જ પિપીલિકાના સ્પર્શજેવું લાગે ત્યારે તે પૂરક
કંઠદેશસુધીનો ગણાય છે આપ્રમાણે મસ્તકથી તે પગના તળિયાસુધી-
ના સર્વ આભ્યન્તર દેશથી પૂરકના પરિમાણનો નિર્ણય થાય છે. કું-
ભકનો બાહ્ય અને આભ્યન્તર એ બંને દેશોથી નિર્ણય થાય છે,
કેમકે કુંભકમાં જેમ વાયુનો બહારથી અભાવ થાય છે તેમ જ અ-
ંદરથી પણ થાય છે અર્થાત્ એમાં અંતર્ બહિર બંને સ્થળના વા-
યુનો રોધ હોય છે. ત્યાં બાહ્ય દેશથી નિર્ણય તુલાદિ પદાર્થની ગતિ-
ના અભાવથી અને આભ્યન્તર નિર્ણય સ્પર્શની અનુપલબ્ધિથી થા-

ય છે આ સર્વ પ્રકારનો નિર્ણય દેશે કરીને થાય છે તેથી એ પ્રાણાયામ દેશથી પરિદૃષ્ટ ગણાય છે

કાલથી થતો નિર્ણય સ્પષ્ટ છે, જેમ આટલા ક્ષણ રેચક થયો, આટલા ક્ષણ પૂરક થયો અને આટલા ક્ષણસુધી કુંભક થયો, વિગેરે

સંખ્યાનિર્ણય અનેક રીતે થાય છે જેમ કે માત્રાની સંખ્યાથી, મંત્ર બીજના જપની સંખ્યાથી વિગેરે શ્રીમાર્કણ્ડેયપુરાણમાં કહ્યું છે કે निमेषोन्मेषणे मात्रा तालो लघ्वक्षर तथा । प्राणायामस्य संख्यार्थं स्मृतो द्वादशमात्रिक ॥ નિમેષ અને ઉન્મેષ, માત્રા તાલ નાનો અક્ષર એ બધાં પ્રાણાયામની સંખ્યામાટે છે, એટલે પ્રાણાયામનો જે સંખ્યાથી નિર્ણય કરાય છે તે નિમેષની સંખ્યા ઉન્મેષની સંખ્યા, માત્રાની સંખ્યા એમ વિવિધ રીતે કરાય છે તેમાં જ્યારે પ્રાણાયામનો, સંખ્યાથી નિર્ણય કરવો હોય છે ત્યારે માત્રાની સંખ્યાથી તથા મંત્ર બીજની આવૃત્તિની સંખ્યાથી નિર્ણય કરવાનો સાધારણ પ્રચાર છે માત્રામાટે શ્રીસ્કન્દપુરાણમાં—

जानु प्रदक्षिणीकुर्यान्न द्रुतं न विलम्बितम् ।
प्रदद्याच्छोटिकां यावत्तावन्मात्रेति गीयते ॥

ઇત્યાદિ વચનથી એવું કહ્યું છે કે ત્વરાથી પણ નહિ તેમ અત્યંત ધીમેથી પણ નહિ પણ સાધારણ વેગથી ઘુંટણની આસપાસ હાથને પ્રદક્ષિણા ફરાવીને એક ચપટી વગાડીએ એટલામાં જેટલો કાળ થાય તેટલો કાળ એક માત્રાનો છે આવી માત્રાની સંખ્યાથી પ્રાણાયામનો સંખ્યાથી નિર્ણય થાય છે જ્યારે એક માત્રાથી પૂરક ચાર માત્રાથી કુંભક તથા બે માત્રાથી રેચક કરવામાં આવે ત્યારે તે એકમાત્રિક પ્રાણાયામ કહેવાય છે એ જ પ્રમાણે બે માત્રાથી પૂરક, આઠ માત્રાથી કુંભક અને ચાર માત્રાથી રેચક કરવામાં આવે છે ત્યારે બેમાત્રિક પ્રાણાયામ કહેવાય છે એ જ પ્રમાણે આગળ સમજવું જે મંત્ર શ્રીસદ્ગુરુકૃપાદિ હોય તેમાંના આરંભના વર્ણોની અથવા શ્રી સદ્ગુરની સંજ્ઞાનુમાર અન્ય વર્ણોની અથવા અન્ય બીજોની આવૃત્તિ કરી પ્રાણાયામ કરવો તે મંત્રબીજની આવૃત્તિની સંખ્યાથી નિયમિત થતો પ્રાણાયામ છે આ બંને પ્રકારે નિયમિત થતો પ્રાણાયામ સંખ્યાપરિદૃષ્ટ કહેવાય છે ખરું જોતાં સંખ્યાપરિદૃષ્ટ પણ કાલપરિદૃષ્ટ જ છે તથાપિ પ્રકારભેદથી એ બંનેનો જુદો ગણના કરવામાં આવે છે તે અયોગ્ય નથી આ પ્રમાણે આ પદથી ત્રણ રીતે પ્રાણાયામનો નિર્ણય થાય છે એ વાત કહી

दीर्घसूक्ष्मः—એટલે દીર્ઘ અને સૂક્ષ્મ ત્યાં ઘણો કાળ સુધી જે પ્રાણાયામ રહે છે તે દીર્ઘ કહેવાય છે અને જેમાં વાયુનો સંચાર અતિ

સૂક્ષ્મ હોય તે સૂક્ષ્મ કહેવાય છે.

આ સૂત્રમાં એ કહ્યું કે પ્રાણાયામ ત્રણ પ્રકારનો છે. રેચક, પૂરક અને કુંભક. એ ત્રણે પ્રકારના પ્રાણાયામનો નિયમ દેશ, કાલ અને સંખ્યાથી કરાય છે તથા એ પ્રાણાયામનો અભ્યાસ કરનાર સાધક જેમ જેમ ઉત્તરોત્તર ભૂમિકામાં જાય છે તેમ તેમ તેનો પ્રાણાયામ ઘણા કાળ સુધી રહે છે; અર્થાત્ દીર્ઘ થાય છે અને વાયુનો સંચાર ક્રમે ક્રમે સૂક્ષ્મ થતો જવાથી સૂક્ષ્મ થાય છે.

પ્રાણાયામના નિયમવિધિમાં અહિં દેશ, કાલ અને સંખ્યા એ ત્રણ કહ્યાં છે, પણ કેટલે સ્થળે એથી ભિન્ન પ્રકારો પણ કહેલા જોવામાં આવે છે જેમ કે શ્રીવસિષ્ઠસંહિતામાં કહ્યું છે કે प्रस्वेद जनये यस्तु प्राणायामो हि सोऽधमः । मध्यमः कम्पनःप्रोक्त उत्थानं चोत्तमं भवेत् ॥ જે પ્રાણાયામથી પ્રસ્વેદ થાય છે તે અધમ છે, જેથી કંપ થાય છે તે મધ્યમ છે અને જેથી આસનનું ઉત્થાન થાય છે તે ઉત્તમ છે. તેમ જ કેટલેક સ્થળે પ્રાણાયામના મૃદુ, મધ્યમ અને તીવ્ર એમ પણ ત્રણ વિભાગ પાડેલા છે કૌર્મ પુરાણમાં કહ્યું છે કે मात्राद्वादशको मन्दश्चतुर्विंशतिमात्रकः । मध्यम प्राणसंरोधः षट्त्रिंशन्मात्रकोऽन्तिमः ॥ દ્વાદશમાત્રાવાળો પ્રાણાયામ મંદ છે, ચોવીસ માત્રાવાળો મધ્યમ છે અને છત્રીસ માત્રાવાળો ઉત્તમ છે આ વિગેરે વિવિધ ભેદો જોવામાં આવે છે તથપિ એ સર્વમાં સરલ હોવાથી, સાધારણ રીતે પ્રચલિત હોવાથી, તથા આ પ્રાણાયામની સર્વ ભૂમિકામાં સાધકને અનુષ્ઠાન કરવામાં વિશેષ ઉપયોગી હોવાથી આ સૂત્રમાં દેશ, કાલ અને સંખ્યા એ ત્રણ પ્રકારો જ પ્રાણાયામના નિયમવિધિમાં કહ્યા છે. એ નિયમપ્રમાણે શ્રીમદ્ગુરુની આજ્ઞાનુસાર યોગના સાધકે પ્રાણાયામનો નિરન્તર અભ્યાસ કરતા રહે છે ત્યાં યદ્યપિ આ સૂત્રમાં પ્રથમ રેચક, પછી પૂરક અને કુંભક કહ્યો છે તથાપિ પ્રાણાયામનું અનુષ્ઠાન કરવામાં એ ક્રમ સાધારણ રીતે પ્રચલિત નથી તેથી વિવક્ષિત નથી. સાધારણ નિયમ તો પૂર્વે કહ્યા પ્રમાણે પ્રથમ પૂરક, મધ્યે કુંભક અને અંતે રેચક એ પ્રમાણે કરવાનો છે. એ પૂરકાદિનો સાધારણ કાળ ૧: ૪: ૨ ના પ્રમાણમાં હોય છે. આરંભકસાધકમાટે પ્રાણાયામ કરવાનો પ્રકાર આ પ્રમાણે છે—પ્રથમ તેણે ઇડા (ડાબી નાસિકા) દ્વારા વાયુને બહાર કાઢી નાખવો પછી પિંગલાના (જમણી નાસિકાના) છિદ્રને જમણા હાથના અંગુષ્ઠવડે દાબી રાખી ઇડા નાડીથી પૂરક કરવો. પૂરક કરી રહ્યા પછી ઇડાને કનિષ્ઠિકા અને અનામિકા વડે દાબી બંધ કરી યથાશક્તિ નિયમાનુસાર કુંભક કરવો. પછી જમણા

હાથના અંગુઠાને પિંગળાઆંગળીથી ઉપાડી લઇ શનૈ શનૈ નિયમિત કાળમાં રેચન કરી રેચક કરવો પછી પિંગળા નાડીથી પૂરક કરવો તથા એ દ્વારને અંગુઠાવડે બંધ કરી પૂર્વવત્ કુંભક કરવો તેપછી કનિષ્ઠિકા અને અનામિકાને પ્રકાઆંગળીથી ઉપાડી ઇડા નાડીથી રેચક કરવો. આપ્રમાણે જેટલા પ્રાણાયામ કરવા હોય તેટલા કરવા. એમા નિયમ એટલો રાખવો જોઇએ છે કે જે નાડીથી પૂરણ કર્યો હોય તે નાડીએ તે વખતે રેચન કરવો નહિ અને જે નાડીથી રેચન કર્યો હોય તે જ નાડીથી પૂરણ કરવો અભ્યાસ થયાથી હાથના અંગુઠા વિગેરેથી દબાવવાની જરૂર રહેતી નથી. એની મેળે પણ થાય છે. આ પ્રકારનો પ્રાણાયામ સાધારણ પ્રાણાયામ છે તથા એને અગર્ભક વા લોમવિલોમ પ્રાણાયામ પણ કહે છે એની સિદ્ધિ પછી અધિકાર પ્રાપ્ત થયાથી અન્ય વિવિધ પ્રકારે પ્રાણાયામો શ્રી સદ્ગુરુની આજ્ઞાનુસાર કરવામા આવે છે તેમા મુખ્ય આઠ પ્રકાર છે. એ આઠમાટે શ્રીહઠયોગ પ્રદીપિકામા કહ્યુ છે કે सूर्यभेदनमुज्जायी सीत्कारी शीतली तथा । भस्त्रिका भ्रामरी मूर्च्छा प्लावनीत्यष्ट कुम्भकाः ॥ સૂર્યભેદન, ઉજ્જાયી સીત્કારી, શીતલી ભસ્ત્રિકા, ભ્રામરી, મૂર્ચ્છા અને પ્લાવની એ આઠ ભેદથી કુંભક આઠ પ્રકારના છે એ આઠેના સ્વરૂપ એ જ ગ્રંથમાં[1] આપ્યાછે તે ત્યા જોઇ લેવાં અથવા તો યોગસિદ્ધાન્તસિન્ધુ પ્રથમ રત્નમાં[2] જોવાં, અત્ર વિસ્તારની જરૂર નથી

આ પ્રમાણેના વિવિધ પ્રાણાયામો કરનારે શાસ્ત્રમાં કહ્યાપ્રમાણે આસનયોગ પાળવો જરૂરનો છે અને તે જ પ્રમાણે અશનયોગ વિગેરે પણ અવશ્ય પાળવા જોઇએ છે [illegible]મુક્તિકિકામા કહ્યુ છે કે प्राणायामदृढाभ्यासैर्युक्त्या च गुरुदत्तया । आसनाशनयोगेन प्राणस्पन्दो निरुध्यते ॥ શ્રી સદ્ગુરુથી પ્રાપ્ત યુક્તિવડે અશનયોગના પાલનપૂર્વક કરેલા પ્રાણાયામના દૃઢ અભ્યાસથી પ્રાણના ચાંચલ્યનો નિરોધ થાય છે અશનયોગ એટલે આહાર યોગીના આહારમાટે શ્રીહઠપ્રદીપિકામા[3] કહ્યુ છે કે લીંબડાવિગેરે અતિ કડુ પદાર્થો, આમલી વિગેરે અત્યન્ત ખાટાપદાર્થો, મરચાવિગેરે તીક્ષ્ણ પદાર્થો, અતિ ઉષ્ણ પદાર્થો, લવણ, લીલુ શાક, કાંજી, તેલ, તલ, સરસવ, મદ્ય, મત્સ્ય, બકરી વિગેરેનુ માંસ, દધિ, છાસ, લસુન, હિંગ, ગાજર, અડદની દાળ[4] વિગેરે

---

૧ દ્વિતીયોપદેશ શ્લોક ૪૮ થી   ૨ પૃષ્ઠ ૨૬૪ થી

૩ પ્રથમોપદેશ શ્લોક ૫૯ અને ૬૦.

૪ આથી એ સ્પષ્ટ થાય છે કે જે ગુરુ થઇને હિંદુ, પારસી, મુસલમાન વિગેરે સર્વને યોગનો એક જ ક્રમ આપે છે તેઓ યોગશા-

જે જે પદાર્થો શરીરના અવયવોને ઉન્મત્ત કરનાર હોય તથા જે જે પદાર્થો રાજસી અને તામસી હોય તે સર્વ યોગીમાટે કુપથ્ય છે. ઘઉં, શાલિના ચોખા, યવ, સાઠીના ચોખા (જે સાઠ દિવસમાં તૈયાર થઇ જાય છે ), સામો, નીવાર, દુધ, ઘી, શર્કરા, માખણ, મિશ્રી, સુંઠ, પરવળ, પનસ, સુરણ, રતાળુવિગેરે પદાર્થો જે દેહના પોષક હોય, જે મધુર હોય, સ્નિગ્ધ હોય, ગાયના વિકારરૂપ ઘીદુધથી મિશ્રિત હોય તથા જે મનને અરુચિ ન ઉત્પન્ન કરે એવા હોય તે સર્વ પદાર્થો યોગીમાટે પથ્ય છે.[1] તેમાં પણ પ્રાણાયામના આરંભક સાધકને માટે अभ्यासकाले प्रथमे शस्तं क्षीराज्यभोजनम् । ततोऽभ्यासे दृढीभूते न तादृङ्नियमग्रहः ॥ પ્રથમના અભ્યાસકાળે દુધ અને ઘીવાળા પદાર્થોનો આહાર વિશેષ યોગ્ય છે. ત્યાર પછી અભ્યાસની દૃઢતા થયે એ નિયમનું આગ્રહથી પાલન કરવું જરૂરનું નથી—એ શ્રીહઠયોગપ્રદીપિકાનાં વચનાનુસાર પ્રથમ દુધઘીવાળા પદાર્થો વધારે અનુકૂલ પડે છે એ આહાર કયા પ્રમાણમાં લેવો તેમાટે શાસ્ત્રમાં મિતાહાર કરવાનું કહ્યું છે. ઉદરના ચાર ભાગ કરી તેમાંથી બે ભાગ અન્નવડે પુરવા, એક ભાગ જલવડે પુરવો અને એક ભાગ વાયુના સુખસંચારમાટે ખાલી રાખવો—એ મિતાહાર છે. આ નિયમનું ઉલ્લંઘન કરનારથી પણ યોગ અને વિશેષતઃ પ્રાણાયામ સિદ્ધ કરી શકાતો નથી. શ્રીઅમૃતબિંદુ ઉપનિષદ્‌માં કહ્યું છે કે अत्याहारमनाहारं नित्यं योगी विवर्जयेत्—યોગીએ અતિઆહાર તથા ઉપવાસનો ત્યાગ કરવો તેમ જ શ્રીમદ્ ભ૦ગીતામાં પણ नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः ઇત્યાદિ વચનોથી એ જ કહ્યું છે કે અતિઆહાર કરનારને, નિયમે કરી ઉપવાસ કરનારને, અતિઊંઘનારને તથા જાગરણ કરનારને યોગ સિદ્ધ થતો નથી તેથી પ્રાણાયામના સાધકે આ મિતાહારનો નિયમ અવશ્ય પાળવો જોઇએ છે.

આ રીતે પ્રાણાયામના સાધકે આહાર, સ્થાન ( મઠિકાના વર્ણનમાં પ્રતિપાદન કરેલું ) તથા સંગતિ ( પ્રાયશઃ એકાન્તવાસ ) એ ત્રણને સેવવાં. એના વિચારમાં મુખ્યત પ્રાણાયામનો અભ્યાસ તથા એને અનુકૂલ અથવા અંતિમ ફલને અનુકૂલ ઉપાયોનું અનુષ્ઠાન એ જ છે.

---

આના નિયમથી અજ્ઞાન છે તેથી ગુરુપદને કેવલ નાલાયક છે

[1] અહિ એ કહેવું જરૂરનું છે કે આ અશનયોગમાં કહેલા કુપથ્ય તથા પથ્યમાંથી પણ કયા કયી વખતે છોડવા તથા કયા કયી વખતે સેવા એ શ્રીમદ્‌ગુરુદ્વારા જાણી નિશ્ચય કરવો તથા પછી જ એમાં પણ પ્રવૃત્ત થવું

આરીતે આહાર વિહાર,સ્થાન અનેસંગતિનુ પ્રાણાયામના સાધકે પાલન કરવુ પ્રાણાયામ કરવામા સાધકના શરીરઉપર પણ ઘણો ખરો આધાર રાખવામા આવે છે જો સાધકના શરીરમાં કફ, પિત્ત અને વાત એ ત્રણે દોષો સમઅવસ્થામા હોય છે તેને તો શ્રીસદ્ગુરુથી ઉપદિષ્ટ થયેલા માર્ગે પ્રાણાયામ કરવા સહેલા પડે છે પણ જે સાધકોમા એ દોષો વિષમાવસ્થામા હોય છે તે સાધકને શ્રીસદ્ગુરની આજ્ઞાનુસાર પ્રસંગે ષટ્કર્મમા પ્રવેશ કરવો પડે છે ધોતિ, બસ્તિ, નેતિ ત્રાટક, નૌલિ અને કપાલભાતિ એ છને ષટ્કર્મ સંજ્ઞા અપાય છે એ ષટ્કર્મમાથી જે કર્તવ્ય હોય તે સદ્ગુરુશ્રીની આજ્ઞાનુસાર તેમણે બતાવેલા માર્ગથી તથા પ્રકારથી સાધકે કરવા કેમકે એમ કરવાથી જ લાભ થાય છે અને જો સ્વત કોઈનુ ગ્રહણ કરવામા આવે છે તો તે ઘણે પ્રસંગે અનર્થનુ હેતુરૂપ જ થાય છે તેથી પ્રાણાયામના સાધકે આહારાદિસાથે પ્રસંગે આનુ પણ અનુષ્ઠાન કર્તવ્ય હોવાથી કરવુ

આ પ્રમાણે પ્રાણાયામ કરવામા જે અગણિત નિયમો છે તેમાના મુખ્ય મુખ્ય કેટલાક કહ્યા તથાપિ સૌથી પ્રધાન નિયમ એ ક્રિયામા એ જ જાળવવાનો છે કે એ ક્રિયામા કોઈ પણ સુબુદ્ધિવાન માણસે યોગીશ્વર શ્રીમદ્ગુરુવિના કદાપિ પ્રવેશ કરવો નહિ આ નિયમ જળવાયાથી અન્ય સર્વ નિયમો પોતાની મેળે જ જળવાય છે અને જે આ નિયમથી ચુકે છે તે સર્વ નિયમથી ભ્રષ્ટ થાય છે અને હિક્કા શ્વાસ જલોદર વિગેરે જેટલા જેટલા રોગો કહેવાય છે તે સર્વે તથા મૃત્યુ પણ સહે છે આજ કારણથી ઉપર ઉદાહૃત કરેલા શ્રીજીવન્મુક્તિ વિવેકમાના વાક્યમા युक्त्या च गुरुदत्तया એમ સ્પષ્ટ કર્યું છે જે જે યોગના ગ્રંથો અનુભવી પુરુષો લખી ગયા છે તે સર્વમા શ્રીમદ્ગુરુની સહાયવિના કોઇએ એ ક્રિયામા મહા ભારત અનર્થનો ભય રાખી પ્રવેશ ન જ કરવો એમ એકથી અધિક વાર કહ્યુ છે શ્રીહઠયોગ પ્રદીપિમા કહ્યુ છે કે यथा सिंहो गजो व्याघ्रो भवेद्वश्य शनैः शनैः । तथैव सेवितो वायुरन्यथा हन्ति साधकम् —જેમ સિંહ, હાથી વા વાઘ ધીમે ધીમે યુક્તિવડે વશ કરાય છે અને તેમ નથી કરવામા આવતુ તો વશ કરવા જનાર માણસના પ્રાણ લેછે તે જ પ્રમાણે વાયુ પણ શ્રીગુરુથી પ્રાપ્ત યુક્તિવડે વશ કરાય છે અને નહિ તો તે સાધકને હણે છે શ્રીયોગબીજમા શિવનુ પણ વચન છે કે मरुज्जयो यस्य सिद्धस्तं सेवेत गुरुं सदा । गुरुवक्त्रप्रसादेन कुर्यात्प्राणजयं बुधः ॥ જેને પ્રાણનો જય સાધ્ય થયો હોય તેવા યોગી મહાત્માને ગુરુરૂપે સ્થાપી તેમની સર્વ પ્રકારે શુશ્રૂષા કરી તેમના શ્રી-

ગુરુની આજ્ઞાનુસાર પ્રાણાયામ કરવા વિચારવાને વિચારવો. તેથી શ્રીગુરુ વિના આ ક્રિયામાં કદી પણ પ્રવેશ ન જ કરવો એ શુદ્ધ નીતિ અવશ્ય પાલન કરવાયોગ્ય છે.

આ પ્રમાણે શ્રીસદ્‌ગુરુના આશ્રય નીચે રહીને સાધકે વિવિધ પ્રાણાયામો અવશ્ય કરવા. પ્રાણાયામરૂપ યોગાંગ તત્ત્વજ્ઞાનનું સાધન હોવાથી અવશ્ય કર્તવ્ય છે એ વાત શ્રીશ્વેતાશ્વતરશ્રુતિ પણ *प्राणान्प्रपीडयेह संयुक्तचेष्टः क्षीणे प्राणे नासिकयोः श्वसीत*[1] ઇત્યાદિ વચનથી કહે છે.

આ રીતના ત્રણ પ્રાણાયામનો દૃઢ અભ્યાસ થવાથી સાધકને ચતુર્થ પ્રાણાયામરૂપ કેવલ કુંભક કરવાનું સામર્થ્ય આવેછે. શ્રીવસિષ્ઠસંહિતામાં કહ્યું છે કે निश्वासोच्छ्वासकौ देहे स्वाभाविकगुणावुभौ । तथाऽपि नश्यतस्तेन प्राणायामोत्तमेन हि ।तयोर्नाशे समर्थः स्यात् कर्तुं केवलकुम्भकम् ।सहितं केवलं वाऽपि कुम्भकं नित्यमभ्यसेत् । यावत्केवलसिद्धिः स्यात् तावत्सहितमभ्यसेत् ॥ પ્રશ્વાસ અને શ્વાસ એ શરીરની અંદર સ્વાભાવિક ગુણરૂપ છે. તથાપિ આસનનો ઉત્થાન કરનાર જે ઉત્તમ પ્રાણાયામ તેવડે એ બન્નેનો જય કરી શકાય છે. એ બન્નેનો જય થવાથી સાધક કેવલકુંભક કરવા સમર્થ થાય છે. સાધકે સહિતકુંભક વા કેવલકુંભકનો નિત્ય અભ્યાસ કરવો તેમાં જ્યા સુધી કેવલની સિદ્ધિ નહિ થાય ત્યાંસુધી જ સહિતનો અભ્યાસ કરવો. આથી આ ત્રણની સિદ્ધિથી સર્વોત્કૃષ્ટ પ્રાણાયામરૂપ કેવલકુંભક સિદ્ધ થાયછે એ સ્પષ્ટ છે. એ કેવલકુંભક જે આ ત્રણના ઉત્તરકાળે થનારછે તેનું સૂત્રકાર આ પ્રમાણે આ સૂત્રથી એ ત્રણનું પ્રતિપાદન કરી રહ્યા પછી હવે પ્રતિપાદન કરે છે.

**बाह्याभ्यन्तरविषयाक्षेपी चतुर्थः ॥ ५१ ॥**

સૂત્રાર્થ—બાહ્યવિષય જે રેચક અને આભ્યન્તરવિષય જે પૂરક તે બેના ત્યાગપૂર્વક કરાતો જે કેવલકુંભક છે તે ચોથો પ્રાણાયામ છે.

વ્યાખ્યા૦.—એટલે જેનો વિષય બાહ્ય છે તથા જેનો આભ્યન્તર છે તે બેના ત્યાગ પૂર્વક. આક્ષેપ એટલે અતિક્રમણ વા ત્યાગ. બાહ્યવિષય એટલે રેચક કેમકે રેચકનો વિષય બાહ્ય દેશ હોય છે, અર્થાત્ રેચક બાહ્ય દેશથી પરિચ્છિન્ન થાયછે, અને આભ્યન્તરવિષય એટલે પૂરક કેમકે પૂરક આભ્યન્તર દેશથી પરિચ્છિન્ન થાય છે.

આ સૂત્રથી એ કહ્યું કે જે કુંભક રેચકપૂરકના ત્યાગપૂર્વક કરાય તે ચતુર્થ છે. પૂર્વ સૂત્રમાં જે સહિતકુંભક કહ્યો હતો તે નિયમે કરીને

---

1 વિશેષમાટે જુઓ શ્રીશ્વેતાશ્વતરોપનિષદ્ પૃષ્ઠ ૪૧. ૪૨. ૪૩. આનંદાશ્રમસંસ્કૃત ગ્રંથાવલિ.

રેચક અને પૂરકની મધ્યના કાળમાં થાય છે અને તેથી તે બાહ્યવિષય અને આભ્યન્તરવિષયથી પરિચ્છિન્ન છે. આ ચતુર્થ પ્રકારનો પ્રાણાયામ જે કેવલકુંભક છે તેમાં રેચકપૂરકનું અતિક્રમણ થયેલું હોય છે તેથી એ કુંભક બાહ્ય વા આભ્યન્તર કોઈ વિષયથી પરિચ્છિન્ન નથી.

આ સૂત્રનો વિષયશબ્દ યદ્યપિ દેશવાચક છે તથાપિ સંખ્યા અને કાળ એ બંનેનો ઉપલક્ષક છે. બાહ્યવિષય રેચક આરંભમાં સંખ્યા, દેશ તથા કાલથી પરિચ્છિન્ન કરાય છે, તેમ જ આભ્યન્તરવિષયક પૂરક પણ એનાથી પરિચ્છિન્ન કરાય છે. ત્યારપછી અભ્યાસના બળથી એ રેચકપૂરકનો જે આક્ષેપ વા અતિક્રમણ થાય છે તે પણ દેશ, કાલાદિથી જ કરાય છે. તેથી આ કેવલકુંભકમાં જેમ દેશનો આક્ષેપ કરાય છે તેમ કાળ અને સંખ્યાનો પણ આક્ષેપ કરાય છે. તૃતીય પ્રાણાયામ જે સહિત કુંભક છે તેમાં આ દેશાદિથી પરિચ્છેદ હોય છે તેમ જ એ સકૃત પ્રયત્નથી કરાય છે અને આ ચતુર્થ પ્રાણાયામ અપરિચ્છિન્ન હોય છે તથા ઘણા અભ્યાસના બળથી જ કરાય છે એ એમાં ભેદ છે. આમ આ કેવલ કુંભક અપરિચ્છિન્ન છે તથાપિ કાલમાટે એવું કહેવાય છે કે ૧૦૦ દિવસનો કેવલકુંભક ઘણો ભારે છે.

આ સૂત્રથી આ ચતુર્થ પ્રાણાયામ જે ફલરૂપ છે તેનું પ્રતિપાદન કર્યું તથા તેથી એ સૂચવ્યું કે જ્યાં સુધી આ ફલનો આવિર્ભાવ ન થાય અર્થાત્ આ પ્રાણાયામ કરવાનું સામર્થ્ય ન આવે ત્યાં સુધી પ્રથમના ત્રણનો અભ્યાસ સાધકે કરવો.

આ પ્રમાણે સૂત્રકારે પ્રાણાયામરૂપ ચતુર્થ યોગાંગનાં સ્વરૂપ, ભેદ વિગેરેનું પ્રતિપાદન કર્યું. હવે એ અંગની સિદ્ધિથી જે ફલ થાય છે (સિદ્ધિ થાય છે) તેનું પૂર્વવત્ પ્રતિપાદન કરે છે.

ततः क्षीयते प्रकाशावरणम् ॥ ५२ ॥

સૂત્રાર્થઃ— પ્રાણાયામની સિદ્ધિથી વિવેકજ્ઞાનને ( અર્થાત્ તેના કારણરૂપ બુદ્ધિસત્વને ) આવરણ કરનાર પાપરૂપ અશુદ્ધિનો ક્ષય થાય છે.

તતઃ— એટલે પ્રાણાયામના અભ્યાસે કરીને જ્યારે એ સિદ્ધ થાય છે ત્યારે.

પ્રકાશા૦ઃ— એટલે પ્રકાશના આવરણનો. ત્યાં પ્રકાશ એટલે વિવેકસાક્ષાત્કાર અથવા તો પ્રકાશસ્વરૂપ બુદ્ધિસત્વ જે સ્વભાવે કરીને પ્રકાશ ગુણવાળું છે છતાં રાગમધુર વિષયોએ કરીને આચ્છાદિત થયું છે તે. એને આવરણ કરનાર— ઢાંકી દેનાર— પાપરૂપ અશુદ્ધિ તે આવરણ છે.

આ સૂત્રથી એ કહ્યું કે પ્રાણાયામના અભ્યાસથી જ્ઞાનના અને યોગના પ્રતિબંધકરૂપ ક્લેશ અને પાપકર્મ એનો ક્ષય થાય છે. શ્રીમનુભગવાને પણ દહ્યન્તે ધ્માયમાનાનાં ધાતૂનાં હિ યથા મલાઃ । તથેન્દ્રિયાણાં દહ્યન્તે દોષાઃ પ્રાણસ્ય નિગ્રહાત્ ॥ જેમ ધાતુના દોષો ધમવાથી ક્ષય થાય છે તે જ પ્રમાણે પ્રાણના નિગ્રહવી એકાદશેન્દ્રિયના દોષોનો ક્ષય થાય છે. પ્રાણ એ શરીરમાં રહેલો સૂક્ષ્મ વાયુ છે. એ વાયુની સત્તાથીજ બહારનો વાયુ અંદર પ્રવેશે છે તથા અંદરનો વાયુ બહાર જાય છે તથાપિ એ અંદર પ્રવેશનો વાયુ તથા બહાર જતો વાયુ પ્રાણ નથી. પ્રાણ તો એ બંનેથી અતિશય સૂક્ષ્મ વાયુ છે જે જન્મ થતાપૂર્વે અભિમાનીસાથે વળગેલો હોય છે તથા જે મૃત્યુવિના શરીરને છોડતો નથી. એ પ્રાણના તથા મન વા અંતઃકરણનો ગાઢ સંબંધ છે. એ પ્રાણનો નિરોધ થવાથી એક પ્રકારનો અતિ સૂક્ષ્મ અગ્નિ ઉત્પન્ન થાય છે અને તેના પરિણામરૂપ જલ થાય છે એ અગ્નિ તથા જલ પણ સૂક્ષ્મકણાવાળાં હોય છે. એ બન્નેવડે અંતઃકરણનાં રજસ્ તમસ્ ધોવાઇ જાય છે. તેથી પ્રાણાયામની સિદ્ધિથી પ્રકાશસ્વરૂપ સત્ત્વ જે આવરણ દશામાં આવૃત્ત થયેલું હોય છે તે, આવરણનો ક્ષય થવાથી પોતાના સ્વભાવસિદ્ધ સ્વરૂપે સ્થિત થાય છે તેથી અંતે જ્ઞાનદીપ્તિ થાય છે. યદ્યપિ અશુદ્ધિનો ક્ષય તપથી પણ થાય છે તથાપિ તપ અને પ્રાણાયામ એ બે ઉપાયોમાં પ્રાણાયામ શ્રેષ્ઠ ઉપાય છે આમ હોવાથી જ પ્રથમ પાદમાં ઉત્તમાધિકારીમાટે તપનું વિધાન ન કરતાં પ્રાણાયામનું વિધાન સૂત્રકારે કર્યું છે

આપ્રમાણે પ્રાણાયામની સિદ્ધિથી થતા પ્રથમ ફલનું પ્રતિપાદન કરી હવે દ્વિતીય ફલનું પ્રતિપાદન કરે છે.

धारणासु च योग्यता मनसः ॥ ५३ ॥

સૂત્રાર્થ—વળી વિવિધ ધારણાઓ કરવા અંતઃકરણ યોગ્યથાય છે

આ સૂત્રથી એ કહ્યું કે પ્રાણાયામની સિદ્ધિથી અંતઃકરણ વિવિધ ધારણા કરવા યોગ્ય થાય છે. ત્યાં અંતઃકરણ સમર્થ તો સદા જ છે તથાપિ રજસના પ્રભાવથી એક વિષયપર અધિકકાળ ટકી રહેતું નથી. એ રજસનો ક્ષય જ્યારે પ્રાણાયામથી થાય છે ત્યારે અંતઃકરણ સૂક્ષ્મ વિષયમાં પણ સ્થિતિને પામે છે. સૂક્ષ્મ વિષયમાં પણ યથાર્થ સ્થિતિ પામવું એ જ અંતઃકરણની ધારણાવિષે યોગ્યતા છે. અને તેથી પ્રથમ પાદમાં प्रच्छर्दनविधारणाभ्यां वा प्राणस्य એ સૂત્રથી પ્રાણાયામને અંતઃકરણની સ્થિતિનો ઉપાય કહ્યો છે. પ્રાણના નિરોધથી અંતઃકરણની સ્થિરતા કેવી રીતે થાય એનો ઉત્તર એકે

અંતઃકરણ તથા પ્રાણ બંનેની ગતિ પરસ્પરના સહાય્યની અપેક્ષા રાખે છે, તેથી એકના નિરોધથી બીજાનો નિરોધ થઇ જાય છે. શ્રીહઠયોગ પ્રદીપિકામાં કહ્યું છે કે यतो मरुत् तत्र मनःप्रवृत्तिर्यतो मनस्तत्र मरुत्प्रवृत्तिः-જ્યાં મનની ગતિ થાય છે ત્યાં પ્રાણની ગતિ થાય છે તથા જ્યાં પ્રાણની ગતિ થાય છે ત્યાં મનની ગતિ થાય છે. શ્રીમહેશ્વર ભગવાને પોતે પણ અમનસ્કખંડમાં કહ્યું છે કે प्राणो यत्र विलीयेत मनस्तत्र विलीयते પ્રાણનો જ્યાં વિલય થાય છે ત્યાં મનનો પણ થાય છે. અને મનનો જ્યાં થાય છે ત્યાં પ્રાણનો પણ થાય છે. આમ હોવાથી એકના નિરોધથી અન્યની સ્થિતિ થાય એ યોગ્ય જ છે.

આ ફલો પ્રાણાયામથી થાય છે અને તેથી પ્રાણાયામ યોગના અંગભૂત છે એ આ બે સૂત્રોનું તાત્પર્ય છે. આથી એમ ધારવાનું નથી કે પ્રાણાયામનાં આ બે જ ફલો થાય છે. પણ એ બે ફલો અન્ય ફલોનાં ઉપલક્ષક છે. પ્રાણનો નિરોધ થવાથી પ્રથમ સૂત્રમાં કહ્યા પ્રમાણે અંતઃકરણની શુદ્ધિ થાય છે એટલું જ નહિ પણ એ મૂળભૂત અંતઃકરણનો દ્રવ જે વિવિધ નાડીઓમાં પ્રસરીને રહેલો છે તે દ્રવ પણ મૂળની શુદ્ધિ થવાથી શુદ્ધિને પામે છે. આ દ્રવની શુદ્ધિ એ જ નાડીની શુદ્ધિ કહેવાય છે. શ્રીયાજ્ઞવલ્ક્યસંહિતામાં કહ્યું છે કે नाडीशुद्धिमवाप्नोति पृथक्चिन्होपलक्षिताम्—તે યોગીને વિવિધ ચિન્હોથી જણાતી નાડીની શુદ્ધિ થાય છે. તેમ જ પ્રાણનો જો અનાહત ચક્રમાં નિરોધ થાય છે તો એ સૂક્ષ્મ સ્થાને પામેલો પ્રાણ હૃદ્પદ્મ આગળ સ્થિત અભિમાનીને પોતાતરફ આકર્ષી સુષુમ્નાદ્વારા બ્રહ્મરંધ્રમાં લઇ જઇ કેવળ સમાધિયુક્ત કરે છે. તેમ જ અનાહત ચક્રમાંના પ્રાણના નિરોધથી એક જાતનો ધ્વનિ સંભળાય છે જેને યોગીલોકો અનાહતધ્વનિ કહે છે. તે આ પ્રાણાયામની સિદ્ધિથી જ્યારે થાય છે ત્યારે न नादवद्धो लयः એ શ્રીસ્વાત્મારામ યોગીના વાક્યાનુસાર તે યોગીને તત્કાળ અંતઃકરણનો લય પ્રાપ્ત થાય છે. તેમ જ પ્રાણના નિરોધથી સુષુમ્નાનું મુખ વેષ્ટન કરી સ્થિત થયેલી કુંડલિની શક્તિનું ચાલન થાય છે. તથા સંપૂર્ણ સંચિત કર્મોના દોષ બળે છે. આ સર્વ ફલો પણ પ્રાણાયામનાં જ છે. એસિવાય અન્ય સાધારણ ફલો પણ કેટલાંક થાય છે. જેમકે શ્રીશ્વેતાશ્વતરોપનિષદ્‌માં કહ્યા પ્રમાણે लघुत्वमारोग्यमलोलुपत्वं वर्णप्रसादं स्वरसौष्ठवं च । गन्धः शुभो मूत्रपुरीषमल्पं શરીરમાં લઘુતા તથા આરોગ્ય, ઇન્દ્રિયોનાં વિષયોને પ્રાપ્ત કરવાની જે લોલુપતા તેનો અભાવ, પ્રસન્ન વર્ણ, પ્રાસાદિક વાણી, મનને પ્રિય લાગતો ગંધ, મૂત્ર અને પુરીષની અલ્પતા; એ ફલો

પ્રાણાયામના અભ્યાસથી થાય છે. એ સર્વ ફલોનાં સૂત્રોક્ત બે ફલો ઉપલક્ષક છે તેથી એ સર્વેનું સૂત્રોક્ત ફલોથી ગ્રહણ થાય છે.

આ પ્રમાણે ફલસહિત પ્રાણાયામનું પ્રતિપાદન કર્યું. હવે ક્રમપ્રાપ્ત પ્રત્યાહારનું પ્રતિપાદન કરે છે.

**स्वविषयासंप्रयोगे चित्तस्य स्वरूपानुकार इवेन्द्रियाणां प्रत्याहारः ॥ ५४ ॥**

સૂત્રાર્થ—પોતાના વિષયના વિયોગકાળે પોતે જાણે ચિત્તવૃત્તિને અનુસરે છે એ પ્રકારની ઇન્દ્રિયોની જે સ્થિતિ તે પ્રત્યાહાર છે.

સ્વવિ૰:—એટલે ચિત્તના વિષયરૂપ જે શબ્દાદિ પદાર્થો તેનો જ્યારે વિયોગ હોય ત્યારે, અર્થાત્ ધ્યાનસમયે તથા નિરોધસમયે.

સ્વરૂપા૰:—જાણે ચિત્તના સ્વરૂપને અનુસરવું તે, એટલે જે જે ચિત્તના આકાર થાય તે તે જાણે ઇન્દ્રિયોના આકાર થતા હોય એમ થવું તે. જેમ ચિત્તની વૃત્તિઓ થાય છે તે જ પ્રમાણે ઇન્દ્રિયોની વૃત્તિઓ થતી નથી તેથી ધ્યેયપ્રતિ ચિત્તની વૃત્તિઓ જ્યારે સ્ફુરે ત્યારે એ વૃત્તિને સમાનવૃત્તિ ઇન્દ્રિયોથી સ્ફુરાવાય તેમ નથી. તેમ જ એ ઇન્દ્રિયો ચિત્તની વૃત્તિરૂપે થઇ શકે એમ નથી. તેથી ચિત્તનો યથાર્થ અનુકાર તો ઇન્દ્રિયોથી થાય એ અસંભવ છે. પણ તેની જરૂર પણ નથી. માત્ર જ્યારે ધ્યેયપ્રતિ ચિત્તની વૃત્તિ સ્ફુરે ત્યારે એ વૃત્તિના પ્રવાહમાં ખલેલ પહોંચાડી ઇન્દ્રિયો જે ચિત્તની શબ્દાદિ આકાર વૃત્તિ સ્ફુરાવે છે તેમ ન કરે પણ જાણે ચિત્તને અધીન થઇ ગઇ હોય તેમ વર્તે એ ગૌણ અનુકારની જ જરૂર છે. એ ગૌણ અનુકારજ ઇન્દ્રિયોનો થાય છે, અને મુખ્ય અસંભવ છે એ પ્રતિપાદન કરવા સૂત્રકારે અહિં इव પદ વાપર્યું છે.

પ્રત્યાહાર:—એટલે इन्द्रियाणि प्रातिलोम्येनाह्रियन्तेऽस्मिन्—ઇન્દ્રિયોને પ્રતિલોમ પરિણામ પમાડી ચિત્તસ્વરૂપને અનુસરનાર જેમાં કરાય છે તે.

આ સૂત્રથી એ કહ્યું કે ધ્યાનસમયે તથા નિરોધસમયે ઇન્દ્રિયો ચિત્તવૃત્તિને અનુસરે એવી જે ઇન્દ્રિયોની સ્થિતિ તે પ્રત્યાહાર છે. જ્યારે વૈરાગ્યના બલથી ચિત્ત વિષયોવિષે ધાવન ન કરે તથા ધ્યેયાકાર પરિણામને પામવા જાય ત્યારે ઇન્દ્રિયો પણ ચિત્તને અનુસરે, તથા નિરોધસમયે જ્યારે ચિત્ત નિરોધને અભિમુખ થાય ત્યારે ઇન્દ્રિયો તેને વિરોધી થઇ અન્ય વ્યાપારોમાં ન જોડાતાં પોતે પણ નિરોધાભિમુખ થઇ રહે—એવો સિદ્ધ કરેલો ઇન્દ્રિયોનો ધર્મ પ્રત્યાહાર કહેવાય છે. અજિતેન્દ્રિય સર્વે પુરુષોમાં ચિત્ત ઇન્દ્રિયોને અનુસરતું દેખાય છે.

ઇન્દ્રિયો પોતપોતાના વિષય માટે તત્કાળ ચિત્તને ક્ષોભ પમાડી, વૃત્તિ સ્ફુરાવે છે તથા પોતાના વિષયપ્રતિ ખેંચાવે છે. શ્રીકૃષ્ણ ભગવાને પણ કહ્યું છે કે इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः—ઇન્દ્રિયો મનને બલાત્કારે પોતાના વિષયપ્રતિ દોરી જાય છે; શ્રુતિ પણ કહે છે કે पराञ्चि खानि व्यतृणत्स्वयंभूः—ઇન્દ્રિયોને સ્વભાવથી બ્રહ્માએ પરાક્ રચી છે. એ ઇન્દ્રિયના ગુણને દૂર કરી એથી વિરોધી ગુણની ઇંદ્રિયમાં સિદ્ધિ કરવી તે પ્રત્યાહાર છે. ધ્યાનના તથા નિરોધના સમયે અંતઃકરણ ધ્યેયાભિમુખ તથા નિરોધાભિમુખ થવા જાય છે, એ વખતે ઇન્દ્રિયો પોતાના સ્વભાવપ્રમાણે અંતઃકરણને પોતાના વિષયપ્રતિ લઇ જવા પ્રયત્ન ન કરે, પણ અંતઃકરણ ધ્યેયવસ્તુઆકાર પરિણામને પામે તો ઇન્દ્રિયો પણ તેજ વસ્તુરૂપ જાણે થઇ રહેતી હોય એમ રહે તથા અંતઃકરણ જ્યારે નિરોધાભિમુખ થાય ત્યારે ઇન્દ્રિયો પણ જાણે નિરોધાભિમુખ થઇ રહેતી હોય એવી થાય. એ પ્રકારની જે ઇન્દ્રિયોની સ્થિતિ થવી તે પ્રત્યાહાર છે. જે પુરુષની ઇન્દ્રિય ચિત્તને અનુસરનાર થઇ હોય તે પુરુષનું ચિત્ત ધ્યેય વા નિરોધના અભિમુખ થાય ત્યારે તેની ઇન્દ્રિયોને તદ્રૂપ કરવા કંઇ પણ અન્ય પ્રયત્નની જરૂર રહેતી નથી. તેથી અન્ય રીતે કહીએ તો જે પ્રયત્નથી ચિત્ત ધ્યેયાકાર થઇ રહે છે તેજ પ્રયત્નથી ઇન્દ્રિયો પણ તેને અનુસરનાર થઇ રહે એવી સ્થિતિને પ્રત્યાહાર કહે છે. જેમ એક ભ્રમર એક વિષયઉપર પડે કે તરત બીજી મધુમક્ષિકાઓની તદનુસાર પ્રવૃત્તિ થાય છે તેમ ચિત્તને અનુકૂલ જ ઇન્દ્રિયોનું થઇ રહેવું તે પ્રત્યાહાર છે.

આ પ્રકારનું જ પ્રત્યાહારનું સ્વરૂપ અન્ય સ્થળે પણ કહ્યું છે. શ્રીવિષ્ણુપુરાણમાં કહ્યું છે કે:शब्दादिष्वनुरक्तानि निगृह्याक्षाणि योगवित् । कुर्याच्चित्तानुकारीणि प्रत्याहारपरायणः ॥ શબ્દ સ્પર્શ વિગેરે વિષય વિષે સ્વભાવથી અનુરક્ત થયેલી ઇન્દ્રિયોને તે પ્રતિ જતી અટકાવીને ચિત્તના અનુકૂલ ભૃત્ય સરખી કરવી એ પ્રત્યાહાર કરનાર યોગીનું કર્તવ્ય છે.

આ પ્રમાણે આ સૂત્રથી પ્રત્યાહારનું સ્વરૂપ બતાવ્યું. હવે પૂર્વવત્ એનું ફલ પ્રતિપાદન કરવા સૂત્રકાર કહે છે કે—

**तत परमवश्यतेन्द्रियाणाम् ॥५५॥**

સૂત્રાર્થ:—પ્રત્યાહારની સિદ્ધિથી ઇન્દ્રિયોનો પરમ જય થાય છે.

આ સૂત્રથી એ કહ્યું કે પ્રત્યાહારની જ્યારે યથાર્થ સિદ્ધિ થાય છે ત્યારે ઇન્દ્રિયોની પરમવશ્યતા અર્થાત્ જય થાય છે. ત્યાં જય-

૧. એ કેવી રીતે કરાય છે તે પ્રયોગ તથા એના સ્વરૂપનું વિશેષ સ્પષ્ટીકરણ સિદ્ધાન્તસિન્ધુ પ્રથમરત્નમાં કર્યું છે તે ત્યાં જોવું.

ચાર પ્રકારના મનાયા છે. કેટલાક કહે છે કે શાસ્ત્રથી અવિરુદ્ધ શબ્દાદિ-
વિષયના સાક્ષાત્કારરૂપ જે ન્યાયભોગ તે ઇન્દ્રિયોનો જય છે. અ-
ન્ય કહે છે કે ઇન્દ્રિય અને વિષયનો સંબંધ થાય તે સમયે સ્વેચ્છા-
થી જે વિષયનો ભોગ (અર્થાત્ વિષયોની ઇન્દ્રિયો ઉપર સત્તા નહિ
પણ ઇન્દ્રિયોનો સ્વેચ્છાથી ભોગ) તે ઇન્દ્રિયોનો જય છે અન્ય કહે છે
કે શાસ્ત્રવિહિત વિષયોનો જે સ્વેચ્છાથી થતો રાગદ્વેષવિના કરતો ભો-
ગ તે ઇન્દ્રિયોનો જય છે. આ ત્રણે ઇન્દ્રિયોના જય છે અને તથા
એમાં ઉત્તરોત્તર જય શ્રેષ્ઠ છે તથાપિ એ ત્રણેમાંથી કોઇ પણ પર-
મજય નથી. ચિત્તની એકાગ્રતા થવામાત્રથી કોઇપણ અન્ય પ્રયત્ન-
વિના જે ઇન્દ્રિયોની નિરુદ્ધ થઇ જવાની યોગ્યતા તે જ ઇન્દ્રિયોનો
પરમ જય છે. આ પરમ જય પ્રત્યાહારની સિદ્ધિથી થાય છે. વ-
િષ્ણુપુરાણમાં પણ કહ્યું છે કે वश्यता परमा तेन जायते निश्चलात्मना-
म् । इन्द्रियाणामवश्यैस्तैर्न योगी योगसाधकः ॥ પ્રત્યાહારની સિદ્ધિથી નિ-
શ્ચલ થયેલી ઇન્દ્રિયોની પરમવશ્યતા થાય છે આ પ્રકારનો જય યો-
ગમાં આવશ્યક છે એ સૌભરિ મુનિવિગેરેના ઇતિહાસથી સ્પષ્ટ છે
સૌભરિ મુનિ આ પ્રકારના જયને નહિ પામેલા હોવાથી અને તેથી
પ્રત્યાહારની સિદ્ધિથી રહિત હોવાથી યોગથી ભ્રંશને પામ્યા હતા

આપ્રમાણે જ્ઞાનનાં સાધનના પ્રસંગમાં યોગના પાંચ સાધનોનું
તેનાં ફલસહિત પ્રતિપાદન કર્યું. આ પાંચ સાધનો યોગના બહિરંગ
સાધન છે તથા બાકીના ત્રણ અંતરંગ સાધન છે એ અંતરંગ સા-
ધન જેમ મહાધિકારીમાટે જરૂરના છે તેમ ઉત્તમાધિકારીમાટે તથા
મધ્યમાધિકારી માટે પણ છે તેમજ એ ત્રણથી થતી સિદ્ધિઓ વિ
વિધ પ્રકારની છે. આ બે હેતુથી એ ત્રણનું પ્રતિપાદન આ પાદમાં
નહિ કરતાં આ પાદ અહિંથીજ સમાપ્ત કર્યું છે, અર્થાત્ એથી સૂ-
ત્રકારે એ સૂચવ્યું છે કે આ પાદમાં કહેલાં પાંચ સાધનોજ માત્ર મહા-
ધિકારી માટે વખાણના છે—બાકીનાં ત્રણ સર્વમાટે એકસરખી રીતે
સમાન છે.

આ પ્રમાણે આ પાદમાં પ્રથમપાદમાં કહેલા યોગના અંગભૂત
તથા ક્લેશને તનું કરવાનું જેનું ફલ છે એવા ક્રિયાયોગનું, અવિદ્યાદિ
ક્લેશોનાં ઉદ્દેશ, કારણ, ક્ષેત્ર, સ્વરૂપ તથા ફલનું, કર્મોના ભેદ, કાર-
ણ, સ્વરૂપ તથા ફલનું તથા વિપાકનાં સ્વરૂપ અને કારણનું પ્રતિપા-
દન કર્યું: ત્યાર પછી ક્લેશાદિ અવશ્ય તજવા યોગ્ય છે, એનો ત્યા-
ગ તત્ત્વજ્ઞાનવિના કરી શકાય એમ નથી અને જ્ઞાન શાસ્ત્રને અધી-
ન છે અને શાસ્ત્રમાં હેય, હેયહેતુ, ઉપાદેય અને ઉપાદેયહેતુ એ ચા-

રનુ પ્રતિપાદન આવશ્યક છે તેથી પ્રથમ હેયનુ, પછી હેયહેતુનુ ત
થા ત્યાર પછી હાનનુ સ્વરૂપ પ્રતિપાદન કરવુ. એ થયા પછી હાનો-
પાયરૂપ આ પાદમાં બહિરંગ સાધનોનુ પ્રતિપાદન કર્યુ.

[1]क्रियायोगं जगौ क्लेशान् विपाकान् कर्मणामिह ।
तद्व्यूहानत्र द्वितीये पादे योगस्य पञ्चकम् ॥

૧ શ્રીવાચસ્પતિમિશ્રનીવ્યાખ્યા

## ॥ ॐ श्रीं ॥

### ॥ तृतीयपाद अथवा विभूतिपाद ॥

ઉપર દ્વિતીય પાદમાં પાંચ યોગાંગનું વર્ણન કર્યું. એ પાંચ અંગો બહિરંગ છે તેથી મંદાધિકારીમાટે અવશ્ય અપેક્ષિત છે. ઉત્તર ત્રણ અંગો જે અંતરંગ છે તે સર્વ અધિકારીમાટે સાધારણ હોવાથી, તથા એ ત્રણના અનુષ્ઠાનથી યોગમાં શ્રદ્ધાતિશય ઉત્પન્ન કરનાર સિદ્ધિઓરૂપ વિભૂતિઓ અનેક હોવાથી એ ત્રણનું પ્રતિપાદન કરવા નવા પાદનો સત્કાર આરંભ કરે છે એ ત્રણ અંગો ધારણા, ધ્યાન અને સમાધિ છે. એ ત્રણની વચ્ચે કાર્યકારણભાવસંબંધ હોવાથી ધારણા જે ઇતર બેની પૂર્વે અવશ્ય અપેક્ષિત છે તેનું સૌથી પ્રથમ પ્રતિપાદન કરે છે.

**देशबन्धश्चित्तस्य धारणा ॥ १ ॥**

સૂત્રાર્થઃ—જે દેશમાં ધ્યેયનું ચિંતન કરવાનું છે તે ધ્યાનના આધારભૂત દેશરૂપ વિષયમાં ચિત્તને સ્થાપન કરવું-એકાગ્ર કરવું તે ધારણા છે.

દેશબન્ધઃ—એટલે ધ્યેયદેશવિષે ચિત્તનો વૃત્તિમાત્રથી બંધ કરવો તે, અર્થાત્ ચિત્તને ત્યાં એકાગ્ર કરી સ્થિત કરવું તે.

આ સૂત્રથી ધ્યેયદેશવિષે ચિત્તને સ્થાપવું તે ધારણા છે એમ કહ્યું. ત્યાં દેશ બે પ્રકારનો છેઃ (૧) બાહ્ય અને (૨) આભ્યંતર. બહિર્ પદાર્થોવિષે તથા આભ્યંતર પદાર્થોવિષે જે ચિત્તને સ્થિર કરી ધારણ કરવું તે ધારણા છે. ત્યાં બહિર્ પદાર્થોમાં સૂર્ય, ચંદ્ર, વિદ્યુત, મણિ, શુક્રનો તારો, શાલગ્રામાદિ દેવો, શાસ્ત્રનિર્દિષ્ટ સગુણ ઈશ્વરનું સ્વરૂપ, શ્રી સદ્ગુરુ વિગેરે ઇષ્ટ, એવિગેરે અસંખ્ય પદાર્થો ગ્રહણ કરવામાં આવે છે. તેમ આભ્યંતર પ્રદેશમાં પૃથ્વીઆદિ પાંચ તત્ત્વો, સપ્તચક્ર, હૃદ્પદ્મ તથા શરીરનાં નાસિકા. જિહ્વાવિગેરે વિવિધ સ્થાનોનું ગ્રહણ કરવામાં આવે છે. પૃથ્વી આદિ પાંચ તત્ત્વોની ધારણાનું સાધારણ સ્વરૂપ પ્રસંગવશાત્ આગળ કહ્યું છે, તેમજ વિષયવતી પ્રવૃત્તિના પ્રતિપાદનમાં શરીરનાં વિવિધ સ્થાનોનું પણ પ્રસંગવશાત્ પ્રતિપાદન કર્યું છે. ષટ્ચક્રોની ધારણાનું વિશેષ સ્વરૂપ પ્રત્યેક સાધકે પોતાના યોગીશ્વર શ્રીસદ્ગુરુપાસેથી જાણી લેવું તથા તદનુસાર પ્રવૃત્ત થવું. સામાન્ય સ્વરૂપ શાસ્ત્રમાં આપ્યાપ્રમાણે વર્ણન કરવામાં આવે છેઃ—નાભિથી નીચે તથા મેંઢ્રથી ઉપર કંદ નામનું એક સ્થાન કહ્યું છે.

એ કંદમાંથી સુષુમ્નાનામની નાડી નીકળી મેરુદંડમાં થઇને કંઠદેશ આગળ આવે છે. ત્યાંથી એ નાડીની બે શાખા થાયછે—એક બ્રહ્મરંધ્રમાં ચાલી જાયછે-તથા બીજી, ત્રિકુટિસ્થાનમાં થઇ, બ્રહ્મરંધ્રમાં જાય-છે. એ સુષુમ્નાનાડીમાં અનેક ચક્રો હોય છે. તેમાંથી વિશેષ ફલ આ-પનાર સાત ચક્રો યોગતત્ત્વવેત્તા પુરુષોએ નિશ્ચય કરયા છે તે આ છે. ગુદા અને લિંગના મધ્ય દેશમાં વં, શં, ષં, અને સં એ ચાર વર્ણો-થી અંકિત ચાર-દલથી યુક્ત, અગ્નિ વર્ણનું, ભગાકૃતિ, શ્રીગણપતિ રૂપ દેવતાવાળું આધારચક્ર છે. લિંગમૂલમાં બં, ભં, મં, યં, રં, લં એ છ વર્ણોથી છ અંકિત દલથી યુક્ત, સૂર્ય વર્ણનું, પ્રવાલાંકુરાકૃતિ, બ્ર-હ્મ અધિષ્ઠિતસ્વાધિષ્ઠાનચક્ર છે. નાભિઆગળ ડ થી ફ સુધીના દશવર્ણો-થી અંકિત દશ દલથી યુક્ત રક્તવર્ણ, શ્રીવિષ્ણુથી અધિષ્ઠિત મણિપુર ચક્ર છે ચોથું હૃદ્દેશઆગળ ક થી તે ઠ સુધીના બાર વર્ણોથી અં-કિત બાર દલથી યુક્ત, સ્વર્ણવર્ણ, શ્રીરુદ્રઅધિષ્ઠિત અનાહતચક્ર છે. પાંચમું કંઠદેશ આગળ અ થી તે અઃ સુધીના ષોડશ સ્વરથી અંકિ-ત ષોડશ દલથી યુક્ત, ચંદ્રવર્ણ, શ્રીરુદ્રાધિષ્ઠિત વિશુદ્ધ ચક્ર છે. છઠું ત્રિકુટિસ્થાનઆગળ હં અને ક્ષં એ બે વર્ણોથી અંકિત બે દલથી યુ-ક્ત, રક્તવર્ણ, શ્રીગુરુથી અધિષ્ઠિત આજ્ઞાચક્ર છે. એની ઉપર બ્રહ્મરંધ્ર આગળ સહસ્ત્રદલથી યુક્ત, શુદ્ધસ્ફટિકના વર્ણવાળું, શ્રીપરબ્રહ્મરૂપ દેવ-તાવાળું અજરામરચક્ર છે. એ સર્વ ચક્રો સુષુમ્નામાર્ગમાં છે. અધિકાર પ્રાપ્ત થવાથી શ્રીસદ્ગુરુની આજ્ઞાથી એ ચક્રોની ઉપરપ્રમાણે ધારણા કરવામાં આવે છે.

આ સર્વ વિષયો શ્રીગરુડ પુરાણમાં પણ કહ્યાછે. ત્યાં કહ્યું છે-કે-

प्राङ्नाभ्यांहृदये चाऽथ तृतीये च तथोरसि ।
कण्ठे मुखे नासिकाग्रे नेत्रभ्रूमध्यमूर्द्धसु ॥
किंचित्तस्मात्परस्मिंश्च धारणा दश प्रकीर्तिताः ॥

નાભિ, હૃદય, ઉરસ્, કણ્ઠ, જિહ્વાગ્ર, નાસિકાગ્ર, નેત્રભ્રૂમધ્ય, મૂર્ધા અને મૂર્ધાની ઉપર બાર આંગળના પ્રદેશમાં કે જ્યાંસુધી પ્રાણ-સહિત લિંગશરીરની વૃત્તિ હોય છે ત્યાં—એમ આભ્યંતર પ્રદેશોમાં દશ સ્થળે ધારણા કરવામાં આવે છે.

એ ધારણાના વિષયમાં સાધારણ નિયમ એ છે કે જેમ પ્રાથ-મિક ધાનુષ્ક સ્થૂલ વિષયને લક્ષ્ય કરે છે, પછી સૂક્ષ્મને, તેમ ધારણા-ના સાધકે પણ પ્રથમ બાહ્ય વિષયો લેવા, પછી ક્રમે ક્રમે કરી આ-ભ્યન્તર વિષયો લેવા. તેમાં બાહ્ય વિષયોમાં પણ પ્રથમ મૂર્ત; નિરવય-વ વિષયો જેવા-કે ચંદ્ર, સૂર્ય, મણિવિગેરે લેવા યોગ્ય છે. પછી

સાવયવ મૂર્તિઓ જેવી કે બ્રહ્મા, વિષ્ણુ આદિ દેવોની સાકાર સ્થિત મૂર્તિઓ લેવી યોગ્ય છે. એમ ક્રમે ક્રમે ઉત્તરોત્તર ચઢતાં જવું. ધારણાના પ્રયોગમાં કૃપાવતા કેટલાક નિયમો પ્રસંગવશાત્ આગળ કહ્યા છે તેથી અત્ર આવશ્યક નથી. એક એવો નિયમ એ વિષયમાં અવશ્ય લક્ષમાં રાખવાનો છે કે એ ધારણાનો પ્રયોગ બને તો રોજ એક જ વખતે આરંભવો તથા એક જ વખતે સમાપ્ત કરવો. એ નિયમના પાલન પૂર્વક નિરંતર આઠ ઘટિકા ધારણાનો પ્રયોગ કરનારને તે તે વિષયની ધારણા ત્રણ માસમાં સિદ્ધ થાય છે એવો સાધારણ નિયમ છે—પછી અધિકારિભેદે ન્યૂનાધિક કાળ પણ થાય છે. વળી એ સ્મરણ કરાવવું અતિઆવશ્યક છે કે એ ધારણાના પ્રયોગોથી થતી સિદ્ધિમાં લોભાઈને કોઈએ સ્વતઃ પ્રવેશ કરવો નહિ પણ શ્રીમદ્ગુરુઉપદિષ્ટ વિષયોમાં જ તે તે વિધિથી પ્રયોગ કરવો, નહિ તો મહાહાનિનો સંભવ છે.

આપ્રમાણે આ સૂત્રથી સંયમના પ્રથમ અંગરૂપ ધારણાનું પ્રતિપાદન કર્યું. એ જ સ્વરૂપ શ્રીબ્રહ્મગીતામાં हृत्पुण्डरीके नाभ्यां मूर्ध्नि पर्वतमस्तके। एवमादिप्रदेशेषु धारणा चित्तबन्धनम् હૃત્પદ્મ નાભિવિગેરે પ્રદેશોમાં ચિત્તને બાંધવું તે ધારણા છે—ઇત્યાદિ વચનોથી કહ્યું છે.

હવે ધારણાથી સાધ્ય થતા યોગના દ્વિતીય અંગરૂપ ધ્યાનનું સ્વરૂપ પ્રતિપાદન કરે છે :

तत्र प्रत्ययैकतानता ध्यानम् ॥ २ ॥—

સૂત્રાર્થ—ધારણાના દેશમાં ધ્યેયવિષયક પ્રત્યયની જે એકતાનતા તે ધ્યાન છે.

तत्र —ધારણાના દેશમાં.

प्रत्ययैकतानता—એટલે ધ્યેય વસ્તુને આલંબન કરનાર જે વૃત્તિ તેની એકાકારતા :

આ સૂત્રમાં ધ્યાનના લક્ષણમાં तत्र એ પદ વિવક્ષિત નથી તેથી ધ્યાનનું લક્ષણ તો प्रत्ययैक० એ જ છે તથાપિ પ્રાયગિક સર્વ યોગિઓને એ પ્રત્યયૈકતાનતા ધારણાના દેશમાં જ થાય છે તેથી એ આત્મર્ગિક નિયમ એ હોવાથી तत्र પદ મૂક્યું છે. આથી ધ્યાનનું સ્વરૂપ એ થયું કે ધ્યેયવિષયમાં જે અંતરાયરહિત એકાકાર વૃત્તિનો પ્રવાહ થવો તે ધ્યાન છે. ધારણામાં વૃત્તિનું એક દેશમાં સ્થાપન કરી ધ્યેય વસ્તુનું સ્વરૂપ સ્ફોરણમાં આવે છે અને એ સિદ્ધ થવાથી તે વસ્તુમાં જે વૃત્તિનો એકાકાર પ્રવાહ ચાલે છે તે ધ્યાન છે. ધ્યાનમાં એ પ્રવાહ સતત ધારારૂપ હોતો નથી પણ વચ્ચે વિચ્છેદવાળો

होय छे एज विच्छेद दूर थवाथी ज्यारे अविच्छिन्न प्रवाह सतत रूपे आव्या करे छे त्यारे ते समाधि कहेवाय छे। ए आ त्रणमां भेद छे प्रसंगवशात् ए भेदनुं पूर्वे निरूपण कर्यु छे तेथी अत्र विस्तारनी जरूर नथी

ध्याननुं आवुं ज स्वरूप श्रीविष्णुपुराणमां कह्युं छे त्यां कह्युं छे के—

तद्रूपप्रत्ययैकाग्र्यसंततिश्चान्यनिःस्पृहा ।
तद् ध्यानं प्रथमैरंगैर्षड्भिर्निष्पाद्यते दृढम् ॥

ते परमेश्वरना स्वरूपमां एकाकारप्रत्ययनो प्रवाह ते ध्यान छे ए ध्याननी निष्पत्ति प्रथम कहेला छ योगांगथी थाय छे

ए ध्यान अनेक प्रकारनुं छे तथापि परमात्मविषयक सगुण अने निर्गुण ध्यान श्रेष्ठ छे श्रीयाज्ञवल्क्यसंहितामां कह्युं छे के— *अन्यान्यपि बहून्याहुर्ध्यानानि मुनिपुंगवाः । मुख्यान्येतानि चैतभ्यो जघन्यानीतराणि तु*—ऋषिवरोए अन्य असंख्य प्रकारना ध्यानो कह्यां छे तथापि आ सगुण अने निर्गुण ध्यान ए बे ज मुख्य छे †

आप्रमाणे ध्याननुं प्रतिपादन करीने ध्याननी परिपाक अवस्थाए थता संयमना तृतीय अवयवरूप तथा योगना चरम अंगरूप समाधिनुं प्रतिपादन करता भगवान् सूत्रकार कहे छे के

**तदेवार्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः ॥३॥**

सूत्रार्थ—ए ज ध्यान ज्यारे ध्येयरूप अर्थना आकारनो ज साक्षी निर्भास करावे छे, अने पोताना स्वरूपथी जाणे शून्य होय एवुं थाय छे त्यारे समाधि कहेवाय छे

तदेव—एटले ध्यान ज

अर्थमात्रनिर्भासम् अर्थ जे ध्येय तेनोज मात्र निर्भास करावनार

मात्र पदथी ध्याननुं जे प्रत्ययाकाररूप स्वरूप तेने व्यावृत्त करवामां आवे छे

स्वरूप० आ पदथी उपरना मात्र पदनुं ज विवरण छे ध्यान ए एक अंतरनी वृत्ति वा प्रत्यय छे तेथी स्वरूप०एटले पोताना प्रत्ययरूप स्वरूपथी शून्यवत् थयेलुं ध्यान.

आ सूत्रथी ध्यानना ज अतिशयने समाधि कहीछे ध्याननी अंदर हुं अमुक ध्येयनुं चिंतन करूंछु ए प्रकारनी एक वृत्ति होय छे तेमज अंतराय सहित वृत्तिनो प्रवाह ध्येयप्रति चालेछे प्रथम

† ध्यानना विशेष स्पष्टीकरणार्थे जुओ श्री सिद्धान्त सिन्धु प्रथम रत्न पृ० २७६

કહેલી વૃત્તિવિગેરેથી ધ્યેયાકાર વૃત્તિના પ્રવાહનો અંતરાય થાય છે. જ્યારે અભ્યાસે કરીને ધ્યેયાકાર વૃત્તિનો પ્રવાહ અખંડિત થાય છે ત્યારે તેનેજ સમાધિ કહે છે. સૂત્રના પદોનું પણ એજ તાત્પર્ય છે ધ્યાનમા ધ્યેયનું ભાન તેમ જ પ્રત્યયનું ભાન એમ બે ભાન અભિમાનીને હોય છે જ્યારે અભ્યાસે કરીને ધ્યેયાકારવૃત્તિનો પ્રવાહ અખંડિત થાય છે ત્યારે વસ્તુત તો ધ્યેયનો પ્રત્યય હોય છે તથાપિ એ એક અખંડિત તૈલધારાવત્ ચાલ્યો કરતો હોવાથી અભિમાનીને તે ધ્યેયથી પૃથક્રૂપે જણાતો બંધ થાય છે, એટલે તે સમયે અભિમાનીને માત્ર ધ્યેયસ્વરૂપનો જ નિર્ભાસ થાય છે, પણ તે ધ્યેયાકાર થયેલી વૃત્તિરૂપ પ્રત્યયનું પૃથક્ ભાન જતુ રહે છે તેથી તે સ્વરૂપશૂન્ય જાણે હોય એમ થાય છે એ પ્રકારનો ધ્યેયમાત્રનો નિર્ભાસ કરનાર પ્રત્યય વા વૃત્તિ તે સમાધિ છે અન્ય શાસ્ત્રોમા પણ સમાધિનુ આવા જ પ્રકારનુ સ્વરૂપ કહ્યુ છે શ્રીગરુડપુરાણમા કહ્યુ છે કે तिष्ठेत्तद्‌यतो यु क्त समाधिः सोऽभिधीयते ॥ ધ્યાનના પ્રત્યયરૂપ સ્વરૂપના લયથી યુક્ત હોય તે સમાધિ કહેવાય છે એ જ અર્થ तस्यैव कल्पनाहीन स्वरूप ग्रहण हि यत् । मनसा ध्याननिष्पाद्य समाधि सोऽभिधीयते॥ ધ્યાનના અભ્યાસથી મનવડે સિદ્ધ થતુ ધ્યેયથી ધ્યાનના ભેદરૂપ કલ્પનાથી રહિત જે ધ્યેયવસ્તુનુ ગ્રહણ તે સમાધિ કહેવાય છે—ઇત્યાદિ પુરાણ વચનોથી સ્પષ્ટ કર્યો છે ઉપનિષદોમ यदा तिष्ठन्ति ज्ञानानि मनसा सह बुद्धिश्च न विचेष्टेत तामाहु परमां गतिम् । सत्त्वावबोध एवाऽहं वाराना तृणपावक प्रोक्त समाधिशब्देन न तु तुष्णीमवस्थितिः ॥ ઇત્યાદિ વચનોથી એ જ કહ્યુ છે કે જ્યારે ઇન્દ્રિયો અને મન બને સમાનગતિક થાય છે અને જ્યારે બુદ્ધિ ગતિરૂપ ચેષ્ટાથી રહિત થાય છે, જ્યારે ધ્યેય સ્વરૂપનો નિર્ભાસ થાય છે અને વાસનાનો નાશ થાય છે, ત્યારે થયેલી અવસ્થા સમાધિશબ્દે કથન કરવામા આવે છે

આ સમાધિમા ધ્યેયમાત્રનો નિર્ભાસ થાય છે અટલે વૃત્તિ પોતાના સ્વરૂપથી રહિતવત્ થાય છે. તેથી ધ્યાનમા અને આ સમાધિમા એ ભેદ છે કે ધ્યાનમા ધ્યેયનું અને વૃત્તિનુ પૃથક ભાન હોય છે, અથવા બીજી રીતે કહીએ તો ધ્યાનમા ધ્યેયકાર વૃત્તિનો પ્રવાહ, વિચ્છિન્ન હોય છે અને સમાધિમા અખંડિત હોય છે એ સમાધિરૂપ અગ અને સપ્રજ્ઞાતયોગરૂપ અંગિનો એ ભેદ છે કે આ સમાધિરૂપ અગમા ધ્યેયગત અશેષ વિશેષનો સાક્ષાત્કાર થતો નથી અને એ સમાધિના અભ્યાસથી જ્યારે એ સમાધિની સ્થિરતા થાય છે ત્યારે સમાધિના વિષયો નહિ એવા જે ધ્યેયગત સપૂર્ણ વિશેષો

કે સંયમ એટલે ઇતર સર્વ વિષય તરફથી વૃત્તિઓને રોકીને તે ધ્યેયાતિરિક્ત સર્વ વિષયપર્યંત વૃત્તિને જતી અટકાવવી એ ધર્મ ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણેમાં વિદ્યમાન છે, તેથી એ સંજ્ઞા યદ્યપિ પારિભાષિક છે તથાપિ યથાર્થ છે.

આપ્રમાણે આ સૂત્રથી સંજ્ઞાનું વિધાન કર્યું. હવે એ ત્રણે સાધનો યોગના અંગરૂપ છે એ પ્રતિપાદન કરતા કહે છે કે

तज्जयात्प्रज्ञालोकः ॥५॥

સૂત્રાર્થ--સંયમની સ્થિરતા થવાથી પ્રજ્ઞાની દીપ્તિ થાય છે

तज्जयात्--એટલે સંયમનો જય થવાથી અર્થાત્ અભ્યાસે કરીને સંયમની દૃઢતા થવાથી

प्रज्ञालोक--પ્રજ્ઞાનો આલોક એટલે સમાધિપ્રજ્ઞાની દીપ્તિ

આ સૂત્રથી એ કહ્યું કે સંયમ જ્યારે દૃઢ સ્થિતિને પામે છે ત્યારે સમાધિપ્રજ્ઞાની દીપ્તિ થાય છે, એટલે ધ્યેયવસ્તુના વિશેષોને જાણવાનું સામર્થ્ય આવે છે જેમ જેમ સંયમ વિશેષ વિશેષ સ્થિરતાને પામતો જાય છે તેમ તેમ વિપ્રકૃષ્ટવ્યવહિતાદિ ધ્યેયગત વિશેષોના સ્પષ્ટતાના વિચાર કરવાનું અર્થાત્ તેનો સાક્ષાત્કાર કરવાનું ચિત્તમાં સામર્થ્ય આવે છે આથી એ સમજવું કે જ્યારે ક્રમે કરીને અતિસૂક્ષ્મ વિષય જે પુરુષ આદિ પર્યંત ધ્યેયરૂપે લક્ષમાં આવે તથા તેમાં સંયમની દૃઢ સ્થિરતા થાય છે ત્યારે વિવેકખ્યાતિનો ઉદય થાય છે તેથી સ્પષ્ટ રીતે એ સંયમ યોગના તથા જ્ઞાનના અંગરૂપ છે

આપ્રમાણે સંયમના યોગાંગતાનું પ્રતિપાદન કરી હવે એ સંયમ શા ક્રમથી કરવા કે જેથી આ સૂત્રમાં કહેલું સંયમનું ફળ સાધક અનુભવે તે પ્રતિપાદન કરતા કહે છે કે

तस्यभूमिषु विनियोगः ॥ ६ ॥

સૂત્રાર્થ --એ સંયમનું ભૂમિકાઓમાં સાધકે અનુષ્ઠાન કરવું

तस्य--પૂર્વપ્રોક્ત સંયમનું

भूमिषु--સ્થૂલસૂક્ષ્મભૂમિકાના ક્રમથી.

विनियोग --અનુષ્ઠાન (કરવું).

આ સૂત્રથી એ કહ્યું કે ઉપર કહેલા ફળની ઉત્પત્તિ માટે ભૂમિકા ક્રમપ્રમાણે આ સંયમનું સાધકે અનુષ્ઠાન કરવું. જેમ ધનુર્ધર પ્રથમ સ્થૂલ પદાર્થને લક્ષ લે છે પછી સૂક્ષ્મને, પછી તેથી સૂક્ષ્મને અને એમ કરતો આવે છે તો જ યથાર્થ સિદ્ધિને પામે છે, પણ જો અભ્યાસના પ્રથમથી સૂક્ષ્મને લક્ષ્ય લે છે તો સ્થૂલને વીંધવાનું પણ સામર્થ્ય ન હોવાથી સૂક્ષ્મને વીંધી શકતો નથી પણ માત્ર પાછો પડે છે.

તે જ પ્રમાણે યોગી પણ પ્રથમ પોતાના સામર્થ્યપ્રમાણે સ્થૂલને લક્ષ્ય લે છે અને સ્થૂલમા સંયમ સિદ્ધ થયાથી જ સૂક્ષ્મને લેઉ એમ કરે છે તો જ ઉત્તરોત્તર સામર્થ્યની વૃદ્ધિ થવાથી પ્રકૃતિપુરુષરૂપ અતીવસૂક્ષ્મ પદાર્થના સાક્ષાત્કારને અંતે પામે છે. નહિ તો જો સામર્થ્યવિના પ્રથમથી જ સૂક્ષ્મ પદાર્થને ધ્યેય લઈ તેમાં સયમ કરવા મથે છે તો તે સૂક્ષ્મ પદાર્થને તેની વૃત્તિ અવલબન જ કરતી નથી જેથી તે યોગી આગળ વધવાને બદલે ઉલટો કાળક્ષેપ કરી પાછો પડે છે તેથી આ સયમનો પ્રયોગ સાધકે ભૂમિકાક્રમથી કરવો. જ્યારે અધર ભૂમિનો જય સિદ્ધ થાય ત્યારે જ તે યોગીએ ઉત્તર ભૂમિકામા પ્રવેશ કરવો તે ભૂમિકાનો જય થાય ત્યારે જ તેથી ચઢતી ભૂમિકામા પ્રવેશ કરવો, અને એમાથી અન્ત્ય ભૂમિકામાં તો અન્તે જ સંયમનો પ્રયોગ કરવો આમ થાય છે તો જ તે ઉક્ત સયમફલને પામે છે શ્રીગરુડપુરાણમા પણ કહ્યુ છે કે

स्थिरार्थं मनस पूर्वं स्थूलरूपं विचिन्तयेत् ।
तत्र तन्निश्चलीभूत सूक्ष्मेऽपि स्थिरता नयेत् ॥

અન્તઃકરણની સ્થિરતાને અર્થે યોગીએ આરંભમાં સ્થૂલરૂપનુ જ ચિન્તન કરવુ જ્યારે અભ્યાસે કરી એ સ્થૂલ ધ્યેયમા અન્તઃકરણ અચલભાવને પામે છે ત્યારે જ તે સૂક્ષ્મમાં સ્થિરતાને પામવા યોગ્ય થાય છે ભૂમિકાનો આરોહ ક્રમે ક્રમે કરવો

આ સૂત્રમા જે ભૂમિકાક્રમ કહ્યો છે તે ઔત્સર્ગિક છે, એટલે સાધારણ રીતે ઘણાને લાગે છે, તથાપિ બધામાટે એ નિયમ નથી જે યોગિએ શ્રીગુરુઈશ્વરની કૃપાથી સ્થૂલભૂમિકાનો જય કર્યો હોય એટલે આરંભથી જ જે યોગિને શ્રીગુરુઈશ્વરના પ્રસાદથી સૂક્ષ્મ પદાર્થને ધ્યેય કરવાનુ સામર્થ્ય પ્રાપ્ત થયુ હોય છે તે યોગિએ કંઈ પ્રથમ સ્થૂલ પદાર્થમાં સંયમ કરવાની જરૂર નથી, કારણ કે એ સયમનુ સૂક્ષ્મ પદાર્થમા સ્થિરતા પામવાના સામર્થ્યરૂપ જે ફલ તે, તે યોગિને અનાયાસ સિદ્ધ જ છે તેથી તે યોગિએ તો સૂક્ષ્મથી જ આરંભ કરવો

અહિ એ પ્રશ્ન થાય છે કે અમુક સાધકનુ કેટલુ સામર્થ્ય છે એ તેને કેવી રીતે સમજાય કે જેથી તે તેનાથી ઉત્તરભૂમિકાનુ ગ્રહણ કરી આગળ ચાલે ? એનો ઉત્તર એ કે જેમ પ્રાણાયામાદિ યોગાંગનુ અનુષ્ઠાન શ્રીમદ્ગુરુની આજ્ઞાનુસાર જ કરવામા આવે તો ફલદાયક નીવડે છે, તેમ આ સયમમાટે પણ છે તે સાધકને તો યથાર્થ રીતે પોતાની ભૂમિકા સમજાય એમ છે જ નહિ, પણ જે યો[illegible] [illegible] [illegible] તે સાધક પ્રયત્ન કરતો રહે

ને શ્રીસદ્‌ગુરુને તેના અધિકારનું હસ્તામલકવત્ ભાન હોય છે. તેથી એ વિષયમાં સાધકે પોતે ચિન્તા કરવા જેવું નથી. કેમકે કયી ભૂમિકાનો ક્યે સમયે આરંભ કરવો એ જણાવવું એ તેના યોગીશ્વર શ્રીસદ્‌ગુરુનું કામ છે.

આ પ્રમાણે ૪ થા સૂત્રથી-ધારણાદિ ત્રણ અંગની સંયમ સંજ્ઞા કરી. એ કેવી રીતે યોગાંગ છે તેનું ૫ મા સૂત્રથી પ્રતિપાદન કર્યું. એ ફલની પ્રાપ્તિ કેવા ક્રમથી સંયમ કરવાથી થાય છે એ આ સૂત્રથી પ્રતિપાદન કર્યું. હવે આ ત્રણ સાધનોને પૂર્વ પાંચથી જુદાં કરી નવા પાદમાં શાથી વર્ણવ્યાં જે એ ત્રણ સર્વેમાટે એકસરખી રીતે આવશ્યક છે કેમકે જ્ઞાનનાં અર્થાત્ સંપ્રજ્ઞાતયોગના એ ત્રણ અંતરંગ સાધન છે-એ પ્રતિપાદન કરવા કહે છે કે

**त्रयमन्तरंगं पूर्वेभ्यः ॥७॥**

સૂત્રાર્થઃ—સંયમશબ્દવાચ્ય ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણ યમાદિ પૂર્વનાં પાંચ અંગની અપેક્ષાથી સંપ્રજ્ઞાતયોગના અંતરંગ સાધન છે.

त्रयम्-એટલે ધારણા, ધ્યાન અને સમાધિ.

अंतरंगम्-એટલે સમીપનું કારણ. જે પદાર્થનું જે સમીપનું કારણ હોય તે અંતરંગ સાધન કહેવાય છે અને જે દૂરનું કારણ હોય તે બહિરંગ સાધન કહેવાય છે જેમ વેદાન્તમાં મનનનિદિધ્યાસન જ્ઞાનના નિકટનાં સાધન હોવાથી અંતરંગ સાધન કહેવાય છે અને એ એની અપેક્ષાથી શ્રવણ બહિરંગ છે. તેમ જ એ ત્રણે નિત્યાનિત્યવિવેક આદિની અપેક્ષાથી નિકટનાં સાધન હોવાથી અંતરંગ છે અને એની અપેક્ષાથી નિત્યાનિત્યવિવેકાદિ બહિરંગ છે. તેમ જ યજ્ઞયાગાદિની અપેક્ષાથી નિત્યાનિત્યવિવેકઆદિ જ્ઞાનના અંતરંગ સાધન છે અને યજ્ઞયાગાદિ બહિરંગ સાધન છે. તેથી અંતરંગ એટલે સાક્ષાત્‌સાધન અને બહિરંગ એટલે પરંપરાસાધન

-पूर्वेभ्यः-પૂર્વોક્ત યમાદિ પાંચથી.

આ સૂત્રથી એ કહ્યું કે આ ત્રણને પૂર્વે પાંચથી જુદાં પાડ્યાં છે તેનું કારણ એ કે એ ત્રણ યોગનાં સાક્ષાત્‌સાધન હોવાથી અંતરંગ છે અર્થાત્ સર્વેમાટે આવશ્યક છે, અને યમાદિ પાંચ બહિરંગ છે. ધારણાદિ ત્રણ અંતરંગ સાધન છે કેમકે ધારણાનો અતિશય ધ્યાન છે, ધ્યાનનો અતિશય સમાધિ છે અને સમાધિનો અતિશય સંપ્રજ્ઞાતયોગ છે એ ત્રણેનો સંપ્રજ્ઞાત સાથ એકજ વિષય છે તેથી એ

આપ્રમાણે સંપ્રજ્ઞાતયોગનાં એ ત્રણ અંતરંગ સાધન છે એ કહી, એ ત્રણ અસંપ્રજ્ઞાત યોગના બહિરંગ સાધન છે એ પ્રતિપાદન કરવા કહે છે કે

**तदपि बहिरंगम् निर्बीजस्य ॥ ८ ॥**

સૂત્રાર્થ — આ ત્રણ પણ અસંપ્રજ્ઞાતયોગના બહિરંગ સાધન છે

અસંપ્રજ્ઞાતયોગની સિદ્ધિ કેવા ક્રમથી થાય છે એ પૂર્વે વિસ્તારથી પ્રતિપાદન કર્યું છે સંપ્રજ્ઞાતયોગથી વિવેકખ્યાતિનો ઉદય થાય છે વિવેકખ્યાતિના અભ્યાસથી જ્ઞાન નિર્મળ થવાથી કાલે કરીને પરવૈરાગ્યદ્વારા એ વૃત્તિ પણ શમે છે ત્યારે સર્વ વૃત્તિનો નિરોધ થવાથી નિર્બીજસમાધિ વા અસંપ્રજ્ઞાતયોગ થાયછે આમ હોવાથી અસંપ્રજ્ઞાતયોગનું સાક્ષાત્સાધન પરવૈરાગ્ય છે અને સંયમ તો માત્ર સંપ્રજ્ઞાતયોગને સિદ્ધ કરનાર હોવાથી તદ્દ્વારા અસંપ્રજ્ઞાતયોગનો હેતુ હોવાથી પરંપરાથી કારણ છે, તેથી એ યોગનું બહિરંગ સાધન છે અન્ય પક્ષથી વિચારીએ તો અસંપ્રજ્ઞાતયોગમાં સર્વ વૃત્તિનો નિરોધ હોય છે અર્થાત્ વૃત્તિ વા વૃત્તિનું આલંબન કોઇ હોતું નથી તેથી જે સાધન વૃત્તિમાત્રનો તિરસ્કાર કરનાર હોય તે જ એ યોગનું અંતરંગ સાધન થઇ શકે સંયમ તો ધ્યેયપ્રતિ વૃત્તિને લગાડનાર હોવાથી આલંબન સહિતથી તથા ધ્યેયપ્રતિની વૃત્તિનો આદરથી સ્વીકાર કરનાર હોવાથી વૃત્તિ માત્રનો તિરસ્કાર કરનાર નથી તેથી અસંપ્રજ્ઞાતથી ભિન્ન વિષયવાળો છે અર્થાત્ બહિરંગ છે.

આપ્રમાણે આ સૂત્રોથી જ્ઞાનના ઉપાયના પ્રસંગમાં યોગાંગનું વિસ્તારથી પ્રતિપાદન કર્યું હવે અંગભૂત સમાધિ તથા અંગિરૂપ જે યોગ તે બેનો ભેદ કહેવાનો છે કારણ કે સામાન્ય વિચારથી તો એ બન્ને સદૃશ દેખાય છે, તેથી એ બેનો ભેદ કહેવામાટે એ અવસ્થાના જેવા વિશેષોનું કથન કરવું આવશ્યક છે ત્યાં યોગસાંખ્ય શાસ્ત્રોનો એ સિદ્ધાન્ત છે કે ત્રિગુણાત્મક સર્વ પદાર્થો પ્રતિક્ષણે પરિણામ પામે છે. चलं च गुणवृत्तम् એ ન્યાય સર્વત્ર લાગે છે તેથી સમાધિસમયે અને યોગસમયે એ બન્ને સમયે ચિત્તનો પરિણામ થયા કરે છે પરિણામમાં જે વિશેષ હોય તે જ એ બેની વચ્ચેના ભેદક છે તેથી તે વિશેષોનું પ્રતિપાદન કરવાથી અંગ અને અંગિના ભેદનું પ્રતિપાદન થઇ શકેછે, તેથી પ્રથમ અંગિરૂપ યોગસમયે ચિત્તને કેવો પરિણામ થાય છે એ પ્રતિપાદન કરે છે

**व्युत्थाननिरोधसंस्कारयोरभिभवप्रादुर्भावौ**
**निरोधक्षणचित्तान्वयो निरोधपरिणामः ॥ ९ ॥**

સૂત્રાર્થ [illegible]

ભાવ અને પ્રાદુર્ભાવ જ્યારે થાય છે ત્યારે નિરોધક્ષણે ઉભયમાં ચિત્તનો જે અન્વય (ધર્મધર્મિરૂપથી સંબંધ) તે નિરોધપરિણામ છે

વ્યુત્થાન૦—વ્યુત્થાન એટલે ક્ષિપ્ત, મૂઢ અને વિક્ષિપ્તરૂપ ત્રણ ભૂમિઓ યદ્યપિ સંપ્રજ્ઞાતની અપેક્ષાથી એકાગ્રભૂમિ પણ વ્યુત્થાન જ છે તથાપિ આ સૂત્રથી ઉભયયોગને સામાન્ય નિરોધપરિણામ કહ્યો છે તેથી ઉભયયોગમાં સાધારણ જે વ્યુત્થાન આવે તેનું ગ્રહણ કરવું ઉચિત છે તેવું વ્યુત્થાન ક્ષિપ્તાદિ ત્રણ ભૂમિઓ જ છે નિરોધ એટલે પ્રકૃષ્ટ સત્ત્વના પ્રાધાન્યથી જે ગતિના અભાવવાળી ચિત્તની અવસ્થા થાય છે તે એ બન્નેથી ઉત્પન્ન થયેલા સંસ્કાર તે વ્યુત્થાન સંસ્કાર તથા નિરોધ સંસ્કાર છે

અભિ૦—અભિભવ એટલે હ્રાસ અને પ્રાદુર્ભાવ એટલે વૃદ્ધિ

નિરોધ૦—એટલે નિરોધક્ષણે ચિત્તનો જે સંબંધ તે

આ સૂત્રથી એ કહ્યું કે જેમ જેમ યોગનું અનુષ્ઠાન કરવામાં આવે છે તેમ તેમ વ્યુત્થાન સંસ્કારની ન્યૂનતા અથવા તો પોતાના કાર્યને પ્રકટાવવાના સામર્થ્યનો અભાવ થતો જાય છે અને નિરોધ સંસ્કારની અભિવ્યક્તિ વા વૃદ્ધિ થતી જાય છે એ નિરોધક્ષણે ચિત્તરૂપ એક ધર્મિનો બન્નેસાથે સંબંધ હોય છે. વ્યુત્થાનસંસ્કારરૂપ ધર્મનો અભિભવ અને નિરોધસંસ્કારની અભિવ્યક્તિ એ બન્ને ધર્મો ચિત્તમાં એક જ ક્ષણે વિદ્યમાન થાય છે નિરોધક્ષણે ચિત્તને એ બન્ને ધર્મોસાથેનો જે સંબંધ તે જ નિરોધપરિણામ કહેવાય છે નિરોધપરિણામ એટલે નિરોધક્ષણે થતો પરિણામ, અને પરિણામ એટલે એક ધર્મનો હ્રાસ અને બીજાની વૃદ્ધિ વા એક ધર્મની અતીતાવસ્થા અને અન્યની વર્તમાનાવસ્થા આમ હોવાથી આ ચિત્તના અન્વયને યથાર્થરીતે નિરોધપરિણામ કહ્યો છે, કેમકે ચિત્તરૂપ ધર્મી સ્વરૂપે તો સ્થિર છે તેથી એ બન્ને ધર્મોસાથે અન્વય પામી શકે છે એ ચિત્તમાં યોગ સમયે વ્યુત્થાનસંસ્કારોની ન્યૂનતા થાય છે અને નિરોધસંસ્કારની વૃદ્ધિ થાય છે અથવા વ્યુત્થાનસંસ્કાર નિર્બળ થાય છે અને નિરોધસંસ્કાર પ્રબળ થાય છે આ બે ધર્મના આશ્રયભૂત ચિત્ત છે ચિત્તનો એ બન્ને ધર્મોસાથેનો જે સંબંધ તે નિરોધક્ષણે થતો પરિણામ હોવાથી નિરોધપરિણામ છે

વ્યુત્થાનસંસ્કારો વ્યુત્થાનપ્રત્યયથી પડેલા છે તથાપિ પ્રત્યયનો નિરોધ થવાથી સંસ્કારનો નિરોધ થતો નથી, કેમકે પ્રત્યય સંસ્કારનું ઉપાદાન કારણ નથી માત્ર ઉપાદાન કારણ માટે જ એવો નિયમ છે કે જ્યારે ઉપાદાન કારણનો નાશ થાય છે ત્યારે તે ઉપાદાન કારણ જે

એક (વિષયપર સ્થિરતા ન પામતાં નાના વિષયોપ્રતિ ધાવન કરવું તે) તથા એકાગ્રતા ને બેનાં હ્રાસ અને વૃદ્ધિ થાય છે તથા એ બેનાથી ચિત્ત સમાહિત થઇ રહે છે.

આપ્રમાણે સમાધિ જે ચિત્તને સિદ્ધ થઇ નથી પણ જે ચિત્ત સમાધિમાં જાય છે તેનો સમાધિ થતી વેળાએ થતો પરિણામ કહ્યો. હવે સમાધિસિદ્ધિ થવાથી જે ચિત્ત સમાહિત છે તે ચિત્તનો કેવા પ્રકારનો પરિણામ થાય છે એ કહેવું આવશ્યક છે કારણ કે યોગનો સમાધિથી ભેદ કહેલો છે તેમ યોગમાનો પરિણામ તો કહ્યો. સમાધિની બે અવસ્થા છે (૧) સમાધિમાં પ્રવેશ અને (૨) સમાધિની સિદ્ધિ એ બેમાંથી પ્રથમ અવસ્થાનો પરિણામ કહ્યો તેથી સમાધિ પ્રવેશ અને યોગ એ બેના વિષયો કહી એ બેનો ભેદ બતાવ્યો. હવે સમાધિની સિદ્ધાવસ્થા અને યોગનો ભેદ બતાવવા જતાં એ ભેદ નહિ તો સિદ્ધાવસ્થાવાળો સમાધિ અને [illegible] યોગ એ એક થઈ જાય તેથી તે પ્રતિપાદન કરવા કહે છે કે—

**ततः पुनः शान्तोदितौ तुल्यप्रत्ययौ चित्तस्यैकाग्रतापरिणामः ॥ १२ ॥**

સૂત્રાર્થ—સર્વાર્થતાનો નિઃશેષ ક્ષય થયે અને એકાગ્રતાની નિષ્પત્તિ થયે અતીત અને વર્તમાન એમ બે અવસ્થાવાળા જે તુલ્ય પ્રત્યયો ઉત્પન્ન થાય છે, તે ચિત્તનો એકાગ્રતાપરિણામ છે.

તતઃ—સર્વાર્થતા અને એકાગ્રતાના અનુક્રમે ક્ષય અને ઉદયની યથાર્થ સિદ્ધિ થયે.

શાન્તોદિતૌ—શાન્ત એટલે અતીત અવસ્થાવાળો અને ઉદિત એટલે વર્તમાન અવસ્થાવાળો.

તુલ્યપ્ર૦—એટલે સજાતીયવૃત્તિ.

આ સૂત્રથી એ કહ્યું કે જ્યારે એકાગ્રતાની સિદ્ધિ થાય છે ત્યારે સજાતીય વૃત્તિનો તૈલધારાવત્ પ્રવાહ ચાલ્યા કરે છે એટલે એક પ્રત્યય નાશ પામે છે—અતીતાવસ્થાને પામે છે—અને તેને સજાતીય બીજો પ્રત્યય ઉદય પામે છે—વર્તમાનાવસ્થાને પામે છે, એ પ્રત્યય પુન નાશ પામે છે—અતીતાવસ્થાને પામે છે, અને એને સજાતીય ત્રીજો પ્રત્યય પુન ઉદય પામે છે એ પ્રમાણે પૂર્વ પૂર્વ પ્રત્યયનું અતીતાવસ્થામાં પ્રવેશવું—વિલય થવું અને ઉત્તરોત્તર સજાતીય પ્રત્યયોનું ઉદય થવું—વર્તમાનાવસ્થામાં પ્રવેશવું—એમ જે સજાતીય પ્રત્યયોનો અવિચ્છિન્ન (વિજાતીય પ્રત્યયના પ્રવાહથી રહિત) પ્રવાહ ચાલવો તે ચિત્તનો એ-

આ પરિણામ અને સમાધિપરિણામમાં તો સ્પષ્ટ રીતે ભેદ જ-
ણાય છે. આ પરિણામમાં એક પ્રત્યયનો વિલય અને તેના સજાતી-
યનો ઉદય એ પ્રકારનો પ્રવાહ ચાલે છે. સમાધિપરિણામમાં વિક્ષિપ્ત-
તાનો તિરોભાવ અને એકાગ્રતાનો ઉદય એ પ્રકારે પ્રવાહ ચાલે છે.
તેમ જ નિરોધપરિણામમાં વ્યુત્થાનસંસ્કારના નાશ અને નિરોધ-
સંસ્કારની વૃદ્ધિસાથે ચિત્તનો સંબંધ હોય છે અને આમાં તો સજા-
તીયપ્રત્યયોસાથે સંબંધ હોય છે. આપ્રમાણે પ્રત્યેક અવસ્થાના
વિશેષો હોવાથી આ યોગ તથા તેના અંગભૂત સમાધિ એક નથી.
પણ એ બેમાં (યત્કિંચિત પણ) ભેદ છે.

આપ્રમાણે આ પરિણામ સૂત્રોથી સમાધિનો આગળોથી ભે-
દ બતાવ્યો. હવે આ સંયમથી જે જે સિદ્ધિ થાય છે તેનું વિસ્તાર-
થી પ્રતિપાદન કરવું રહ્યું છે, તે પ્રતિપાદન परिणामत्रयसंयमादतीतानाग-
तज्ञानम् એ સૂત્રથી શરૂ કરે છે. પણ તેમાં આવતા શબ્દો યથાર્થ
સમજવા જોઈએ. તે સૂત્રમાં परिणामत्रय શબ્દ આવે છે. એ સમ-
જાય તો જ એ સૂત્રોક્ત અર્થ સમજાય એમ છે તેથી એ સૂત્રના અ-
ર્થના સ્પષ્ટીકરણવાસ્તે તથા સંપૂર્ણ વિશ્વ પરિણામી હોવાથી આસ્થા
કરવાયોગ્ય નથી એ પ્રકારે વૈરાગ્યરૂપ પ્રાસંગિક ફળના ઉદયવાસ્તે આ
પરિણામના પ્રતિપાદનના પ્રસંગમાં એ પરિણામોનો જ અતિદેશ કર-
નાર સૂત્ર શ્રીપતંજલિ રચે છે.

**एतेन भूतेन्द्रियेषु धर्मलक्षणावस्थापरिणामा व्याख्याताः॥१३॥**

સૂત્રાર્થ—આ પ્રતિપાદનથી પાંચ ભૂત અને ઇન્દ્રિયો અર્થાત્
ષોડશ વિકારોવિષેના ધર્મપરિણામ, લક્ષણપરિણામ અને અવસ્થાપરિણા-
મનું વ્યાખ્યાન થઈ જાય છે.

एतेन—આ પરિણામત્રયથી.

भूतेन्द्रियेषु—પૃથિવ્યાદિ પાંચ ભૂત તથા એકાદશ કરણરૂપ ઇ-
ન્દ્રિયો વિષે અર્થાત્ જે સોળ કેવળ વિકારરૂપ છે તે સર્વ વિષે. યદ્યપિ
આ સૂત્રમાં કહેલા ત્રિવિધ પરિણામો કેવળ વિકારના જ નથી પણ
આઠ પ્રકૃતિઓના પણ છે તથાપિ પ્રધાન, મહત્, અહંકાર અને શ-
બ્દાદિ પાંચ તન્માત્રરૂપ આઠ પ્રકૃતિના આ ત્રણ પરિણામો થાય છે
એટલુંજ નહિ પણ ચોથો તત્ત્વાન્તરપરિણામ પણ થાય છે. અને જે
ષોડશ વિકાર છે તેનો તત્ત્વાન્તર પરિણામ છે જ નહિ. પણ આ ત્રણ
ત્રિવિધ પરિણામો જ છે. આપ્રમાણે આ પરિણામો ભૂત અને ઇન્દ્રિ-
યના ખાસ પરિણામો હોવાથી, અમુક જો પ્રધાનથી આરંભી સર્વ
પદાર્થના એ પરિણામો છે તથાપિ અહિં પ્રધાનરીતે નિર્દેશ ન ક-

રતા માત્ર ભૂત અને ઇન્દ્રિયોનો જ નિર્દેશ કર્યો છે. તથાપિ એ પરિણામો આઠ પ્રકૃતિના નથી એમ કહેવામાં તાત્પર્ય નથી. યોગશાસ્ત્રસંમત તત્ત્વોમાંથી પુરુષમાત્ર અપરિણામી છે તે શિવાય બીજા સઘળા પદાર્થો નિરંતર પરિણામ પામનાર છે તેમાં જે આઠ પ્રકૃતિઓ છે તેના આ ત્રિવિધ પરિણામો થાયછે તથાપિ તેનો ખાસ પરિણામ તત્ત્વાન્તર પરિણામ છે અને ષોડશવિકારના તો આ ત્રણ પ્રકારના જ પરિણામ છે

ધર્મ૦—એટલે ધર્મપરિણામ, લક્ષણપરિણામ અને અવસ્થાપરિણામ. ત્યાં ધર્મી સ્વરૂપે વિદ્યમાન રહે અને તેના એક ધર્મનું તિરોધાન થાય તથા બીજા ધર્મનો આવિર્ભાવ થાય તે ધર્મીનો ધર્મપરિણામ કહેવાય છે જેમ મૃત્તિકારૂપ ધર્મીના સ્વરૂપનો તિરોભાવ અને ઘટરૂપનો આવિર્ભાવ થાય છે ત્યારે ધર્મિરૂપે મૃત્તિકા વિદ્યમાન રહેલી છે તથા એ બન્ને ધર્મનાથે અભિન્નભાગી છે તેથી સ્વાભાવિક તિરોધાન પૂર્વક જે ઘટાદિનો આવિર્ભાવ થવો એ ધર્મીનો ધર્મપરિણામ છે જ્યાં ધર્મ સ્વરૂપે વિદ્યમાન રહીને અતીતાદિ અવસ્થાને પામે ત્યાં ધર્મનો લક્ષણપરિણામ કહેવાય છે જેમ ઘટના દેશાન્તરગમે સ્વરૂપનો તિરોભાવ માત્ર થાય છે પણ તેટલાથી એ ધર્મનો નાશ થઇ જાય છે એમ સિદ્ધ થતું નથી, તેથી ઘટાદિના આવિર્ભાવ સમય અતીતાવસ્થાને પામ્યો છે તથા એ ધર્મ પોતે વિદ્યમાન રહી બન્ને અવસ્થામાં અનુગત થયેલો છે તેથી એ સ્થળે ધર્મનો લક્ષણપરિણામ છે તે જ પ્રમાણે ઘટાદિ જે પૂર્વે અનાગતાવસ્થામાં હતો તે પછી વર્તમાનાવસ્થાને પામ્યો છે તેથી એ પણ ધર્મનો લક્ષણપરિણામ છે લક્ષણશબ્દ આ શાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે. એ શબ્દનો અર્થ અનાગત, વર્તમાન અને અતીત એ પ્રકારના કાલભેદ છે એ ત્રણ અવસ્થાને આ શાસ્ત્રમાં પ્રસંગે અધ્વશબ્દ પણ લગાડવામાં આવે છે ત્યાં અનાગતાવસ્થાને પ્રથમ અધ્વ, વર્તમાન અવસ્થાને બીજો અધ્વ અને અતીતને તૃતીય અધ્વ કહેવામાં આવે છે લક્ષણનો સાધારણ અર્થ તો ચિન્હ થાય છે. પણ અહિં लक्षयति कार्यरूप धर्मं स्थापयति એ વ્યુત્પત્તિથી એનો અર્થ અતીતાદિકાલભેદ લેવાય છે જ્યારે એક લક્ષણાવચ્છિન્ન દ્રવ્ય હોય ને બે અવસ્થાસાથે સંબંધવાળું થાય છે ત્યારે તે લક્ષણાવચ્છિન્ન દ્રવ્ય તથા તેના અવચ્છેદકરૂપ લક્ષણનો અવસ્થાપરિણામ કહેવાય છે જેમકે વર્તમાન અધ્વયુક્ત ઘટમાં નવાપણું, જુનાપણું આદિ અવસ્થાનો ભેદ થયા કરે તથા તેના વર્તમાનતારૂપ અંશનો અવસ્થાપરિણામ છે.

આ પરિણામ અને સમાધિપરિણામમાં નો સ્પષ્ટ રીતે ભેદ દે-ખાય છે. આ પરિણામમાં એક પ્રત્યયનો વિલય અને તેના સજાતીયનો ઉદય એ પ્રકારનો પ્રવાહ ચાલે છે. સમાધિપરિણામમાં વિક્ષિપ્તતાનો તિરોભાવ અને એકાગ્રતાનો ઉદય એ પ્રકારે પ્રવાહ ચાલે છે. તેમ જ નિરોધપરિણામમાં વ્યુત્થાનસંસ્કારના હ્રાસ અને નિરોધસંસ્કારની વૃદ્ધિસાથે ચિત્તનો સંબંધ હોય છે અને આમાં તો સજાતીયપ્રત્યયોસાથે સંબંધ હોય છે. આપ્રમાણે પ્રત્યેક અવસ્થાના વિશેષો હોવાથી આ યોગ તથા તેના અંગભૂત સમાધિ એક નથી, પણ એ બેમાં (યત્કિંચિત પણ) ભેદ છે.

આપ્રમાણે આ પરિણામ સૂત્રોથી સમાધિનો અંગાંગિયોગથી ભેદ બતાવ્યો. હવે આ સંયમથી જે જે સિદ્ધિ થાય છે તેનું વિસ્તારથી પ્રતિપાદન કરવું રહ્યું છે, તે પ્રતિપાદન परिणामत्रयसंयमादतीतानागतज्ञानम् એ સૂત્રથી શરૂ કરે છે. પણ તેમાં આવતા શબ્દો યથાર્થ સમજવવા જોઈએ. તે સૂત્રમાં परिणामत्रय શબ્દ આવેછે. એ સમગ્ર જાય તો જ એ સૂત્રોક્ત અર્થ સમજાય એમ છે તેથી એ સૂત્રના અંશોના સ્પષ્ટીકરણવાસ્તે તથા સંપૂર્ણ વિશ્વ પરિણામી હોવાથી આસ્થ કરવાયોગ્ય નથી એ પ્રકારે વૈરાગ્યરૂપ પ્રાસંગિક ફલના ઉદયવાસ્તે ચ પરિણામના પ્રતિપાદનના પ્રસંગમાં એ પરિણામોનો જ અતિદેશ નાર સૂત્ર શ્રીપતંજલિ રચે છે.

**एतेन भूतेन्द्रियेषु धर्मलक्षणावस्थापरिणामा व्याख्याताः॥१**

સૂત્રાર્થ—આ પ્રતિપાદનથી પાંચ ભૂત અને ઇન્દ્રિયો જ ષોડશ વિકારવિષેના ધર્મપરિણામ, લક્ષણપરિણામ અને અવસ્થાપરિણામનું વ્યાખ્યાન થઇ જાય છે.

एतेन—આ પરિણામસૂત્રોથી.

भूतेन्द्रियेषु—પૃથિવ્યાદિ પાંચ ભૂત તથા એકાદશ કરણેન્દ્રિયો વિષે અર્થાત્ જે ષોળ કેવળ વિકારરૂપ છે તે સર્વ વિષે આ સૂત્રમાં કહેલા ત્રિવિધ પરિણામો કેવળ વિકારના જ નથ આઠ પ્રકૃતિઓના પણ છે તથાપિ પ્રધાન, મહત્, અહંકાર પંચદિ પંચ તન્માત્રારૂપ આઠ પ્રકૃતિના આ ત્રણ પરિણામો એટલુંજ નહિ પણ બીજો તત્ત્વાન્તરપરિણામ પણ થાય છે. ષોડશ વિકાર છે તેનો તત્ત્વાન્તર પરિણામ છે જ નહિ, પણ ત્રિવિધ પરિણામો જ છે. આપ્રમાણે આ પરિણામો બતાવ્યા નથી પ્રાય પરિણામો હોવાથી, અગર જો પ્રધાનથી આ પદાર્થના આ પરિણામો છે તથાપિ ગાદિ પ્રધાનાદિનો નિ

રતાં માત્ર ભૂત અને ઇન્દ્રિયોનો જ નિર્દેશ કર્યો છે. તથાપિ એ પરિણામો અષ્ટ પ્રકૃતિના નથી એમ કહેવામાં તાત્પર્ય નથી. યોગશાસ્ત્રસંમત તત્ત્વોમાંથી પુરુષમાત્ર અપરિણામી છે. એ સિવાય બીજા સઘળા પદાર્થો નિરંતર પરિણામ પામનાર છે તેમાં જે આઠ પ્રકૃતિઓ છે તેના આ ત્રિવિધ પરિણામો થાયછે તથાપિ તેનો ખાસ પરિણામ તત્ત્વાન્તર પરિણામ છે અને ષોડશવિકારના તો આ ત્રણ પ્રકારના જ પરિણામ છે.

ધર્મ૦—એટલે ધર્મપરિણામ, લક્ષણપરિણામ અને અવસ્થાપરિણામ. ત્યાં ધર્મી સ્વરૂપે વિદ્યમાન રહું અને તેના એક ધર્મનુ તિરોધાન થાય તથા બીજા ધર્મનો આવિર્ભાવ થાય તે ધર્મિનો ધર્મપરિણામ કહેવાય છે. જેમ મૃત્તિકારૂપ ધર્મિના શ્યામરૂપનો તિરોભાવ અને રક્તરૂપનો આવિર્ભાવ થાય છે ત્યારે ધર્મિરૂપે મૃત્તિકા વિદ્યમાન રહેલી છે તથા એ બન્ને ધર્મસાથે સંબંધવાળી છે તેથી શ્યામવર્ણનું તિરોધાન પૂર્વક જે રક્તવર્ણનો આવિર્ભાવ થવો એ ધર્મિનો ધર્મપરિણામ છે જ્યાં ધર્મ સ્વરૂપે વિદ્યમાન રહીને અતીતાદિ અવસ્થાને પામે ત્યા ધર્મનો લક્ષણપરિણામ કહેવાય છે જેમ ઉપરના દૃષ્ટાન્તમા શ્યામવર્ણનો તિરોભાવ માત્ર થાય છે પણ તેટલાથી એ ધર્મનો નાશ થઇ જાય છે એમ સિદ્ધ થતુ નથી, તેથી રક્તવર્ણના આવિર્ભાવ સમયે અતીતાવસ્થાને પામ્યો છે તથા એ ધર્મ પોતે વિદ્યમાન રહી બન્ને અવસ્થામા અનુગત થયેલો છે તેથી એ સ્થળે ધર્મનો લક્ષણપરિણામ છે તે જ પ્રમાણે રક્તવર્ણ જે પૂર્વે અનાગતાવસ્થામા હતો તે પછી વર્તમાનાવસ્થાને પામ્યો છે તેથી એ પણ ધર્મનો લક્ષણપરિણામ છે લક્ષણશબ્દ આ શાસ્ત્રનો પારિભાષિકશબ્દ છે. એ શબ્દનો અર્થ અનાગત, વર્તમાન અને અતીત એ પ્રકારના કાળભેદ છે. એ ત્રણ અવસ્થાને આ શાસ્ત્રમા અનુક્રમે અધ્વશબ્દ પણ લગાડવામાં આવે છે. ત્યા અનાગતાવસ્થાને પ્રથમ અધ્વ, વર્તમાન અવસ્થાને બીજો અધ્વ અને અતીતને તૃતીય અધ્વ કહેવામા આવે છે લક્ષણનો સાધારણ અર્થ તો ચિન્હ થાય છે. પણ અહિં लक्षयति कार्यरूप धर्म व्यावर्तयति એ વ્યુત્પત્તિથી એનો અર્થ અતીતાદિકાળભેદ લેવાય છે. જ્યારે એક લક્ષણાવચ્છિન્ન દ્રવ્ય હોઇને એ અવસ્થાસાથે સંબંધવાળું થાય છે ત્યારે તે લક્ષણાવચ્છિન્ન દ્રવ્ય તથા તેના અવચ્છેદકરૂપ લક્ષણનો અવસ્થાપરિણામ કહેવાય છે. જેમકે વર્તમાન અધ્વયુક્ત ઘટમાં નવાપણુ, જુનાપણુ આદિ અવસ્થાનો ભેદ થવો તે ઘટનો તથા તેના વર્તમાનતારૂપ અધ્વનો અવસ્થાપરિણામ છે.

આ સૂત્રથી એ કહ્યું કે પૂર્વનાં ચિત્તના પરિણામ બતાવનાર સૂત્રોથી ષોડશ વિકારના ખાસ પરિણામરૂપ ધર્માદિ ત્રણ પરિણામ સર્વ પદાર્થના થાય છે એ વાતનું પ્રતિપાદન થયેલું જાણવું. અહિં પૂર્વ આ ત્રણ પરિણામનું ચિત્ત વિષયમાં કેવી રીતે પ્રતિપાદન કર્યું છે તે જોવાનું છે. ત્યાં ૯ મા સૂત્રથી જે ચિત્તનો પરિણામ બતાવ્યો છે તે ધર્મપરિણામ છે ચિત્ત એ ધર્મી છે અને વ્યુત્થાન અને નિરોધ એ એ ચિત્તના ધર્મ છે. એ સૂત્રમાં યદ્યપિ વ્યુત્થાન સંસ્કાર અને નિરોધસંસ્કારના અનુક્રમે અભિભવ અને પ્રાદુર્ભાવ કહ્યા છે તથાપિ એટલાઉપરથી વ્યુત્થાન અને નિરોધ રૂપ ધર્મના અભિભવ અને પ્રાદુર્ભાવ પણ પ્રાપ્ત થાય છે તેથી એ નિરોધપરિણામમાં વ્યુત્થાનરૂપ ચિત્તના એક ધર્મનો તિરોભાવ અને નિરોધરૂપ અન્ય ધર્મનો પ્રાદુર્ભાવ થાય છે તથા એ બંને ધર્મોમાં ચિત્તનો સંબંધ હોય છે, તેથી સ્પષ્ટ રીતે એ નિરોધપરિણામ તે ચિત્તરૂપ ધર્મીનો ધર્મપરિણામ છે તેમ જ જે લક્ષણપરિણામ છે તે તો ઉપર કહ્યા પ્રમાણે સ્વરૂપે સ્થિત રહેલા ધર્મનો અતીતાદિ અધ્વ સાથે સંબંધ થાય છે ત્યારે થયેલો કહેવાય છે તેથી એ પરિણામ પણ વ્યુત્થાન અને નિરોધના અભિભવ અને પ્રાદુર્ભાવ કહેવાથી સ્પષ્ટ રીતે એ સૂત્રમાં કહેલો છે નિરોધરૂપ ધર્મ ત્રણ અધ્વવાળો છે (૧) અનાગત, (૨) વર્તમાન અને (૩) અતીત ત્યાં નિરોધરૂપ ધર્મ પોતાના પ્રાદુર્ભાવસમયે અનાગતાવસ્થાનો ત્યાગ કરી વર્તમાનાવસ્થાના સંબંધવાળો થાય છે અર્થાત્ પોતાના સ્વરૂપે અભિવ્યક્ત થાય છે. એ સમયે સ્વરૂપે રહેલા ધર્મનો એ અવસ્થા સાથે સંબંધ થાય છે તેથી એ લક્ષણપરિણામ છે તેમ જ વ્યુત્થાન જે ઉપર પ્રમાણે ત્રણ અધ્વવાળો યુક્ત હોય છે તે પણ નિરોધસમયે અભિભવને પામતું જતું હોવાથી પોતાની વર્તમાન અવસ્થાને છોડીને અતીતાવસ્થાને પામે છે. તેથી વ્યુત્થાનના અભિભવસમયે થતો પરિણામ લક્ષણપરિણામ છે આ પ્રમાણે આ સૂત્રથી સ્પષ્ટ રીતે બે પ્રકારના પરિણામો બતાવેલ છે ૧૦ મા સૂત્રથી અવસ્થાપરિણામ કહેલ છે ત્યાં કહ્યું છે કે નિરોધસંસ્કારો બલવાન્ થાય છે અને વ્યુત્થાનસંસ્કારો દુર્બળ થાય છે ત્યારે પ્રશાન્તવાહિતા થાય છે. નિરોધસંસ્કાર અને વ્યુત્થાનસંસ્કાર એ ધર્મ છે, તથા બલવત્ત્વ અને દુર્બલત્વ એ બે અવસ્થાઓ છે. અહિં નિરોધસંસ્કાર વર્તમાનરૂપ અધ્વના રહીને બલવત્ત્વરૂપ અવસ્થાઓને સંબદ્ધ થાય છે તેથી અહિં ઉપરની વ્યાખ્યાપ્રમાણે નિરોધરૂપ સંસ્કારના વર્તમાનરૂપ લક્ષણનો અવસ્થાપરિણામ છે. આજ પ્રમાણે ૧૧

વિગેરે સૂત્રોમાં યોજના કરી લેવી. આ રીતે પૂર્વના પરિણામસૂત્રથી આ ત્રિવિધ પરિણામનું ચિત્તવિષયમાં પ્રતિપાદન કર્યું છે એ સિદ્ધ થાય છે.

બીજું આ સૂત્રમાં એ કહ્યું છે કે આ ત્રિવિધ પરિણામો પ્રકૃતિસહિત સર્વ પ્રાકૃત પદાર્થના થાય છે. ત્યાં પ્રથમ ભૂત અને ઇન્દ્રિયો લઇએ. ત્યાં ગાય, ઘટવિગેરે પદાર્થો ભૌતિક છે તથા પ્રધાનપણે પૃથિવીપરમાણુના બનેલા હોય છે, તેથી પાર્થિવ છે. એ પરમાણુઓ પરમાણુ અવસ્થામાં હોયછે ત્યારે એક આકૃતિવાળા હોય છે તથા એક પ્રકારના ગુણોથી યુક્ત હોય છે. જ્યારે એ પરમાણુઓ ગાય, ઘટાદિરૂપે થાય છે ત્યારે કોઈ જુદી જ આકૃતિગુણોવિગેરેવાળા પ્રતીત થાય છે. તેથી ગાય, ઘટાદિના ઉપાદાન કારણરૂપ પરમાણુઓનો ગાય, ઘટાદિ આકાર પરિણામ થવો એ ધર્મપરિણામ છે. કેમકે પરમાણુઓ તો તેના તે જ છે અર્થાત્ સ્વરૂપે વિદ્યમાન રહ્યા છે, પણ પૂર્વના એક ધર્મ ( આકૃતિ, વિગેરે ) નો ત્યાગ કરી અન્ય ધર્મસાથે સંબદ્ધ થયેલા હોય છે. તેથી પૂર્વે કહ્યાપ્રમાણે ગાય, ઘટાદિ એ પરમાણુનો ધર્મપરિણામ છે. તેમ જ પૂર્વની આકૃતિ અને ગુણો જ્યારે પરમાણુની પરમાણુરૂપે સ્થિતિ હતી ત્યારે વર્તમાન અધ્વમાં હતાં અને તે હવે સ્વરૂપે વિદ્યમાન રહીને અતીત અધ્વસાથે સંબદ્ધ થયાં છે તેથી એ ધર્મનો લક્ષણપરિણામ છે. તેમ જ ગાયઘટાદિ આકૃતિ વિગેરે ધર્મો જે પૂર્વે અનાગત અધ્વમાં હતાં તે હવે વર્તમાન અધ્વસાથે સંબંધવાળા થયેલા હોવાથી એ ધર્મોનો પણ લક્ષણપરિણામ થયો છે. તેમ જ ગાયઘટાદિ જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે તેમનામાં નવાપણારૂપ અવસ્થા હોય છે અને પછી–કહો કે દ્વિતીય ક્ષણથી જ–પૂર્વની અપેક્ષાથી પુરાણત્વ અવસ્થા આવેછે, તેથી ગાયઘટાદિ પદાર્થોનો તથા તેમના વર્તમાન અધ્વરૂપ લક્ષણનો એ અવસ્થાપરિણામ છે, તેમ જ ગાયવિગેરે પદાર્થોનો જે કૌમાર, બાલ્ય, વાર્ધક્યવિગેરે અવસ્થાસાથે સંબંધ થાય છે, એ પણ અવસ્થાપરિણામ છે. આ જ પ્રમાણે બીજાં ભૂતોવિષે ઘટાવી લેવું. તેથી સ્પષ્ટ થાય છે કે પાંચ ભૂતમાં તો આ ત્રિવિધ પરિણામ થયા જ કરે છે. તે જ પ્રમાણે ઇન્દ્રિયોનું નીલાદિ વિષયનું આલોચન તે ધર્મપરિણામ છે. એ ધર્મનો અતીતાદિ અધ્વસાથેનો ક્રમિક સંબંધ એ લક્ષણપરિણામ છે, અને એ જ્ઞાનનો સ્ફુટત્વ અસ્ફુટત્વ વિગેરે અવસ્થાસાથે સંબંધ થવો એ અવસ્થાપરિણામ છે. આપ્રમાણે આ ત્રિવિધ પરિણામો ઇન્દ્રિયવિષે પણ પ્રતિક્ષણે થયા જ કરે છે. એ જ પ્રક્રિયા પ્રકૃતિપર્યન્તના સર્વ પદાર્થોને લગે છે ત્યાં ભૂતનું કારણ તન્માત્રા છે તેથી પાંચ ભૂતના અ-

ણુઓ એ માત્ર તન્માત્રાની આકૃતિવિશેષ છે ( ધર્મવિશેષ છે), તેથી એ પણ ધર્મપરિણામ છે એ તન્માત્રા તથા ઇન્દ્રિયો અહંકારના કાર્યરૂપ હોવાથી અહંકારશબ્દવાચ્ય દ્રવ્યની આકૃતિવિશેષ (ધર્મવિશેષ) છે તેથી એ પણ અહંકારનો ધર્મપરિણામ છે એ જ પ્રમાણે અહંકાર મહત્તનું કાર્ય હોવાથી તથા મહત્ પ્રધાનનું કાર્ય હોવાથી અહંકાર અને મહત્ પણ અનુક્રમે મહત્ અને પ્રકૃતિના ધર્મપરિણામ છે ધર્મપરિણામનું પ્રતિપાદન કરવાથી ઉપરની માફક લક્ષણપરિણામ અને અવસ્થાપરિણામનું પ્રતિપાદન સમજાઇ જાય છે તેથી એ સિદ્ધ થાય છે કે પ્રકૃતિથી માંડી સર્વે પ્રાકૃત પદાર્થો ત્રિવિધ પરિણામોથી યુક્ત છે એ ત્રિવિધ પરિણામો નિરંતર એ પદાર્થોના થયા જ કરે છે, કેમકે चलं च गुणवृत्तम् એ વેદશાસ્ત્રનો સિદ્ધાન્ત છે જેમ રાજાને અર્થે રાખવામાં આવેલા ખરા ભૃત્યો પ્રતિક્ષણે રાજાને અર્થે વ્યાપારયુક્ત હોય છે તે જ પ્રમાણે પુરુષને અર્થે સ્થિતિ પામી રહેલા આ ભૃત્યસ્થાનીય સર્વે પદાર્થો પ્રતિક્ષણે પુરુષને અર્થે પરિણામ પામ્યા કરે એ યુક્ત જ છે તેથી સર્વ જગત્ પરિણામી હોવાથી આસ્થા રાખવાજેવું નથી એ પણ સિદ્ધ થાય છે

યદ્યપિ આ સૂત્રમાં ધર્મ, લક્ષણ અને અવસ્થા એ ત્રણ ભેદ પાડયા છે પરંતુ એ પારિભાષિક છે સાધારણ રીતે તો લક્ષણ અને અવસ્થા એ બંને ધર્મમાં જ આવી જાય છે તથાપિ ગોબલિવર્દન્યાયે કરીને અત્ર એ ત્રણેનો પૃથક્ નિર્દેશ કર્યો છે

અહિ પ્રથમ ધર્મપરિણામ કહ્યો એનું સ્વરૂપ એ કહ્યું કે ધર્મરૂપ પદાર્થ એક ધર્મનો ત્યાગ કરી અન્ય ધર્મનો સ્વીકાર કરે ત્યારે ધર્મીનો ધર્મપરિણામ કહેવાય છે આથી એ સિદ્ધ થાય છે કે એ પરિણામમાં ધર્મી બંને વખતે સ્વરૂપે સ્થિત હોય છે જેમકે કટકાકાર સુવર્ણ જ્યારે કેયુરાકાર પરિણામને પામે છે ત્યારે એ ધર્મપરિણામ થાય છે તથાપિ એમાં ધર્મીરૂપ સુવર્ણ તો એમનું એક જ છે તે જ પ્રમાણે સર્વે ધર્મોમાટે સમજવું અહિ એ શંકા આવે છે કે આ પ્રમાણે જો ધર્મીની સ્વરૂપે સ્થિતિ ધર્મપરિણામમાં હોય તો પછી ધર્મી કૂટસ્થ ઠરે અર્થાત્ નિત્ય સિદ્ધ થાય અને એમ થવાથી પ્રધાન જે એક જ યથાર્થ ધર્મી છે તે બલાત્ કૂટસ્થ ઠરે તેથી વેદશાસ્ત્રના સિદ્ધાન્તને ખલેલ આવે પણ એ યોગ્ય નથી કેમકે કૂટસ્થનો અર્થ એવો નથી કે સ્વરૂપે સ્થિતિ જેની રહેતી હોય તે કૂટસ્થ પણ જે સ્વરૂપે સદા એકરૂપે રહે છે તે કૂટસ્થ કહેવાય છે આવું કૂટસ્થપણું માત્ર અપરિણામી પદાર્થમાં જ હોઇ શકે, પરિણામી પદાર્થમાં

હોવાનું નહિ. તેથી બ્રહ્મ વા પુરુષ જે અપરિણામી પદાર્થ છે તે જ માત્ર કૂટસ્થ હોઈ શકે છે અને પ્રધાન એકરૂપમાં સદા સર્વસ્થળે વિદ્યમાન નહિ હોવાથી અર્થાત્ પરિણામી હોવાથી (એટલે એક સ્થળે પ્રધાનરૂપે, બીજે સ્થળે મહત્તરૂપે, ત્રીજે સ્થળે અહંકારરૂપે–વિગેરે વિવિધરૂપે રહેનાર હોવાથી) એ કૂટસ્થ નથી, બાકી નિત્ય તો છે જ. શાસ્ત્રમાં સ્પષ્ટ રીતે પ્રધાનને માટે सनातनी* વિશેષણ જોવામાં આવે છે. તેથી જે દોષ આપ્યો હતો તે અસંગત છે, અર્થાત્ ધર્મપરિણામ જે રીતે આ સૂત્રમાં કહ્યો છે તે યોગ્ય જ છે.

હવે લક્ષણપરિણામની પરીક્ષા કરીએ. લક્ષણપરિણામનું સ્વરૂપ એ કહ્યું છે કે ધર્મનો અનાગતઅવસ્થા છોડી વર્તમાનઅવસ્થાસાથે સંબંધ થવો તે તથા વર્તમાનઅવસ્થા છોડી અતીતાવસ્થાસાથે સબંધ થવો તે લક્ષણપરિણામ છે. આ ક્યારે બને કે જ્યારે ધર્મોનું નિત્યત્વ હોય ત્યારે. જો ધર્મમાત્ર પ્રાદુર્ભાવસમયે નવો જ અસ્તિત્વમા આવતો હોય અને અપ્રતીતિ સમયે વિનાશને પામતો હોય તો પછી બે કાળસાથે તે ધર્મનો સંબંધ થાય નહિ. તેથી લક્ષણપરિણામ માટે ધર્મનું નિત્યત્વ અવશ્ય માનવું જોઇએ, અર્થાત્ આ સૂત્રમા લક્ષણપરિણામનો નિર્દેશ કરવાથી ધર્મોનું નિત્યત્વ સૂત્રકારે સિદ્ધાન્તિત કર્યું છે. અને તે ઘટે પણ છે. ચિત્તવિષયમાં આપણે એનો અનુભવ થાય છે. ચિત્ત જ્યારે એક સ્ત્રીપ્રતિ રાગયુક્ત હોય છે ત્યારે તેમાં વર્તમાન અધ્વમાં માત્ર એ રાગ છે તથાપિ એટલાથી એમ નથી કહેવાતું કે તે ચિત્ત અન્ય સ્ત્રીપ્રતિ વિરક્ત છે, અથવા તો ચિત્તમાં રાગ વર્તમાનઅવસ્થામા છે તેથી તેમા ક્રોધ વા દ્વેષનો અભાવ છે. ગુણવૃત્તિવિરોધાત્ એ સૂત્રપ્રતીકની વ્યાખ્યામાં સ્પષ્ટ કહ્યુ છે કે રાગ, ક્રોધ વિગેરેનો વિરોધ નથી પણ માત્ર એની પ્રધાનતાનો જ વિરોધ છે. જ્યારે રાગ પ્રધાન હોય ત્યારે ક્રોધ વા દ્વેષ વા ઇતરપ્રતિનો રાગ પ્રધાન ન હોઇ શકે. પણ એટલાથી સહાવસ્થાનમાં વિરોધ નથી. આપણે જોઇએ છીએ કે ઘડી પછી તરત ક્રોધ થાય છે, વા દ્વેષ થાય છે વા ઇતરપ્રતિ રાગ થાય છે. તેથી જ્યારે રાગ વર્તમાનાવસ્થામાં હોય છે ત્યારે બીજા અનાગત વા અતીતાવસ્થામાં હોય છે એ સ્પષ્ટ છે. તેથી ધર્મનું નિત્યત્વ માનવું દૃષ્ટાન્તરહિત વા અનુભવરહિત નથી, અર્થાત્ આ સૂત્રથી કહ્યું છે તે યોગ્ય છે. +

---

* જુઓ યોગવાર્તિક પૃષ્ઠ ૧૮૬.

\+ આથી એ એક સિદ્ધાન્ત નીકળે છે કે કારણ કાર્યકરતાં અધિક ધર્મવાળું હોય છે અર્થાત્ વિશેષ બળવાન્ હોય છે, અને

ત્રીજો અવસ્થાપરિણામ છે એ અવસ્થાપરિણામમાં માત્ર અવસ્થાનો ભેદ થયા કરે છે પણ ધર્મનો ભેદ થતો નથી. જે ધર્મ બાલ્યાવસ્થામાં હોય છે તે જ કૌમારઅવસ્થામાં અને તે જ વૃદ્ધાવસ્થામાં હોય છે આ અવસ્થાપરિણામનું દૃષ્ટાન્ત પૂર્વે આપી ગયા છીએ, તે વર્તમાનલક્ષણનું છે તથાપિ એ પરિણામ અતીત અને અનાગત એ બંને લક્ષણનો પણ થાય છે એની સ્ફુટ પ્રતીતિ વર્તમાન લક્ષણમાં જ થાય છે તેથી વર્તમાન લક્ષણનું દૃષ્ટાન્ત આપ્યું છે એ અવસ્થાઓનો યદ્યપિ લક્ષણપરિણામ આ સૂત્રમાં સાક્ષાત્ કહ્યો નથી તથાપિ આ સૂત્રની પ્રક્રિયાપ્રમાણે એ પણ થઇ શકે છે તેથી આ સૂત્રથી ધર્મી, ધર્મ, લક્ષણ અને અવસ્થા એ ચારેનું અથવા તો—લક્ષણ અને અવસ્થાનો ધર્મમાં અંતર્ભાવ કરીએ તો ધર્મી અને ધર્મનું નિત્યત્વ સિદ્ધાન્તિત થાય છે.

આપ્રમાણે આ સૂત્રથી ત્રિવિધ પરિણામનું પ્રતિપાદન કર્યું તથાપિ ખરૂં જોતા આ ત્રણે પરિણામો વસ્તુત જૂદા નથી પણ એક જ પરિણામમાં આવી જાય છે ધર્મીથી ધર્મો જૂદો લઇએ તો ધર્મનો લક્ષણપરિણામ તથા લક્ષણનો અવસ્થાપરિણામ કહેવો ઘટે. પણ ખરૂં જોતા તો ધર્મીથી સ્વતન્ત્ર સત્તા ધર્મની છે જ નહિ તેથી આ ત્રણે પરિણામો ધર્મીના જ ગણાય, અર્થાત્ એક જ પરિણામ થયો ધર્મીનો ધર્મે કરીને પરિણામ ( धर्मेण परिणाम ) તે ધર્મપરિણામ, લક્ષણે કરીને પરિણામ તે લક્ષણપરિણામ અને અવસ્થાએ કરીને પરિણામ તે અવસ્થાપરિણામ છે અહિં એ શંકા થાય છે કે એ એક જ પરિણામ, અથવા એના નિમિત્તભેદથી ત્રણ ભેદ પાડીએ તો ત્રણ પરિણામ ક્યારે ઘટે કે ધર્મી કોઇ વસ્તુ હોય ત્યારે પણ તે તો વિવાદગ્રસ્ત છે, કારણ કે વૈનાશિક મતપ્રમાણે ધર્મથી અતિરિક્ત કોઈ ધર્મી છે જ નહિ. તેથી આ પ્રતિપાદન નિઃસંદેહ નથી એનો ઉત્તર આપવા અર્થાત્ આ બૌદ્ધમત ખરો નથી એ પ્રતિપાદન કરવા, તથા ધર્મીની વ્યવસ્થાદ્વારા ત્રિવિધ પરિણામની ઉપપત્તિ કરવા સૂત્રકાર ધર્મીનું સ્વરૂપ બતાવનાર સૂત્ર હવે કહે છે [1]

---

પ્રકૃતિ સર્વકરતા અધિક ધર્મવાળી છે તેથી પ્રકૃતિનો જય કરનાર પુરૂષ સર્વ શક્તિમાન્ થઇ શકે છે

૧ આ ઉપરથી એવું નિશ્ચિત થાય એમ નથી કે બૌદ્ધ ધર્મ આ યોગ સૂત્ર પૂર્વેનો હતો કેમકે એ રીતે જોતા તો બૌદ્ધ મતમાં આ વિગરે શાસ્ત્રોપર આક્ષેપ હોવાથી આ શાસ્ત્ર બૌદ્ધની પૂર્વે પણ ઠરે જો બુદ્ધે જે પ્રક્રિયા લીધી છે તે કંઇ નવીન શોધી નથી પણ

शान्तोदिताव्यपदेश्यधर्मानुपाती धर्मी ॥ १४ ।

સૂત્રાર્થ —અતીત, વર્તમાન અને અનાગત ધર્માદિને વર્તમાનરૂપે અનુગત થયેલો પદાર્થ તે ધર્મી છે

શાન્તો૦—શાન્ત એટલે અતીત, ઉદિત એટલે વર્તમાન અને અવ્યપદેશ્ય એટલે અનાગત. એ ત્રણ અવસ્થાવાળા ધર્મો હોય છે, તે સર્વની સાથે એકસરખીરીતે વર્તમાનરૂપે સબંધ રાખી રહેનાર જે પદાર્થ તે ધર્મી છે. યદ્યપિ આ સ્થળે શાન્ત-અતીત નો પ્રથમ નિર્દેશ છે, ઉદિતનો પછી છે અને અવ્યપદેશ્યનો છેલ્લો છે તથાપિ પાઠક્રમ વિવક્ષિત નથી કારણ કે ધર્મની પ્રથમ અનાગતઅવસ્થા હોય છે, પછી વર્તમાનઅવસ્થા થાય છે અને છેલ્લી અતીતાવસ્થા થાય છે. અતીતાવસ્થા પછી વર્તમાન અવસ્થા થતી નથી અનાગતઅવસ્થા ન્યાયના પ્રાગભાવને સ્થાને છે અને અતીતાવસ્થા ધ્વંસને સ્થાને છે જે પદાર્થ એકવાર અતીતાવસ્થાને પામ્યો તે પુન અનાગતઅવસ્થાને પામતો નથી એ આ સૃષ્ટિનો એક નિયમ જોવામા આવે છે જે ઘટ ભાગી નાંખવાથી અતીતાવસ્થાને પામ્યો છે તે જો પુન. અનાગત વા વર્તમાનાવસ્થાને પામતો હોય તો આ પણને એવી પ્રત્યભિજ્ઞા થવી જોઇએ કે આ તે, તે જ ઘટ છે પણ એવુ થતું દેખાતું નથી. તેમ જ જો અતીતની પુન. ઉત્પત્તિ થતી હોય તો મુક્ત પુરુષો કે જેમના અન્ત:કરણ અતીતાવસ્થાને પામ્યા છે તેમની પણ કદાચિત્ પુન. ઉત્પત્તિ થવી પ્રાપ્ત થાય. તેથી સૂત્રોક્ત પાઠક્રમ વિવક્ષિત નથી.

આ સૂત્રથી એ કહ્યુ કે ધર્મો ત્રણ અવસ્થામા હોય છે અનાગત, વર્તમાન અને અતીત, અને ધર્મી સદા એક જ વર્તમાનઅવસ્થામા રહે છે તથા ધર્મની વિવિધ અવસ્થામા ધર્મીસાથે સબદ્ધ રહે છે. સા ધર્મ એટલે યોગ્યતાવિશિષ્ટ શક્તિ જેમ બીજમા અકુરોત્પાદક જે શક્તિ છે તે બીજનો ધર્મ છે, તેમ જ અગ્નિમા રહેલી દાહશક્તિ તે અગ્નિનો ધર્મ છે એ જ પ્રમાણે પ્રત્યેક ધર્મીમા જે જે શક્તિઓ હોય છે તે સર્વ શક્તિઓ તેના ધર્મ છે ધર્મનુ સાદુ લક્ષણ તો શક્તિ છે. તથાપિ બીજને શેકી નાખવાથી એની અકુરોત્પાદક શક્તિ દગ્ધ થઇ જાય છે, તથાપિ તેટલાથી બીજમા અંકુરોત્પાદક શક્તિનો વિયોગ છે એમ ન કહેવાય કારણ કે શક્તિ અને દ્રવ્યનો

બોદ્ધની પૂર્વે પણ હજારો વર્ષપર એ મત હતો, તેથી આ સૂત્રો બુદ્ધ પછી છે એમ આટલાથી સમજવા એમ નથી. વિસ્તાર માટે પ્રસ્તાવના જોવી.

કેટલાક અંશમાં અભેદ હોવાથી જ્યાંપર્યન્ત શક્તિમાનની સ્થિતિ છે ત્યાંસુધી શક્તિની સ્થિતિ છે, અર્થાત્ શક્તિઓ યાવતદ્રવ્યભાવિની છે. તેથી દગ્ધબીજમાં પણ અંકુરોત્પાદક શક્તિ છે ખરી તથાપિ તે દગ્ધ થઇ ગઇ છે તેથી એ શક્તિનો પણ સંગ્રહ કરવાને યોગ્યતાવિશિષ્ટશક્તિ એવું ધર્મનું નિષ્કૃષ્ટ લક્ષણ અપાય છે યોગ્યતા એટલે સ્વરૂપયોગ્યતા દગ્ધબીજમાં પણ એ બીજ હોવાથી અંકુરને ઉત્પન્ન કરવાની સ્વરૂપયોગ્યતા છે અર્થાત્ યોગ્યતાયુક્ત શક્તિ છે, તેથી એ દગ્ધશક્તિનો પણ ધર્મમાં સંગ્રહ થાય છે એ ધર્મો વા શક્તિઓ ત્રણ અવસ્થામાં રહેછે (૧) અતીત, (૨) વર્તમાન અને (૩) અનાગત અતીતાવસ્થાવાળા ધર્મને શાન્ત, વર્તમાનઅવસ્થાવાળાને ઉદિત, અને અનાગતાવસ્થાવાળાને અવ્યપદેશ્ય સંજ્ઞા અપાય છે ત્યાં જે શક્તિ વા ધર્મ પોતાનો વ્યાપાર કરતો અનુભવાય છે તે ધર્મ વર્તમાનાવસ્થામાં છે વા ઉદિત છે જે ધર્મ પોતાનો વ્યાપાર કરતો નથી પણ ધર્મીમાં અવિભક્તરૂપે સ્થિત થઇ ગયો છે અર્થાત્ ધર્મીરૂપ જ થઇ ગયો છે તે ધર્મ શાન્ત છે અથવા અતીતાવસ્થામાં છે આ ધર્મમાં અને વર્તમાનાવસ્થાવાળા ઉદિત ધર્મમાએ ફેર છે કે એકમાં ધર્મ પોતાનો વ્યાપાર કરતો નથી અને બીજામાં કરે છે શાન્ત અને પ્રાગભાવસ્થાનીય અનાગતાવસ્થાથી યુક્ત અવ્યપદેશ્ય ધર્મમાં એ ભેદ છે કે એક ધર્મમાં ઉદિત થવાની યોગ્યતા નથી અને બીજામાં યોગ્યતા છે, ઉદિત અને અવ્યપદેશ્યમાં એ ભેદ છે કે ઉદિત ધર્મ પોતાનો વ્યાપાર કરતો અનુભવાય છે અને અવ્યપદેશ્ય પોતાનો વ્યાપાર કરતો નથી આ પ્રમાણે આ ધર્મોમાં પરસ્પર ભેદ છે

અહિં એ શંકા થાય છે કે જ્યારે શાન્ત ધર્મ પુનઃ વર્તમાન અવસ્થાને પામતો નથી ત્યારે તે ધર્મ ધર્મીમાં વિદ્યમાન હોય છે એમ કહેવામાં શું પ્રમાણ છે? એનો ઉત્તર એ કે જેમ ધર્મીરૂપ દ્રવ્યનો નાશ થતો નથી તેમ ધર્મનો પણ નાશ થતો નથી આ જગતમાં કેવળ નાશ અને અપૂર્વ ઉત્પત્તિ એ બે વસ્તુઓ છે જ નહિ જો શાન્ત ધર્મ નષ્ટ થઇ જતો હોય તોપછી તેનું અસ્તિત્વ જ નહિ રહેવું જોઇએ અને જ્યારે અસ્તિત્વ નહિ હોય ત્યારે તેનું જ્ઞાન થવું સંભવતું નથી પણ તેમ તો છે જ નહિ યોગજ પ્રત્યક્ષથી એ ધર્મોનું સ્પષ્ટ જ્ઞાન થાય છે એ પ્રત્યક્ષમાટે ઇન્દ્રિ અને તે વસ્તુનો સંનિકર્ષ હોવો જોઇએ. એ સંનિકર્ષરૂપ સંબંધ બન્ને સત્ પદાર્થવચ્ચે થતો દેખાય છે તો તેથી પણ એ શાન્ત ધર્મનું સ્વરૂપે અસ્તિત્વ હોવું જોઇએ અને એ નષ્ટ ન થતો જોઇએ એ સિદ્ધ થાય છે

બીજી શંકા એ થાય છે કે અવ્યપદેશ્ય ધર્મ કયા? એનો સાધારણ ઉત્તર એ આપી શકાય છે કે જે ધર્મ વા શક્તિઓ ઉત્તરકાળે પોતાનો વ્યાપાર કરનાર હોય છે તે. પણ એ યોગ્ય નથી કેમકે આ શાસ્ત્રમાં ઉત્તર કાળે પોતાનો વ્યાપાર ન કરનાર કેવળઅનાગતાવસ્થામાં રહેલી વસ્તુનો સ્વીકાર કરવામાં આવ્યો છે. તેથી એનો એ જ ઉત્તર કે પ્રત્યેક પદાર્થ જે જગત્‌માં અસ્તિત્વમાં દેખાય છે તેમાં પ્રત્યેક શક્તિ રહેલી છે; અર્થાત્ પ્રત્યેક વિદ્યમાન ધર્મીમાં અનંત શક્તિઓ છે. ત્યાં પૃથ્વી અને જલ લઇએ તો એના સાદા અણુઓમાં બહુ જ થોડી શક્તિઓ પ્રતીત થાય છે, અને રસાદિની પ્રતીતિ થતી નથી, તથાપિ એ જ અણુઓ જ્યારે પરિણામને પામે છે અર્થાત્ આમ્રકુલઘટાદિરૂપમાં વ્યવસ્થાપિત કરાય છે ત્યારે એ જ અણુઓમાં રસ, રૂપાદિની પ્રતીતિ થાય છે. તેમ જ તૃણમા એક પ્રકારના રૂપ રસ વગેરે હોય છે. પણ જ્યારે એ જ તૃણ ગાયઆદિ જંગમ પ્રાણિઓની સાથે આવી સંયોગીકરણને પામી અમુકરૂપે વ્યવસ્થિત થાય છે ત્યારે એ જ તૃણના અણુઓ દૂધરૂપે પરિણામ પામી કોઇ જુદા જ પ્રકારના રસાદિની પ્રતીતિ કરાવે છે. તેમ જ ધાન્યાદિ પદાર્થો રૂધિરાદિરૂપે પરિણામ પામે છે ત્યારે પણ એમજ થાયછે તેથી એ સ્પષ્ટ થાય છે કે પ્રત્યેક વિદ્યમાન ધર્મીમાં સર્વ પ્રકારની શક્તિઓ વા ધર્મ અનાગતઅવસ્થામાં હોય છે તથાપિ એની પ્રતીતિમાટે દેશ, કાળ, વ્યવસ્થાવિગેરેની જરૂર હોય છે. એ સહકારિ કારણો ભેગાં થાય છે કે તરત જ તે તે શક્તિઓની અભિવ્યક્તિ થાય છે. જો એ શક્તિઓ પૂર્વે ન હોય અને પછી નવીન જ ઉત્પન્ન થતી હોય તો પછી દુધમાંથી જ દધિ થાય અને મૃત્તિકામાંથી તે જ વ્યવસ્થાથી ન થાય એમાં કંઇજ નિયામક નથી. તેથી એ શક્તિઓ પૂર્વઅવસ્થામાં હોવી જોઇએ. જો અનાગતઅવસ્થામાં એ ધર્મો ન રહેલા હોય તોપછી અગસ્ત્યઋષિના જઠરાગ્નિથી સમુદ્રનું શોષણ થવું, બ્રહ્માના એક જ શરીરમાંથી દેવ, દાનવ, નર, પશુ વિગેરે વિવિધ પ્રકારનાં પ્રાણિઓની તથા એ સર્વથી વિલક્ષણ એવા પાષાણાદિની ઉત્પત્તિ વિગેરે કેવી રીતે સંભવે? તેમ જ જો અનાગતાવસ્થામાં સર્વ શક્તિઓ પ્રત્યેક વ્યક્તિમાં ન રહેલી હોય તો પછી શ્રીકૃષ્ણના શરીરમાં અર્જુનને ભીષ્માદિના ભાવિમરણનું દર્શન કેવી રીતે થઇ શકે? તેમ જ યોગીઓને ભાવિનું જ્ઞાન કેવી રીતે થઈ શકે? તેથી સર્વ રીતે સિદ્ધ થાય છે કે પ્રત્યેક વિદ્યમાન ધર્મીમાં સર્વ જાતની શક્તિઓ વા ધર્મ અનાગતઅવસ્થામાં હોય છે. આ સ્થળે એ કહેવું જરૂરનું છે કે વિદ્યા-

રની પરાકાષ્ઠાથી પરિણામી ઉપાદાનમાં અંતે જે પ્રધાન આવેછે તે જ ખરૂં જોતાં ધર્મી છે. આખું જગત્ એ પ્રધાનના ધર્મરૂપ જ છે.[1]

અહિં એ શંકા થાય છે કે જ્યારે સર્વ વ્યક્તિમાં સર્વ શક્તિઓ હોય છે ત્યારે સત્ત્વ દ્રવ્યમાં પણ આવરણ શક્તિ તથા દુઃખ ઉત્પન્ન કરવાની શક્તિ હોવી જોઇએ, તેમ જ પુણ્યમાં પણ દુઃખ ઉત્પન્ન કરવાની શક્તિ હોવી જોઇએ અને પાપમાં પણ સુખ ઉત્પન્ન કરવાની શક્તિ હોવી જોઇએ. અને એમ હોય તો પછી કાર્યકારણની વ્યવસ્થા બિલકુલ જ ન રહે. પણ એમ નથી. ઉપર એ જ માત્ર પ્રતિપાદન કર્યું છે કે પ્રત્યેક વિદ્યમાન વ્યક્તિમાં અનંત શક્તિ છે. સત્ત્વની જ્યાં જ્યાં સત્તા છે ત્યાં તે રજસ્ અને તમસ્‌થી મિશ્રિત જ હોય છે; કેવલ સત્ત્વ, વા કેવળ રજસ વા કેવલ તમસ્ વિદ્યમાન છે જ નહિ તેથી જે જે વિદ્યમાન વ્યક્તિ છે તે એ ત્રણથી મિશ્રિત જ છે. અને તેમ હોવાથી તે વ્યક્તિમાં દુઃખોત્પાદક વિગેરે શક્તિઓ હોય છે. તથાપિ જ્યારે સત્ત્વનું આધિક્ય થાય છે ત્યારે રજસ્ તમસ્‌ની શક્તિઓ અભિભૂત થઈ રહે છે. જ્યારે તત્વજ્ઞાન થાય છે ત્યારે એ બધી શક્તિઓ દગ્ધબીજ થઇ જાય છે જેથી હોય છે છતાં પોતાનાં કાર્ય કરવા સમર્થ રહેતી નથી. બીજું જે પુણ્ય અને પાપમાટે કહ્યું તેનો ઉત્તર એકે એબે વ્યક્તિ નથી, તેથી ઉપરના નિયમમાં આવતા નથી જે વ્યક્તિ વા ધર્મી છે તે ચિત્તનું અણુ વા ભોગ્ય પદાર્થનું અણુ છે અને એ અણુમાં તો બધી શક્તિ છે જ. તથાપિ પુણ્યસંસ્કાર વા પાપ સંસ્કારરૂપ નિમિત્તથી અમુક વખતે એ અણુમાં દુઃખ વા સુખને ઉત્પન્ન કરવાનું સામર્થ્ય અભિભૂત થયેલું રહે છે.[2] તેથી કોઇ પણ રીતે કાર્ય કારણની વ્યવસ્થા મટતી નથી, અર્થાત્ ઉપરનો નિયમ અક્ષુણ્ણ છે.

---

૧. કોઇ કોઇ એમ સમજે છે કે વસ્તુના અવિનાશનો તથા Conservation of Energy નો સિદ્ધાન્ત આજ કાલ નવો જણાયો છે, પણ આ સૂત્રોથી એ ભ્રમ કેવલ ભ્રાન્તિરૂપ છે એ સહજ સમજાય છે. પૃથિવીપર અન્ય પ્રજાને જ્યારે એ સંબંધી વિચાર પણ આવતા જણાતાં નથી ત્યારે ભારતવર્ષમાં આ સિદ્ધાન્ત શિખરપર પહોંચેલો સ્પષ્ટ પ્રતીત થાય છે.

૨ આ શંકાઓનું સમાધાન સત્ત્વ વિગેરે શબ્દોની શક્તિ જાતિ પરત્વે હોવાથી પણ થઇ શકે છે, છતાં તે કરતાં અધિક વિસ્તાર થાય એમ છે તેમજ સામાન્ય રીતે પૂર્વે આવી ગયું છે તેથી અત્ર એ બતાવ્યું નથી.

આ પ્રમાણે આ ત્રણે પ્રકારના ધર્મનો પરસ્પર ભેદ છે. એ ત્રિવિધ ધર્મથી ધર્મીનો ભેદ આ પ્રમાણે આ સૂત્રથી કહ્યો છે કે પ્રત્યેક ધર્મ ત્રણ અવસ્થાવાળો હોય છે અને ધર્મી સદા વર્તમાનરૂપે જ વિદ્યમાન હોય છે તેથી વર્તમાનપણું અને સદા અવર્તમાનપણું એ બેનો ભેદ છે.

આ સૂત્રમાં કહ્યું કે એક જ ધર્મીના નાના પરિણામ થાય છે એનું પ્રમાણ આપવું આવશ્યક છે. તે આપવા કહે છે કે

क्रमान्यत्वं परिणामान्यत्वे हेतुः ॥१५॥

સૂત્રાર્થ—એક ધર્મીના નાના પરિણામ લેવામાં ક્રમનો ભેદ એ હેતુ છે.

क्रमान्यत्वम्=પૂર્વાપર જે ક્રમ તેનો ભેદ.

परिणामा०=પરિણામનું નાનાત્વ લેવામાં.

हेतु=લિંગ, જ્ઞાપકહેતુ.

આ સૂત્રથી એ કહ્યું કે એક ધર્મીના ભિન્ન ભિન્ન પરિણામ લેવામાં ક્રમભેદ એ કારણ છે. ત્યાં પ્રથમ ધર્મપરિણામ લઇએ તો એમાં પ્રથમ મૃત્તિકા ચૂર્ણરૂપે રહેલી હોયછે; ત્યારપછી એ જ મૃત્તિકા પિણ્ડરૂપ થાયછે, ત્યારપછી એ જ મૃત્તિકા કપાલરૂપ થાયછે અને અંતે ઘટરૂપ થાય છે. તો અહિં પ્રથમ ચૂર્ણભૂત, પછી પિણ્ડભૂત, પછી કપાલભૂત અને અંતે ઘટભૂત એ ક્રમ ( પૌર્વાપર્ય ) હોય છે ત્યાં ચૂર્ણભૂત અને પિણ્ડભૂતનો જે ક્રમ તે જ ક્રમ ચૂર્ણભૂત અને કપાલભૂતનો નથી પણ જૂદો છે. તેથી એ ક્રમભેદથી પિણ્ડ, કપાલ અને ઘટાદિ સર્વ મૃત્તિકાના ભિન્ન ભિન્ન પરિણામો છે; અર્થાત એની ઉત્પત્તિમાં જે ક્રમભેદ હોય છે તે ઉપરથી એ પરિણામનો ભેદ સિદ્ધ થાયછે. તેમ જ એ સર્વ એક જ ધર્મીના પરિણામ છે એ પણ સિદ્ધ છે કેમકે એમ નહિ હોય તોપછી સર્વમાં મૃતરૂપ ધર્મીની જે એકાકાર પ્રતીતિ થાય છે તે ન થવી જોઇએ તેથી એ સર્વે એક જ ધર્મીના ભિન્ન ભિન્ન પરિણામો છે. તે જ પ્રમાણે લયસમયે પણ ક્રમભેદ જ પરિણામભેદ સૂચવે છે. લયમાં ઉત્પત્તિથી વિરુદ્ધ ક્રમ હોયછે; જેમકે કપાલભૂત, ચૂર્ણભૂત વિગેરે, એ જ પ્રમાણે સુવર્ણાદિ ધર્મીમાટે પણ હોયછે. તેથી ધર્મપરિણામમાં તો ક્રમભેદથી પરિણામભેદ સિદ્ધ થાયછે. હવે લક્ષણપરિણામ લઇએ. અહિં એક લક્ષણથી બીજા લક્ષણમાં જવું એ ક્રમ છે. એ પ્રકારનો ક્રમ અતીતરૂપનું માટે નથી કેમકે તે બીજા ભેદ પણ લક્ષણમાં પ્રવેશતી નથી' એ પૂર્વે પ્રતિપાદન કર્યું છે. તેથી અનાગતઅધ્વનો ત્યાગ કરી વર્તમાનઅધ્વમાં પ્રવેશવું એ એક ક્રમ છે, અને વર્તમાનઅધ્વનો ત્યાગ કરી અતીત-

અંત્યમાં પ્રવેશવું એ બીજો ક્રમ છે એ ક્રમભેદથી લક્ષણપરિણામનો ભેદ ઉપર પ્રમાણે જ સિદ્ધ થાય છે તેમ જ નવપુરાણતાદિ જે અવસ્થા-પરિણામ છે તે કાળ-ક્ષણ-ભેદથી થાયછે જેમકે જે ઘટ આ ક્ષણે નવો હોય છે તે ક્રમે કરીને પુરાણ થયેલો પ્રતીત થાય છે તથાપિ એ પુરાણતા અકસ્માત્ ઘટમાં આવી ગઈ નથી પણ પ્રતિક્ષણે એ પુરાણતા થતી ચાલેલી હોય છે અને તે ચરમ ક્ષણે સ્ફુટ થયેલી હોવાથી પ્રતીત થાય છે તેથી અહિં પણ ક્ષણનો ક્રમ પરિણામભેદને સિદ્ધ કરેછે. તેથી ત્રિવિધ પરિણામોનો ભેદ ક્રમભેદથી જણાય છે એ સિદ્ધ થાયછે, અર્થાત એક જ ધર્મીના નાના પરિણામ થયા કરેછે. તેથી એક જ પ્રધાન રૂપ મુખ્ય ધર્મીના આ સંપૂર્ણ જગત્‌રૂપ ત્રિવિધ પરિણામો છે એ ઉપપન્ન કરેછે

આ પ્રમાણે આ સૂત્રોથી ત્રિવિધ પરિણામનું સ્વરૂપ, જેના એ પરિણામો થાયછે તે ધર્મીનું સ્વરૂપ, અને એક જ ધર્મીના પરિણામોના ભેદનો હેતુ એ પ્રતિપાદન કર્યા હવે પૂર્વની પ્રક્રિયાપ્રમાણે સંયમની સિદ્ધિઓનું પ્રતિપાદન કરવાનું અવશિષ્ટ રહ્યું છે તે કરવું આવશ્યક છે પૂર્વે કહ્યાપ્રમાણે એ સિદ્ધિઓ તે તે સંયમની સિદ્ધિ સૂચવે છે તેથી સિદ્ધિનું પ્રતિપાદન વ્યર્થ નથી એ સમગ્ર સિદ્ધિઓમાં મુમુક્ષુમાટે તો માત્ર સત્ત્વપુરુષાન્યતામાં સંયમ કરવાથી જે સિદ્ધિ થાય છે તે જ ગ્રાહ્ય છે તથાપિ અન્ય અર્થની ઈચ્છા રાખનારમાટે તથા યોગસાધકને શ્રદ્ધાવિગેરે ઉત્પન્ન કરવામાં ઉપયોગી હોવાથી અન્ય, સિદ્ધિઓનું પણ પ્રતિપાદન કરવું જરૂરનું છે. એ સિદ્ધિઓનું પ્રતિપાદન સૂત્રકારે અહિંથી તે પાદસમાપ્તિપર્યન્ત કર્યું છે ત્યાં જે સિદ્ધિના પ્રતિપાદનમાટે આ પરિણામસૂત્રો રચવા પડ્યા હતા તે સિદ્ધિનું પ્રતિપાદન પ્રથમ કરેછે .

परिणामत्रयसंयमादतीतानागतज्ञानम् ॥ १६ ॥

સૂત્રાર્થ —પૂર્વોક્ત ત્રિવિધ પરિણામમાં સંયમ કરવાથી તે યોગીને અતીત અને અનાગત વસ્તુનું જ્ઞાન થાય છે

આ સૂત્રથી એ કહ્યું કે પૂર્વે જે ત્રિવિધ પરિણામનું પ્રતિપાદન કરી ગયા છીએ તે ધર્મપરિણામ, લક્ષણપરિણામ અને અવસ્થા પરિણામ એ ત્રણે પરિણામમાં સંયમ કરવાથી અતીત અને અનાગત પદાર્થનું જ્ઞાન થાય છે ગમે તે કોઈ ધર્મીમાં 'આ એ ધર્મીનો ધર્મપરિણામ છે, આ એનો લક્ષણપરિણામ છે, આ એનો અવસ્થા પરિણામ છે'—એપ્રમાણે તે ધર્મીવિષે અનુક્ષણે સંયમ કરવાથી સંયમની સિદ્ધિથી જ્યારે એ ત્રિવિધ પરિણામનો સાક્ષાત્કાર થાય છે ત્યારે તે યોગીને એ સંયમરૂપ યોગથી પ્રાપ્ત કરેલા સામર્થ્યથી એ

ધ્યેયવિષયથી અન્ય ધર્મીના ધર્માદિપરિણામમા જે અતીત અને અનાગત પરિણામો છે તેનુ પણ સકલ્પમાત્રથી જ્ઞાન થાય છે સયમનો અર્થ આ સર્વ વિભૂતિસૂત્રોમા સંયમથી થતો સાક્ષાત્કાર લેવાનો છે, કારણ કે સયમની સિદ્ધિ થયાપીજ વિભૂતિઓ મળે છે અને સયમની સિદ્ધિ થયાથી ધ્યેયનો સાક્ષાત્કાર થાયછે સંયમનો અર્થ તો આગળ સૂત્રકાર જ કહી ગયા છે કે ધારણા, ધ્યાન અને સમાધિ, એ સયમ છે*

આ પ્રમાણે પ્રથમ સિદ્ધિનુ પ્રતિપાદન કરી હવે બીજી સિદ્ધિનુ પ્રતિપાદન કરતા સૂત્રકાર કહે છે કે—

**शब्दार्थप्रत्ययानामितरेतराध्यासात्संकरस्तत्प्रविभागसंयमात् सर्वभूतरुतज्ञानम् ॥ १७ ॥**

**સૂત્રાર્થ**—ગાય ઇત્યાદિ શબ્દ, ગાય ઇત્યાદિ અર્થ અને ગાય ઇત્યાદિ જ્ઞાન એ ત્રણનો સકેતરૂપઅધ્યાસથી ભેદ ભાસતો નથી, તથાપિ વસ્તુત એ ત્રણે ભિન્ન ભિન્ન છે તેથી એમના ભેદવિષે સયમ કરી સાક્ષાત્કાર કરવાથી સર્વ પ્રાણિઓના શબ્દોનુ જ્ઞાનથાય છે (શબ્દના અર્થો સમન્વય છે )

शब्दार्थप्रत्यय०—એટલે શબ્દ અર્થ અને પ્રત્યય એટલે જ્ઞાન

इतरे०—એ ત્રણનો વ્યવહારમા પરસ્પરઅધ્યાસ થાયછે વ્યવહારમા ગાયશબ્દ વાચક છે, ગાયપદાર્થ વાચ્ય છે તથા ગાયાકાર અંતઃકરણની વૃત્તિ એ જ્ઞાન છે એ પ્રમાણે ભેદજ્ઞાન હોતું નથી પણ શબ્દના સકેતને લીધે ગાયશબ્દ, ગાયઅર્થ અને ગાયરૂપજ્ઞાન એ ત્રણનો ભેદ ભાસતો નથી સંકર એટલે ભેદ જ્ઞાન ન થવુ તે

* કેટલાક ટીકાકારો અહિ એમ કહે છે કે જે ધર્મીમા સયમ કર્યો હોય તે જ ધર્મીના અતીતાનાગતપરિણામોનું સયમથી જ્ઞાન થાય છે અને તેઓ સૂત્રની સામાન્ય વ્યાખ્યા ન લેવામા એવો હેતુ આપે છે કે જે વિષયમા સયમ કર્યો હોય તેનો સાક્ષાત્કાર થાય એ નિયમ છે યદ્યપિ એ નિયમ સાધારણ રીતે ખરો છે તથાપિ યોગજન્ય સામર્થ્યથી બીજા પદાર્થોનુ પણ સકલ્પમાત્રથી જ્ઞાન થાય છે જેમકે સૂર્યમા સયમ કરવાથી ભુવનજ્ઞાન થાય છે વિગેરે તેથી એ નિયમ સર્વ સ્થળે લાગુ પડાય એમ નથી છતા અહિ સ્પષ્ટ રીતે શાસ્ત્રમા કહેલુ ન હોવાથી એ નિયમ અનુસાર અર્થ લેવામા વિગેરે બાધ નથી તોપણ સકુચિત અર્થ લેવામા કઇ સબળ કારણ દેખાતું નથી તથા ભાષ્યમા પણ એ પરિણામોનુ સર્વસાધારણ રીતે જ કથન કરવામા આવે છે તે વિગેરે વિચારી અહિ સર્વસાધારણ અર્થ લીધો છે

તત્પ્રવિ૦—એ ત્રણુનો ભેદ હોવાથી એ ભેદમાં સંયમ કરવાથી સર્વે પ્રાણીના શબ્દોનું જ્ઞાન થાયછે.

આ સૂત્રમાં એ કહ્યું કે શબ્દ, અર્થ અને જ્ઞાન એ ત્રણુનો વ્યવહારમાં પરસ્પરઅધ્યાસ થાયછે તથાપિ વાસ્તવે તો એ ત્રણે ભિન્ન છે તેથી એ ત્રણુના ભેદમાં સંયમ કરવાથી ભેદનો સાક્ષાત્કાર થયે સર્વે પ્રાણિના વાણી સમજાય છે. ત્યાં શબ્દ ત્રણ પ્રકારના છે (૧) વર્ણાત્મક (૨) નાદાત્મક અને (૩) ધ્વન્યાત્મક. ત્યાં ક, ખ, ગ આદિ જે ઉરસ્, કણ્ઠ, શિર, જીહ્વામૂલ, દન્ત, નાસિકા, ઓષ્ઠ અને તાલુ એ આઠ સ્થાનોથી ઉચ્ચારાય છે તે વર્ણાત્મક શબ્દ છે. એ શબ્દો તે તે સ્થાને ઉત્પન્ન થાય છે તથા એ વર્ણો જાતે કોઇ અર્થના વાચક નથી. એ વર્ણો અન્ય સજાતીય વર્ણોને ઉત્પન્ન કરી શ્રોતાના શ્રોત્રસાથે સંબદ્ધ થાય છે. શ્રોતા જે શબ્દો સાંભળે છે તે એ મૂળ વર્ણો નથી પણ એ વર્ણોથી ઉત્પન્ન થયેલા બીજા સજાતીય વર્ણો છે. એ શ્રોત્રના વિષયરૂપ ક, ખ, ગ આદિ વર્ણો તે નાદાત્મક શબ્દોછે. એ શબ્દો પણ વાચક નથી. એ શબ્દોને પણ વ્યવહારમાં વર્ણસંજ્ઞા સાધારણ રીતે અપાયછે. એ વર્ણોમાં હમેશાં આનુપૂર્વી હોય છે. એ પ્રત્યેક વર્ણ પોતાનો સંસ્કાર અંતઃકરણમાં પાડેછે. અંતઃકરણમાં પડેલા એ પ્રત્યેક વર્ણના સંસ્કારથી બનેલો વર્ણક્રમથી રહિત જે શબ્દ તે ધ્વન્યાત્મક શબ્દછે એ શબ્દને સ્ફોટ એવી સંજ્ઞા આપવામાં આવે છે. તથા એ શબ્દ જ અર્થનો વાચકછે. એ ત્રિવિધ શબ્દો-(કાં પદાત્મક હોય કે આકાંક્ષા, યોગ્યતા વિગેરેથી યુક્ત પદસમુદાયાત્મક વાક્યરૂપ હોય-) પરસ્પર ભિન્ન છે. કેમકે વર્ણાત્મક શબ્દોનું કારણ વાયુપ્રેરિત તથા આશ્રય ઉરસ્આદિસ્થાન છે, નાદાત્મક શબ્દનો આશ્રય શ્રોત્ર છે અને સ્ફોટાત્મક શબ્દનો આશ્રય અંતઃકરણ છે. તેમ જ પ્રથમ બે પ્રકારના શબ્દો ક્રમયુક્ત પ્રતીત થાય છે અને સ્ફોટશબ્દમાં વર્ણક્રમ બિલકુલ હોતો નથી. આ પ્રમાણે એ ત્રિવિધ શબ્દો ભિન્ન ભિન્ન છે છતાં એ ત્રણેનો પણ વ્યવહારમાં ભેદ જણાતો નથી. કોશાદિમાં આમગૃહિઆનુપૂર્વીવાળા શબ્દોને તત્તત્પદાર્થના વાચક કહ્યા છે. તેજ પ્રમાણે એ ત્રિવિધ શબ્દો જાતિ, ગુણ, ક્રિયા અને સંજ્ઞારૂપ અર્થ સાથે સંકેતવશાત્ અભેદ થઇ જાયછે તથા એ શબ્દો અને અર્થ બન્નેનો જ્ઞાનસાથે અભેદ થઇજાય છે એ વાત પ્રથમપાદમાં પ્રતિપાદન કરી ગયા છીયે. તથાપિ અહીં એનાં એ ત્રણેનો ભેદ છે, કેમકે શબ્દોનો કણ્ઠઆદિ સ્થાન, શ્રોત્ર વા અંતઃકરણ આશ્રય છે તથા એમાં તાલ્વ, મંદત્વઆદિ ધર્મો છે, અર્થમાં જાડ્ય, મધુરત્વઆદિ ધર્મ છે,

જ્ઞાનમાં પ્રકાશત્વાદિ ધર્મ છે તથા એનો આશ્રય અંતઃકરણ છે તેથી એ ત્રણેનો ભેદ છે એ વાતનું પણ પ્રથમપાદમાં પ્રતિપાદન કર્યું છે. એ ભેદમાં યોગી વૃત્તિ સ્થિર કરી ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણ અંગરૂપ સંયમ કરેછે તો એ સંયમથી જ્યારે સાક્ષાત્કાર થાય છે ત્યારે અગર જો એ સંયમ મનુષ્યવિષયક શબ્દાદિના ભેદમાં કરેલો છે તોપણ અંતઃકરણમાં સ્વરૂપે રહેલા તથા યોગથી અભિવ્યક્ત થયેલા અપાર સામર્થ્યને લીધે તે યોગીને સર્વ પ્રાણીની-કાક, બિડાલ, સિંહ વ્યાઘ્રાદિની—વાણી પણ સ્પષ્ટ સમજાય છે, કે આ પ્રાણીએ અમુક પ્રકારની વાણીથી અમુક અર્થને બોધન કર્યોવિગેરે.

આપ્રમાણે આ સિદ્ધિનું પ્રતિપાદન કરી હવે તૃતીય સિદ્ધિનું પ્રતિપાદન કરવા કહેછે કે—

**संस्कारसाक्षात्करणात् पूर्वजातिज्ञानम् ॥ १८ ॥**

સૂત્રાર્થ—ચિત્તના સંસ્કારમાં સંયમ કરવાથી સાક્ષાતકાર થયે પૂર્વ જન્માદિનું સંકલ્પમાત્રથી હસ્તામલકવત્ જ્ઞાન થાય છે.

આ સૂત્રથી એ કહ્યું કે ચિત્તમા રહેલા સસ્કારવિષે ધારણા, ધ્યાન અને સમાધિરૂપ સંયમ કરવામાં આવે તો સયમની સિદ્ધિ થવાથી જ્યારે સંસ્કારનો સાક્ષાત્કાર થાયછે ત્યારે પૂર્વ જન્મનું જ્ઞાન થાય છે. ત્યાં સંસ્કાર બે પ્રકારના છે (૧) જ્ઞાનસંસ્કાર અને (૨) વાસનાદિરૂપ સસ્કાર. અનુભવથી ઉત્પન્ન થયેલા તથા સ્મૃતિમાત્રને ઉત્પન્ન કરનાર સંસ્કારો જ્ઞાનસંસ્કાર છે, અને જન્માદિવિપાકને આપનાર રાગાદિવાસના તથા ધર્માધર્મરૂપ સંસ્કાર વાસનાદિસંસ્કાર છે. એ સર્વ ચિત્તના ધર્મરૂપ છે અર્થાત્ ચિત્તમાં રહેછે એ સંસ્કારોનુ અપરોક્ષ જ્ઞાન તો સાધારણ માણસોને હોતું જ નથી પણ શ્રુતિ તથા અનુમાનથી એનું સામાન્ય જ્ઞાન થઇ શકે છે. એ સામાન્ય જ્ઞાનથી સંયમમાં પ્રવૃત્તિ થાય છે. એ પ્રવૃત્તિ થવાથી જ્યારે સંયમની સિદ્ધિ થઇ સંસ્કારોનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે એ સંસ્કારના અશેષ વિશેષનું એટલે દેશ, કાલ, નિમિત્તવિગેરેનું (અર્થાત્ ભૂમિ, વર્ષ, માતપિતા વિગેરે સર્વનુ) અપરોક્ષજ્ઞાન તે યોગીને થાય છે. તેથી પોતે પૂર્વજન્મમાં કોણ હતો વિગેરે જ્ઞાન હસ્તામલકવત્ થાય છે. આ વિષયમાં ભાષ્યમાં એક આખ્યાન એવું આપ્યું છે કે પૂર્વે કોઇ જૈગીષવ્ય નામના યોગીને સંસ્કારનો સાક્ષાત્કાર કરવાથી દશ મહાકલ્પસુધી પૂર્વજન્મપરંપરાનુ અપરોક્ષ જ્ઞાન થયું છે. તથા પછી આખરે તેને પ્રકૃતિવશિત્વસિદ્ધિ પ્રાપ્ત થઇ અંતે વિવેકખ્યાતિનો ઉદય થયો છે. એ સમયે આવટ્ય નામના યોગી જે લિંગશરીરમાત્રથી

એ પરચિત્તવિષયક યોગીનું જ્ઞાન આલંબનસહિતનું હોય નહિ કેમકે પરચિત્તનું આલંબન યોગીના ચિત્તનો વિષય નથી. તાત્પર્ય એ કે યોગીએ સંયમમાં પારકા ચિત્તમાત્રને મુખરાગાદિ ચિહ્નથી વિષય કર્યું છે પણ તેના આલંબનને વિષય કર્યો નથી. તેથી સંયમની સિદ્ધિથી પરચિત્તમાત્રનું જ્ઞાન થાય છે.

હવે પાંચમી સિદ્ધિનું પ્રતિપાદન કરે છે.

**कायरूपसंयमात् तद्ग्राह्यशक्तिस्तम्भे चक्षुःप्रकाशासंप्रयोगेऽन्तर्द्धानम्॥२०॥**

સૂત્રાર્થઃ—પોતાના શરીરના રૂપમાં સાક્ષાત્કારપર્યન્ત સંયમ કરવાથી તે રૂપની જે બીજાથી ગ્રહણ થવાની શક્તિ તેનો પ્રતિબંધ થાય છે; તે થયે બીજાના ચાક્ષુષજ્ઞાનનો વિષય તે થતું નથી એટલે તે યોગીને યથારુચિ અંતર્ધાન સિદ્ધ થાય છે.

काय०—એટલે કાયા વા શરીરનું રૂપ–જે ચક્ષુમાત્રથી જ ગ્રહણ થઇ શકે છે તેમાં સંયમ કરવાથી.

तद्०—तस्य ग्राह्यशक्तेः स्तम्भे सति–તે રૂપમાં રહેલી બીજાના ચાક્ષુષજ્ઞાનના વિષય થવાને અનુકૂલ જે શક્તિ તેનો સ્તંભ એટલે પ્રતિબંધ થયે.

चक्षु०—એટલે ચક્ષુનો પ્રકાશ એટલે જ્ઞાન અર્થાત્ ચાક્ષુષજ્ઞાન, તેનો અસંયોગ થયે અથવા ચક્ષુ અને રૂપમાં રહેલો સત્ત્વનો પ્રકાશ જેનો ચક્ષુસાથે સંયોગ થતાં ચક્ષુથી પ્રત્યક્ષ થાય છે તે બેનો સંયોગ ન થવાથી અથવા ચક્ષુનો પ્રકાશ એટલે કિરણ તે ચાક્ષુષકિરણસાથે તે રૂપનો સંયોગ ન થવાથી

આ સૂત્રમાં એ કહ્યું કે પોતાના શરીરના રૂપમાં સંયમ કરવાથી તેનો સાક્ષાત્કાર થયે અંતર્ધાન સિદ્ધ થાય છે તેનું કારણ બતાવનાર चक्षुप्रकाशा० એ પદ છે. એ પદના ઉપર બતાવેલા તૃતીય અર્થપ્રમાણે આ અર્થ થાય છે. સાધારણ અવસ્થામાં એક માણસને બીજાનું શરીર જણાય છે તેનું કારણ એ કે તે બીજાના શરીર ઉપર સત્ત્વનો પ્રકાશ છે જ્યારે એ રૂપવિષે સંયમ કરવામાં આવે છે ત્યારે એ રૂપનું સત્ત્વ અંતર્ ખેંચાઇ આવે છે જેથી બહિર્ સત્ત્વપ્રકાશ રહેતો નથી એટલે કોઇને તે શરીર પ્રત્યક્ષ થતું નથી અર્થાત્ અંતર્ધાન સિદ્ધ થાય છે. આથી કરીને એમ નથી કે તે યોગીનું શરીર સદા અપ્રત્યક્ષ જ રહે છે, પણ તે યોગીની ઇચ્છાનુસાર પ્રત્યક્ષ

---

સૂત્રપર ભાષ્ય પણ દેખાતુ નથી તેથી અત્ર એને પૃથક સૂત્રતરીકે લીધું નથી.

અપ્રત્યક્ષ રહે છે સંયમ ઠેઠ સાક્ષાત્કારપર્યંત કરવાથી તે યોગીને અભ્યાસ દૃઢ થઇ જાય છે જેથી આરંભમાં વૃત્તિની એકાગ્રતા કરવાને જે પ્રયત્ન યોગીને કરવુ પડે છે તે સંયમની સિદ્ધિ થયાપછી કરવુ પડતું નથી. પછી તો એની ઇચ્છા થાય કે મારે અંતર્ધાન થવુ છે કે તરત તે સંકલ્પમાત્રથી એનાથી રૂપપ્રતિ સંયમ કરી શકાય છે. અને જેટલો વખત એ પ્રકારનો સંયમ તે રાખે છે તેટલો વખત જ તે અંતર્ધાન રહે છે પુન પોતાની ઇચ્છાથી જ્યારે સંયમ મુકી દેકે ત્યારે રૂપનુ સત્વ રૂપને પ્રાપ્ત થવાથી તે ચક્ષુપ્રત્યક્ષનો વિષય થાય છે.

આ સૂત્રમાં જે સિદ્ધિ કહી છે તે બીજી એવી સિદ્ધિઓનું ઉપલક્ષક છે. એજ પ્રમાણે પોતાના શબ્દ, સ્પર્શ, રસાદિમાં સંયમની સિદ્ધિ થવાથી તે સંભળાતો નથી વિગેરે, એટલે શબ્દનુ અંતર્ધાન-વિગેરે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.

હવે છઠ્ઠી સિદ્ધિનુ પ્રતિપાદન કરે છે.

**सोपक्रमं निरुपक्रमं च कर्म तत्संयमादपरांतज्ञानमरिष्टेभ्यो वा ॥२२॥**

સૂત્રાર્થ:—ફલ આપવાને તત્પર થયેલાં તથા ફલ આપવાને નાહ તત્પર થયેલાં એવાં, આયુરૂપ વિપાકને કરનાર કર્મમાં સંયમ સિદ્ધ કરવાથી મરણ (આયુના અવસાન) નો સાક્ષાત્કાર થાય છે. એ જ્ઞાન અરિષ્ટ કરીને પણ થાય છે.

સોપક્રમમ્=એટલે ઉપક્રમ વા આરંભવાળુ. અર્થાત્ પૂર્વ જન્મ-

સિદ્ધિનું પ્રતિપાદન કરવાનું છે અને અરિષ્ટઉપરથી જે મૃત્યુનું જ્ઞાન થાય છે તે કોઇ સિદ્ધિરૂપ નથી તથાપિ યોગના સાધકે પોતાનો મૃત્યુકાળ જાણ્યો હોય છે તો ઠીક પડે છે તેથી અરિષ્ટનું પ્રાસંગિક કથન છે.

આ સૂત્રથી એ કહ્યું કે પૂર્વે કહેલા આયુરૂપ વિપાકને આપનાર કર્મો બે પ્રકારનાં હોય છે. કેટલાંક થોડા વખતમાં પોતાનું સમય ફલ આપી રહેનાર હોય છે ( અને એ કર્મો પોતાનું ફલ આપી રહ્યા એટલે પછી આયુને નિભાવનાર કોઈ કર્મ ન રહેવાથી દેહ પણ તરત પડે છે ) અર્થાત્ આયુના અવસાનરૂપ મરણને સમીપ આણનાર છે, અને બીજાં કેટલાંક દીર્ઘકાળે પોતાના ફલરૂપ આયુને આપી રહેનાર છે, અર્થાત્ મરણને વિલંબે કરીને આણનાર હોય છે. એ કર્મોમાં ધારણા, ધ્યાન અને સમાધિરૂપ સંયમ સિદ્ધ કરવાથી એ કર્મો કયે કાળે તથા કયે દેશે પોતાનું સંપૂર્ણ ફલ આપી રહેવાનાં છે એ સાક્ષાત્કાર થાય છે, અર્થાત્ તેથી મરણનો દેશ તથા કાળ તરત જણાય છે. ત્યાં સોપક્રમ કર્મનો સાક્ષાત્કાર કરવાથી તત્કાળ મરણનું જ્ઞાન થાય છે અને નિરુપક્રમ કર્મનો સાક્ષાત્કાર કરવાથી વિલંબે થનાર મરણનું જ્ઞાન થાય છે.

આ સૂત્રમાં બીજું એ કહ્યું કે એ મરણનું જ્ઞાન મૃત્યુના નિર્ણય કરાવેલા ચિહ્નોઉપરથી પણ થઇ શકે છે. એ ચિહ્નો ત્રણ પ્રકારનાં છે: (૧) આધ્યાત્મિક, (૨) આધિદૈવિક અને (૩) આધિભૌતિક ત્યાં કર્ણપુટને બંધ રાખવાથી શરીરની અંદર પ્રાણનો ઘોષ ન સંભળાવો એ આધ્યાત્મિક ચિહ્ન છે. તેમ જ એ વખતે બળતા વહ્નિ જેવો શબ્દ સંભળાવો એ પણ આધ્યાત્મિક અરિષ્ટ છે. યમદૂતનું દર્શન વિગેરે આધિભૌતિક અને અકસ્માત્ સ્વર્ગ વિગેરેનુ દર્શન થવું એ આધિદૈવિક ચિહ્નો છે. એ ચિહ્નો ઉપરથી પણ મરણનું જ્ઞાન થાય છે+

આપ્રમાણે આ સિદ્ધિનું પ્રતિપાદન કરી હવે સાતમી સિદ્ધિનું પ્રતિપાદન કરે છે કે

**મૈત્ર્યાદિષુ બલાનિ ॥૨૩॥**

સૂત્રાર્થઃ—મૈત્રીવિગેરેમાં સંયમની સિદ્ધિ કરવાથી અવંધ્ય બલની પ્રાપ્તિ થાય છે.

---

+ એ ચિહ્નોનું વિસ્તારથી પ્રતિપાદન શ્રીવસિષ્ઠ, માર્કંડેયાદિ મહા મુનિઓએ કરેલું છે, તેથી જેમને વિસ્તારની જિજ્ઞાસા હોય તેમણે ત્યાં જોવું. સૂતસંહિતામાં પણ એ પ્રસંગ વિસ્તારથી ચર્ચ્યોછે.

મૈત્ર્યાદિષુ એટલે મૈત્રીવિગેરેમાં પ્રથમપાદમાં મૈત્રીની સાથે બીજા ત્રણ કહ્યા છે કરુણા મુદિતા અને ઉપેક્ષા તેમાં આદિ પદથી માત્ર કરુણા અને મુદિતાનું ગ્રહણ કરવાનું છે, ઉપેક્ષાનું નહિ કારણ કે પાપશીલ પ્રાણિઓને વિષે મૈત્ર્યાદિના અભાવરૂપ ઉપેક્ષા મૈત્ર્યાદિપ્રતિયોગીથી અતિરિક્ત કોઇ વસ્તુ જ નથી, અર્થાત્ અભાવરૂપ હોવાથી એના સાક્ષાત્કારમાટે કોઇ પ્રકારનો સંયમ વિહિત થતો નથી તેથી મૈત્ર્યાદિષુ એટલે મૈત્રી કરુણા અને મુદિતા એ ત્રણ વિષયોમાં એ પદનો અન્વય સંયમાત્ પદ જે અધ્યાહાર્ય છે તેની સાથે કરવાનો છે તેથી

મૈત્ર્યાદિષુ—મૈત્રી કરુણા અને મુદિતા એ ત્રણવિષયક સંયમથી એટલે અમુક પદાર્થોમાં અમુક પ્રકારની તથા અમુક સાધનવાળી ઇત્યાદિ રીતે મૈત્રીઆદિની ભાવના કરવાથી

બલાનિ—મૈત્રીબલ, કરુણાબલ તથા મુદિતાબલ એ ત્રિવિધ બલની પ્રાપ્તિ થાય છે

આ સૂત્રમાં એ કહ્યું કે મૈત્રીવિષયક ભાવના કરી તેનો સાક્ષાત્કાર થયે મૈત્રીબલની પ્રાપ્તિ થાય છે એટલે તે યોગી સર્વને મિત્ર કરવા સમર્થ થાય છે એ જ પ્રમાણે કરુણા અને મુદિતામાટે પણ સમજી લેવું એટલે કરુણામાં સાક્ષાત્કારપર્યન્ત સંયમની સિદ્ધિ કરવાથી કરુણાબલ તથા મુદિતામાં સાક્ષાત્કારપર્યન્ત સંયમની સિદ્ધિ કરવાથી મુદિતાબલ પ્રાપ્ત થાય છે

હવે આઠમી સિદ્ધિનું પ્રતિપાદન કરે છે

બલેષુ હસ્તિબલાદીનિ ॥ ૨૩ ॥

સૂત્રાર્થ—હસ્તિ વિગેરેનાં બલમાં સંયમની સિદ્ધિ કરવાથી હસ્ત્યાદિના બલ પ્રાપ્ત થાય છે

આ સૂત્રમાં એ કહ્યું કે હસ્તિના બલમાં સંયમની સિદ્ધિ કરવાથી હસ્તિના બલની પ્રાપ્તિ થાય છે વાયુના બલમાં સંયમ કરવાથી વાયુનું બલ પ્રાપ્ત થાય છે વિગેરે

હવે નવમી સિદ્ધિનું પ્રતિપાદન કરે છે

પ્રવૃત્ત્યાલોકન્યાસાત્સૂક્ષ્મવ્યવહિતવિપ્રકૃષ્ટજ્ઞાનમ્ ॥ ૨૪ ॥

સૂત્રાર્થ—પ્રવૃત્તિના આલોકના ન્યાસથી સૂક્ષ્મ વ્યવહિત અને વિપ્રકૃષ્ટ વસ્તુનું જ્ઞાન થાયછે

પ્રવૃત્તિ૦—એટલે પ્રવૃત્તિના આલોકના ન્યાસથી પ્રવૃત્તિ એ શબ્દે પ્રથમ પાદમાં કહેલી બુદ્ધિ અને પુરુષ એ બેમાંથી કોઈ વિષયના સાક્ષાત્કારરૂપ જે જ્યોતિષ્મતી પ્રવૃત્તિ તે ( સોજ્જ્વલિતાગ

પ્રવૃત્તિશબ્દથી વિષયવતી પ્રવૃત્તિનું પણ ગ્રહણ કરે છે ) એ જ્યોતિષ્મતીપ્રવૃત્તિસમયે જે સત્ત્વપ્રકાશ દેખાય છે તે આલોક છે એ વિસ્તૃત બુદ્ધિસત્ત્વના પ્રકાશને સૂક્ષ્માદિ પદાર્થમાં યોગી સંકલ્પમાત્રથી મુકે છે ત્યારે.

સૂક્ષ્મ૦—સૂક્ષ્મ જેવા કે પરમાણુઓ, વ્યવહિત એટલે વ્યવધાનવાળા પદાર્થો જેવા કે ભૂમિમાં ગડેયો નિધિ વિગેરે, અને વિપ્રકૃષ્ટ એટલે દૂરવર્તિ પદાર્થો જેવા કે અન્ય ગોલમાં રહેલાં રસાયનાદિ—એ સર્વનું જ્ઞાન થાય છે.

આ સૂત્રમાં એ કહ્યું કે જ્યોતિષ્મતી પ્રવૃત્તિને સિદ્ધ કરનાર યોગી એ પ્રવૃત્તિસમયે અભિવ્યક્ત થયેલા સત્ત્વપ્રકાશને જે જે સૂક્ષ્માદિ પદાર્થમાં સંકલ્પમાત્રથી મુકે છે તે તે પદાર્થના આવરણનો ભંગ થવાથી જેમ લૌકિક આલોકથી સ્થૂલ પદાર્થના આવરણનો ભંગ થયે તેનું જ્ઞાન થાય છે તેમ તે યોગીને તે તે સૂક્ષ્માદિ પદાર્થનું જ્ઞાન થાય છે. આ સિદ્ધિ જ્યોતિષ્મતી પ્રવૃત્તિની જ ગણુવી ઘટે છે.

હવે દશમી સિદ્ધિનું પ્રતિપાદન કરવા કહેછે કે

**भुवनज्ञानं सूर्ये संयमात् ॥ २५ ॥**

સૂત્રાર્થ—સૂર્યમાં સંયમની સિદ્ધિ કરવાથી સર્વ ભુવનનું જ્ઞાન થાય છે.

ભુવનજ્ઞાનમ્—એટલે ચતુર્દશ ભુવનનું જ્ઞાન.

આ સૂત્રમાં એ કહ્યું કે સૂર્યમાં સંયમની સિદ્ધિ કરવાથી સર્વ ભુવનોનું જ્ઞાન થાય છે. ત્યાં મુખ્ય આ સૃષ્ટિના ત્રણ લોકમાં વિભાગ પાડવામાં આવ્યા છે એ ત્રણ લોક તે ભૂ, ભુવર્ અને સ્વર્ છે. ત્યાં ભૂલોકમાં અવીચિનામના નરકથી આરંભી તે સુમેરુપૃષ્ઠસુધીના મહાકાલ, અમ્બરીષ, રૌરવ, મહારૌરવ, કાલસૂત્ર અને અંધતામિસ્ર એ નરકો, અર્થાત્ અવીચિસાથે સપ્ત મહાનરકો તથા કુમ્ભીપાકાદિ અનંત નરકો, તથા મહાતલાદિ સપ્ત પાતાલો તથા સંપૂર્ણ પૃથ્વી આવે છે ભુવર્ લોકમાં સુમેરુપૃષ્ઠથી તે ધ્રુવપર્યન્તનો તારલોક જે ધ્રુલોક પણ કહેવાય છે તે આવેછે, અને સ્વર્લોકમાં મહેન્દ્રલોક જે સ્વર્ગ કહેવાય છે તે, પ્રજાપતિલોક જે મહર્ વા મહાન્ પણ કહેવાય છે તે, તથા બ્રહ્મલોક એ સર્વ આવે છે એ ત્રિલોકીમાં ખરૂ જોતા તો અનંત પ્રકારના શરીરીઓ હોયછે તથાપિ લોકસમહાર્થ તેના ચૌદ વિભાગ પાડી વર્ણન કરવામાં આવે છે. તે ચૌદ લોકને ચૌદ ભુવન પણ કહેછે. એ ચૌદ લોક આ પ્રમાણે છે

ઊર્ધ્વ લોક

| | |
|---|---|
| (૧) સત્યલોક | (૪) પ્રજાપતિ લોક વા મહર્ |
| (૨) તપલોક | (૫) મહેન્દ્ર લોક વા સ્વર્ગ |
| (૩) જનલોક | (૬) તારાલોક |

(૭) ભૂલોક. (જેમાં સપ્ત પાતાલ નહિ, પણ અવીચિ આદિ નરક પરાં.) (૮) પાતાલ (૯) તલાતલ (૧૦) વિતલ (૧૧) સુતલ (૧૨) અતલ (૧૩) રસાતલ અને (૧૪) મહાતલ.

આ ચતુર્દશ લોકને ચતુર્દશ ભુવન એવી સંજ્ઞા આપી છે. એ ચૌદમાં સત્યલોક સૌથી ઉર્ધ્વ છે અને મહાતલ સૌથી અધસ્તાત્ છે. મહાતલથી રસાતલ ઉર્ધ્વ છે તેથી અતલ ઉર્ધ્વ છે એમ ક્રમે ક્રમે જતાં સત્યલોક સૌથી ઉર્ધ્વ છે. એ સર્વના ભૂ, ભુવર્ અને સ્વર્ એ ત્રણમાં વિભાગ પાડવામાં આવ્યા છે. ત્યાં ભૂલોકમાં જંબુદ્વીપ, શાકદ્વીપ, કુશદ્વીપ, ક્રૌંચદ્વીપ, શાલ્મલદ્વીપ, ગોમેધદ્વીપ અને પુષ્કરદ્વીપ એ નામના સપ્તદ્વીપ છે. એ પ્રત્યેક દ્વીપની આસપાસ તે તે દ્વીપથી દ્વિગુણપરિમાણવાળો સમુદ્ર વેષ્ટન કરી રહેલો છે. એ દ્વીપ સપ્ત હોવાથી સમુદ્ર પણ સપ્ત થયા. એ સમુદ્રોમાં જલ અનુક્રમે લવણ, ઇક્ષુરસ, સુરા, સર્પિ, દધિ, મણ્ડ અને ક્ષીરતુલ્ય હોય છે, અને તે ઉપરથી એ સમુદ્રોને પણ લવણસમુદ્રાદિસંજ્ઞા આપવામાં આવીછે. એ સર્વનું પરિમાણ કાઢતાં વિસ્તાર પચાશત કોટિ યોજનનો થાયછે. એટલો ભૂલોક વા ભૂગોલ કહેવાયછે. એ ભૂલોકમાં દેવ, અસુર, ગંધર્વ, કિંનર, કિંપુરુષ, યક્ષ, રાક્ષસ, ભૂત, પ્રેત, પિશાચ, અપસ્મારક, અપ્સરસ, બ્રહ્મરાક્ષસ, કુષ્માણ્ડ, વિનાયક, મનુષ્યવિગેરે જાતિનાં પ્રાણીઓ રહે છે. એથી ઉર્ધ્વ ભુવર્ લોક છે. એ ભુવર્ લોકમાં અશ્વિન્યાદિ ૨૭ નક્ષત્રો, બીજાં નાનાં જ્યોતિરૂપ તારાઓ તથા ગ્રહોવિગેરે વસે છે. એથી ઉર્ધ્વમાં સ્વર્લોક છે. તેમાં મહેન્દ્ર લોક, મહર્લોક, જનલોક, તપલોક, અને સત્યલોક છે. ત્યાં માહેન્દ્રલોકમાં ત્રિદશ, અગ્નિષ્વાત્ત, યામ્ય, તુષિત, અપરિનિર્મિત વશવર્તી, અને પરિનિર્મિત વશવર્તી એ છ પ્રકારના દિવ્યશરીરીઓ વસે છે. એ સર્વ સિદ્ધ સંકલ્પના, કલ્પાયુષી, ઔપપાદિક (માતાપિતાના સંયોગવિના તે લોકની નીતિઅનુસાર પરમાણુસંયોગથી અદૃષ્ટવશાત્ ઉત્પન્ન થતાં) દેહવાળા, ઉત્તમ અપસરસ્આદિ પરિવારવાળા તથા અણિમાદિ સિદ્ધિવાળા હોયછે. એથી ઉર્ધ્વ મહર્ લોક છે. એમાં કુમુદ, ઋભુ, પ્રતર્દન, અંજનાભ અને પ્રતિતાભ એ પાંચ પ્રકારના દેવસમૂહ હોય છે, જેઓ પાંચ મહાભૂતનો ઇચ્છાનુસાર પરિણામ કરવા સમર્થ હોય છે, અર્થાત્ જેમણે પંચ મહાભૂતનો જય કરેલો હોય છે, (આથી સંયમથી પંચ-

ભૂતનો જન્મ કરનાર આ મહર્ લોકમાં જાયછે તથા પછી ત્યાં અવશેષ કર્તવ્ય કરી બ્રહ્માની સાથે મહાપ્રલયસમયે મુક્ત થાય છે એ સમજાયછે ) ધ્યાનમાત્રથી તૃપ્ત તથા પુષ્ટ થનાર હોય છે (આથી એ સૂચવાય છે કે જેમ પિતૃલોકની પ્રસન્નતામાટે પિણ્ડ વા ઉદક વિધિપ્રમાણે અર્પણ કરવામાં આવેછે તેમ જે સાધકો ધ્યાનમાં તત્પર હોય છે તેમના ઉપર આ મહર્ લોકવાસીનો અનુગ્રહ હોય છે ) અને સહસ્ર કલ્પસુધીના આયુષ્યવાળા હોય છે. એથી ઉર્ધ્વ જનલોક છે. એ લોકમાં બ્રહ્મપુરોહિત, બ્રહ્મકાયિક, બ્રહ્મમહાકાયિક અને અમર એ મુખ્ય ચાર જાતના દિવ્ય શરીરીઓ હોય છે. એ દેવોને પાંચભૂત અને ઇન્દ્રિયો બન્ને વશ હોય છે અર્થાત્ એ બન્નેનો ઇચ્છાનુસાર પરિણામ કરવા એ સમર્થ હોય છે અને અનુક્રમે બે હજાર, ચાર હજાર, આઠ હજાર અને સોળ હજાર કલ્પસુધીના આયુષ્યવાળા હોય છે. એથી ઉર્ધ્વ તપલોકછે. એ લોકમાં આભાસ્વર, મહાભાસ્વર અને સત્યભાસ્વર નામના ત્રણ પ્રકારના દેવો વસે છે. એમને ભૂત, ઇન્દ્રિય અને અહંકાર એ ત્રણ વશ વર્તેછે, તેથી એ દેવો ભૂત, ઇન્દ્રિય અને અહંકારરૂપ ચિત્ત એ સર્વેને ઉત્પન્ન કરવા સમર્થ હોયછે. એ લોકો પૂર્વની માફક દ્વિગુણ દ્વિગુણ અધિક આયુષ્યવાળા હોય છે. એ લોકથી ઉર્ધ્વ સત્યલોક છે. એમા અચ્યુત, શુદ્ધનિવાસ, સત્યાભ અને સંજ્ઞાસંજ્ઞી એ મુખ્ય ચાર પ્રકારના દેવો વસે છે. એ સર્વે મહતને વશ વર્તાવનાર હોય છે. તેમાં અચ્યુત સવિતર્કયોગના, શુદ્ધનિવાસ સવિચારયોગના, સત્યાભ આનન્દમાત્ર યોગના, અને સંજ્ઞાસંજ્ઞી અસ્મિતામાત્ર યોગના આનન્દને અનુભવનાર છે. અને એ સર્વે તે તે યોગથી તૃપ્ત થનાર છે.

( આથી તત્ત્વોમાં સંયમને સાધનાર સાધકની દેહપાતાનતર ક્યાં ક્યાં ગતિ થાય છે એ સ્પષ્ટ થાય છે. જે વિદેહ, અને પ્રકૃતિલય અને મુક્ત પુરુષો છે એમને માટે અહિ કોઇ લોક કહ્યો નથી અને તે યોગ્ય જ છે કારણ કે મુક્ત પુરુષોનું તો સ્વરૂપે અવસ્થાન થવાથી તેમની ગતિ અગતિ કંઇ છે જ નહિ, પ્રકૃતિલય પુરુષો સામ્યાવસ્થાવાળી પ્રકૃતિમાં લીન થયેલા હોવાથી ક્ષુભિત પ્રકૃતિ જેના પરિણામોમા આ સર્વ લોકો છે તેની મર્યાદાથી બહાર છે અને વિદેહ પુરુષો પોતાની ઇચ્છાથી અનેક લોકોમાં વિચરનાર હોયછે તથા વાતવરણની સન્ધિમાંના ઘનપ્રદેશમા સ્થાયિપણે રહેવાવાળા હોય છે આમ હોવાથી એ ત્રણેમાંથી કોઇનો લોક સંભવતો નથી )

આપ્રમાણેનાં સર્વ ભુવનોનુ જ્ઞાન સૂર્યમાં સંયમ કરવાથી થાય

છે એ સંયમ તથા આ વિભૂતિપાદમા કહેલા સર્વે સંયમો કેવે પ્રકારે કરવા એ માત્ર શ્રીસદ્ગુરુપાસેથી જ જણાય એમ છે, તેથી જિજ્ઞાસુએ યોગ્ય સદ્ગુરુ પ્રાપ્ત કરી તેમની પાસેથી જાણી લેવા, અને કોઇ ગ્રથમાથી જાણવાની દુરાશાને ત્યજવી

આપ્રમાણે આ સિદ્ધિનુ પ્રતિપાદન કરી અગીઆરમી સિદ્ધિનુ પ્રતિપાદન કરવા કહેછે કે

चन्द्रे ताराव्यूहज्ञानम् ॥ २६ ॥

સૂત્રાર્થ —ચદ્રમા સયમની સિદ્ધિ કરવાથી સમગ્ર તારાઓની રચનાનુ અપરોક્ષ જ્ઞાન થાય છે.

આ સૂત્રની મણિપ્રભાવ્યાખ્યામા એ ટીકાકાર એમ કહેછે કે સૂર્યના તેજથી તારાઓનુ અતિન્યુન તેજ હોવાથી સૂર્યના તેજથી તારાઓ નિસ્તેજવત્ હોય તેમ થઇ રહે છે તેથી સૂર્યમા સયમથી તારાઓનુ જ્ઞાન થતુ નથી તેથી એ જ્ઞાન થવામાટે ચદ્રમા સયમ કરવાનુ આ સૂત્રથી પ્રતિપાદન કર્યુ છે

આપ્રમાણે ચદ્રમા સયમની સિદ્ધિ કરવાથી તારાની રચનાનુ જ્ઞાન થયા પછી

ध्रुवे तद्गतिज्ञानम् ॥ २७ ॥

સૂત્રાર્થ —ધ્રુવમા સયમની સિદ્ધિ કરવાથી તારાઓના ફરવા પ્રેરૂપ ગતિનુ જ્ઞાન થાય છે

અન્ય સિદ્ધિનુ પ્રતિપાદન કરવા કહેછે કે

नाभिचक्रे कायव्यूहज्ञानम् ॥ २८ ॥

સૂત્રાર્થ —નાભિચક્રમા સયમની સિદ્ધિ થયેથી શરીરરચનાનુ જ્ઞાન થાય છે

આ સૂત્રમા એ કહ્યુ કે નાભિચક્રમા સાધક સયમ કરે છે તો એ સયમની સિદ્ધિ થયે તેને શરીરમા રહેલા સપૂર્ણ પદાર્થ જેવા કે વાત, પિત્ત, શ્લેષ્મ રૂપ ત્રણ દોષો તથા રસાદિ સપ્તધાતુ, સંપૂર્ણ રક્તનાડિની શિરાઓ તથા જ્ઞાનતંતુવિગેરેનુ અપરોક્ષ જ્ઞાન થાય છે પ્રત્યેક શરીરમા અસખ્ય ચક્રો હોય છે તેમા કેટલાક સ્થૂલ અને કેટલાક સૂક્ષ્મ હોય છે સ્થૂલ ચક્રોમાના કેટલાક સૂક્ષ્મદર્શક યત્રથી હાલ પણ જાણવા ગયા છે અને જે સૂક્ષ્મ છે તે તો સયમથી જ કેવળ પ્રકારે જણાય છે એ સૂક્ષ્મ ચક્રો પણ ઘણા છે તથાપિ તેમા સપ્ત ચક્ર સયમથી વિશેષ અર્થની સિદ્ધિ કરનાર હોવાથી મહાત્મા પુરુષોએ મુખ્ય ગણ્યા છે એ ચક્રોના નામ વગેરે પૂર્વે પ્રતિપાદન કરેલા છે, તેથી આ પુન [illegible]તાની જરૂર નથી એ ચક્રોમા સ-

યમ કેવી પ્રમાણે કરવો એ તો ગુરુગમ્ય જ વાત છે તેથી તેવિષે અત્ર કહેવું નિરર્થક છે એ ચક્રોમાંથી શરીરમધ્યવર્તિ નાભિપ્રદેશ આગળ એક મણિપુર નામનું ચક્ર છે વીર્યમાંથી બુદ્બુદાદિ પરિણામ થતા ગર્ભ બંધાતા આ ચક્ર પ્રથમ આવિર્ભાવને પામે છે કેમકે ગર્ભ શરીરમાં હૃદયાદિની પૂર્વે નાભિપ્રદેશનું રચાવું હોય છે એ પ્રદેશ કદલીમૂલની માફક પ્રથમ આવિર્ભાવને પામે છે અને ત્યાર પછી જ ચિત્રવિચિત્ર પરિણામોને પામતા હૃદયાદિ પ્રદેશો આવિર્ભાવને પામે છે તેથી નાભિચક્ર તથા કંદ એ સર્વના મૂળરૂપ હોવાથી એમાં ઉત્તરોત્તર થતા સઘળાં પરિણામોના સંસ્કાર હોય છે, તેથી જ્યારે સંયમથી એ ચક્રનો અશેષ રીતનું અપરોક્ષ જ્ઞાન થાય છે ત્યારે એ જેને મૂલભૂત છે એવા શરીરના સમગ્ર પદાર્થોનું જ્ઞાન થાય એ યોગ્ય જ છે

અન્ય સિદ્ધિનું પ્રતિપાદન કરતા કહે છે કે

**कण्ठकूपे क्षुत्पिपासानिवृत्तिः ॥ ३० ॥**

સૂત્રાર્થ—કંઠકૂપમાં સંયમની સિદ્ધિ કરવાથી ભૂખતરસની નિવૃત્તિ થાય છે એટલે એ બને બાધ કરતા નથી

આ સૂત્રમાં એ કહ્યું કે કંઠકૂપમાં સંયમ કરવાથી તે સંયમની યથાર્થ સિદ્ધિ થયે તે સાધકને ભૂખ અને તરસ બાધ કરતાં નથી. એથી એમ નથી સમજવાનું કે તે યોગીથી ખવાતું નથી, વા જલ તેને ઉતરતું નથી પણ માત્ર એટલું જ કે જે સાધારણ શરીરીઓથી અન્ન જલાદિના છોડાતું નથી તેમજ ક્ષુધાતૃષાથી ગળું શોષાઈ જાય કે શરીર શક્તિહીન થઈ જાય છે તથા એ બેથી નિર્બળતા અને દુઃખ થાય છે તેમ તે યોગીને થતું નથી સાધારણ શરીરીઓ નિરંતર વ્યાપારયુક્ત હોય છે તેથી તે લોકોનું સત્ત્વ વપન થઈ ન્યૂનતાને પામે છે અને તેથી પુનઃવ્યાપારયુક્ત થવાને જોઈતું સામર્થ્ય આણવા બાહ્ય પદાર્થનું ગ્રહણ કરવું આવશ્યક હોય છે સંયમને કરનાર યોગીને તો સંયમશિવાય અન્ય વ્યાપાર હોતો નથી તેથી તેનું સત્ત્વ ક્ષીણ થતું નથી, પણ જે હોય છે તેનું સંયમથી રક્ષણ થાય છે, એટલું જ નહિ પણ જે શરીરના વિકારી દ્રવ્ય હોય છે તે શુદ્ધ થાય છે એ યોગીને શરીરપ્રકૃતિનું સામર્થ્ય લાવવા બાહ્ય પદાર્થની જરૂર નહિ હોય એ સ્વાભાવિક છે આથી એ થયું કે કંઠકૂપમાં સંયમની સિદ્ધિ થયે ભૂખતરસથી થતો શરીરસંબંધી તથા મનસંબંધી ક્લેશ તે યોગીને થતો નથી ત્યાં કંઠનું સ્થાન તો સર્વને જાણીતું જ છે જિહ્વાના પ્રદેશ-

ની નીચે કંઠનું સ્થાન છે. એ જીહ્વાતંતુની નીચેના પ્રદેશમાં એક કૂપાકાર છિદ્ર છે, જ્યાં થઈને અંદરનો વાયુ નાસિકાદ્વારા તથા મુખદ્વારા બહિર્ જાય છે એ છિદ્રને કંઠકૂપ કહે છે કેટલેક સ્થળે (જેવું કે યોગવાર્તિકમાં) એ કંઠકૂપને જિહ્વાની નીચેના તંતુના મૂલથી આરંભીને ઉદરપર્યન્ત કહેવામાં આવ્યો છે તથાપિ એ સંયમ પણ આ પાદના સર્વ સંયમની માફક શ્રીમદ્ગુરુદ્વારા જ કરવાનો છે તેથી એ સંયમ કરવાનો અધિકાર પ્રાપ્ત થયે એનું યથાર્થ સ્થાન તથા સંયમનો કાળ, પ્રકારવિગેરેનું જ્ઞાન સર્વ શ્રીમદ્ગુરુદ્વારા જ સંભવે છે તેથી એવિષે અધિક ચર્ચા નિરુપયોગી છે એ કંઠકૂપમાં પ્રાણાદિ વાયુના સંઘર્ષણ થવાથી ક્ષુધા અને પિપાસા થાય છે જ્યારે સંયમ સાધવાથી એ પ્રદેશમાં વાયુ અને વૃત્તિ અતિ સ્થિર કરવામાં આવે છે ત્યારે પ્રાણાદિના સંઘર્ષણરૂપ કારણના અભાવે તેનાં કાર્યરૂપ ક્ષુધા અને પિપાસા જણાય નહિ એ યોગ્ય છે

અન્ય આધ્યાત્મિક સિદ્ધિનું પ્રતિપાદન કરતા કહે છે કે

**कूर्मनाड्यां स्थैर्यम॥३०॥**

## प्रातिभाद्वा सर्वम् ॥ ३२ ॥

સૂત્રાર્થ—અથવા તો પ્રતિભાથી થતા જ્ઞાનથી પૂર્વોક્ત અતીત, અનાગતનું જ્ઞાનવિગેરે સર્વ યોગીને પ્રાપ્ત થાય છે.

प्रातिभात्—એટલે પ્રાતિભ જ્ઞાનથી. પ્રાતિભ એટલે પોતાની પ્રતિભાથી ઉત્પન્ન થયેલું. પ્રતિભા એ બુદ્ધિની શક્તિવિશેષ છે. જ્યારે બુદ્ધિસત્ત્વ રજતમથી આભભૂત હોય છે ત્યારે અતીત તથા અનાગત પદાર્થનુ જ્ઞાન પ્રસંગપરત્વે તથા પરોક્ષ રીતે થાય છે. જ્યારે બુદ્ધિસત્ત્વમાં જ સંયમ કરવાથી બુદ્ધિસત્ત્વનો સાક્ષાત્કાર થાય છે ત્યારે રજતમથી સત્ત્વનો અભિભવ હોતો નથી; તેથી અપ્રતિબદ્ધપણે પ્રકાશતું એ બુદ્ધિસત્ત્વ વૃત્તિ થતાં જ તે તે વિષયને જાણવાનું પોતાનું સ્વતઃસિદ્ધ સામર્થ્ય પાછું મેળવે છે. એ પ્રકારની બુદ્ધિસત્ત્વની જે શક્તિ ( આ શક્તિ Inspiration ના સદૃશ છે) તે પ્રતિભા છે. એ પ્રતિભાથી જે વિનોપદેશે થતું, અન્ય કોઇ કારણની અપેક્ષા ન રાખતું તથા નિશ્ચયાત્મક અવિપરીત જ્ઞાન થાય છે તે જ્ઞાન પ્રાતિભ કહેવાય છે.

वा—આ પદથી પૂર્વે સૂત્રોમાં કહેલા સંયમોથી આનો વિકલ્પ કહ્યોછે.

सर्वम्—એટલે પૂર્વ સૂત્રોમાં કહેલ સંપૂર્ણ જ્ઞાન.

આ સૂત્રથી એ કહ્યું કે જ્યારે સાધક યોગી બુદ્ધિસત્ત્વપર અથવા આગળ કહેવામાં આવશે તેજ ક્ષણોના ક્રમવિગેરે વિષયોઉપર સંયમ કરી તેનો સાક્ષાત્કાર કરેછે ત્યારે તે યોગીને પ્રતિભાશક્તિ પ્રાપ્ત થાયછે, જે શક્તિના બળે પૂર્વે સૂત્રોમાં કહેલા સંયમવિના પણ તે તે સિદ્ધિના વિષયભૂત જ્ઞાનને તે યોગી વૃત્તિ થતાં જ પામે છે આ પ્રકારની શક્તિ પ્રાપ્ત થાય છે કે પછી અલ્પકાલમાં તે યોગીને વિવેકખ્યાતિનો ઉદય થાય છે. તેથી જેમ અરુણોદય સૂર્યોદયનો સૂચક છે તેમ આ પ્રાતિભજ્ઞાન પણ વિવેકખ્યાતિના પૂર્વલિંગરૂપ હોવાથી પોતાના ઉદયથી ઉત્તરકાલીન વિવેકખ્યાતિને સૂચવે છે.

આપ્રમાણે આ સૂત્રોથી સંયમથી થતી ક્ષુદ્ર સિદ્ધિઓ કહી હવે મુખ્ય સિદ્ધિરૂપ જે વિવેકખ્યાતિ તેનું પ્રતિપાદન ગ્રંથકાર કરે છે. તે પ્રતિપાદન કરતાપૂર્વે વિવેકખ્યાતિમાટેના સંયમના હેતુભૂત ચિત્તસંવિતનુ પ્રથમ પ્રતિપાદન કરે છે.

## हृदये चित्तसंवित् ॥ ३३ ॥

સૂત્રાર્થ—હૃત્પદ્મમાં સંયમની સિદ્ધિ કરવાથી ચિત્તનો સાક્ષા-

चित्तसंवित्—ચિત્તનો સાક્ષાત્કાર વા ચિત્તનું અપરોક્ષ જ્ઞાન

આ સૂત્રથી એ કહ્યું કે હૃત્પદ્મ જે અધોમુખ સર્વ શરીરમા રહેલું હોય છે તેનો વિકાસ કરી તેમા સયમ કરવાથી તે જેનું સ્થાન છે એવા ચિત્તનો વા બુદ્ધિસત્ત્વનો સાક્ષાત્કાર થાય છે આ બુદ્ધિસત્ત્વનો સાક્ષાત્કાર થવાથી વિવેકખ્યાતિમાં-એટલે બુદ્ધિસત્ત્વ તથા પુરુષ એ બને વિલક્ષણ પદાર્થો છે એ અપરોક્ષ રીતે જાણવામા—અપેક્ષિત જે બુદ્ધિસત્ત્વનુ અપરોક્ષ જ્ઞાન તેને યોગી પામે છે, અર્થાત્ વિવેકખ્યાતિના એક અંશને પામે છે

આપ્રમાણે ચિત્તસંવિત્રૂપ સિદ્ધિનુ પ્રતિપાદન કરી હવે મુખ્ય સિદ્ધિરૂપ પુરુષજ્ઞાનનુ પ્રતિપાદન કરતા કહે છે કે

**सत्त्वपुरुषयोरत्यन्तासंकीर्णयोः प्रत्ययाविशेषो भोगः परार्थात्स्वार्थसंयमात्पुरुषज्ञानम् ॥ ३४ ॥**

સૂત્રાર્થ —બુદ્ધિસત્ત્વ અને પુરુષ જે અત્યત વિલક્ષણ છે તેમના પ્રત્યયનો અભેદ અર્થાત્ તેમનો અભેદભ્રમ એ ભોગ છે એ વા સ્તવે બુદ્ધિમા રહેલો ભોગ પરાર્થ છે એટલે ભોક્તૃત્વની યોગ્યતાવાળા પુરુષના અગભૂત છે એથી વિલક્ષણ બુદ્ધિમા પડતું પુરુષનુ પ્રતિબિબ છે તે કોઇના અગભૂત નથી એમા સયમની સિદ્ધિ કરવાથી પુરુષનો સાક્ષાત્કાર થાય છે

सत्त्व०—સત્ત્વ એટલે બુદ્ધિસત્ત્વ અગર જો ત્રિગુણાત્મક પ્રકૃતિનું કાર્ય બુદ્ધિ હોવાથી એ પણ ત્રિગુણાત્મક છે છતા એ પ્રધાનપણે સત્ત્વનુ કાર્ય છે તેથી એને સત્ત્વસજ્ઞા અપાય છે આ સ્થળે બુદ્ધિ વા ચિત્તપદ ન મુકતા સત્ત્વપદ મુક્યુ છે તે બનેની અત્યંત વિલક્ષણતા બતાવવામાટે છે સત્ત્વ એ અતિસ્વચ્છ, નિર્મળ, સ્ફટિકજેવું દ્રવ્ય છે તથાપિ એ પણ જડ તથા ચૈતન્યશક્તિથી રહિત છે, દૃશ્ય છે, પરાર્થ છે, પરિણામિત્વવિગેરે જડના ધર્મવાળું છે ચિતિશક્તિરૂપ પુરુષ પણ અતિસ્વચ્છ છે તથા સ્વપ્રકાશ છે તેથી સત્ત્વ અને પુરુષનું કેટલેક અંશે સામ્ય છે તથા પરસ્પર અભિન્નવત્ ભાસવા યોગ્યતા છે તેમ જ જ્યારે વિવેકખ્યાતિરૂપે બુદ્ધિસત્ત્વ પરિણામને પામે છે ત્યારે તો એ પુરુષના જેવી સદશ થઈ રહે છે તથાપિ એ અવસ્થાવાળુ બુદ્ધિસત્ત્વ પણ પરિણામિત્વાદિ ધર્મવાળુ હોવાથી પુરુષથી વિલક્ષણ હોય છે, તો મોહઅવસ્થામા રહેલા શરીરીનુ બુદ્ધિસત્ત્વ જે રજતમથી અનભિભૂત હોતુ નથી તે પુરુષથી અત્યત વિલક્ષણ હોય એમા શુ કહેવુ ? આ પ્રમાણે બુદ્ધિનુ પુરુષથી અત્યત

એનો એ અર્થ થયો કે ' બુદ્ધિસત્ત્વ તથા પુરુષનો

અત્યતા૦—અસકીર્ણ એટલે ભિન્ન, વિલક્ષણ જે બને (બુદ્ધિસત્ત્વ અને પુરુષ) અત્યંત વિલક્ષણ છે, (અત્યંત ભિન્ન છે) તેમનો બુદ્ધિસત્ત્વ ભોગ્ય છે, દૃશ્ય છે, પરિણામિ છે પરાર્થ છે, જડ છે, વિગેરે ધર્મવાળુ છે, અને પુરુષ તો ભોક્તૃત્વની યોગ્યતાવાળો છે, દૃક્શક્તિ છે, અપરિણામી, કૂટસ્થ નિત્ય છે, કોઇનો પણ અંગભૂત (શેષભૂત) નથી તથા ચૈતન્યસ્વભાવવાળો છે આપ્રમાણે એ બને પરસ્પર પરસ્પરથી અત્યત વિલક્ષણ છે, તથાપિ પુરુષનુ પ્રતિબિંબ બુદ્ધિસત્વ જે અતિસૂક્ષ્મ તથા પ્રધાનપણે સત્ત્વનુ કાર્ય છે તેમા પડેછે તેથી અચેતન બુદ્ધિ પણ ચેતનવત્ થયેલી પ્રતીત થાય છે આમ થવાથી એ ચિત્પ્રતિબિંબવાળુ બુદ્ધિસત્ત્વ જ પુરુષ હોય એમ ભ્રમ થાય છે તેથી એ બુદ્ધિસત્વની વૃત્તિરૂપ સુખ, દુઃખ અને મોહ જાણે પુરુષની જ વૃત્તિ હોય એમ ભાસે છે એ પ્રમાણે ભાસવાથી બુદ્ધિસત્ત્વમા રહેલો જે ભોગ તેનો પુરુષમા આરોપ થાય છે એ આરોપ થવાથી હુ સુખી, દુખી, મૂઢ એવો અનુભવ થાય છે એ અનુભવનુ નામ જ ભોગ છે તેથી એ સ્પષ્ટ દેખાય છે કે બુદ્ધિસત્ત્વ તથા પુરુષનો અભેદભ્રમ એ જ ભોગ છે.

प्रत्ययाविशेष —એ પદથી ઉપરનો અર્થ જ બોધન કર્યો છે પ્રત્યય એટલે વૃત્તિ અને અવિશેષ એટલે ભેદજ્ઞાનનો અભાવ તેથી પ્રત્યયા૦ એટલે બનેની વૃત્તિનો અભેદભ્રમ આ પદનો અર્થ તથા वृत्तिसारूप्यम् પદનો અર્થ એક જ છે એ ધર્મનુ વિસ્તારથી પ્રતિપાદન પ્રથમપાદમા वृत्तिसारूप्यमितरत्र એ સૂત્રમા કરી ગયા છીએ તેથી અત્ર વિસ્તાર જરૂરનો નથી

परार्थात् —એ ભોગ પરાર્થ છે એટલે અન્યના અંગભૂત છે હુ સુખી, દુખી ઇત્યાદિ ભોગ પણ બુદ્ધિસત્ત્વની જ વૃત્તિ છે અને વૃત્તિ હોવાથી બુદ્ધિસત્ત્વની માફક જડ, પરતંત્ર તથા અંગભૂત રૂપ એ યોગ્ય છે તેથી જેમ બુદ્ધિસત્ત્વ દૃશ્ય હોવાથી तदर्थमेव दृश्यस्यात्मा એ સૂત્રમા પ્રતિપાદન કર્યા પ્રમાણે પરાર્થ છે તેમ હુ સુખી દુખી ઇત્યાદિ વૃત્તિરૂપ ભોગ પણ દૃશ્ય હોવાથી પરાર્થ છે અર્થાત્ ભોક્તૃત્વની યોગ્યતાવાળા પુરુષના અંગભૂત છે 'એ પરાર્થ ભોગથી, એ પ્રકૃતપદનો અર્થ છે

એ પચમીનો અન્વય આ સૂત્રમા કોઇ પદ સાથે નથી પણ વિશિષ્ટ એવુ પ અધ્યાહાર્ય કરી તેની સાથે કરવાનો છે તેથી परार्थात् [illegible] પરાર્થ ભોગથી વિશેષવાળુ એટલે તેથી ભિન્ન વિલક્ષ

ણતાવાળું જે પૌરુષેયપ્રત્યયરૂપ પુરુષનું બુદ્ધિસત્ત્વમાં પડેલું પ્રતિબિંબ તે કોઇનું પણ અંગભૂત નહિ હોવાથી સ્વાર્થ છે.

स्वार्थसंयमात्—જે કોઇના શેષભૂત નથી તેમાં સંયમની સિદ્ધિ કરવાથી.

पुरुष०—પુરુષનો સાક્ષાત્કાર થાયછે.

આ સૂત્રમાં એ કહ્યું કે બુદ્ધિસત્ત્વ અને પુરુષ એ બંને વિલક્ષણસ્વભાવવાળા હોવાથી અત્યંત ભિન્ન છે છતાં બંનેના સંનિધાનથી પુરુષના પ્રતિબિંબદ્વારા બુદ્ધિપુરુષનો અભેદભ્રમ થાય છે. એ અભેદભ્રમ થવાથી બુદ્ધિસત્ત્વની શાંત, ઘોર અને મૂઢ વૃત્તિઓનો પુરુષમાં આરોપ થાય છે. એનું નામ જ ભોગ છે. એ ભોગ દૃશ્ય, જડવિગેરે ધર્મવાળો હોવાથી પુરુષથી તથા તેના પ્રતિબિંબથી (જે ચૈતન્યસ્વભાવવાળું હોયછે તેનાથી) ભિન્ન છે. એ ભોગથી એ પ્રતિબિંબરૂપ પૌરુષેયપ્રત્યય ભિન્ન છે એ વિવેકપૂર્વક જો એ બુદ્ધિમાં ગયેલી ચિત્છાયામાં સંયમની સિદ્ધિ કરવામાં આવેછે તો તેથી પુરુષનો સાક્ષાત્કાર થાય છે અર્થાત્ વિવેકખ્યાતિનો ઉદય થાયછે.

આપ્રમાણે આ સૂત્રથી વિવેકખ્યાતિરૂપ મહાસિદ્ધિનું પ્રતિપાદન કર્યું. હવે એ સંયમથી થતી અવાંતરસિદ્ધિનું પ્રતિપાદન કરવા કહેછે કે

**ततः प्रातिभश्रावणवेदनादर्शास्वादवार्ता जायन्ते ॥ ३६ ॥**

સૂત્રાર્થઃ—એથી પ્રાતિભ શ્રાવણ, વેદન, આદર્શ, આસ્વાદ અને વાર્તાની સિદ્ધિ થાય છે.

ततः—એ પદનો અર્થ બે રીતે કરવામાં આવ્યો છે. વાર્તિકકાર તતનો અર્થ પુરુષજ્ઞાનથી એવો લે છે, અને બીજા ટીકાકારો પૂર્વોક્ત સ્વાર્થસંયમથી એવો લે છે.

प्रातिभ०—એટલે પ્રાતિભ શ્રાવણ, વેદન, આદર્શ, આસ્વાદ અને વાર્તા. प्रातिभ એટલે પૂર્વે કહ્યું તેપ્રમાણે યોગજન્ય શુક્લધર્મવાળા મનમાં બીજી સહાયતાવિના જ થતું સર્વવિષયક યથાર્થ નિશ્ચયાત્મક જ્ઞાન. श्रावण એટલે દિવ્યશબ્દને ગ્રહણ કરનાર શ્રોત્ર અથવા શ્રોત્રથી ગ્રહણ થતા દિવ્યશબ્દનું જ્ઞાન. वेदना એટલે સ્પર્શેન્દ્રિયરૂપ ત્વગ્થી ગ્રહણ થતા દિવ્યસ્પર્શનું જ્ઞાન અથવા વિદ્યતેઽનયા એ વ્યુત્પત્તિથી દિવ્યસ્પર્શને ગ્રહણ કરનાર ત્વગ્. તે જ પ્રમાણે आदर्श એટલે દિવ્યરૂપને જાણનાર ચક્ષુ, અથવા ચક્ષુથી થતું દિવ્યરૂપનું જ્ઞાન, आस्वाद એટલે દિવ્યરસને જાણનાર રસના અથવા રસનાથી થતું દિવ્યરસનું જ્ઞાન, અને વર્તતે ગંધવિષયે એ વ્યુત્પત્તિથી वार्ता એટલે દિવ્યગંધનું ગ્રહણ કરનાર [illegible]ણ, અથવા ઘ્રાણથી થતું દિવ્ય ગંધનું [illegible]ન આ સર્વ જ્ઞા-

બ્દો (શ્રાવણ ઇત્યાદિ) શાસ્ત્રની પારિભાષિક સંજ્ઞા છે.

આ સૂત્રથી એ કહ્યું કે પૂર્વોક્ત સંયમથી પુરુષસાક્ષાત્કાર થવાથી તે યોગીને શુક્લધર્મની વૃદ્ધિ થવાથી તેનું મન અતીત, અનાગત, સૂક્ષ્મ, તથા વ્યવહિત સર્વ વિષયોને જાણી શકે છે. તથા તેની શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસના અને ઘ્રાણરૂપ પાંચ જ્ઞાનેન્દ્રિય અનુક્રમે દિવ્યશબ્દ, દિવ્યસ્પર્શ, દિવ્યરૂપ, દિવ્યરસ અને દિવ્યગંધને જાણવા સમર્થ થાય છે, જેથી તે યોગીને એ પાંચે દિવ્યવિષયની ઉપલબ્ધિ થાય છે. અથવા તો આ સૂત્રનું એ તાત્પર્ય થયું કે જ્યારે યોગી પુરુષ સ્વાર્થસંયમમાં પ્રવૃત્ત થાય છે ત્યારે એ સંયમની કેટલીક અવસ્થાએ પહોંચ્યાપછી તથા પુરુષસાક્ષાત્કારરૂપ મહાસિદ્ધિને પામ્યાપૂર્વે તેને પ્રાતિભજ્ઞાનવિગેરે પ્રાપ્ત થાય છે. આ અર્થ વિશેષ યોગ્ય છે. કારણ કે પ્રત્યેક સાધકને મહાસિદ્ધિ થતાપૂર્વે આ પ્રકારની માયાની વિભૂતિઓ પ્રાપ્ત થાય છે અને એ વિભૂતિઓમાં પણ જ્યારે તેનું અંતઃકરણ અક્ષોભ રહે છે ત્યારે જ તેને મહાસિદ્ધિરૂપ વિવેકખ્યાતિ મળે છે. આજ કારણથી આ વિષયવિષયક સિદ્ધિઓને સમાધિનાં વિઘ્નરૂપ સૂત્રકાર કહે છે. તેથી એ જ અર્થ સિદ્ધ થયો કે એ સર્વ સિદ્ધિનો અનુભવ સાધકને વિવેકખ્યાતિપૂર્વે થાય છે.

આપ્રમાણે થતી સિદ્ધિઓનું પ્રતિપાદન કરી હવે એ સિદ્ધિઓમાં ન લોભાવા કહે છે કે

**ते समाधावुपसर्गा व्युत्थाने सिद्धयः ॥३६॥**

સૂત્રાર્થ —એ પ્રાતિભાદિ સંપ્રજ્ઞાતયોગના*પ્રતિબંધક છે (અર્થાત્

---

* વાર્તિકકાર એ સૂત્રમાં સમાધિનો અર્થ અસંપ્રજ્ઞાતસમાધિ લે છે અને એમ કહે છે કે એ સિદ્ધિઓ અસંપ્રજ્ઞાતનાં વિઘ્નરૂપ કહી છે. તેથી સાધકે એ સિદ્ધિઓની ઉપેક્ષા કરી અસંપ્રજ્ઞાતમાટે પ્રયત્ન કરવો. પણ એ વિશેષ ઉચિત નથી દેખાતું કેમકે પ્રથમ પાદમાં કહ્યા પ્રમાણે જ્યારે સાધકને ઐહિક અને આમુષ્મિક સર્વ પદાર્થપર આરૂઢ વૈરાગ્ય થાય છે ત્યારે જ તેને સંપ્રજ્ઞાતયોગની સિદ્ધિ થાય છે અને ત્યારપછી તો માત્ર વિવેકખ્યાતિપર જ વૈરાગ્ય અપેક્ષિત રહે છે જેને પર વૈરાગ્ય કહે છે. તેથી વિવેકખ્યાતિનો ઉદય થયાપછી દિવ્યગંધાદિ વિષયપર તે યોગીની પ્રીતિ જ હોતી નથી કે તેને તેની ઉપેક્ષા કરવા ઉપદેશ આપવો ઘટે. પણ એથી ઉલટું વિવેકખ્યાતિના ઉદયપૂર્વે જ એ ઉપેક્ષા સિદ્ધ હોવી જોઇએ છે તેથી એ સિદ્ધ થાય છે કે એ પ્રાતિભ શ્રાવણાદિસિદ્ધિ સંપ્રજ્ઞાતના પ્રતિબંધક છે અને વિવેકખ્યાતિનો ઉદય થતાપૂર્વે એનો અનુભવ થાય છે.

યોગીએ ઉપેક્ષા કરવાયોગ્ય છે.), માત્ર વ્યુત્થાનદશામાં સિદ્ધિ વા વિભૂતિરૂપ છે.

આ સૂત્રમાં એ કહ્યું કે ઉપર કહેલી સિદ્ધિઓ પુરુષસાક્ષાત્કાર જેથી થનાર છે એવા સંપ્રજ્ઞાતયોગનાં પ્રતિબંધક છે, કારણ કે જ્યાં સુધી મન વિષયથી અત્યંત વિરાગને પામ્યું નથી ત્યાંસુધી તે એકાગ્ર થઇ પુરુષમતિ સ્થિર થતું નથી, અને એ સિદ્ધિનો ઉપયોગ કરવા વિષયભોગદ્વારા અંતઃકરણ વિક્ષિપ્ત થાય છે, એટલું જ નહિ પણ ક્રમે કરીને રજસ્‌નો આવિર્ભાવ તથા પછીથી થતી વૃદ્ધિ થવાથી અંતઃકરણમાં પ્રાપ્ત થયેલું હૃદ્બલ ક્ષીણ થઇ જાય છે, જેથી અંતઃકરણની શુદ્ધસાત્વિક અવસ્થા પણ ક્રમે ક્રમે જતી રહે છે તથા સ્થિરતા જતી રહી ચંચલતાને સ્થાન આપે છે, અને અંતે તે સાધક યોગના પરિણામી ફલને અનુભવ્યાવિના મરણ પામી યોગભ્રષ્ટ થાય છે. આમ હોવાથી આવી સિદ્ધિઓ જ્યારે સાધકને સમાધિમધ્યે પ્રાપ્ત થાય ત્યારે એ સિદ્ધિઓમાં ન લોભાઇને પોતાને પ્રાપ્ત હૃદ્બલવડે તથા શ્રીગુરુઇશ્વરના પ્રસાદના પ્રભાવે એ સિદ્ધિઓની ઉપેક્ષા કરી એ સિદ્ધિઓના આવિર્ભાવથી પોતાનું પ્રયત્ન સફલ થવાપર છે એ નિશ્ચય જાણી એ સાધકે અધિક પ્રયત્નવાન્ થવું ઘટે છે. એ સિદ્ધિઓ તોજેણે વ્યુત્થાનદશામાં આવવું છે અને એથી આગળ જવું નથી તેને માટે દિવ્યસામર્થ્યરૂપ હોવાથી સિદ્ધિઓ છે. બાકી વિવેકખ્યાતિના ઉદ્દેશથી પ્રયત્ન કરનાર સાધકને ઉપેક્ષા કરવાયોગ્ય છે.

આપ્રમાણે આ સૂત્રોથી જ્ઞાનરૂપ સિદ્ધિઓનુ પ્રતિપાદન કર્યું તથા તેમાં થતી મોટી મોટી સિદ્ધિ જે વિવેકખ્યાતિ તે પણ કહી. હવે કેટલીક ક્રિયાવિશેષરૂપ સિદ્ધિઓનું પ્રતિપાદન કરે છે. તેમાં પ્રથમ પરકાયાપ્રવેશની સિદ્ધિ કહે છે

**बन्धकारणशैथिल्यात् प्रचारसंवेदनाच्च चित्तस्य परशरीरावेशः ॥ ३७ ॥**[1]

---

૧ આ સર્વ સિદ્ધિઓને ન પામેલા તથા એવા સિદ્ધ પુરુષોના પરિચય વિનાના જનોને તો આ સર્વે કેવલ નૂતન તથા ગપ જેવું લાગે એમ છે, પણ વિચારવાન્ તથા અનુભવીને આ સર્વ સત્ય છે. અન્ય માણસો પણ પ્રયત્નથી આ સ્થિતિને પામી શકે છે તથા જાતે નિર્ણય કરી શકે એમ છે. તથાપિ જે કાયર માણસો છે તેને માટે તો આ સર્વે અસિદ્ધ હોય એમાં આ સિદ્ધિઓનો દોષ નથી. આ સિદ્ધિથી એ સ્પષ્ટ દેખાય છે કે ચિત્ત તથા અભિમાની એ મસ્તિષ્કના સંપૂર્ણ ભાગોથી વિલક્ષણ છે કેમકે પરશ-

સૂત્રાર્થઃ—એક શરીરમાં અંતઃકરણની સ્થિતિરૂપ જે બંધ તેનું કારણ શિથિલ થવાથી તથા અંતઃકરણના શરીરમાં આવવા જવાના માર્ગરૂપ જે નાડીઓ તેના યથાર્થ જ્ઞાનથી અંતઃકરણ અન્ય શરીરમાં પ્રવેશ કરી શકે છે.

બન્ધ૦—ખરૂં જોતાં મન વા અંતઃકરણ સ્વભાવે અતિચંચલ છે તથા સર્વ જાણવા સમર્થ છે. તથાપિ પ્રાક્તનકર્મવશાત્ એ મન નિયમપ્રમાણે એક એક શરીરરૂપ બેડીમાં ગોંધાઇ રહેછે. તેથી એ કર્મવશાત્ એ મનને નિયમિતમાર્ગે જ ગતિ તથા જ્ઞાન થાય છે. એ મનની એક શરીરમાં સ્થિતિ થવી તથા અન્ય સ્થળે વૃત્તિઅનુસાર ન જવું થવું એ બંધ છે. એ બંધનુ કારણ પૂર્વનાં બળવાન્ કર્મો છે. એ કર્મોની શિથિલતા થવાથી.

પ્રચાર૦-પ્રચરતિ અનેન એ વ્યુત્પત્તિથી પ્રચારનો અર્થ નાડીચક્ર છે. જે નાડીઓદ્વારા એ મન શરીરમાથી બહાર જઈ શકે છે તથા જે નાડીદ્વારા એ મન શરીરમાં પ્રવેશ કરી શકે છે તે સર્વ નાડીઓ પ્રચાર છે. એ નાડીરૂપ મનની ગતિઆગતિના માર્ગનુ યથાર્થ જ્ઞાન થયેથી, અર્થાત્ સાક્ષાત્કાર થયેથી.

પરશરીરાવેશ —અન્ય શરીરમાં આવેશ નામ પ્રવેશ થાય છે

આ સૂત્રમાં એ કહ્યુ કે ચિત્તનો પરકાયાપ્રવેશ બે હેતુ મળ્યાથી થાય છેઃ (૧) એ ચિત્તને એક શરીરમાં જ સ્થિતિ કરી અટકાવી રાખનાર જે કારણ હોય તેની શિથિલતા થવાથી તથા (૨) એ ચિત્તને જવાઆવવાના માર્ગનો સાક્ષાત્કાર થયેથી. આ બને હેતુ એક વખતે જ સિદ્ધ જોઇએ છીએ. કારણ કે ચિત્તને અટકાવી રાખનાર કારણ શિથિલ થયુ હોય તથાપિ પોતાના શરીરમાંથી ચિત્તને કયે રસ્તે બહાર કાઢવું તથા અન્યના શરીરમાં-પછી તે મૃત હોય કે સચેત હોય તેમાં-કયે રસ્તે પ્રવેશ કરાવવો એ જ્ઞાન જ્યાસુધી ન હોય ત્યાંસુધી પરકાયાપ્રવેશ થવો ઘટે નહિ, તેમજ એ જ્ઞાન હોય પણ બહાર કાઢવાનુ તથા અન્ય શરીરમાં પ્રવેશ કરાવવા ગતિ આપવાનું સામર્થ્ય ન હોય તોપણ પરકાયાપ્રવેશ નહિ થાય, તેથી પરકાયાપ્રવેશમાટે બંને જરૂરના છે.

ચિત્ત પોતે અતિચંચલ હોવાથી વાયુથી પણ અતિવેગવાળું છે અને અતિસૂક્ષ્મ હોવાથી સર્વ શરીરમાં પ્રવેશ કરી શકે એવું છે તથાપિ પૂર્વનાં, ભોગ આપવાને તત્પર થયેલાં કર્મના બળથી એ

---

શીર્ષવેશ સમયે મસ્તિષ્ક તો જ્યાંનું ત્યાંજ પડી રહે છે એ સર્વને દેખાય છે તેથી પ્રવેશ કરનાર અન્ય વસ્તુ છે એ સ્પષ્ટ છે

ચિત્તને એક શરીર મળે છે જેમાં જ તે પોતાનો વ્યાપાર નિયમિત ક્રમે કરી તેથી થતા સુખદુઃખાદિને ભોગવે છે આમ હોવાથી ચિત્તની નિયમિત સ્થિતિ રાખનાર હેતુ કર્મસંસ્કાર છે એ કર્મસંસ્કારો જ્યારે શ્રીસદ્‌ગુરુપાસેથી ગ્રહણ કરેલા તથા તેમની આજ્ઞાનુસાર કરેલા સંયમથી શિથિલ—લૂલા—કરવામા આવે છે ત્યારે ચિત્તને દૃઢપણે એક શરીરમા રોધી રાખનાર કારણનો અભાવ થાય છે, જેથી પોતાના સ્વાભાવિક વેગથી ચિત્તની તે શરીરથી બહાર ગતિ થઈ શકે છે તથાપિ એટલામાત્રથી અન્યના શરીરમા પ્રવેશ થતો નથી, તે ક્યારે થાય છે કે જ્યારે પોતાના શરીરમાથી જે નાડીદ્વારા ચિત્તનું બહાર ગમન થતું હોય તે નાડીચક્રનો તથા અન્યના શરીરમા જે નાડીદ્વારા ચિત્તનો પ્રવેશ થઈ શકે છે તે નાડીચક્રનો શ્રીસદ્‌ગુરુથી મળેલા સંયમથી સાક્ષાત્કાર કરાય છે ત્યારે. એ ઉભય પ્રકારના નાડીચક્રનું જ્યારે યથાર્થ જ્ઞાન થાય છે અને જ્યારે તે તે માર્ગે ચિત્તને ગતિ આપવાનુ સામર્થ્ય યોગીમા આવે છે ત્યારે જે નાડીચક્રદ્વારા ચિત્ત બહાર નીકળી શકે છે તે નાડીચક્રદ્વારા પોતાના શરીરમાથી ચિત્તને બહાર કાઢે છે અને અન્યના શરીરમા જે નાડીચક્રદ્વારા ચિત્તનો પ્રવેશ થાય છે તે નાડીચક્રદ્વારા પોતાના ચિત્તનો પ્રવેશ કરાવે છે આમ થાય છે ત્યારે જ ચિત્તનો પરકાયાપ્રવેશ થઇ શકે છે ચિત્તનો જ્યારે પરકાયાપ્રવેશ થયો ત્યારે જેમ મધુકરને અનુસરનાર મક્ષિકાઓ મધુકરની જ પાછળ પાછળ ચાલી જાય છે તેમ ઇન્દ્રિયગણ પણ તે યોગીના ચિત્તને અનુસરે છે આમ થવાથી અન્ય શરીરમા ઇન્દ્રિયસહિત ચિત્તનો સચાર થવાથી તે શરીરમા રહી સર્વ ભોગો ભોગવી શકાય છે

અન્ય સિદ્ધિનુ પ્રતિપાદન કરવા કહે છે કે

**उदानजयाज्जलपंककण्टकादिष्वसङ्ग उत्क्रान्तिश्च ॥ ३८ ॥**

સૂત્રાર્થ —શ્રીસદ્‌ગુરુની આજ્ઞાનુસાર કરેલા સંયમવિશેષોની સિદ્ધિ થવાથી જ્યારે ઉદાનનો જય થાય છે ત્યારે તે યોગીને જલ કર્દમ કણ્ટક વિગેરે બાધ કરી શકતા નથી અને તે ઉર્ધ્વ ગતિ કરવા સમર્થ થાય છે

उदानजयात्—એટલે જ્યારે સંયમવિશેષથી ઉદાનને પોતાને આધીન કરવામા આવે છે ત્યારે

जला०—જલાદિથી અસગ રહે થાય છે અર્થાત્ એ બાધ કરી શકતા નથી

उत्क्रान्ति—એટલે ઉત્ક્રમણ વા ઉર્ધ્વગતિ

આ સૂત્રમા એ કહ્યુ કે જ્યારે સંયમથી ઉદાનનો જય કરવ-

મા આવે છે ત્યારે અન્ય વાયુઓના વ્યાપારનો પણ રોધ થાય છે તે-
થી તે યોગીનુ શરીર અતિલઘુતાને પામે છે, તેથી તે નદીમા
રહી શકે છે, તેમ જ કંટકાદિ પદાર્થોમા પણ રહી શકે છે છતા એ
પદાર્થોનો એને સ્પર્શ પણ થતો નથી તેમ જ એ યોગી પોતાનુ મ-
રણ ઇચ્છાઅનુસાર આણી શકે છે તથા તે સમયે જે અર્ચિરાદિ માર્ગ
બ્રહ્મલોકમા જવાનો કહ્યો છે તેદ્વારે જઈ શકે છે

દરેક શરીરમા પ્રાણાદિ પાચ વાયુ કહ્યા છે તે પાચ પ્રાણ,
અપાન, સમાન, ઉદાન અને વ્યાન છે કેટલાક એ પાચને અધ્યાત્મ
રૂપતાને પામેલો વાયુ લે છે, તથા કહે છે કે એ વાયુ મૂળ તો એકરૂ-
પ જ છે તથાપિ જુદા જુદા વ્યાપાર કરનાર હોવાથી તથા જુદા જુ
દા સ્થાનમા એ વ્યાપાર થતા હોવાથી એના પાચ અવાતરભેદ પ
ડ્યા છે તેઓનુ કહેવુ એમ છે કે જે જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો છે
તેના બે પ્રકારના વ્યાપાર છે (૧) બાહ્ય અને (૨) આભ્યતર ત્યા
રૂપાદિનુ જ્ઞાન કરવુ તથા વચનચલનાદિ ક્રિયા કરવી એ ઇન્દ્રિયોનો
બાહ્ય વ્યાપાર છે તથા બધી ઇન્દ્રિયોનો સામાન્ય વ્યાપાર, જેને લો
ક જીવન કહે છે તે જીવનને ટકાવવારૂપ પ્રયત્નવિશેષ છે એ પ્રયત્ન-
વિશેષથી અધ્યાત્મરૂપતાને પામેલા વાયુની પાચ ક્રિયા થવાથી તેના
પાચ ભેદ પડાય છે, ત્યા નાસિકાના અગ્રથી હૃદયદેશસુધી રહેલો પ્રા-
ણયન કરનાર વાયુ તે પ્રાણ છે, હૃદયથી તે નાભિદેશસુધી રહેલો, ભુ-
ક્ત અન્નના પરિણામરૂપ રસાદિને યોગ્ય પ્રકારે સર્વ નાડીમા મોકલ
નાર તથા જઠરના અગ્નિને દબાવી રાખનાર તે સમાન છે, નાભિપ્રદેશથી તે
પગના તળિયાસુધી રહેલો, મલ, મૂત્ર, ગર્ભવિગેરેને બહાર કાઢી નાખનાર તે
અપાન છે, નાસિકાના અગ્રભાગથી તે છેક બ્રહ્મરન્ધ્ર પર્યન્ત રહેલો, ઉત્ક્રાંતિ
નો હેતુ તે ઉદાન છે અને સર્વ દેહમા વ્યાપી રહેલો બળવાન્ કર્મહેતુ
તે વ્યાન છે. અન્ય કેટલાક આ પ્રાણાદિને ઇન્દ્રિયોની જ વૃત્તિ મા-
ને છે. તેઓ કહે છે કે ઇન્દ્રિયોની બે પ્રકારથી વૃત્તિ વા વ્યાપાર છે,
( ૧ ) જ્ઞાન વા કર્મ અને ( ૨ ) જીવન એ જીવનરૂપવ્યાપાર સર્વ
ઇન્દ્રિયોનો સાધારણ વ્યાપાર છે એ વ્યાપાર પાચ ભેદવાળો હોવાથી
પ્રાણાદિ સજ્ઞાને પામે છે સર્વથા પ્રાણાદિની વ્યાખ્યા ઉપર પ્રમાણે
જ છે વસ્તુત તો અષ્ટપુરીમાનુ અણુવિશેષ જ પ્રાણ છે એ જ
પ્રાણની ગતિથી આ સર્વ ક્રિયા થાય છે તેથી આ એના જ અવાતર ભેદ છે

આમ હોવાથી જ્યારે ઉદાનને પોતાને અધીન કરવામા
આવે છે ત્યારે અન્ય વ્યાપારોનો નિરોધ થઈ ઉદાનની પ્રધાનતા થા-
ય છે તેથી ઉત્ક્રાન્તિ સિદ્ધ થાય છે, અને શરીરની અત્યન્ત લઘુતા થા-

ય છે તેથી મનુષ્ય પોતાને સાધ્ય થાય છે, અગ્નિશરિ માર્ગ ગમન કરી શકાય છે, અને લઘુતા સિદ્ધ થવાથી જલાદિપદાર્થો સ્પર્શ કરી શકતા નથી

આપ્રમાણે ઉદાનના જયથી થતી સિદ્ધિનું પ્રતિપાદન કરી સમાનના જયથી થતી સિદ્ધિનું પ્રતિપાદન કરે છે

**समानजयाज्ज्वलनम् ॥ ૪૦ ॥**

સૂત્રાર્થ—સમાનનો જય થવાથી જ્વલન થાય છે

આ સૂત્રમા એ કહ્યુ કે સમાનજ્યારે પોતાને સ્વાધીન કરવામા આવે છે—(અને તે સયમવિશેષથી થાય છે) ત્યારે એ સમાનના જે દબાણથી નાભિકંદનો અગ્નિ પોતાને સ્થાને રહેતો હતો તે દબાણ જતુ રહેવાથી એ યોગીનુ શરીર બળતીના શરીરની માફક બળતુ દેખાય છે અન્ય સાધનતના પ્રયોગમા આ સબધે એવુ કહેલુ જણાય છે કે એ જ્વાલાઓ યોગીના મૂલાધાર ત્રિકુટિસ્થાન, મુખ અને સ્કધમાથી નીકળતી દેખાય છે

આ બે સૂત્રોમા બતાવેલા ન્યાયથી પ્રાણ, અપાન અને વ્યાનથી થતી તે તે ક્રિયાની સિદ્ધિઓ સમજી લેવી.

હવે અન્યસિદ્ધિનુ પ્રતિપાદન કરવા ઉપરના જેવુ જ ઉપલક્ષક સૂત્ર રચે છે

**श्रोत्राकाशयोः संबन्धसंयमाद्दिव्यं श्रोत्रम् ॥૪૦॥**

સૂત્રાર્થ—શ્રોત્ર અને આકાશનો જે આધારાધેયભાવસબંધ તેમા સયમની સિદ્ધિ કરવાથી દિવ્ય શ્રોત્ર થાય છે

શ્રોત્ર૦—શ્રોત્ર એટલે જે ઇન્દ્રિયવડે શબ્દનુ શ્રવણ કરવામા આવે છે તે અહંકારના કાર્યરૂપ ઇન્દ્રિય અને આકાશ એટલે તામસ અહકારના પરિણામરૂપ જે શબ્દતન્માત્રા તેનો પરિણામવિશેષ એ બેનો જે સબધ તેમા સયમ કરવાથી

દિવ્ય શ્રોત્રમ્—એટલે અતીત, અનાગત, સૂક્ષ્મ તથા વ્યવહિતાદિ શબ્દને શ્રવણ કરવાના સામર્થ્યવાળુ શ્રોત્ર

આ સૂત્રમા એ કહ્યુ કે શ્રોત્રઇન્દ્રિય અને આકાશનો જે સબધ તેમા સયમની સિદ્ધિ કરી તે સબધનો સાક્ષાત્કાર કરવામા આવે છે તો તેથી સૂક્ષ્મવ્યવહિતાદિ શબ્દોને ગ્રહણ કરવાનું સામર્થ્ય આવે છે ત્યા શ્રોત્રઇન્દ્રિય સ્વ પ્રતિપાદન કર્યું છે તેમ પ્રકાશસ્વરૂપ હોવાથી પ્રમાણાત્મક આદ [illegible] છે અને તેથી એ તથા અન્ય ઇન્દ્રિયોને આહકારિક [illegible] વ્યાપી છે એ ઇન્દ્રિયો ભૌતિક નથી એટલે આકાશાદિના પરિણામરૂપ નથી તથાપિ એ

ઇન્દ્રિયો તે તે ભૂતથી સંસર્ગવાળી ઉત્પન્ન થાય છે અને તેથી એની અભિવ્યક્તિ તે તે ભૂતમાંથી થાય છે, એટલે શ્રોત્ર ઇન્દ્રિય આકાશના અણુથી સંસર્ગવાળી જ ઉત્પન્ન થાય છે અને તેથી જ્યારે જ્યારે શ્રોત્રેન્દ્રિયની અભિવ્યક્તિ થાય છે ત્યારે તે આકાશના અણુમાંથી જ થાય છે. તે જ પ્રમાણે ત્વક્‌ની વાયુમાંથી, ચક્ષુની તેજમાંથી, રસનાની અપ્‌માંથી અને ઘ્રાણની પૃથ્વીમાંથી થાય છે. આ પ્રમાણે હોવાથી પ્રસંગે શ્રુતિસ્મૃતિમાં શ્રોત્રને આકાશમય, ચક્ષુને તેજોમય વિગેરે કહેવામાં આવી છે તથાપિ જેમ મન વા અંતઃકરણ અન્નથી પોષણ પામનાર હોવાથી તેને અન્નમય કહેવામાં આવ્યું છે પણ તેટલાથી મન અન્નનું કાર્ય છે એમ ગણાતું નથી તે જ પ્રમાણે આટલાથી શ્રોત્રાદિનું આકાશાદિ ઉપાદાન કારણ કહેવાય એમ નથી, કારણ કે શ્રોત્રાદિનું ઉપાદાન કારણ તો અહંકાર છે. તેથી શ્રોત્રાદિઇન્દ્રિય અને આકાશાદિ ભૂતનો કાર્યકારણસંબંધ નથી પણ આકાશાદિ શ્રોત્રાદિના આધારરૂપ હોવાથી એ બેનો સંબંધ આધારાધેયભાવ છે.

અહિં એ શંકા થશે કે આકાશ તો સર્વવ્યાપિ કહ્યું છે તો પછી એનું અણુ કેમ કહેવાય? એનો ઉત્તર એ કે આકાશભૂતની બે પ્રકારે સ્થિતિ હોય છેઃ (૧) કારણરૂપે અને (૨) કાર્યરૂપે ત્યાં કારણરૂપે તો આકાશાદિ સર્વ તામસ અહંકારરૂપ છે અને તેથી પરિણામે તમોગુણરૂપ છે અને તમોગુણરૂપ હોવાથી પ્રકૃતિરૂપ સિદ્ધ થાય છે. તેથી કારણરૂપે એ સર્વ પ્રકૃતિની માફક સર્વ જગતમાં વ્યાપક રહેનાર કહેવાય. તથાપિ કાર્યરૂપે તેમ છે નહિ. કાર્યરૂપે તો આકાશ એ શબ્દતન્માત્રાનો પરિણામ હોવાથી પરિચ્છિન્ન જ છે. આકાશનું આવરણ પૃથિવ્યાદિ ચારના કરતાં મોટું છે તથાપિ તન્માત્રાદિનાં આવરણોકરતાં પણ નાનું છે. તેથી આકાશ કાર્યરૂપે પરિચ્છિન્ન જ છે.

આ સ્થળે એ જરૂર લક્ષમાં રાખવું ઘટે છે કે આકાશનો અર્થ શૂન્ય વા અભાવ નથી, પણ ઇન્દ્રિય તથા અન્ય પદાર્થને અવકાશ આપનાર સર્વ ભૂતોમાં રહેલું સૂક્ષ્મ એવું ભાવરૂપ દ્રવ્ય છે.

આ પ્રકારનું જે આકાશ તેની સાથે શ્રોત્રેન્દ્રિયને જે આધારાધેયભાવસંબંધ છે, તેમાં સંયમની સિદ્ધિ થયેથી શ્રોત્રમાં શબ્દ ગ્રહણ કરવાનું દિવ્ય સામર્થ્ય પ્રાપ્ત થાય છે. પ્રથમ કહ્યાપ્રમાણે આ ઉપલક્ષકસૂત્ર છે. તેથી એથી અન્ય ઇન્દ્રિયોમાટે પણ સમજી લેવું તેથી ચક્ષુ અને તેજસ એ બેનો જે આધારાધેય સંબંધ તેમાં સંયમ કરવાથી દિવ્ય ચક્ષુ, ત્વગ અને વાયુનો જે આધારાધેયસંબંધ તેમાં સંયમ કરવાથી દિવ્ય

ત્વક્, રસના અને અપ્નો જે આધારાધેયસંબંધ તેમાં સંયમ કરવાથી દિવ્યરસના, ઘ્રાણ અને પૃથ્વીનો જે આધારાધેયસંબંધ તેમાં સંયમ કરવાથી દિવ્યઘ્રાણ પ્રાપ્ત થાય છે એ પણ આ સૂત્રથી જ પ્રતિપાદન સમજવું.

આપ્રમાણે આ સૂત્રથી આકાશાદિસાથેના ઇન્દ્રિયોના સંબંધમાં સંયમ કરવાથી દિવ્ય સામર્થ્યની પ્રાપ્તિ પ્રતિપાદન કરી. હવે આકાશસાથેના કાયાના સંબંધમાં સંયમથી જે સિદ્ધિ થાય છે તેનું પ્રતિપાદન કરે છે.

**कायाकाशयोः संबन्धसंयमाद् लघुतूलसमापत्तेश्चाकाशगमनम् ॥ ४१ ॥**

સૂત્રાર્થઃ—શરીરનો અને આકાશનો જે વ્યાપ્યવ્યાપકભાવસંબંધ તેમાં સંયમની સિદ્ધિ કરવાથી, અથવા હલકા તુલ ( રૂ ) ના રૂપને કોઈસંયમની સિદ્ધિથી પામવાથી આકાશમાં ગમન થઇ શકે છે.

લઘુ૦—આ પદમાં च શબ્દ વિકલ્પાર્થે છે. તેથી આકાશગમનરૂપ સિદ્ધિમાટે એક તો કાયા અને આકાશના સંબંધમાં કરાયેલો સંયમ હેતુરૂપે પ્રતિપાદન કરાય છે, તથા બીજો તો જે જે સંયમથી રૂના જેવી લઘુતાને પમાય તે સર્વ સંયમોનું હેતુરૂપે પ્રતિપાદન કરાય છે. સમાપત્તિ એટલે પ્રથમ પાદમાં કહેલી તદંજનતા.

આ સૂત્રમાં એ કહ્યું કે શરીર અને જે પ્રદેશમાં શરીર રહેલુ હોય છે તે પ્રદેશમાં રહેલું આકાશ અર્થાત્ શરીરને વ્યાપીને રહેલું શરીરને અવકાશ આપનાર જે આકાશ તે એમાં શરીર એ વ્યાપ્ય છે અને આકાશ એ વ્યાપક છે. તેથી એ એનો જે વ્યાપ્યવ્યાપકભાવસંબંધ તે સંબંધમાં સંયમ કરવાથી તેનો જય કરાય છે ત્યારે અથવા અન્ય કોઈ શ્રીગુરુએ બતાવેલા સંયમથી જ્યારે લઘુતુલસાથે તદ્રૂપતાને પમાય છે ત્યારે તે યોગીનું શરીર જે આકાશવડે નીચે દબાતું રહેતું હતું તે દબાણ કરનાર સત્તા સ્વાધીન થવાથી અવકાશમાં ઉડી શકવા સમર્થ થાય છે. ત્યાં ક્રમ એવો છે કે તે યોગી, જેમ સાધારણ મનુષ્યો પૃથિવીપર ચાલે છે તેમ પ્રથમ તો જલમાં ચાલી શકેછે, ત્યાર પછી ઉર્ણનાભિના તંતુપર ચાલી શકે છે, પછી સૂર્યનાં કિરણપર ચાલી શકેછે, અને અંતે આકાશમાં જવા સમર્થ થાય છે.

અન્ય સિદ્ધિનું પ્રતિપાદન કરવા કહે છે કે

**बहिरकल्पिता वृत्तिर्महाविदेहा ततः प्रकाशावरणक्षयः ॥४३॥**

સૂત્રાર્થ—ચિત્તની શરીરથી બહાર જે યથાર્થ (અકલ્પિત) સ્થિતિ તે મહાવિદેહા સિદ્ધિ કહેવાય છે એ સિદ્ધિથી બુદ્ધિસત્ત્વના પ્રકાશ-રૂપભાવને આવરણ કરનાર રજતમનો ક્ષય થાય છે

बहि०—બહિ પદો આ પ્રમાણે છે—अकल्पिता बहिर्वृत्ति महाविदेहा

वृत्ति—એટલે સ્થિતિ, રહેવું તે

આ સૂત્રમાં એ કહ્યું કે ચિત્તની શરીરબહાર યથાર્થ સ્થિતિ જ્યારે થાય છે, જે સિદ્ધિને મહાવિદેહા કહે છે, ત્યારે રજતમનો ક્ષય થવાથી ચિત્તમાં સાત્વિક દ્રવ્યમાન જાગરૂક રહે છે તેથી અતીત, અનાગત સર્વ વિષયોનું જ્ઞાન થાય છે તેમ જ મહાવિદેહા સિદ્ધિ પ્રાપ્ત થવાની હોવાથી તે યોગીને પરકાયાપ્રવેશાદિ સર્વ થઇ શકે છે અર્થાત્ તે યોગીનું ચિત્ત લોકાંતરવિગેરે સર્વ સ્થળે ગતિ કરી શકે છે ચિત્તની શરીરના બહાર બે પ્રકારની સ્થિતિ હોય છે (૧) શરીરવિષે મમત્વઅભિમાન હોય છે તથા ચિત્તનું મન આખું શરીરની અંદર જ હોય છે છતાં ભાવનામાત્રથી પોતાના શરીરથી પોતાનું ચિત્ત બહાર છે એમ જે કરી શકાય છે તે એ પ્રકારની ભાવના દૃઢ થવાથી જે સ્થિતિ થાય છે તેને વિદેહા કહે છે (૨) એ વિદેહાસિદ્ધિના અભ્યાસથી અથવા અન્ય કોઇ પ્રકારના સંયમથી જ્યારે શરીરમાંથી ખરેખર ચિત્તની બહાર સ્થિતિ થાય છે અને શરીરપરનું મમત્વઅભિમાન ગલિત થયેલું હોય છે ત્યારે તે સ્થિતિને મહાવિદેહા સિદ્ધિ કહે છે * એ સિદ્ધિ પ્રાપ્ત થાય છે ત્યારે તે યોગીને શરીરથી બહાર ચિત્ત રહેલું હોય છે તેમ જ એને માટે આવશ્યક સંયમથી ચિત્તના રજતમ નિવૃત્ત થઇ ગયેલા હોય છે, તેથી એ સિદ્ધિના પ્રાદુર્ભાવસમયે અંતઃકરણના પ્રકાશરૂપ મુખ્ય સ્વભાવનો આચ્છાદન કરી રહેનાર રજોગુણ તથા તમોગુણમૂલક ત્રિવિધ વિપાક તેનો ક્ષય થાય છે તેથી તે યોગીના ચિત્તનો મૂળ પ્રકાશસ્વભાવ નિષ્કંટક રીતે આવિર્ભાવને પામે છે તેથી તેના સર્વરૂપ સર્વ વિષયનું જ્ઞાન તથા સર્વ સ્થળે ગમન એ તે યોગીને સિદ્ધ થાય છે

આ પ્રમાણે परिणामत्रयसंयमात् એ સૂત્રથી માંડી કેટલીક જ્ઞા

---

* યોગવાર્તિકકાર વિદેહાનું સ્વરૂપ એવું કહે છે કે જ્યારે દરેક ચિત્તને પોતાનું શરીર જેમ સ્વાધીન હોય છે તેમ જ્યારે ભાવનાની સિદ્ધિથી શરીરબહારના પદાર્થો પણ સ્વાધીન થાય છે ત્યારે તેને વિદેહા સિદ્ધિ થઈ કહેવાય છે

નરૂપ સિદ્ધિનુ પ્રતિપાદન કર્યુ, તેમજ ભુવનજ્ઞાનાદિરૂપ બાહ્ય સિદ્ધિનુ તથા કાયવ્યૂહાદિરૂપ આભ્યંતરસિદ્ધિનુ પ્રતિપાદન કર્યુ તેમ જ પ્રથમ પાદમા પોતે કહેવા મૈત્ર્યાદિ પરિકર્મની સિદ્ધિથી થતી સિદ્ધિઓનુ પ્રતિપાદન કર્યુ–તથા સમાધિને ઉપયોગી એવી વિદેહા, મહાવિદેહા-વિગેરે સિદ્ધિનુ પ્રતિપાદન કર્યુ હવે આ શાસ્ત્રમા મુખ્યરૂપે પ્રકૃત જે ગ્રહીતૃ, ગ્રહણ અને ગ્રાહ્યવિષેના સયમો* છે તેથી થતી સિદ્ધિઓનુ પ્રતિપાદન કરવુ અગત્યનુ છે. તે કરવા તથા પ્રસગવશાત્ અન્ય કિંચિત્ ઉપયોગી અર્થ કથન કરવા આ પાદના અવશિષ્ટ સૂત્રોનો આરભ છે તેમા પ્રથમ તો ગ્રાહ્યવિષયમા કરાતા સયમની સિદ્ધિથી જે વિભૂતિ પ્રાપ્ત થાયછે તેનુ પ્રતિપાદન કરેછે

**स्थूलस्वरूपसूक्ष्मान्वयार्थवत्त्वसंयमाद्भूतजयः ॥ ૪૪ ॥**

સૂત્રાર્થ —પૃથિવ્યાદિ પાચ ભૂતોની સ્થૂલત્વ, સ્વરૂપત્વ, સૂક્ષ્મત્વ, અન્વયત્વ અને અર્થવત્ત્વરૂપ પાચે અવસ્થાનો સયમથી સાક્ષાત્કાર થયે એ પાચ ભૂતોનો જય થાય છે

स्थूल०=स्थूलं च स्वरूपं च सूक्ष्मं चान्वयश्चार्थवत्त्वं च तेषु संयमात्=સ્થૂલ, સ્વરૂપ, સૂક્ષ્મ, અન્વય અને અર્થવત્ત્વ એ પૃથિવ્યાદિ પચભૂતોના પાચ પ્રકારમા સાક્ષાત્કારપર્યન્ત સયમ કરવાથી.

भूतजयः—એટલે એ પાચ ભૂતોનો જય થાય છે અર્થાત્ એ પાચે ઉપર તે યોગીનુ સ્વતત્ર સામર્થ્ય પ્રાપ્ત થાય છે

આ સૂત્રમા એ કહ્યુ કે પૃથિવ્યાદિ પાચ ભૂતોના સ્થૂલાદિ પાચ પ્રકારમા સાક્ષાત્કારપર્યન્ત સયમની સિદ્ધિ કરવાથી એ પાચે ભૂતોનો જય થાયછે ત્યા પૃથિવી, અપ્, તેજ, વાયુ અને આકાશ એ પાચ તત્ત્વો તે પાચ ભૂત છે એ પાચે પદાર્થ સામાન્યવિશેષના સમૂહરૂપ છે, એટલે સર્વના કારણરૂપ પ્રધાનની પાચ પ્રકારની સ્થિતિરૂપ છે, તેથી સર્વ જગતનુ સાધારણ પ્રધાન દ્રવ્ય બાદ કરીએ તો એ પાચ ભૂતો પણ જાતિ, અને સજાતીયથી વ્યાવૃત્ત કરનાર ધર્મ જે વિશેષ કહેવાય છે તેનો જ સમૂહ છે અને પ્રધાનસ્વરૂપ દ્રવ્ય તો એ સામાન્ય વિશેષના સમૂહમા પ્રાપ્ત જ છે તેથી અમુક સામાન્યવિશેષના સમૂહવાળુ ત્રિગુણાત્મક દ્રવ્ય તે પાચ ભૂત છે આમ હોવાથી એના પાચ પ્રકાર થઈ શકે છે તે પાચ પ્રકાર સ્થૂલ, સ્વરૂપ, સૂક્ષ્મ, અન્વય અને અર્થવત્ત્વ છે ત્યા એ પાચ પદાર્થોમા રહેના વિશેષો બે પ્રકારના છે (૧) શબ્દાદિ તથા (૨) આકારાદિ ધર્મો શબ્દાદિ

* એનુ પ્રતિપાદન સવિતર્કાદિ સપ્રજ્ઞાતના વિભાગ કરતી વખતે કર્યુ છે

ધર્મોમાં આકાશમાં રહેલા ષડ્જ, ગાંધારાદિ સ્વરો, વાયુમાં રહેલા શીતોષ્ણાદિ સ્પર્શ, તેજમાં રહેલા નીલપીતાદિ રૂપ, જલમાં રહેલા મધુર, આમ્લ–વિગેરે રસ તથા પૃથિવીમાં રહેલા સુરભિઅસુરભિ ગંધ–એ ધર્મોનું ગ્રહણ થાયછે. આકાશાદિગણમાં આકાશમાં રહેલા વિભુત્વ, સર્વ પદાર્થને અવકાશ આપવાપણું વિગેરે ધર્મો, વાયુમાં રહેલા તિર્યક્ જવાપણું, પવિત્રત્વ, ચલત્વ, ગતિ આપવાપણુ વિગેરે ધર્મ, તેજમાં રહેલા ઉર્ધ્વ જવાપણુ, પચન કરવાપણુ, બાળવાપણુ, લઘુતા, ભાસ્વરતાવિગેરે ધર્મો, જલમાં રહેલા પ્રભા, શુકલતા, મૃદુપણુ, ગુરુત્વવિગેરે ધર્મો તથા પૃથિવીમાં રહેલા અવયવરચના, ગુરુતા, સર્વ પ્રાણીને આધાર આપવાપણું, સહિષ્ણુતાવિગેરે ધર્મો એ સર્વ આવે છે અને આકાશના પણ ચાલુ હોવાથી અનેક છે તેથી આકાશમા રહેલી આકાશત્વરૂપ જાતિ, વાયુમા રહેલી વાયુત્વજાતિ, તેજમાં રહેલી તેજસ્ત્વ જાતિ, જલમાં રહેલી જલત્વજાતિ તથા પૃથિવીમા રહેલી પૃથિવીત્વજાતિ એ સામાન્ય કહેવાય છે એ સર્વસહિત જે પ્રકૃતિદ્રવ્ય તે પૃથિવ્યાદિ પાંચ ભૂતો છે તેથી એ ભૂતોમા બે અંશ થયા (૧) વિશેષ અને (૨) સામાન્ય, તેમા જે વિશેષરૂપ અંશ તે આ સ્થળે સ્થૂલ કહ્યો છે અને જે સામાન્યરૂપ અંશ તેને આ સ્થળે સ્વરૂપ કહ્યો છે; * અથવા તો શબ્દાદિધર્મોમાં સામાન્ય આવી જાયછે તેથી શબ્દાદિધર્મોરૂપ જે સામાન્ય અંશ તે એ પાંચ ભૂતોની સ્થૂલઅવસ્થા છે અને જે આકાશાદિવિશેષરૂપ બીજો અંશ તે સ્વરૂપ છે અને પાંચ ભૂતોમા કારણરૂપ પ્રાપ્ત થયેલી ગંધાદિતન્માત્રા તે સૂક્ષ્મ છે તથા એ પાંચમાં પ્રાપ્ત થયેલુ સત્ત્વ, રજસ્ અને તમગુરૂપ ત્રિવિધ પ્રકૃતિદ્રવ્ય તે અન્વય છે, તથા એ ભૂતોમા રહેલી જે ભોગ અને અપવર્ગરૂપ બે પ્રયોજનને સિદ્ધ કરવાની શક્તિ તે અર્થવત્ત્વ છે. વિશેષ સ્પષ્ટ કરી કહીએ તો આપ્રમાણે. પૃથિવ્યાદિ જે પાંચ ભૂતો કહેવાય છે તેમાં કેટલા અંશ છે તે પ્રથમ વિચારીએ. સાં પ્રથમ તો એમાં પૃથિવીત્વાદિ જાતિ છે. તેમ જ આકાશાદિગણુના ધર્મો જે એ પાંચ ભૂતોનાં કાર્યરૂપ છે તે છે. તેમ જ એ ભૂતોમાં–કાર્ય એ કારણદ્રવ્યની જ અવસ્થાવિશેષ હોવાથી–ગંધાદિતન્માત્રાઓરૂપ સાક્ષાત્ ઉપાદાન કારણની સ્થિતિ છે. તેમ જ આ સંપૂર્ણ જગત્ ત્રિગુણાત્મક પ્રકૃતિના કાર્યરૂપ હોવાથી સર્વમાં પ્રકૃતિદ્રવ્યનો અનુગમ થયેલો છે. તેથી એ પાંચ ભૂતોમાં પણ પોતાના ચરમ પરિણામિઉપાદાન કારણ-

* આ પ્રકારે વાર્તિકકારનું વ્યાખ્યાન છે તથા બીજું વ્યાખ્યાન અન્ય ટીકાકારનું છે.

રૂપ સત્ત્વાદિ ત્રણ ગુણની સ્થિતિ છે.

અહિં એ શંકા થશે કે પૃથિવ્યાદિ ભૂતો તો તામસ અહંકારમાંથી ઉત્પન્ન થયેલા હોવાથી એમાં સત્ત્વાંશ કેમ સંભવે ? એનો ઉત્તર એ કે જે તામસ અહંકારનું અણુ છે તેમાં કેવલ તામસ દ્રવ્ય છે જ નહિ, પણ તામસનું પ્રાધાન્યમાત્ર છે, તેથી ગૌણ અંશે સત્ત્વની સ્થિતિ તામસ અહંકારના અણુમાં પણ છે. આમ હોવાથી એના કાર્યરૂપ પાંચભૂતોમાં સત્ત્વાંશની સ્થિતિ હોય એ અયોગ્ય નથી. અને એ સ્થિતિ છે તેથી જ એ ભૂતો અંતઃકરણને પોષણ કરનાર કહ્યાં છે. ત્યાં સૌથી અધિક તામસ અંશવાળું અણુ લઇએ તો તે પાર્થિવ અણુ છે. એ અણુના પરિણામવિશેષરૂપ અન્ન છે; એ અન્ન મનને પોષણ કરનાર છે એ સર્વને અનુભવસિદ્ધ છે. તેમ જ શ્રુતિ પણ अन्नमयं हि मनः એ વાક્યથી એ જ અર્થ કહેછે. વળી અન્ય રીતે વિચારીએ તો એ પાર્થિવાદિ અણુમાં જો સત્ત્વ ન હોય અને કેવળ તમસ હોય તો તમસ્નો ગુણ આવરણ કરવું એ છે તેથી એ અણુનો પ્રકાશ (જ્ઞાન) કદાપિ થાય નહિ. આપણે જાણીએ છીએ કે જ્યારે કાયાને પ્રકાશ કરનાર સત્ત્વ, યોગી પોતાના સંયમબલથી આકર્ષી લે છે ત્યારે તે . યોગીની કાયાનો પ્રકાશ કોઇ જીવને થતો નથી. તે જ પ્રમાણે પાર્થિવ અણુનો તથા તેના કાર્યરૂપ સર્વ પદાર્થોનો—જો એમાં સત્ત્વાંશ હોય જ નહિ તો સદા અપ્રકાશ રહેવો જોઇએ. એવિગેરે અનેક કારણોથી કેવળ તામસરૂપ ગણવાયોગ્ય પાર્થિવ અણુમાં પણ સત્ત્વાંશની સિદ્ધિ થાય છે તો અન્ય ચાર ભૂતોમાટે તો શું કહેવું ?

આપ્રમાણે પ્રકૃતિના ત્રિવિધ દ્રવ્યની સ્થિતિ એ પાંચ ભૂતોમાં છે. તેમ જ પાંચમો અંશ એ ભૂતોમાં રહેલી ભોગ અને અપવર્ગરૂપ પ્રયોજન સાધવાની શક્તિ છે.

અહિં એ કહેવું યોગ્ય નથી કે એ બે પ્રયોજન તો બુદ્ધિસત્ત્વમાં જ છે અને અન્યમાં નથી. કારણ કે કારણની અવસ્થાવિશેષરૂપ કાર્ય હોવાથી કાર્યના સર્વ ગુણો કારણમાં કોઇ કોઇ અવસ્થામાં (સૂક્ષ્મતાદિ) સ્થિત હોય છે; તેમ જ કારણના જે ગુણો છે તેનો પણ કારણના કાર્યાકાર પરિણામ પામવાથી નાશ થતો નથી તેથી તેની પણ સ્થિતિ કાર્યાકારપરિણામવખતે છે. આમ હોવાથી ભોગ અને અપવર્ગરૂપ જે બે અર્થ બુદ્ધિસત્ત્વમાં દેખાય છે તે બની અર્થ, બુદ્ધિસત્ત્વ પણ કાર્યરૂપ હોવાથી મૂળ તો પ્રકૃતિના છે. અને પ્રકૃતિના હોવાથી પ્રકૃતિ જ પરિણામ પામતાં પામતાં ભૂતરૂપ થયેલી છે તેથી

ભૂતમા પણ કોઇ અવસ્થામા હોવા જ જોઇએ

આથી એ થયુ કે (૧) પૃથિવીત્વાદિસામાન્ય, (૨) આકારાદિ ગણુમા કહેલા વિશેષો, (૩) ગધાદિતન્માત્રા, (૪) સત્વ, રજસ અને તમસ્રૂપ પ્રકૃતિ દ્રવ્ય તથા (૫) ભોગ અને અપવર્ગરૂપ એ અર્થને આપવાનુ સામર્થ્ય—એ પાચ અશનો સમૂહ તે પૃથિવ્યાદિ ભૂત છે એ પાચ અશમાના પ્રથમ અશને આ શાસ્ત્રમા સ્થૂલ સજ્ઞા આપી છે. અને અન્ય ચાર અંશને અનુક્રમે સ્વરૂપ, સૂક્ષ્મ, અન્વય અને અર્થવત્ત્વ એ સજ્ઞાઓ આપી છે એ પાચે અગોને અનુક્રમે એક પછી એક લઈ સયમ કરી સાક્ષાત્કાર કરવામા આવે ત્યારે એ ભૂતોનો સપૂર્ણ અગે સાક્ષાત્કાર થયો ગણાય, અને ત્યારે જ એમા સપૂર્ણ અગે સયમની સિદ્ધિ થઇ કહેવાય અને ત્યારે જ એ ભૂતોનો બરાબર સયમબલથી જય થાય છે ને એક પણ અશ બાકી રહે તો તેટલે અશે ન્યૂન સયમબલ થવાથી ભૂતનો યથાર્થ જય નહિ કહેવાય. તેથી સાધકે અનુક્રમે સ્થૂલસ્વરૂપાદિ પાચે અગોમા સયમ સિદ્ધ કરી સાક્ષાત્કાર કરવો એ પાચે અશમા સયમની સિદ્ધિ થવાથી એ પાચે ભૂતોરૂપ આત્મવિરોધીઓનો જય થાય છે અર્થાત્ જેમ ગાયો પોતાના વત્સને અનુસરનાર થઇ રહે છે તેમ એ પાચે ભૂતો (અર્થાત્ એ ભૂતોના પાચે અંશ) યોગીના સકલ્પને અનુસરનાર થઇ રહે છે

આપ્રમાણે ભૂતજય થાય છે ત્યારે શુ ફલ થાય છે તે કહેવા હવે કહે છે

**ततो अणिमादिप्रादुर्भावः कायसंपत्तद्धर्मानभिघातश्च ॥ ४५ ॥**

સૂત્રાર્થ —એ ભૂતજય થવાથી અણિમાદિગેરે અષ્ટ મહાસિદ્ધિનો ઉદય થાય છે, રૂપલાવણ્યાદિ શરીરસપત્તિ થાય છે અને શરીરમા એ ભૂતોના ધર્મથી કશી અસર (બાધ) થતી નથી.

ततः—એ ભૂતજયથી

कायसंपत्—શરીરસપત્તિ. શરીરસંપત્તિ કોને કહેવી એ ઉત્તર સૂત્રથી સમજાશે

तद्धर्मा०—ભૂતના ઉષ્ણતાદિ જે ધર્મો તેનાથી અભિઘાત નામ બાધ થતો નથી

આ સૂત્રમા એ કહ્યુ કે યથાર્થ ભૂતજય થવાથી એટલે ભૂતના સ્થૂલાદિ પાચે અંશમા પાએ સયમ સિદ્ધ થવાથી ( ૧ ) અણિમાદિ આઠ વિભૂતિઓ જે મહાસિદ્ધિઓ કહેવાય છે તેનો ઉદય થાય છે એટલે યોગીને એ અષ્ટ મહાસિદ્ધિ મળેછે, ( ૨ ) શરીર સ-

પત્તિ મળેછે તથા ભૂતના ધર્મથી પરાભવ થતો નથી.

અહિ પ્રથમ ફલ એ કહ્યુ કે આઠ મહાસિદ્ધિઓ મળેછે તે આઠ મહાસિદ્ધિ તે (૧) અણિમા, (૨) મહિમા, (૩) લઘિમા, (૪) પ્રાપ્તિ, (૫) પ્રાકામ્ય, (૬) ઈશિતા, (૭) વશિતા અને (૮) કા માવસાયિત્વ છે. એ સર્વનો સંગ્રાહક શ્લોક આપ્રમાણે છે

अणिमा महिमा चैव लघिमा प्राप्तिरिन्द्रियै ॥
प्राकाम्यं श्रुतदृष्टेषु शक्तिप्रेरणमीशिता ॥
गुणेष्वसङ्गो वशिता यत्कामस्तदवस्यति ॥

ત્યા શરીરને પરમાણુજેવુ સૂક્ષ્મ કરી દેવાનુ સામર્થ્ય તે અ ણિમા સિદ્ધિ છે, શરીરને પર્વતજેવુ મહાન કરી દેવાનું સામર્થ્ય તે મહિમસિદ્ધિ છે, અને શરીરને આકડાના રુજેવુ હલકુ કરી દેવાનુ સામર્થ્ય તે લઘિમા છે ભૂમિપર રહેલો યોગી ચદ્રાદિ દૂરના પદાર્થને પણ પોતાની આગુલિના અગ્રથી અડકી શકે એવુ દૂરસ્થ પદાર્થોને સંનિહિતવત્ કરી દેવાનુ સામર્થ્ય તે પ્રાપ્તિ છે આ ચારે સિદ્ધિઓ ભૂતના સ્થૂલ પ્રકારમા સયમની સિદ્ધિના ફલ છે ભૂતોના સ્થૂલ પ્રકારનો જય થયેલો હોવાથી ભૂતોના આકાર તથા ગુરુત્વનો જય થઇ જાય છે તેથી યોગી પોતાની ઇચ્છાનુસાર ભૂતેના પરિમાણને તથા ગુરુત્વને વર્તાવે છે, અને તેથી મહાનને અણુ, આણુને મહાન તથા ગુરુને લઘુ કરી શકે છે પાચમી સિદ્ધિ તે પ્રાકામ્ય છે પ્રાકામ્ય એટલે પચભૂતોના જે સાંસિદ્ધિક કઠિનત્વાદિ ધર્મો તેથી વિરુદ્ધ વ-ર્તવા યોગીની ઇચ્છા થાય તો તે ઇચ્છાનો એ ભૂતના ધર્મોથી જે બાધ ન થવો તે, અર્થાત્ ભૂતધર્મથી યોગીની ઇચ્છાનો અનભિભવ થવાનુ જે સામર્થ્ય તે સાધારણ માણસ મૃદુસ્વભાવવાળા જળને ભે દીને અદર પ્રવેશે છે તેમ જ બહાર આવે છે, પણ પૃથિવીમા તે મ કરી શકતો નથી, કેમકે તેમ કરવામા તેને પૃથિવીનો સાંસિદ્ધિક કઠિનત્વરૂપે ધર્મ બાધ કરે છે જે યોગીને આ પ્રાકામ્ય સિદ્ધિ પ્રા પ્ત થઇ છે તે યોગીએ તો ભૂતોના સ્વરૂપમા સયમની સિદ્ધિ કરી તેનો જય કરયો હોય છે તેથી એ ભૂતોના કઠિનત્વાદિધર્મો એ યો ગીને બાધ કરવા અસમર્થ હોય છે તે યોગી તો પૃથિવીમા પણ જલની માફક ખુશી મારી ભૂમિની અદર પ્રવેશ કરી શકેછે. તેમ જ ભૂમિ ભેદીને બહાર પણ આવી શકે છે, આ પ્રાકામ્યસિદ્ધિ ભૂ તના સ્વરૂપનામના પ્રકારના જયનું ફલ છે છઠ્ઠી સિદ્ધિ તે વશિત્વ છે બ્રહ્માંડમા રહેલા પૃથિવ્યાદિ ભૂત તથા તેના કાર્યરૂપ ગોઘટાદિ ભૌતિક

પદાર્થોને ઇચ્છાનુસાર પરિણામ પમાડવાનું સામર્થ્ય તે વશિત્વસિદ્ધિ છે. આ સિદ્ધિ સૂક્ષ્મમાં સંયમનું ફલ છે. જ્યારે યોગી ભૂતના સૂક્ષ્મ અંશરૂપ તન્માત્રાનો સંયમથી જય કરે છે ત્યારે એ તન્માત્રારૂપ કારણને તે યોગી ઇચ્છાનુસાર પ્રવર્તાવી શકેછે, અને તેથી એ તન્માત્રામાંથી ઇચ્છાનુસાર ભૂતભૌતિક પદાર્થને ઉત્પન્ન કરી શકે છે. સાતમી સિદ્ધિ તે ઈશિતા છે. બ્રહ્માંડસ્થ ભૂતભૌતિકપદાર્થોને તન્માત્રાદ્વારા ઉત્પન્ન કરવા, તેમનો તન્માત્રાદ્વારા લય કરવો તથા તેમને ઇચ્છાનુસાર રચનામાં સ્થાપવા એ કરવાનું સામર્થ્ય તે ઈશિત્વ અથવા ઈશિતાસિદ્ધિ છે. આ સિદ્ધિ અન્વયસંયમના ફલરૂપ છે અન્વય એટલે પ્રકૃતિરૂપ ત્રિવિધ દ્રવ્ય. એ ત્રિવિધ દ્રવ્યનો સંયમથી યોગી જ્યારે જય કરે છે ત્યારે તે યોગી એ ત્રિવિધ દ્રવ્યથી તન્માત્રા અને તદ્દ્વારા ભૂત અને ભૌતિક પદાર્થોને ઉત્પન્ન કરી શકે, તેમ જ વિલય પમાડી શકે એ સ્વાભાવિક છે. આઠમી સિદ્ધિ તે કામાવસાયિત્વ છે. ભૂત ભૌતિક પદાર્થો યોગીની ઇચ્છાનુસાર અર્થને સંપાદન કરનાર કરવાનું સામર્થ્ય તે કામાવસાયિત્વ છે આ સિદ્ધિને પ્રાપ્ત થવાથી યોગી પોતાના સંકલ્પથી અમૃતને વિષ અને વિષને અમૃત કરવા સમર્થ થાય છે, એટલે કે કોઇને વિષ પાય અને તે પીનારને તે વિષ અમૃતની અસર કરે અર્થાત્ અમૃતથી થતા સુખરૂપ ભોગને સિદ્ધ કરી આપે એ પ્રકારે કરવા સમર્થ થાય છે. આ સિદ્ધિ ભૂતના અર્થવત્ત્વરૂપ અંશના જયથી થાય છે

આ પ્રમાણે આઠ સિદ્ધિનું પ્રતિપાદન શ્રીપાતઞ્જલભાષ્યમાં કરેલું જોવામાં આવે છે તથાપિ અન્ય સર્વ સ્થળે આઠ સિદ્ધિમાં અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, વશિત્વ અને ઇશિત્વ એ આઠની ગણત્રી કરી હોય છે, એટલે અહિં ગરિમા એ એક વધારે છે અને કામાવસાયિત્વનો પ્રાકામ્યમાં અન્તર્ભાવ કરેલો હોવાથી તેનું નામ નથી. ગરિમા એટલે શરીરને મેરુજેવું ભારે કરી દેવાનું સામર્થ્ય.

ભૂતજયનું બીજું ફલ તે શરીરસંપત્તિ છે. એનું પ્રતિપાદન ઉત્તર સૂત્રમાં કર્યું છે.

ત્રીજું ફલ તદ્ધર્માનભિઘાત છે. એ પદનો અર્થ તથા પ્રાકામ્ય સિદ્ધિનો અર્થ એક જ છે તેથી પૃથક્ પ્રતિપાદન આવશ્યક નથી.

આપ્રમાણે આ સૂત્રમાં ભૂતજયનું ફલ પ્રતિપાદન કર્યું. તેમાં કહેલી કાયસંપત્ તે શું તે પ્રતિપાદન કરવા કહેછે કે

रूपलावण्यबलवज्रसंहननत्वानि कायसंपत् ॥४६॥

સૂત્રાર્થ—રૂપ, કાંતિ, બળ અને વજ્રવત્ શરીરની દૃઢતા—એ વિગેરે શરીરસંપત્તિ કહેવાય છે

વજ્રસ૰—વજ્રસ્યેવ સંહનનં પ્રહારો યસ્ય વજ્રના જેવો પ્રહાર હોય છે જેનો એ વ્યુત્પત્તિથી વજ્રસંહનન એટલે વજ્રના જેવો પ્રહાર કરી શકે એવો શરીરનો દૃઢ બાંધો થવો તે

આ સૂત્રથી એ કહ્યુ કે શરીરનુ સૌંદર્ય, કાંતિ, બળ, દૃઢતાવિગેરે મળી શરીરસંપત્તિ કહેવાય છે

આપ્રમાણે ગ્રાહ્યવિષય ના થતા સંયમથી થતી સિદ્ધિઓનુ પ્રતિપાદન કર્યુ હવે ક્રમપ્રાપ્ત ગ્રહણવિષયમા થતા સંયમથી થતી સિદ્ધિનુ પ્રતિપાદન કરે છે

ग्रहणस्वरूपास्मितान्वयार्थवत्त्वसंयमादिन्द्रियजयः ॥४७॥

સૂત્રાર્થ—ઇન્દ્રિયોના ગ્રહણ, સ્વરૂપ, અસ્મિતા, અન્વય અને અર્થવત્ત્વ એ પાંચે અંશમા સંયમની સિદ્ધિ થવાથી ઇન્દ્રિયોનો જય થાય છે

ग्रहण०—ग्रहणं च स्वरूपं च अस्मिता च अन्वयश्चार्थवत्त्वं च तेषु संयमात्—ઇન્દ્રિયોના ગ્રહણાદિ પાંચ અંશોમા સંયમની સિદ્ધિ થવાથી એટલે સાક્ષાત્કારપર્યન્ત સંયમ સિદ્ધ થવાથી

આ સૂત્રમા કહ્યુ છે ઇન્દ્રિયોના—જેમ ભૂતમા પ્રતિપાદન કર્યા છે તેમ—પાંચ અંશો છે (૧) એ ઇન્દ્રિયોનુ કાર્ય (૨) એનુ સ્વરૂપ, (૩) એનુ સાક્ષાત્ ઉપાદાનકારણ, (૪) ગુણદ્રવ્યરૂપ પરિણામિ ઉપાદાનકારણ અને (૫) ભોગ અને અપવર્ગરૂપ બે પ્રયોજન સાધવાનુ સામર્થ્ય ત્યાં ઇન્દ્રિયોરૂપ સંનિકર્ષના યોગે પડ્જાદિ શબ્દ, શીતાદિ સ્પર્શ નીલ્વાદિરૂપ, મધુરાદિ રસ તથા સુરભિવિગેરે ગંધ એ પાંચે વિષયોને ગ્રહણ કરનાર અંતઃકરણની પંચવિધ વૃત્તિઓનો ઉદય થાય છે એ વિષયાકાર પરિણામને પામેલી વૃત્તિ તે ગ્રહણ કહેવાય છે તથા એ વૃત્તિનો ઉદય ઇન્દ્રિયથી થાય છે તેથી એ વૃત્તિઓ ઇન્દ્રિયોનુ કાર્ય છે એ પ્રથમ અંશને આ સ્થળે ગ્રહણ કહ્યો છે એ ઇન્દ્રિયો સાત્ત્વિક અહંકારમાંથી ઉત્પન્ન થયેલી હોવાથી એનો સ્વભાવ પ્રકાશરૂપ છે તેથી પ્રકાશરૂપ જ એ ઇન્દ્રિયોનો સ્વભાવ છે એને જ આ સ્થળે સ્વરૂપસંજ્ઞા આપી છે એ ઇન્દ્રિયો સાત્ત્વિક અહંકારના કાર્યરૂપ હોવાથી એ ઇન્દ્રિય કહેવાતા સામાન્યવિશેષના સમૂહમા અહંકારનો અનુગમ થયેલો છે એ સાત્ત્વિક અહંકાર, જે ઇન્દ્રિયોનુ કારણ છે તે એનો તૃતીય અંશ છે જેને અહિં અસ્મિતા કહ્યો છે ચતુર્થાંશ પ્રકૃતિ દ્રવ્યરૂપ સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રિવિધ ગુણ

છે, અને પાંચમો અંશ ભોગાપવર્ગરૂપ પ્રયોજનને સાધવાનું સામર્થ્ય છે. એ પાંચ અંશનો સમૂહ તે ઇન્દ્રિય છે એ પાંચમાં અનુક્રમે સંયમની સિદ્ધિ કરવાથી એ પાંચે અંશનો જય થયે સંપૂર્ણ રીતે ઇન્દ્રિયનો જય થાય છે એ પાંચમાંથી કોઇ અંશ રહી ગયો હોય તો યથાર્થ જય થયો નહિ કહેવાય. તેથી સાધકે ભૂતજય પછી ઇન્દ્રિયજય સાધવા પાંચે અંશોમાં અનુક્રમે સાક્ષાત્કારપર્યંત સંયમ કરવા અવશ્યનો છે.

એપ્રમાણેના ઇન્દ્રિયજયથી શું ફલ થાય છે તે પ્રતિપાદન કરવા-કહેછે કે

**ततो मनोजवित्वं विकरणभावः प्रधानजयश्च ॥४७॥**

સૂત્રાર્થ —ઇન્દ્રિયજય થવાથી કાયાની મનના જેવી શીઘ્ર ગતિ થાયછે, ઇન્દ્રિયોની વ્યાપકતા થાયછે અને પ્રકૃતિનો જય થાયછે

ततः—ઇન્દ્રિયજય થવાથી.

मनोजवित्वम्—મનના જેવી શીઘ્ર ગતિ

विकरणभावः—એટલે વિકરણપણું. વિકરણ એટલે વિશીર્ણત્વ

આ સૂત્રમાં એ કહ્યું કે ઇન્દ્રિયનો યથાર્થ જય થવાથી ત્રણ ફલ થાય છે તેમાં પ્રથમ મનના જેવી શરીરની શીઘ્ર ગતિ થઇ શકે છે, એટલે ઇન્દ્રિયવૃત્તિનો જય થવાથી કર્મેન્દ્રિયનો પણ જય થઇ જાય છે તેથી કર્મેન્દ્રિયની વૃત્તિપર સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે, જેથી શરીરને એ કર્મેન્દ્રિયદ્વારા અનુત્તમ વેગ આપી શકાય છે.

દ્વિતીય ફલ વિકરણત્વ છે. સ્થૂલ દેહથી રહિત કરી શકાતી ઇન્દ્રિયોને ઇચ્છિત દેશ તથા કાલમાં મોકલી શકાય છે આ વિકરણત્વને પામેલા યોગીઓને વિદેહ કહેવામાં પણ આવે છે

તૃતીય ફલ પ્રધાનનો જય છે, એટલે પ્રકૃતિ તથા તેના સર્વ વિકારોરૂપર એ યોગીને સ્વાતંત્ર્ય પ્રાપ્ત થાય છે અર્થાત્ તેમને ચાહે તે પ્રકારે પરિણામ પમાડી શકે છે ઇન્દ્રિયસંયમમાં પ્રધાનનો પણ સંયમ આવી જાયછે, તેથી ઇન્દ્રિયજયથી પ્રધાનજયરૂપ ફલ કહ્યું છે તે યુક્ત જ છે. આ સિદ્ધિને પ્રાપ્ત થયેલા યોગીને પ્રકૃતિલય પણ કહ્યા છે.

આ પ્રમાણે ઇન્દ્રયજયને સાધનારને ભૂતજય તો હોય જ છે, તેથી ભૂતજયથી થતી સિદ્ધિઓ પણ આ યોગીઓને હોય છે.

આ ત્રણ સિદ્ધિઓને મધુપ્રતીકા એવી સંજ્ઞા આ શાસ્ત્રમાં આપવામાં આવે છે

આપ્રમાણે ગ્રાહ્ય તથા ગ્રહણમાં સંયમની સિદ્ધિથી થતા ફલો

વિગેરે પ્રતિપાદન કર્યા હવે ક્રમપ્રાપ્ત ગ્રહીતૃવિષયક સંયમની સિદ્ધિથી થતાં ફલોવિગેરે પ્રતિપાદન કરેછે.

**सत्त्वपुरुषान्यताख्यातिमात्रस्य सर्वभावाधिष्ठातृत्वं सर्वज्ञातृत्वं च ॥ ४८ ॥**

સૂત્રાર્થ—બુદ્ધિસત્ત્વ અને પુરુષ એ બેના ભેદસાક્ષાત્કારરૂપ વિવેકખ્યાતિ માત્રમા જ સ્થિતિ કરી રહેના યોગીને સર્વનું નિયંતાપણુ તથા સર્વજ્ઞતા પ્રાપ્ત થાય છે

સત્ત્વ૦—રજસ્ અને તમસ્થી પુરુષનો ભેદ તરત જણાય છે પણ સત્ત્વસાથે અધિક સાદૃશ્ય હોવાથી સત્ત્વ અને પુરુષનો ભેદ જાણવો કઠિન પડેછે, તે કારણથી અહિં બુદ્ધિશબ્દ ન વાપરતા સત્ત્વ શબ્દ વાપર્યો છે બુદ્ધિ અને પુરુષ અને નિરાળા ધર્મવાળા હોવાથી ભિન્ન છે એ બેના ભેદનુ અપરોક્ષ જ્ઞાન તે અન્યતાખ્યાતિ વા વિવેકખ્યાતિ છે એ વિવેકખ્યાતિ માત્રમા જ સ્થિતિ કરી રહેલા યોગીને' એ પ્રકૃત સમાસનો અર્થ છે સત્ત્વ૦ એટલે જે યોગી બુદ્ધિઅને પુરુષ એ બેના ભેદમા સંયમ કરી બેના ભેદનો સાક્ષાત્કાર કરી તે સાક્ષાત્કારમા જ તત્પર થઇ રહેલ છે તે યોગીને,

સર્વ૦—એટલે પ્રકૃતિ અને તેના કાર્યરૂપ સર્વ પદાર્થો અને સર્વ ક્ષેત્રરૂપ અભિમાનીઓ—એ સર્વપદાર્થની ઉપર સ્વતંત્ર સામર્થ્ય પ્રાપ્ત થાય છે, એ સર્વ વસ્તુનો તે યોગી નિયંતા થાય છે

આ સૂત્રથી એ કહ્યુ કે પૂર્વોક્ત સાર્થસંયમ કરી પુ૦જ્ઞાનને પ્રાપ્ત થવાથી જેના રજસ્ અને તમસ્રૂપ મળ અત્યંત ક્ષીણ થઇ ગયા છે તથા જેને વશીકારસંજ્ઞારૂપ અપરવૈરાગ્ય અત્યંત દૃઢપણે પ્રાપ્ત થયો છે તથા તેથી જેનું બુદ્ધિસત્ત્વ મલિનસત્ત્વસામાન્યની મર્યાદાને અતિક્રમણ કરી શુદ્ધસત્ત્વસામાન્યાવચ્છિન્ન શુદ્ધસાત્ત્વિક રૂપવાળુ થયુ છે, તે યોગી જ્યારે બુદ્ધિસત્ત્વ અને પુરુષ એ બેના ભેદસાક્ષાત્કારમા તત્પર થઇ રહે છે ત્યારે તેને સર્વજ્ઞપણુ તથા સર્વશક્તિમાનપણુ એ બે, જ્ઞાન અને ક્રિયારૂપ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે સર્વજ્ઞપણું પ્રાપ્ત થવાથી તે યોગી શાંત, વર્તમાન અને અવ્યપદેશ્ય (ભૂત, વર્તમાન અને ભાવિ) ધર્મને. પરિણામાદિવાળા સર્વ ભૂત ભૌતિક તથા આદિ કાર્યાદિ પદાર્થોને તથા સર્વના મૂળ ઉપાદાનરૂપ પ્રકૃતિને તથા સર્વ પુરુષોને યથાર્થ રીતે જાણે છે તથા એ સર્વપર એ યોગીને સ્વતંત્ર સામર્થ્ય પ્રાપ્ત થાય છે

આપ્રમાણે પૂર્વે સૂત્રના કહેલી સર્વ વિભૂતિઓ પોતાના સ્વરૂપ યોગમાં શ્રદ્ધા ઉત્પન્ન કરી જે સંપ્રજ્ઞાતનિરોધવિવેકખ્યાતિને નિરુદ્ધ

રનાર છે તે વિવેકખ્યાતિથી થતી અવાંતરસિદ્ધિરૂપ સર્વશક્તિમત્ત્વ તથા સર્વજ્ઞત્વ-જે સિદ્ધિને યોગી લોકો વિશોકા નામથી ઓળખે છે-તેનું આ સૂત્રથી પ્રતિપાદન કર્યું. હવે એ વિવેકખ્યાતિથી પરવૈરાગ્યદ્વારા થતી જે મહાસિદ્ધિરૂપ મોક્ષ તેનું પ્રતિપાદન કરવા કહે છે કે—

**तद्वैराग्यादपि दोषबीजक्षये कैवल्यम् ॥ ४९ ॥**

સૂત્રાર્થ:—એ વિવેકખ્યાતિ તથા તેની યથોક્ત સિદ્ધિમાં વૈરાગ્ય થવાથી દુઃખદોષનાં બીજરૂપ સમગ્ર સંસ્કાર તથા કર્મનો ચિત્તસહિત ક્ષય થયે પુરુષને કૈવલ્યની સિદ્ધિ થાય છે.

तद्वै०—तस्या. वैराग्याद्—તેના પર વિરક્તિ થવાથી તત્ શબ્દથી પૂર્વ સૂત્રોક્ત વિવેકખ્યાતિ તથા તેથી થતી સિદ્ધિનું ગ્રહણ થાય છે. अपि પદનો અન્વય तस्या સાથે કરવામાં આવે છે તેથી तस्या अपि એટલે એ બંનેમાં પણ. અથવા સૂત્રમાં तस्या પદ છૂટું નહિ હોવાથી अपि નો અન્વય कैवल्यम् પદ સાથે પણ કરી શકાય છે તો એમ લેવાથી कैवल्यमपि—એટલે પૂર્વોક્ત સિદ્ધિ તથા અને મોક્ષ પણ મળે છે-એ અર્થ થાય છે.

दोष०—દોષ એટલે દુઃખરૂપ અથવા અવિદ્યાદિક્લેશરૂપ દોષનાં બીજરૂપ જે તનુતાને પામેલા, પણ રહેલા, ભોગસંસ્કાર તથા અવિદ્યાસંસ્કાર, તેનો ક્ષય થયે

कैवल्यम्—એટલે કેવલપણું, એકાકીપણું અર્થાત્ બુદ્ધિસત્ત્વની સાથે જે સંયુક્તપણું હતું તે મટી જવાથી સ્વરૂપસ્થિતિરૂપ મોક્ષ.

આ સૂત્રમાં એ કહ્યું કે વિવેકખ્યાતિ અગરજો શુદ્ધસાત્વિક બુદ્ધિવૃત્તિ છે તથાપિ એ પણ વૃત્તિરૂપ હોવાથી પ્રકૃતિના જડત્વપરિણામિત્વાદિ અનાત્મધર્મવાળી હોવાથી ચિતિશક્તિરૂપ પુરુષથી વિલક્ષણ છે એ વિચારથી એ વિવેકખ્યાતિરૂપ વૃત્તિમાં પણ જ્યારે તે યોગીને અલંબુદ્ધિ-પરવૈરાગ્ય-ઉત્પન્ન થાય છે ત્યારે તે યોગીની એ વૃત્તિ પણ શમે છે. જેથી તેને વૃત્તિમાત્રના નિરોધવાળો અસંપ્રજ્ઞાતયોગ થાય છે. એ અસંપ્રજ્ઞાત યોગના અભ્યાસથી જ્યારે અવિદ્યાસંસ્કારરૂપ દોષબીજક ક્ષીણ થઈ જઇ ચિત્તની સાથે અસ્મિતારૂપ કારણમાં આત્યંતિક લયને પામી જાય છે ત્યારે તે ચિત્ત દગ્ધબીજ થઈ ગયેલું હોવાથી પુનઃ ઉદય પામતું નથી, અને તેથી પુરુષસાથે સંયુક્ત થવા પામતું નથી. આમ થવાથી ચિત્ત અને પુરુષનો સંયોગ સદાકાળમાટે નષ્ટ થઇ જાય છે. એ સંયોગનો નાશ થવાથી પુરુષ એકાકી થઈ રહે છે અર્થાત્ પોતાના શુદ્ધ સ્વરૂપમાં સ્થિત થઈ રહે

વિચારસમાપત્તિ સિદ્ધ કરી ઋતંભરાપ્રજ્ઞા મેળવી છે, જેણે ભૂત અને ઇન્દ્રિયનો જય કર્યો છે તથા જેને વિશોકા અને કૈવલ્યરૂપ એ મહાસિદ્ધિ જ પ્રાપ્ત કરવી અવશિષ્ટ છે તથા તેને માટે જે પ્રયત્નવાન્ થયો છે તે યોગી તૃતીય ભૂમિકામાં રહેલોછે તથા તેને પ્રજ્ઞાજ્યોતિ કહેછે. જે યોગી સિદ્ધપુરૂષે તૃતીય ભૂમિકાનું અતિક્રમણ કરી વિશોકાસિદ્ધિ પણ મેળવી છે પણ જેને માત્ર કૈવલ્યરૂપ મહાસિદ્ધિ જ પ્રાપ્ત કરવી બાકી છે તે જીવન્મુક્ત મહાત્મા જ ચતુર્થ ભૂમિકામાં રહેલો અતિક્રાન્તભાવનીય કહેવાય છે. આ પ્રકારે ચાર પ્રકારના યોગી છે. તેમાં જે પ્રથમકલ્પિક યોગી છે તે માણસને તો કશી બારે સિદ્ધિ પ્રાપ્ત થયેલી જ હોતી નથી તેથી તેને દિવ્યભોગો બતાવી તેની આસ્પૃહા દૃઢ કરાવવાનુ દેવોને જરૂરનું નથી. જે તૃતીય ભૂમિકામાં હોયછે તે તો દૃઢ વૈરાગ્યવાળો હોવાથી તથા ભૂત અને ઇન્દ્રિયને વશ વર્તાવનાર હોવાથી દિવ્ય ભોગોમાં લોભાય એમ છે જ નહિ. અને ચતુર્થ ભૂમિકામાનો યોગી તો જીવન્મુક્ત સિદ્ધપુરૂષ હોવાથી પ્રકૃતિલયથી પણ અધિક છે તેથી દ્વિતીયભૂમિકામા રહેલો જે યોગી પુરુષ છે તેને માટે આ ઉપદેશ છે કે જ્યારે દેવતાઓ તેને પ્રત્યક્ષ થઇ કહે કે " તું અહિ—સ્વર્ગમા—આવ, અહિ રમણ કર, અમે તારાપર પ્રસન્ન થયા છીએ, આ સ્વર્ગના ભોગો અત્યત પ્રીતિ કરવાયોગ્ય છે, અહિ દિવ્ય કન્યાઓ છે, એ લોકમાનુ આ દિવ્ય રસાયન છે જેવડે જરા અને મૃત્યુથી બાધ થતો નથી, અહિ આ કલ્પદ્રુમ છે, કામધેનુ છે, પરમપાવની મામંદાકિની વહન કરેછે, અહિ સિદ્ધમહર્ષિઓ વાસ કરેછે, અતિઉત્તમ દિવ્ય અપ્સરાઓ છે, અહિં ચક્ષુરાદિ ઇન્દ્રિયોને દિવ્યસામર્થ્ય પ્રાપ્ત થાય છે, દેહ વજ્રજેવો થાયછે—એ સર્વ પદાર્થો તારા પુણ્યબલથી તે પ્રાપ્ત કરયા છે તેથી તને અમે સ્વાધીન કરીએ છીએ વિગેરે"—ત્યારે એ યોગી પુરૂષે એ સર્વ વિષયોમાં પ્રીતિ ન કરવી તેમ જ 'અહો હો ! મારૂ સામર્થ્ય કેવું છે કે દિવ્ય ભોગો જેને માટે અન્ય જીવો તરસી તરસીને મરી જાયછે તે મને અનાયાસે સામા પ્રાપ્ત થાયછે, હુ કૃતકૃત્ય છુ'—ઇત્યાદિ પ્રકારે પોતાના સામર્થ્યમાં અભિમાન પણ ન કરવું. પણ એવો વિચાર કરવો કે આ ઘોર સસારમાં અત્યત દુઃખાગ્નિમાં પીલાતો એવો જે હું તેણે જન્મમરણનું ઘટિયન્ત્રવત્ સદા ચાલતું જે અન્તરાય તેનો ઉચ્છેદ કરવામાટે આ યોગરૂપ સાધનનો સ્વીકાર કરેલો, તેથી એ કુળને અપ્રાપ્ત રહી આ પરિણામે નાશ પામનાર તથા પોતાનો સરકાર અતઃકરણમા પાડી આ સસારચક્રમાં અધિક અધિક ભ્રમ-

ખ્યાકરાવનાર જે દિવ્ય ભોગો છે તેની સ્પૃહા ન રાખતાં મારા નિશ્ચય કરેલા માર્ગમાં જ પ્રવૃત્ત થવું જોઇએ. તેમ જ મારૂં જે પ્રયત્ન છે તે કંઇ આ દિવ્યભોગોની પ્રાપ્તિને માટે કરેલું નથી; પણ એથી કોટિગુણ ભારે ફલરૂપ જે કૈવલ્યાત્મક મહાસિદ્ધિ છે તેને માટે છે. તેથી જ્યાંસુધી એ મહાસિદ્ધિને ન પમાય ત્યાં સુધી મિથ્યા કૃતકૃત્યતા માનવી અનુચિત છે. આ વિગરે પ્રકારે પૂર્વના વિચારબળથી પૂર્વેના કરેલા વિચારોનું સ્મરણ કરી આ પ્રસંગમાં લેશ પણ લોભ ન રાખવો, તેમ જ આવા પ્રસંગથી મિથ્યા કૃતકૃત્યતા ન માની બેસવું. કારણ કે જો તે સાધકયોગી સંગ અને સ્મય કરેછે તો તેથી તેને દિવ્યભોગ પ્રાપ્ત થાયછે અને એ ભોગવવામાં અંતઃકરણની અતિબહિર્મુખતા ઘણો કાળ રહેવાથી તે યોગીએ મેળવેલું યોગબલ ક્ષીણતાને પામવા માંડે છે, જેથી તે યોગી યોગના ઉત્તર કાળે થતી મહાસિદ્ધિઓને ન પ્રાપ્ત થતાં મધ્યે જ ભ્રષ્ટતાને પામી જાયછે, અને તેમ થવાથી એ યોગથી પ્રાપ્ત કરેલું પુણ્ય પરવારે છે કે તરત એ લોકમાંથી ભ્રષ્ટ થઇ, પુનઃ મૃત્યુલોકમાં અથવા તેનાં તે સમયનાં પ્રારબ્ધાનુસાર અન્ય લોકોમાં ભ્રમણ કરવા માંડે છે. આપ્રમાણે થવાથી પુનઃ તે સંસારચક્રપર ચઢી જાયછે, અને આ દુઃખપ્રધાન હોવાથી દુઃખાત્મક સંસારનાં અનંત દુઃખોના ભોગનો પાત્ર થાયછે. તેથી યોગીએ આવા પ્રસંગમાં સાવધાનતા રાખી પ્રાપ્ત ધૈર્યબલથી દિવ્ય વિષયોમાં પણ પ્રીતિ ન કરવી તથા તેથી અભિમાન પણ ન કરવું.

આપ્રમાણે આ સૂત્રથી યોગસાધક પુરુષને પ્રાપ્ત થતું વિઘ્ન તથા તેનો ઉપાય એ બંને પ્રસંગવશાત્ કહ્યાં હવે પૂર્વસૂત્રમાં સત્ત્વ અને પુરુષના ભેદસાક્ષાત્કારથી સર્વવિષયક જ્ઞાન થાયછે એ કહ્યું છે, એ વિવેકજ્ઞાનને માટે અન્ય ઉપાયનું પ્રતિપાદન કરે છે.

**क्षणतत्क्रमयोः संयमाद्विवेकजं ज्ञानम् ॥ ५१ ॥**

સૂત્રાર્થઃ—ક્ષણ તથા તેના પૂર્વાપરક્રમમાં સાક્ષાત્કારપર્યન્ત સંયમ સિદ્ધ કરવાથી પૂર્વોક્ત વિવેકજ જ્ઞાન થાય છે.

क्षणतत्क्रमयोः—ક્ષણરૂપ કાળભાગ તથા આ ક્ષણ પૂર્વે છે, તેથી ઉત્તર આ ક્ષણ છે ઇત્યાદિ પ્રકારનો જે ક્ષણક્રમ તેમાં.

विवेकजं ज्ञानम्-સત્ત્વ અને પુરુષનો ભેદસાક્ષાત્કાર તે વિવેક. એ વિવેકથી સર્વ વસ્તુના અશેષ વિશેષનું હસ્તામલકવત્ અપરોક્ષ જ્ઞાન થાય છે એ પૂર્વ સૂત્રથી કહ્યું છે, તે સર્વવસ્તુવિષયક જ્ઞાન તે વિવેકજ જ્ઞાન છે.

આ સૂત્રથી એ કહ્યું કે ક્ષણ તથા તેમના પૌર્વાપર્યરૂપ જે ક-

મ તેનો જે સંયમ કરી સાક્ષાત્કાર કરવામાં આવે છે તો એ સાક્ષાત્કારથી સર્વવસ્તુવિષયક તારક જ્ઞાન પ્રાપ્ત થાય છે. ત્યાં ક્ષણ એ કાળનો એક ભાગ છે. પૃથિવ્યાદિ સ્થૂલ પદાર્થોનો સૂક્ષ્મ સૂક્ષ્મ વિભાગ કરતાં ચાલ્યા જઈએ તો અંતે સૂક્ષ્મત્વની પરાકાષ્ઠારૂપ (અવધિરૂપ) એક અવયવ પ્રાપ્ત થાય છે જે પરમાણુ કહેવાય છે. ત્યાં કોઈ પાર્થિવ અવયવી લઇ તેનો વિભાગ કરીએ તો કેટલીક અવસ્થાએ જતાં પાર્થિવધર્મવાળો એક અવયવ પ્રાપ્ત થશે. એને પણ સૂક્ષ્મ કરીએ તો એક ગંધતન્માત્રારૂપ અવયવ પ્રાપ્ત થશે. એને પણ સૂક્ષ્મ કરીએ તો અનુક્રમે તામસ અહંકાર તથા મહદ્રૂપ અવયવ પ્રાપ્ત થશે. એને પણ સૂક્ષ્મ કરતાં એક પ્રકૃતિરૂપ અણુ પ્રાપ્ત થશે. એ અણુ સૂક્ષ્મ કરી શકાતો નથી. તેથી અંતે સૂક્ષ્મત્વની અવધિરૂપે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રિવિધ દ્રવ્યરૂપ પ્રકૃતિનો એક અણુ પ્રાપ્ત થાય છે. એ અણુ તે પરમાણુ છે. આ જ પ્રમાણે વર્ષ, માસ, દિવસ, પ્રહર, ઘટિકાવિગેરે સ્થૂલ પદાર્થને છોડી દઈ એને સૂક્ષ્મ કરતાં ચાલ્યા જઇએ તો કાળની સૂક્ષ્મત્વના અવધિરૂપે જે અંતિમ કાળ પ્રાપ્ત થાય તે ક્ષણ છે. અન્ય રીતે કહીએ તો પ્રકૃતિના એક અણુને ચલાયમાન થતાં જેટલો કાળ લાગે તેટલો કાળ તે ક્ષણ છે એ ક્ષણોનો જે પ્રવાહ એટલે ઉત્તરોત્તરરૂપે વહેવું તે ક્રમ છે. ત્યાં એ પ્રવાહ વસ્તુરૂપે અસ્તિત્વમાં હોતો નથી કારણ કે ક્ષણોનો સમૂહ થઇ શકતો નથી. ક્ષણરૂપ કાળ જે ત્રિગુણાત્મક પ્રકૃતિનું કાર્ય છે તે જ માત્ર વસ્તુરૂપે સત્ છે અને જ્યારે એક ક્ષણ હોય ત્યારે અન્ય ક્ષણ હોતો નથી અર્થાત્ ક્ષણોનો સમૂહ થઈ શકતો નથી તેથી મુહૂર્તાદિ કાળ કેવલ કલ્પનારૂપ છે આમ હોવાથી ક્ષણોનો પ્રવાહ એટલે ક્ષણોનું ઉત્તરોત્તરભાવે સાથે રહેવું એ અર્થ નથી, પણ માત્ર એ જ કે અમુક ક્ષણપછી અમુક ક્ષણ છે, પછી અમુક ક્ષણ છે—આ પ્રકારનો જે પ્રવાહ તે ક્ષણોનો ક્રમ છે. એ ક્ષણ તથા તેના ક્રમ એ બેમાં સંયમની સિદ્ધિ કરી સાક્ષાત્કાર કરાય છે ત્યારે પ્રત્યેક ક્ષણમાં સર્વ વસ્તુઓ પરિણામને પામે છે તેથી એ સાક્ષાત્કારથી ક્ષણ તથા તેના ક્રમસાથે સંબંધવાળી હોવાથી સર્વ વસ્તુનો તથા તેના સર્વ પરિણામનો સાક્ષાત્કાર થાય છે.

આપભાગે આ સૂત્રથી વિવેકજન્ય જ્ઞાનને માટે ક્ષણ તથા તેના પૌર્વાપર્યરૂપ ક્રમમાં સંયમનું વિધાન કર્યું. એ વિવેકજન્ય જ્ઞાન સંસારથી તારનાર છે તથા સર્વવિષયક છે એનું પ્રતિપાદન ગ્રંથકાર ઉત્તર સૂત્રથી કરશે પણ ત્યાર પૂર્વે એ સર્વવિષયક જ્ઞાનનું શિ-

વ્યુત્પત્તિમાં એક ઉદાહરણ આપે છે કે

**जातिलक्षणदेशैरन्यतानवच्छेदात्तुल्ययोस्ततः प्रतिपत्तिः॥५३॥**

સૂત્રાર્થ:—જાતિ, લક્ષણ અને દેશે કરીને જેમના ભેદનો નિશ્ચય થતો નથી એવા જાતિ, લક્ષણ અને દેશે કરીને એકસરખા પદાર્થોના ભેદનો નિશ્ચય આ વિવેકજ જ્ઞાનથી થઇ શકે છે.

જાતિ॰—જાતિ એટલે તે તે પદાર્થના પ્રાણપદ ધર્મોનો સમૂહ, જેમકે ગાયમાં રહેલી ગોત્વજાતિ. ગોત્વવિના ગાય રહી શકતી નથી તેથી ગોત્વ એ ગાયની જાતિ છે. ગાયમાંથી ગોત્વ લઈ લઈએ તો એ ગાય છે કે ઘેંસ છે વા કંઇ અન્ય છે એ કહ્યું કહેવાય નહિ તેથી તે તે વ્યક્તિના પ્રધાન આધારરૂપ તથા એકથી અધિક વ્યક્તિમાં રહેનાર ધર્મસમૂહ તે જાતિ છે; અર્થાત્ એકથી અધિક વ્યક્તિમાં રહેનાર, તથા તે તે વ્યક્તિને તે તે નામે વ્યવહારની યોગ્યતા સંપાદન કરી આપનાર જે ધર્મોનો સમૂહ તે જાતિ છે. લક્ષણ એટલે વિશેષતા પ્રતિપાદન કરનાર વસ્તુમાં રહેલો ધર્મ, જેમ કોઇ ગાયમાં રહેલો રક્ત વર્ણ. આ રક્ત વર્ણનો નાશ થાય તથાપિ એ ધર્મના આશ્રયરૂપ વ્યક્તિમાં જો ગોત્વ હોય તો તે વ્યક્તિને ગાય કહેવામાં બાધ નથી. તેથી આ ધર્મ એવો છે કે જેના જતા આવવાથી તે તે વ્યક્તિના વ્યવહારમાં બાધ વા લાભ થતો નથી, અર્થાત્ જાતિથી ભિન્ન છે. આ ધર્મ પોતાના આશ્રયને તેના સમાનજાતિવાળા અન્ય પદાર્થોથી જૂદો પાડે છે. કોઇ ગાયમાં રક્તવર્ણ હોય તો એ રક્તવર્ણ પોતાના આશ્રયરૂપ તે ગાયને ગોત્વજાતિવાળી અન્ય શ્વેત, કર્બુરાદિ વર્ણવાળી ગાયોથી જૂદી પાડેછે. તેથી એ ધર્મ લક્ષણરૂપ છે. લક્ષ્યતે અનેન જેવડે તે પદાર્થની વ્યાવૃત્તિ થઇ શકે છે,—એ વ્યુત્પત્તિથી લક્ષણનો અર્થ આ સ્થળે જાતિથી ભિન્ન, વ્યાવૃત્ત કરનાર ધર્મ થાય છે. દેશ એટલે સ્થળ. એ ત્રણ વડે.

અન્યતાન॰—અન્યતા એટલે ભેદ અને અનવચ્છેદ એટલે નિશ્ચયરૂપ અવચ્છેદનો અભાવ, એટલે ભેદ જ્ઞાનનો અભાવ.

તુલ્યયો:—એટલે જાતિ, લક્ષણ અને દેશે કરીને સરખા છતાં વસ્તુત: ભિન્ન એવા પદાર્થોનો.

તત:—પૂર્વોક્ત વિવેકજ જ્ઞાનથી

પ્રતિપત્તિ:—ભેદજ્ઞાન.

આ સૂત્રમાં એ કહ્યું કે વ્યવહારમાં પદાર્થોના ભેદનું જ્ઞાન જાતિ, લક્ષણ અને દેશ એ ત્રણવડે થાય છે. એકસરખી આકૃતિવિગેરેવાળા તથા એક દેશમાં અનુક્રમે ઉભેલા ગાય અને ગવયરૂપ બે

પદાર્થોના ભેદનું જ્ઞાન એ પદાર્થોમાં રહેલી ગોત્વ અને ગવયત્વરૂપ જાતિના ભેદથી થાય છે. તેમજ એક દેશમાં રહેલી બે ગાયો દેશ તથા ગોત્વરૂપ જાતિએ કરીને સરખી હોય છે છતાં જો તેના વર્ણ વિગેરે ધર્મમાં ભેદ હોય છે તો એ ધર્મવડે એ ગાયનો ભેદ નિશ્ચય કરાય છે. તેમ જ બે આમલક વૃક્ષો જેઓ લક્ષણ અને જાતિએ કરીને સમાન છે તે વૃક્ષો બંને એક વખતે એક સ્થળે રહેવા અસંભવ છે તેથી અમુક પૂર્વ દેશમાં છે, અમુક ઉત્તર દેશમાં છે એ પ્રમાણે દેશભેદથી એમના ભેદનો નિશ્ચય થાય છે. આ પ્રમાણે જાતિ, દેશ અને લક્ષણ એ ત્રણવડે પદાર્થોના ભેદનો નિશ્ચય લોકો કરી શકે છે. એ ત્રણનો ભેદ જ્યાં નથી જણાતો ત્યાં લોકો ભેદનિશ્ચય કરવા અસમર્થ થાય છે. એના સ્થૂલ દૃષ્ટાન્તરૂપે બે આમલક વૃક્ષો લઇએ. ઉપર કહ્યાપ્રમાણે એ બે આમલક વૃક્ષો લક્ષણમાં પણ સરખાં છે એમ ધારીએ. અને જાતિમાં તો એ સરખા જ છે. હવે ધારોકે જે દેશમાં એક આમલક વૃક્ષ હતુ અને જે દેશમાં બીજું આમલક વૃક્ષ હતુ તે દેશોનો કોઈ દૈવી સત્તાથી વિનિમય થયો. એટલે જે પ્રદેશમાં એક આમલક વૃક્ષ હતુ તે પ્રદેશને છોડીને તે આમલક વૃક્ષ બીજા આમલક વૃક્ષના પ્રદેશમાં ગયુ અને બીજું આમલક વૃક્ષ પણ એ જ પ્રમાણે પ્રથમ આમલક વૃક્ષના પ્રદેશમાં આવ્યું. આમ થવાથી એ આમલક વૃક્ષો દેશે કરીને પણ અભિન્ન થયાં. હવે એ વૃક્ષોનો ભેદ જાણવા સર્વ લોકો અસમર્થ થયા. તો એ સ્થળે પણ વિવેકજન્ય જ્ઞાનવાળો યોગી ભેદને જાણી શકે છે. જે પુરુષે ક્ષણ અને તેના ક્રમમાં સંયમની સિદ્ધિ કરી હોય છે તે વિવેકજન્યજ્ઞાનવાળા યોગીને પ્રથમના આમલક વૃક્ષના ક્ષણની સાથે સંબંધવાળા પ્રથમના દેશનાં પરિણામોનો સાક્ષાત્કાર થયેલો હોય છે અને તે જ પ્રમાણે ઉત્તર પ્રદેશના પરિણામોનો પણ હોય છે. તેમ જ જ્યારે વૃક્ષોનો વિનિમય થાય છે ત્યારે એ વિનિમયના ક્ષણસાથે સંબંધવાળા વૃક્ષોના પરિણામોનો સાક્ષાત્કાર પણ તે યોગીને થાય છે. આમ હોવાથી જે ક્ષણે એ વૃક્ષોનો વિનિમય થયોહોય છે તે ક્ષણ તથા વિનિમયવિગેરે તે યોગી જાણી શકેછે અને તેથી જાતિ, લક્ષણ અને દેશ ત્રણેમાં સામ્યવાળાં વૃક્ષોનો પણ જે વાસ્તવભેદ હોય તે નિશ્ચય કરી શકેછે. આ વૃક્ષોનું તો એક સ્થૂલ ઉદાહરણ છે પણ એજ પ્રમાણે પરમાણુઓનો ભેદ (જે પરમાણુઓ જાતિ, દેશ અને લક્ષણ વડે સમાન હોયછે તેથી સાધારણ રીતે કોઈથી જાણી જાય એમ નથી તેને) પણ તે વિવેકજન્ય જ્ઞાનના પ્રભાવથી જાણી શકે છે.

આપ્રમાણે વિવેકજન્યજ્ઞાનનો એક વિષય જણાવી હવે એ વિવેકજન્યજ્ઞાન સર્વ પદાર્થને સર્વથા વિષય કરનાર છે તથા તેથી તારક છે એ પ્રતિપાદન કરવા કહે છે કે

**तारकं सर्वविषयं सर्वथाविषयमक्रमं चेति विवेकजं ज्ञानम् ॥ ५३ ॥**

સૂત્રાર્થ:—આ વિવેકજન્ય જ્ઞાન સર્વ પદાર્થને વિષય કરનાર હોયછે, પદાર્થોના સર્વ સ્થૂલસૂક્ષ્માદિ પ્રકારોને વિષય કરનાર છે, તથા સર્વને યુગપત્ ભાસમાન કરે છે અને સંસારસાગરથી તારનાર હોવાથી તારક કહેવાય છે.

तारकम्:—એટલે સંસારસમુદ્રથી તારનાર.

सर्वविषयम्:—એટલે સર્વ વસ્તુને-પ્રકૃતિઆદિ સર્વને તથા પુરુષને-વિષય કરનાર.

सर्वथा०—એટલે જે જે વસ્તુને ભાસમાન કરે તે વસ્તુને પણ કોઈ અમુક રૂપે જ ભાસમાન કરે છે એમ નહિ, પણ તે વસ્તુની જે સ્થૂલ, સૂક્ષ્મ, અતીત, અનાગતાદિ અવસ્થા તે સર્વને ભાસમાન કરે છે.

अक्रमम्—એટલે ક્રમરહિત. લૈકિક જ્ઞાનમાં એવો ક્રમ હોય છે કે એક વખતે એક પદાર્થ વિષય થાય. પણ આ જ્ઞાનમાં તેમ નથી. આ જ્ઞાનમાં તો સર્વપ્રકારવાળા સર્વ પદાર્થો યુગપત્ ભાસેછે. તેથી એ જ્ઞાન અક્રમ છે.

આ સૂત્રથી એ વિવેકજન્ય જ્ઞાનનું સ્વરૂપ એ પ્રતિપાદન કર્યું કે સત્ત્વપુરુષના ભેદસાક્ષાત્કારથી અથવા ક્ષણ અને તેના ક્રમમાં સંયમની સિદ્ધિ કરવાથી ઉદ્‌ભૂત થયેલી જે યથાર્થજ્ઞાનના સામર્થ્યરૂપ પ્રતિભા તે પ્રતિભાથી એ જ્ઞાન થયેલું હોયછે. તેમ જ એ જ્ઞાન સમગ્રપ્રકારસહિત સંપૂર્ણ વસ્તુને યુગપત્ વિષય કરેછે અને તેથી સંપૂર્ણ પ્રાકૃત વસ્તુના દોષોના સાક્ષાત્કારદ્વારા તથા પુરુષસાક્ષાત્કારદ્વારા પરવૈરાગ્ય પ્રાપ્ત કરાવી કૈવલ્યને પ્રાપ્ત કરેછે અર્થાત્ આ સંસારપયોધિથી તે યોગીને તારનાર છે તેથી તારક નામથી ઓળખાય છે.

આ વિવેકજન્ય જ્ઞાન સર્વતુલ્ય છે, અને આખો યોગપ્રદીપ એના અંશરૂપ છે. મધુમતીભૂમિકાથી આરંભી સપ્ત પ્રકારની જે પ્રજ્ઞા તે સર્વને યોગપ્રદીપ કહે છે. એ યોગપ્રદીપમાં આવતી સર્વ પ્રજ્ઞા આ વિવેકજન્ય જ્ઞાનના એક અંશરૂપ છે. અને એમ હોવાથી જે સવિતર્કાદિરૂપ યોગભૂમિકા તથા પરિણામત્રયસંયમાદિરૂપ

યોગભૂમિકાઓ છે તે તો સર્વ આ વિવેકજન્ય જ્ઞાનના અંશરૂપ છે, અર્થાત્ જ્ઞાનની અમર્યાદામર્યાદારૂપ આ વિવેકજ જ્ઞાન છે.

આપ્રમાણે આ પાદનાં સૂત્રોથી સંયમની સિદ્ધિરૂપે જ્ઞાન અને ઐશ્વર્યરૂપ વિભૂતિયો કહી, તથા અને આ સૂત્રથી એ સર્વ સિદ્ધિના શિખરરૂપ વિવેકજન્ય જ્ઞાનરૂપ સિદ્ધિ કહી.

હવે પૂર્વોક્ત સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થઇ હોય તથાપિ આ મહાસિદ્ધિવિના કૈવલ્યસિદ્ધિ થતી નથી અને આ મહાસિદ્ધિ પ્રાપ્ત થઈ કે પછી પૂર્વોક્ત સિદ્ધિની અપેક્ષાવિના કૈવલ્યની સિદ્ધિ થાયછે, અર્થાત્ કૈવલ્યની સિદ્ધિ આ તારકનામવાળા વિવેકજન્ય જ્ઞાનથી અનંતર થાય છે એ પ્રતિપાદન કરવા કહેછે કે

**सत्त्वपुरुषयोः शुद्धिसाम्ये कैवल्यमिति ॥ ५४ ॥**

સૂત્રાર્થ—બુદ્ધિસત્ત્વ તથા પુરુષની સમાન શુદ્ધિ થયે (અન્ય કોઇ પણ સિદ્ધિની અપેક્ષાવિના ) કૈવલ્ય પ્રાપ્ત થાય છે.

આ સૂત્રથી એ કહ્યું કે જ્યારે બુદ્ધિસત્ત્વ અને પુરુષ બને સમાન શુદ્ધિને પામેછે ત્યારે પૂર્વ સૂત્રોમાં કહેલી જ્ઞાનક્રિયાદિરૂપ સિદ્ધિ પ્રાપ્ત કરી હોય કે ન કરી હોય તથાપિ કૈવલ્યની પ્રાપ્તિ થાયછે. ત્યાં જ્યારે બુદ્ધિસત્ત્વના રજસ્ અને તમસરૂપ મળ નિવૃત્ત થઇ જાય છે અને તેથી કરીને જ્યારે બુદ્ધિસત્ત્વને વિવેકખ્યાતિમાત્રમાંજ કર્તવ્યતા રહેછે અને કોઇ સિદ્ધિવિશેષેચ્છા રહેતી નથી તથા અનાગતક્લેશરૂપ સંસારના બીજો જ્યારે દગ્ધ થઇ જાય છે ત્યારે બુદ્ધિસત્ત્વ શુદ્ધસાત્વિક થઇ રહેછે. અને પુરુષ જેમાં પૂર્વે, પોતે બુદ્ધિમાંપ્રતિબિંબિત હોવાથી, સુખદુઃખાદિ ભોગનો ઉપચાર થતો હતો તેમાં હવે બુદ્ધિસત્ત્વની વૃત્તિનો નિરોધ થયેલો હોવાથી ભોગનો ઉપચાર થતો નથી. એ જ પુરુષની ઉપચરિત શુદ્ધિ છે. આ પ્રકારે પુરુષની ઉપચરિત શુદ્ધિ તથા બુદ્ધિસત્ત્વની શુદ્ધિ એ બને સમાન છે. ત્યાં સાદૃશ્ય એ છે કે પુરુષ અને બુદ્ધિસત્ત્વ બનેમાંથી સત્ય ભોગનો અભાવ થાય છે, તથા બુદ્ધિસત્ત્વ દૃઢ સાત્વિક હોવાથી ચૈતન્યસદૃશ થાયછે. આ પ્રકારની જે બુદ્ધિસત્ત્વ અને પુરુષની અવસ્થા થવી એ શુદ્ધિસામ્યાવસ્થા છે. એ અવસ્થાની જ્યાં સિદ્ધિ થઇ કે પછી પ્રારબ્ધનો અંત આવે કૈવલ્યની સિદ્ધિ થાય છે. કૈવલ્યની સિદ્ધિમાટે કોઇ પણ જ્ઞાનરૂપ વા ઐશ્વર્યરૂપ સિદ્ધિની અપેક્ષા રહેતી નથી. તાત્પર્ય કે જ્ઞાનક્રિયાદિરૂપ ઐશ્વર્યને પ્રાપ્ત થયેલા યોગીને તથા એ ઐશ્વર્ય ન પ્રાપ્ત થયેલા યોગીને બનેને એક સરખી રીતે આ વિવેકસાક્ષાત્કારથી શુદ્ધિસામ્યરૂપ અવસ્થાની પ્રાપ્તિ થયે પ્રારબ્ધની સમાપ્તિએ કૈવલ્યની પ્રાપ્તિ થાયછે.

અહિં એ શંકા થાયછે કે જે પુરુષને વિવેકજ જ્ઞાન પ્રાપ્ત થયું તેને સર્વજ્ઞતા તથા સર્વે પદાર્થોનું નિયંતૃત્વ અવશ્ય જ પ્રાપ્ત થવાનાં તો પછી એમ કહેવું કે એ જ્ઞાનક્રિયાદિ ઐશ્વર્યને ન પામેલાને પણ કૈવલ્ય થાયછે એ વ્યર્થ છે. એ શંકાનો ઉત્તર એ કે જેમ જ્યોતિષ્ટોમ યાગનું ફલ સ્વર્ગ છે છતાં તે નિષ્કામપણે કરવામાં આવે છે તો સ્વર્ગરૂપ ફલ ભોગવવું અવશ્યનું નથી, તેમ આ સિદ્ધિઓની પ્રાપ્તિપ્રતિ કામના પણ હેતુરૂપ છે. વિવેકજન્યજ્ઞાન થાય છતાં જેને સર્વજ્ઞતાવિગેરેની કામના ન હોય તેને એ સિદ્ધિનો ભોગ થવો અવશ્યનો નથી. એ વિષયમાં વિશેષ કારણોમાટે શ્રીભાગિની ભૂષણ ચતુર્થાલંકારમાં જીજ્ઞાસુએ જોવું ઉચિત છે. તેથી એવા પણ યોગીઓ હોવા સંભવે છે કે જેમને વિવેકખ્યાતિ સિદ્ધ થયેલી હોય છતાં સર્વજ્ઞતાદિસિદ્ધિ ઉદ્ભૂતાવસ્થામાં ન હોય. તેથી ઉપરનું કહેવું યોગ્ય છે.

આથી એ થયું કે કૈવલ્યપ્રતિ સિદ્ધિઓ સાક્ષાત હેતુ નથી પણ વિવેકખ્યાતિ વા પરવૈરાગ્યમાત્ર જ સાક્ષાત્ હેતુ છે. આમ છે છતાં સિદ્ધિઓનું આ ગ્રંથમાં કરેલું પ્રતિપાદન વ્યર્થ નથી, કારણ કે એ સિદ્ધિઓ પણ યોગમાં શ્રદ્ધા તથા વિષયોમાં વૈરાગ્યવિગેરે ઉત્પન્ન કરનાર હોવાથી વિવેકખ્યાતિના ઉપકારકરૂપ છે તેથી જ્યાં વિવેકખ્યાતિનો ઉદય થયો કે પછી અન્ય સિદ્ધિઓનો આવિર્ભાવ ન હોય તોપણ તે યોગી મહાત્માના બુદ્ધિસત્વનો અધિકાર સમાપ્ત થાય છે અને તેથી એ બુદ્ધિસત્વ પુરુષનું દશ્ય ન થતાં પોતાના કારણમાં આત્યંતિક લયને પામી જાયછે, જેથી ત્રિવિધ દુઃખનો અભાવ થવાથી પુરુષ કૈવલ્યને પામ્યો કહેવાય છે.

આપ્રમાણે આ તૃતીય પાદમાં યોગનાં ત્રણ અંતરંગ સાધનોનું પ્રતિપાદન કર્યું, તેની સંયમ એવી શાસ્ત્રીય સંજ્ઞા કહી, એ સંયમના વિષયનું પ્રદર્શન કરવા ત્રિવિધ પરિણામનું પ્રતિપાદન કર્યું, પછી નાનાવિધ વિષયોમાં સંયમની સિદ્ધિ કરવાથી જ્ઞાનક્રિયાદિઐશ્વર્યરૂપ વિવિધ સિદ્ધિઓનું પ્રતિપાદન કર્યું તથા તેમાં જ સમાધિને વિશેષ ઉપયોગી એવી ઇન્દ્રિયપ્રાણાદિના જયથી થતી સિદ્ધિઓ કહી, પરમપુરુષાર્થની સિદ્ધિદ્વારને બતાવવા, ઇન્દ્રિયજયવિગેરે સિદ્ધિઓનું ફલમહિત વ્યાખ્યાન કર્યું તથા અંતે વિવેકખ્યાતિમાટે જરૂરના ઉપાયો, એ વિવેકખ્યાતિનું સ્વરૂપ તથા એના દ્વારાએ કૈવલ્યનું પ્રતિપાદન કર્યું.

સત્ત્વાન્તરજ્ઞાનપૂર્વાનિ પરિણામાઃ સમાધિ પા. । સંયમાદ્ધિગા મિવેકદત્તાનુ જ્ઞાન વિવેકજમ્ [1] ॥ ૫ ॥

---

૧ મીમાંસકપ્રસિદ્ધિમન્દાખ્યા.

## ॥ ॐ श्रीं ॥

# चतुर्थपादः

---

ઉપક્રમમાંજ હેય, હેયહેતુ, હાનોપાય અને હાનરૂપ ચાર વ્યૂહના આ યોગશાસ્ત્રના પ્રથમ ત્રણ વ્યૂહનું એટલે હેય, હેયહેતુ તથા તેને હાન કરવાના ઉપાયોનું અતિવિસ્તારથી પ્રતિપાદન કર્યું તથા પ્રસંગવશાત્ ચતુર્થ વ્યૂહરૂપ હાનનું પણ યત્કિંચિત્ પ્રદર્શન કર્યું હવે એ હાનરૂપ ચતુર્થ વ્યૂહનું વિસ્તારથી પ્રતિપાદન કરવા આ ચતુર્થ પાદનો આરંભ છે એ હાન તે કૈવલ્ય છે અને કૈવલ્યનું પ્રતિપાદન કરનાર આ પાદ છે તેથી આ પાદ કૈવલ્યનામથી ઓળખાય છે એ પાદમાં મુખ્ય તો કૈવલ્યનું પ્રતિપાદન કરવાનું છે એ પ્રતિપાદન કરતાં પ્રથમ કૈવલ્યયોગ્ય ચિત્ત, તથા ચિતિશક્તિરૂપ પુરુષથી ભિન્ન સુખાદિનો અનુભવ કરનાર અભિમાની તથા પ્રસંખ્યાનની પરાકાષ્ઠાવિગેરેનું પ્રતિપાદન કરવું જરૂરનું છે તેથી એ પ્રતિપાદન કરે છે ત્યાં પ્રથમ કૈવલ્યને યોગ્ય ચિત્તનો નિર્ણય કરવા સિદ્ધિઓના પાંચ પ્રકાર કહેછે અને તે કહેવાથી અર્થાત્ સમાધિજન્ય સિદ્ધિનું શ્રેષ્ઠત્વ પણ સિદ્ધ કરે છે

**जन्मौषधिमन्त्रतपःसमाधिजाः सिद्धयः ॥ १ ॥**

સૂત્રાર્થ —સિદ્ધિઓ પાંચ પ્રકારની હોયછે (૧) જન્મથી જ થયેલી, (૨) ઔષધિથી થયેલી, (૩) મંત્રથી થયેલી, (૪) તપથી થયેલી અને (૫) સમાધિથી થયેલી

આ સૂત્રમાં સિદ્ધિઓ પાંચ પ્રકારની છે એમ કહ્યું તે પાંચ પ્રકારની સિદ્ધિઓ આ છે (૧) જન્મસિદ્ધિ, (૨) ઔષધિસિદ્ધિ, (૩) મંત્રસિદ્ધિ (૪) તપઃસિદ્ધિ અને (૫) સમાધિસિદ્ધિ ત્યાં આ મનુષ્ય અવતારમાં કરેલા તથા કોઈ નિમિત્તવડે પરિપાકને પામેલા કર્મથી દિવ્ય દેહશરીર પામી તે શરીરમાં જ જન્મમાત્રથી થતી અણિમાદિ સિદ્ધિઓ જન્મથી થનાર હોવાથી જન્મસિદ્ધિ છે જેમકે પક્ષાદિને જન્મથી જ આવતું આકાશગમનાદિનું સામર્થ્ય મનુષ્ય કોઈ નિમિત્તથી પાતાળમાં જઈ ત્યાંની રમણીય અસુરકન્યાઓએ આણી આપેલા રસાયનનો ભોગ કરવાથી જરામૃત્યુરહિત થઈ ચાલો મન નહી શકે એવું સામર્થ્ય પ્રાપ્ત કરી

છે કે એ દેવાદિના શરીરની પ્રાપ્તિ કેવી રીતે થાય ? કારણ કે મનુષ્યશરીર કંઇ દેવાદિ શરીરનું ઉપાદાન કારણ નથી કેમકે જ્યાં સુધી મનુષ્યશરીર વિદ્યમાન હોય છે ત્યાં સુધી તો દેવાદિશરીરરૂપે પરિણામ થતો નથી, તેમ જ જો એ મનુષ્યશરીર નષ્ટ થઇ જાય તો પછી નષ્ટ પદાર્થ અન્યનું ઉપાદાન કારણ થવો સંભવતો નથી તેમ જ એ નરશરીરના અવયવો પણ એ દેવાદિશરીરના ઉપાદાન થવા ઘટતા નથી, કારણ કે એ અવયવો માત્ર નરશરીરના હેતુરૂપ છે તેથી એ અવયવોથી નરશરીરથી વિલક્ષણ કાર્ય થઇ શકે નહિ તેથી એ દેવાદિઆકારે પરિણામ કેવી રીતે થઇ શકે એ એક પ્રશ્ન ઉઠે છે તેમ જ જે અણિમાદિ સિદ્ધિઓ કહી છે તેમાં પણ એ જ પ્રશ્ન ઉઠે છે કે એ નરશરીર અતિસૂક્ષ્મ, લઘુ વિગેરે કેવી રીતે થઇ શકે વિગેરે એ પ્રશ્નોનો ઉત્તર આપી સિદ્ધિઓનો પ્રકાર નિરૂપણ કરતા કહે છે કે

जात्यन्तरपरिणामः प्रकृत्यापूरात् ॥ २ ॥

સૂત્રાર્થ—( એકરૂપે પરિણામ પામેલા શરીર અને ઇન્દ્રિયોનો ) અન્યજાતીય પરિણામ તે શરીરેન્દ્રિયના ઉપાદાન કારણરૂપ ભૂત અને અસ્મિતાના અનુપ્રવેશથી ( પૂરવાથી ) થાય છે

जात्यन्तर०—એટલે અન્યજાતીય પરિણામ મનુષ્ય જાતિ અને દેવજાતિ એ બન્ને ભિન્ન જાતિ છે, તેથી મનુષ્યશરીરનો દેવશરીરરૂપે પરિણામ થવો એ ભિન્નજાતિરૂપે થતો પરિણામ હોવાથી જાત્યન્તરપરિણામ છે

प्रकृत्याऽऽपूरात्—પ્રકૃતિરૂપ ઉપાદાન કારણનો અનુપ્રવેશ થવાથી आपूर એટલે ભરાવું વા પ્રવેશ થવો તે

આ સૂત્રથી એ કહ્યું કે પ્રધાનથી માંડી પંચભૂતસુધીના સર્વ પદાર્થો ઉપાદાનકારણરૂપ હોવાથી પ્રકૃતિરૂપ છે ત્યાં શરીરનું ઉપાદાન કારણ પૃથિવ્યાદિ પંચભૂત છે અને ઇન્દ્રિયોનું ઉપાદાન પ્રકૃતિ અસ્મિતા વા અહંકાર છે જ્યારે મનુષ્યાદિ જાતિવાળા શરીર તથા ઇન્દ્રિયોનો મનુષ્યાદિથી ભિન્ન જાતિરૂપ દેવાદિજાતિરૂપે પરિણામ થાય છે ત્યારે એ પરિણામ શરીર તથા ઇન્દ્રિયની પ્રકૃતિરૂપ પંચભૂત અને અહંકારના પૂરવાથી થાય છે એટલે જ્યારે કોઇ પણ પ્રકારના ધર્મની રૂડે પ્રકારે સિદ્ધિ કરવામાં આવે છે અને તે ધર્મ પોતાનું ફળ આપવાને અન્ય જાતિવાળા શરીર અને ઇન્દ્રિયની અપેક્ષા રાખે છે તો એ સમયે જો એ ધર્મ વર્તમાન જન્મમાં જ પરિપક્વ થઇ જાય છે તો પોતે ફળ આપી શકે એવા મનુષ્યાદિથી ભિન્ન જાતિના શરીર અને ઇન્દ્રિયના પ્રકૃતિરૂપ પંચભૂત અને અહંકારના અંશનો વર્તમાન મનુષ્યાદિશરીરમાં અનુ-

પ્રવેશ કરાવે છે તથા પછી જેમ એક અગ્નિનો વિસ્ફુલિંગ મોટી ઘાસની ગંજીમાં પ્રવેશ કરે છે તો તે આખી ગંજીમાં પોતાની પ્રકૃતિનો અનુપ્રવેશ કરાવી ગગનવ્યાપિવહ્નિરૂપ પરિણામ સર્વનો કરેછે, તે જ પ્રમાણે અન્ય જાતિનાં શરીરેન્દ્રિયની પ્રકૃતિરૂપ પંચભૂત અને અહંકારનો વર્તમાન શરીરમાં પ્રવેશ થાય છે એટલે એ વર્તમાન શરીરસહિત સર્વનો તે તે જાતિનાં શરીરેન્દ્રિયરૂપે પરિણામ કરે છે. આમ થવાથી વર્તમાન શરીર જ દિવ્યાદિશરીરરૂપે પરિણામ પામી જાયછે. વિશેષ સ્પષ્ટ કરી કહીએ તો આ પ્રમાણેઃ—

પ્રત્યેક શરીર બંધાવામાં તથા તેમાં વિચિત્ર ભોગ આવવામાં સાધારણ રીતે પૂર્વના મૃત્યુવખતે બલવત્તમ વેગથી જાગ્રત્ થયેલા કર્મસંસ્કારો હેતુરૂપ છે; એટલે એ કર્મસંસ્કારો બલવત્તમ વેગવાળા તે વખતે હોવાથી પોતે ભોગ આપી શકે એવું શરીર તે અભિમાનીને પ્રાપ્ત કરી આપે છે. એ શરીર ધારી જીવ નાનાવિધ કર્મને રચે છે. એ કર્મોમાં જેઓ જ્યારે જાગ્રત્ થાયછે તેઓ ત્યારે પોતાનું ફલ આપે છે. તેમાં જે જે કર્મોનું ફલ એવું હોય છે કે તે ભોગવવા અન્ય જાતિના શરીરની જરૂર હોય છે તે કર્મો તો સાધારણ રીતે વર્તમાન શરીરના આરંભક પ્રારબ્ધના ક્ષયની વાટ જોતાં સંચિતરૂપે પડી રહેછે. કોઇક પ્રસંગમાં એવું બને છે કે એ કર્મો આદરાદિ સહિત કરાયેલાં હોવાથી વર્તમાન શરીરના આરંભક પ્રારબ્ધ—જે હવે નિર્વાહકરૂપ થયાં છે તેના કરતાં અધિક બલવાળાં થાય છે. આવું જ્યારે થાયછે ત્યારે એ કર્મો પોતાનું ફલ પ્રથમ આપે છે. એ આપવા માટે અન્ય શરીર તો જરૂરનું જ છે. તેથી એ કર્મસંસ્કારો વા સર્વ કર્મફલપ્રદાતા ઈશ્વર વા તેમના અદૃષ્ટવિશેષરૂપ અધિકારીઓ તે દિવ્ય શરીરેન્દ્રિયનાં ઉપાદાન કારણરૂપ ભૂત અને અહંકારરૂપ પ્રકૃતિનો વર્તમાન શરીરમાં પ્રવેશ કરાવે છે (સાધારણ રીતે—અર્થાત્ જ્યારે વર્તમાન દેહના પતનપછી ઉત્તર જન્મમાં ફલ આપનાર કર્મ હોય છે ત્યારે તો એ કર્મ મૃત્યુસમયે જ અભિવ્યક્ત થાય છે, જેથી તે સમયે જ એ પ્રકૃતિઓ તે અભિમાની જીવને પ્રાપ્ત કરે છે. અને આ અપવાદરૂપ પ્રસંગમાં એ કર્મો અભિવ્યક્ત થયેલાં હોવાથી વર્તમાન શરીર વિદ્યમાન હોય છે તે સમયમાં જ એ પ્રકૃતિઓ અભિમાનીને પ્રાપ્ત થાય છે એટલો જ ફેર છે) જ્યાં એ પ્રકૃતિનો શરીરમાં પ્રવેશ થયો એટલે એ કર્મબલના વેગથી વા ધર્માધર્મના અધિષ્ઠાતા શ્રીઈશ્વરની સત્તાથી એ પ્રકૃતિઓ જેઓ સાધારણ રીતે ઉત્તર જન્મમાં પોતાના વિકારરૂપ દિવ્યાદિ શરીર અને ઇન્દ્રિયરૂપે પરિણામ પામનાર હોય છે તે તરત જ તે રૂપે પરિણામ પામે છે. અને જેમ અગ્નિકણની પ્રકૃતિના પૂરવાથી

ગ્ગમી વામની ગઠ્ઠો પણ તેનો જ પરિણામ થઇ જાય છે, તેપ્ર
માણે આ પ્રકૃતિના પૂરવાથી વર્તમાન શરીરનો જ તે ભિન્નજાતીય
શરીરેન્દ્રિયરૂપે પરિણામ થાય છે

આથી એ થયું કે નંદીશ્વર આપાગ્પુણ્યકર્મની સિદ્ધિ કરેલી હો
વાથી તે પુણ્યવશાત્ શ્રીશંકરના દર્શનની પ્રાપ્તિ થઈ અને એ દર્શન
થી એનો પુણ્ય અત્યંત પરિપક્વતાને પામ્યા, જેથી ઉત્તર જન્મે
પ્રાપ્ત થનાર દિવ્યદેહાદિની પ્રકૃતિરૂપ પંચભૂતના અણુઓની તથા
અસ્મિતાની એને વર્તમાન જન્મમાં જ પ્રાપ્તિ થઇ અને એ પ્રકૃતિ
સ્વભાવ આપ શરીરમાં જવાથી આખા શરીરનો જ દિવ્યાદિદેહરૂ
પે પરિણામ થયો તે જ પ્રમાણે વિશ્વામિત્રનો ક્ષત્રિયદેહ બ્રાહ્મણદેહરૂ
પે પરિણામ પામ્યો તથા ઋષ્યશૃંગનો મૃગદેહ ઋષિશરીર રૂપે પરિણામ
પામ્યો હતો વિગેરે સમજી લેવું

આ સૂત્રથી પૂર્વના પ્રશ્નો એ ઉત્તર અપાયો કે વિલક્ષણ
જાતિના દેહ અને ઇન્દ્રિયની જે પ્રાપ્તિ થાયછે તેમાં ઉપાદાન કારણ
વર્તમાન દેહ વા તેના અવયવો નથી પણ તે તો તે દેહવિગેરે
ની મૂળપ્રકૃતિ છે એ પ્રકૃતિઓના વર્તમાન દેહમાં ભરાવાથી વર્તમાન
દેહ જ પરિણામ પામે છે તેથી સર્વ આ[illegible] છે

આ સૂત્રમાં કહેલા ન્યાયથી જ્યારે કોઇ ભારે અધર્મ પરિપક્વ
થાય છે ત્યારે એ અધર્મરૂપ નિમિત્તવશાત્ પ્રસંગે વર્તમાન જન્મનો
જ સર્પાદિ નિર્યક્જાતિરૂપે પરિણામ થાય છે એ પણ સમજાય છે
તેથી નહુષ રાજાને ઋષિના શાપથી સર્પજાતિના દેહેન્દ્રિયની વર્તમાન જ
ન્મમાં જ પ્રાપ્તિ થઇ એ પ્રસંગ વિસ્મયજનક નથી કારણ કે ઋષિ
પણ ઋષિના શાપરૂપ સંકલ્પમાત્રથી એ પ્રસંગ થયો નથી પણ
ભોગ અધર્મની સિદ્ધિ એ રાજાએ કરેલી હોવાથી એ અધર્મવશાત્
એને શાપની પ્રાપ્તિ થઈ, અને એ શાપવશાત્ ઉત્તર જન્મે પોતપો
તાના નિમિત્તરૂપે પરિણામ પામનાર પ્રકૃતિનો યોગ્ય વેગ પ્રાપ્ત થવાથી
વર્તમાન જન્મમાં જ તે તે રૂપે પરિણામ થઇ ગયો છે

આ સૂત્રમાં કહેલા ન્યાયથી અણિમાદિ સિદ્ધિનો પ્રકાર પણ સ
મજાય છે જેમ અન્ય જાતિના શરીરેન્દ્રિયની પ્રાપ્તિમાટે તેની પ્રકૃ
તિના સ્વભાવો વર્તમાન શરીરમાં અનુપ્રવેશ થાય છે તેમ જ્યારે
વર્તમાન શરીરાદિ અત્યંત અણુત્વ પામે છે ત્યારે એ વર્તમાન શરીરા
દિની પ્રકૃતિઓનો અપગમ થાય છે જેથી એ શરીર અણુતાને પા
મી જાય છે એ શરીરાદિની પ્રકૃતિઓ જે મોટાપણું ભારેપણું આ
દિ સ્વભાવ હોય છે તે યોગબળ પ્રાપ્ત કરેલા અંતઃકરણની વૃત્તિરૂપ સ

પણ એ નિમિત્તો તો માત્ર ખેડુતની માફક પ્રતિબંધકને દૂર કરે છે.

निमित्तम्—એટલે ધર્મ, અધર્મ, પુરુષાર્થ વા તેના અધિષ્ઠાતા ઈશ્વરરૂપ નિમિત્ત કારણો.

अप्रयोजकम्=પ્રયોજક વા પ્રવર્તક નથી.

वरणभेदः=વરણ એટલે આચ્છાદાન કરનાર અથવા પ્રતિબંધ કરનાર, તેનો ભેદ એટલે દૂર થવું તે.

ततः—એટલે એ ધર્માદિનિમિત્તોથી.

क्षेत्रिकवत्=ખેડુતની માફક.

આ સૂત્રનો અન્વય આપ્રમાણે છેઃ—निमित्त प्रकृतीनाम् अप्रयोजकम् ततस्तु क्षेत्रिकवत् वरणभेदः ( क्रियते ) ॥

આ સૂત્રથી એ કહ્યુંકે પ્રધાન, મહત્, અહંકારાદિ ઉપાદાનકારણરૂપ પ્રકૃતિની પ્રવૃત્તિ તો પોતપોતાના સ્વભાવથી જ થાય છે. એ પ્રવૃત્તિ કંઈ ધર્માદિ નિમિત્તો કરાવતાં નથી. એ પ્રવૃત્તિ પ્રતિક્ષણે નિરંતર થયા કરવી એ તો એ પ્રકૃતિનો સ્વભાવ જ છે. તથાપિ એ સ્વભાવને આચ્છાદન કરી રાખનાર પ્રતિબંધકરૂપ અધર્માદિ પ્રાપ્ત થાય છે તો તેની નિવૃત્તિમાત્ર ધર્માદિ કરેછે એ નિવૃત્તિ થઇ એટલે એ પ્રકૃતિઓ પોતપોતાના સ્વભાવથી પોતાની મેળે જ પ્રવૃત્તિ કરેછે ત્યાં દૃષ્ટાન્તરૂપે ખેડુત છે એક ખાડામાથી વિવિધ કયારાઓમાં જલ લઇ જવું હોયછે ત્યારે ખેડુત નીચી નીચી પાળ બાંધે છે. એ સ્થળે ખેડુત કંઇ જલનો પ્રવર્તક હેતુ નથી. જળનો એવો સ્વભાવ છે કે એ હમેશાં નીચા પ્રદેશમા જાયછે એ આપણે જાણીએ છીએ એ સ્વભાવના અમલમાટે નીચો પ્રદેશ હોવો જરૂરનો છે, અર્થાત્ એવો પ્રદેશ હોય ત્યારે જ એ સ્વભાનનો અમલ થઇ શકેછે, તેથી ઉંચો પ્રદેશ એ સ્વભાવના અમલના પ્રતિબંધકરૂપ છે. હવે ખેડુત જે કરેછે તે માત્ર એ જ કે જે ઉંચો પ્રદેશ હોયછે તેને ખોદીને યોગ્ય રીતે નીચો કરેછે. એ કર્યાપછી ખેડુતને કંઇ તે ખાડામાંનું જલ ઉંચકીને કયારામાં લઇ જવાપણું રહેતું નથી. જે ક્ષણે જલના નિમ્નગામિત્વરૂપ સ્વભાવના અમલના પ્રતિબંધક ઉંચા પ્રદેશનો અભાવ થયો કે તરત જ જલ, પોતાના સ્વભાવથી પોતાની મેળે જ તે તે કયારામાં જાયછે. તેજ પ્રમાણે પ્રકૃતિઓનો સ્વભાવ પોતપોતાના વિકારરૂપે પરિણામ પામવાનો છે. એ સ્વભાવ અધર્માદિ નિમિત્તે આચ્છાદિત થયેલો હોય છે. એ આવરણ ધર્માદિથી વિરુદ્ધ છે. અને એ વિરુદ્ધ પદાર્થોનું સહાવસ્થાન થતું નથી તેથી ધર્માદિ નિમિત્તનો ઉદય થતા જ એ અધર્માદિ પ્રતિબંધની નિવૃતિ થાયછે. એ નિ-

ધે તત્ એ પ્રવૃત્તિ તો યોગીને અધીન જ થવી જોઇએ, તેથી બધાં શરીરોમાં ચિત્ત એક જ હોવું જોઇએ એ પ્રાપ્ત થતાં સૂત્રકાર ઉત્તર આપે છે કે

**निर्माणचित्तान्यस्मितामात्रात् ॥ ४ ॥**

સૂત્રાર્થ—અહંકારરૂપ ઉપાદાનકારણમાંથી, જેટલા શરીર એટલાં ચિત્તો ઉત્પન્ન થાય છે.

निर्माणचित्तानि—યોગીના પોતાના સંકલ્પથી નિર્મિત થયેલાં ચિત્તો निर्माणचित्त કહેવાય છે એ નિર્માણચિત્તો.

अस्मितामात्रात्—અહંકારથી ઉત્પન્ન થાય છે. मात्रशબ્દથી મનની વ્યાવૃત્તિ કરાય છે.

આ સૂત્રથી એ કહ્યું કે જેમ પ્રકૃતિસ્વભાવના અનુપ્રવેશથી અનેક શરીરો ઉત્પન્ન થાય છે તેમ ચિત્તની પ્રકૃતિરૂપ અસ્મિતામાંથી, જેટલાં શરીરો યોગી પોતાના સંકલ્પથી ધારણ કરે છે તેટલાં ચિત્તો પણ તેના સંકલ્પરૂપ નિમિત્તથી ઉત્પન્ન કરે છે ચિત્તોની ઉત્પત્તિ યોગીના મૂળ ચિત્તમાંથી થતી નથી પણ ચિત્તોની પ્રકૃતિરૂપ અસ્મિતામાંથી થાય છે. યોગીનું મૂળ ચિત્ત તો સંકલ્પ કરનાર હોવાથી એ વિવિધ ચિત્તોની ઉત્પત્તિમાં નિમિત્તકારણરૂપ છે. ચિત્તની ઉત્પત્તિ તો અહંકારમાંથી જ થાય છે

અહિં એ પ્રશ્ન થાય છે કે યોગી જે વિવિધ શરીરોને ધારણ કરેછે તે પ્રત્યેક શરીરમાં એકેક ચિત્ત માનવાનું શું કારણ છે? સર્વ શરીરોનો વ્યાપાર તો એક ચિત્તથી ઉપપન્ન થઇ શકેછે જેમ એક દીપક ઘરમાં રાખવાથી સર્વ પ્રદેશમાં તેનું અજવાળું પડે છે તેમ યોગીના મૂળ ચિત્તની વૃત્તિઓથી સર્વ નિર્મિતશરીરોના વ્યાપાર થયા કરશેના આ પ્રશ્નનો ઉત્તર એ કે એ પ્રમાણે એક ચિત્ત માનવાથી સર્વ વ્યાપારની ઉપપત્તિ થતી નથી એજ નાના ચિત્ત માનવામાં કારણ છે યોગીનું મૂળ ચિત્ત તો સમાધિનિષ્ઠ હોય શકેછે તો તે સમયે તે ચિત્તની વૃત્તિઓનો નિરોધ થવાથી નિર્મિત શરીરો વ્યાપારવિનાનાં મૃતવત્ પડી રહેવાં જોઇએ તેમ જ એક ચિત્તમાં એક વખતે સમાધિ અને ભોગ એ બંનેને અનુભવ થવો અયોગ્ય છે એટલુ જ નહિ પણ જ્યારે અનેક શરીરો નિર્મિત કરાય છે ત્યારે એક શરીરમાં જ્ઞાનથી થતી પ્રવૃત્તિ થાય છે અને તે જ વખતે અન્ય શરીરમાં અજ્ઞાનથી થતી પ્રવૃત્તિ પણ થઇ શકે છે. એ પણ જ્ઞાન અને અજ્ઞાન વિરોધી હોવાથી અયુક્ત છે તેથી ચિત્તનો ભેદ અવશ્ય માનવો જોઇએ. અને એ જ કારણોથી જેટલાં શરી-

કે તેટલા ચિત્ત માનવા આવશ્યક છે જ્યારે ચિત્ત આ પ્રમાણે શરીરના જેટલી સંખ્યાવાળા માનવા આવશ્યક ઠરે છે તો એ જ યુક્તિઓવડે બુદ્ધિ(અર્થાત્ પ્રધાનના સાક્ષાત્કાર્યરૂપ મહત્તત્ત્વ) તથા અભિમાની ( મહત્તત્ત્વના કાર્યરૂપ અહંકારનું) પણ પ્રતિ શરીરે ભિન્ન ભિન્ન હોવા જરૂરના ઠરેછે એ પણ આ સૂત્રથી પ્રતિ પાદન થઇ જાયછે

આ પ્રમાણે સર્વનો ભેદ થાયછે તેથી શ્રીવિષ્ણુના અવતારરૂપ શ્રીરામચંદ્રજીમા કેટલોક કાળ અજ્ઞાનરૂપ આવરણનો સદ્ભાવ પુરાણોમા કહ્યો છે તે યોગ્ય ઠરેછે

આ પ્રમાણે આ સૂત્રથી એ કહ્યુ કે યોગી પુરુષો જ્યારે કાયવ્યૂહરૂપ સિદ્ધિનો અમલ કરેછે ત્યારે તે પ્રત્યેક શરીરમા ચિત્તના કારણરૂપ અસ્મિતામાથી એકેક ચિત્તની ઉત્પત્તિ કરેછે તથાપિ આટલાથી એમ સમજવાનુ નથી કે યોગી એક ચિત્તથી નાના શરીરમા વ્યવહાર કરી ન શકે કારણ કે તે સ્વતંત્ર છે પણ એટલુંજ કે એક સમયે વિરોધી વ્યવહાર કરવા હોય છે તો તે સમયે નાના ચિત્તની જરૂર છે અવિરોધી વ્યવહાર કરવા માટે તેમ નથી તેથી ખરૂં જોતા તો આ સૂત્રથી એ જ પ્રતિપાદન કર્યુ કે જ્યારે યોગી કાયવ્યૂહસિદ્ધિનો અમલ કરેછે તે વખતે જો વિરોધી વ્યવહાર કરવા તે નાના ચિત્તોથી કરવા માગે છે તો તે સમયે તેના સંકલ્પરૂપ નિમિત્તથી અસ્મિતામાથી તે નાના ચિત્તોની ઉત્પત્તિ થાય છે એ પ્રમાણે યોગીઓ કરે છે તેમાટે શ્રીયોગવાર્તિકમા આ વાક્યો પ્રમાણરૂપે આપ્યા છે કે

योगीश्वर शरीराणि करोति विकरोति च
प्राप्नुयाद्विषयान् कैश्चित् कैश्चिदुग्रं तपश्चरेत् ।
संहरेच्च पुनस्तानि सूर्यो रश्मिगणानिव ॥

યોગીશ્વર વિવિધ શરીરોનુ નિર્માણ કરેછે તેમાથી કેટલાકવડે વિષયોનો ભોગ ભોગવેછે તથા કેટલાકને ઉગ્ર તપમા જોડે છે તથા પછી ઇચ્છા થતા પુન તે સઘળા સમેટી લેછે

તેથી એ સિદ્ધ થાયછે કે યોગીશ્વર નાના શરીરો ધારણ કરેછે તે પ્રસંગે વિરુદ્ધ વ્યવહાર થવા તેમના સંકલ્પથી અનેક ચિત્તો અસ્મિતામાથી ઉત્પન્ન થાયછે હવે એ શંકા રહી કે જ્યારે એ ચિત્તો સર્વ ભિન્ન ભિન્ન હોય છે અર્થાત્ યોગીના મૂળ ચિત્તથી ભિન્ન છે તો જેમ એક ચિત્તના અભિપ્રાયનુ અન્ય ચિત્ત નિયમન કરી શકતુ નથી તેમ આમા પણ થવુ જોઇએ છતા તે તો અવિરુદ્ધ છે એ શંકા દૂર કરવા હવે કહેછે કે

**प्रवृत्तिभेदे प्रयोजकं चित्तमेकमनेकेषाम् ॥ ५ ॥**

સૂત્રાર્થ —યોગીએ નિમાણ કરેલા અનેક ચિત્તોની ભિન્ન ભિન્ન પ્રવૃત્તિમા એક ચિત્ત પ્રયોજકરૂપે હોયછે

આ સૂત્રમા એ કહ્યુ કે જ્યારે યોગી   સ્મૂહ રચી પ્રત્યેક શરીરમા એક એક ચિત્ત અહં કારથકી ઉત્પન્ન કરી સ્થાપે છે તે સમયે એ ભિન્ન ભિન્ન ચિત્તોની વિવિધ પ્રવૃત્તિઓ પોતાની ઇચ્છાનુસાર થાય તેમાટે પોતાના મૂળ ચિત્તને તેના પ્રયોજકરૂપે (અતર્યામિ રૂપે) સંકલ્પ કરી સ્થાપેછે આમ થવાથી સર્વ ચિત્તોની વિવિધ પ્રવૃત્તિઓમા યોગીનુ મૂળ ચિત્ત અતર્યામિરૂપે થયેલુ હોવાથી તે સર્વ ચિત્તોથી થતી પ્રવૃત્તિઓ મૂળ ચિત્તની વૃત્તિઅનુસાર થાયછે તેમ જ તે મૂળ ચિત્તમા એ સર્વ પ્રવૃત્તિઓનુ અનુસંધાન પણ થઇ શકેછે

આ સૂત્રોથી શ્રીવિષ્ણુઆદિના અવતારોના રહસ્યનુ પણ વ્યાખ્યાન થઇ જાયછે

આ પ્રમાણે આ સૂત્રોથી પાચ પ્રકારની સિદ્ધિઓ તથા તેની ઉપપત્તિમાટે તેના પ્રકારનુ વ્યાખ્યાન કર્યુ એ સિદ્ધિઓના પાચ પ્રકાર કહ્યાથી જ સિદ્ધિવાળા ચિત્તોના પણ પાચ પ્રકાર થયા, જેમ કે જન્મસિદ્ધ ચિત્ત ઓષધિસિદ્ધ ચિત્ત મંત્રસિદ્ધ ચિત્ત તપસિદ્ધ ચિત્ત અને સમાધિસિદ્ધ ચિત્ત એ પાચ પ્રકારના ચિત્તોમાથી કયુ ચિત્ત કૈવલ્યને યોગ્ય છે તે નિર્ધારણ કરવા હવે કહે છે ક

**तत्र ध्यानजमनाशयम् ॥ ६ ॥**

સૂત્રાર્થ –આ પાચ સિદ્ધ ચિત્તોમા જે ધ્યાનસિદ્ધ (સમાધિસિદ્ધ) ચિત્ત છે તે જ ક્લેશકર્મની વાસનારૂપ આશયથી રહિત હોય છે

ध्यानजम्–ધ્યાનથી સસ્કૃત થયેલુ ધ્યાન અને સમાધિ એ બને અહિં એકાર્થપરત્વે મૂક્યા છે તેથી ધ્યાનથી સસ્કૃત થયેલ ચિત્ત તે જ સમાધિસિદ્ધ ચિત્ત છે

अनाशयम् ક્લેશકર્મની વાસના વા સસ્કારો ચિત્તમા વા સંચિતકોશમા પડી રહેનાર હોવાથી આશય છે એ આશય જેમા નથી તે અનાશય છે

આ સૂત્રથી એ કહ્યુ કે જે ચિત્તને સમાધિરૂપ યોગ સિદ્ધ થયો છે ને ચિત્તમા યોગવડે તત્ત્વજ્ઞાનનો ઉદય થાય છે તત્ત્વજ્ઞાનનો ઉદય થવાથી અવિદ્યાદિ ક્લેશોનો દાહ થાય છે એ ક્લેશોનો દાહ થવાથી તે યોગીની ક્લેશમૂલક પ્રવૃત્તિ થતી નથી અર્થાત્ તેને પુણ્યપાપનો સંબંધ થતો નથી આ પ્રમાણે ક્લેશકર્મની વાસનાનો દાહ થવાથી તથા નવા પુણ્યપાપ ન બંધાવાથી એ ચિત્ત જ મોક્ષને યો-

જ્ય છે ત્યારે એ ચિત્તમા જ કૈવલ્ય થાય છે અન્ય ચાર પ્રકારનાં ચિત્તોમા યોગ ન સિદ્ધ થયેલો હોવાથી તત્ત્વજ્ઞાન થયેલું હોતુ નથી તેથી તે ચિત્તોની ક્લેશકર્માદિ વાસનાનો દાહ થતો નથી, જેથી તે ચિત્તો નવાં પુણ્યપાપથી પણ સબંધવાળા થાય છે અર્થાત્ મોક્ષ વા કૈવલ્યને પામવાયોગ્ય નથી.

અહિ એ શંકા થશે કે મન્ત્રથી તત્ત્વજ્ઞાન થયેલુ શ્રીવાદિમ-ઙિરિગેરેમા જોવામા આવે છે તો પછી મન્ત્રસિદ્ધ ચિત્ત કૈવલ્યભાગી નથી એમ કેમ કહેવાય ? એનો ઉત્તર એ કે મન્ત્રશબ્દવડે ક્ત શ્રીમદ્‌ગુરૂઉપદિષ્ટ પારમાર્થિક શ્રેયને કરનાર મંત્રોનું જ ગ્રહણ કરવાનુ નથી પણ અન્ય યક્ષ, રાક્ષસ, ભૂત, પ્રેત, ગણેશ, ઇન્દ્રાદિ દેવતાઓને પ્રસન્ન કરનાર મન્ત્રોનુ પણ ગ્રહણ થાય છે આમ હોવાથી આ બીજા પ્રકારના સકામ મન્ત્રોથી તો સિદ્ધિઓ માત્ર મળે છે પણ કઇ તત્ત્વજ્ઞાન થતું નથી, તેથી એ મન્ત્રથી સિદ્ધિવાળાં થયેલાં ચિત્તો તો અનાશય થયેલા નહિ હોવાથી કૈવલ્યયોગ્ય નથી પ્રથમ પ્રકારના મન્ત્રથી તત્ત્વજ્ઞાન થાય છે એ વાત સાચી છે તથાપિ એ મન્ત્ર વાચક, ઉપાશુ, માનસ, ધ્યાન અને શૂન્ય એ ભેદથી પાચ પ્રકારનો હોય છે, અર્થાત્ પાચ ભૂમિકાવાળો હોય છે એ મન્ત્ર જ્યારે ધ્યાન ભૂમિકાના પહોચે છે ત્યારે જ પછી તત્ત્વજ્ઞાન એનાથી થાય છે અને ધ્યાનભૂમિકામા મન્ત્રનો જપ કરનાર યોગીની સ્થિતિ તથા ધ્યાન અને સમાધિની સ્થિતિ એક જ છે, તેથી મન્ત્રજપથી જે કૈવલ્યયોગ્ય ચિત્ત થાય છે તે પણ ધ્યાન વા સમાધિરૂપયોગદ્વારા જ થાય છે તેથી અહિ જે કહ્યુ છે કે ધ્યાનથી સસ્કૃત ચિત્ત જ અનાશય હોય છે તે યોગ્ય છે

આપ્રમાણે આ સૂત્રથી ધ્યાનસિદ્ધ ચિત્ત વાસનારહિત હોય છે અને તેથી સમાધિસિદ્ધિઓ જ શ્રેષ્ઠ છે એ પ્રતિપાદન કર્યુ. ત્યા ધ્યાનસિદ્ધ ચિત્ત જ કેવી રીતે વાસનારહિત હોય છે અને અન્ય કેમ નથી, તે હેતુનુ કથન કરવા પ્રથમ એની વચ્ચે જે કર્મનો ભેદ હોય છે તે પ્રતિપાદન કરે છે.

कर्माशुक्लाकृष्णं योगिनस्त्रिविधमितरेषाम् ॥ ७ ॥

સૂત્રાર્થ —યોગીના અશુક્લાકૃષ્ણ કર્મ હોય છે, અને અન્ય ચિત્તના કર્મ કૃષ્ણ, શુક્લકૃષ્ણ અને શુક્લ એ ત્રણ પ્રકારના હોય છે.

अशुक्ल०—એટલે જે શુક્લ પણ નહિ અને કૃષ્ણ પણ નહિ તે

त्रिविधम्=એટલે શુક્લ, કૃષ્ણ અને શુક્લકૃષ્ણ

इतरेषां—અન્ય ચિત્તના

આ સૂત્રથી એ કહ્યું કે કર્મ ચાર પ્રકારનાં હોય છે. (૧) કૃષ્ણ (૨) શુક્લકૃષ્ણ, (૩) શુક્લ અને (૪) અશુક્લઅકૃષ્ણ. ત્યાં જે કર્મ પાપહેતુ હોય અને તેથી નરકાદિ ફળને આપનાર હોયછે તે કૃષ્ણ છે. જે પાપ અને પુણ્ય ઉભયના હેતુરૂપ હોય છે તે શુક્લકૃષ્ણ છે જે કેવલ પુણ્યને ઉત્પન્ન કરનાર હોયછે તે શુક્લ છે અને જે પુણ્ય વા પાપ કશાને ઉત્પન્ન કરતું નથી તે અશુક્લાકૃષ્ણ છે. આથી ચૌર્ય, વ્યભિચારાદિ નિષિદ્ધ કર્મો પાપને ઉત્પન્ન કરનાર હોવાથી કૃષ્ણકર્મ છે જ્યોતિષ્ટોમાદિ યાગો અર્થાત્ બહિસાધનથી સાધ્ય થતી, પ્રધાનપણે પુણ્યહેતુક જણાતી ક્રિયાઓ રજોવર્ધક હોવાથી શુક્લકૃષ્ણ છે એ જ્યોતિષ્ટોમયાગાદિ વ્યાપારમાં પશુવધ, શ્રીહિવિગેરેનું અવઘાતવિગેરે કરવામાં આવે છે તેથી જીવહિંસા થાય છે, તેમ જ એ કર્મો બાહ્ય સાધનથી કરાયછે તેથી તેમાં પિપીલિકાદિ ક્ષુદ્ર જીવોની પણ હિંસા થાયછે તેથી એ કર્મો પાપહેતુક હોવાથી કૃષ્ણ છે. તેમ જ એ કર્મોમાં બ્રાહ્મણોને દક્ષિણાવિગેરે અપાય છે તથા એથી દેવતાનો અનુગ્રહ થાય છે તેથી એ કર્મો પ્રધાનપણે પુણ્યહેતુક પણ છે. આમ હોવાથી એ કર્મો શુક્લકૃષ્ણ છે મનથી સાધ્ય થતી જપયજ્ઞવિગેરે ક્રિયાઓ સત્ત્વવર્ધક હોવાથી અર્થાત્ પાપમાત્રથી રહિત હોવાથી શુક્લ કર્મ છે, અને તત્ત્વજ્ઞાનવાળા મહાત્માઓનાં કર્મો—જે કર્મો અવશ્ય કર્તવ્યરૂપે પ્રાપ્ત થવાથી તેના ફલની સ્પૃહાવિના કરાય છે તે કર્મો—અભિમાનપણે ન કરાયેલાં હોવાથી, તથા તે કરનાર મહાત્માઓના ક્લેશોનો ક્ષય થયેલો હોવાથી એ કર્મોનાં ફલપર તેમનો રાગ ન હોવાથી એ કર્મો પુણ્ય વા પાપ કશાના હેતુરૂપ થતાં નથી, જેથી શુક્લત્વ અને કૃષ્ણત્વથી રહિત છે અર્થાત્ અશુક્લાકૃષ્ણ છે ખરું જોતાં એ કર્મો કર્યા છતાં પણ ન કરેલાંજેવાં છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યું છે કે

> त्यक्त्वा कर्मफलासङ्गं नित्यतृप्तो निराश्रयः ।
> कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥
> यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
> हत्वाऽपि स इमान् लोकान् न हन्ति न निबध्यते ॥

જે મહાત્મા યોગી પુરુષ કર્મના ફલમાંથી પોતાની સ્પૃહા સમૂલ લઈ પોતે નિત્યતૃપ્ત તથા નિરાશ્રય રહી કર્મોમાં પ્રવૃત્તિ કરે છે તે મહાત્માને એ કર્મોસાથે સંબંધ ન હોવાથી એ કર્મો તેનાથી ન કરાયેલાંજેવાં થઈ રહે છે. જેમનો અહંભાવ ગલિત થયો છે તથા જેમની બુદ્ધિએ મમત્વાભિમાન મુકી દીધું છે તેવા મહાત્મા પુરુષો

જેમને સાધકાવસ્થામાં જ નિંદ્ય વ્યવહારો અત્યંત છૂટી ગયા છે તે-ધર્મથી પ્રાપ્ત હોય ત્યારે લોકનું હનનવિગેરે કરે તથાપિ તેમને એ કર્મસાથે કશો સંબંધ થતો નથી.

આ ચાર પ્રકારનાં કર્મોમાંથી પ્રથમ ત્રણ પ્રકારનાં કર્મો ઇતર લોકોનાં હોયછે અને યોગીનાં કર્મ ચતુર્થ પ્રકારનાં હોય છે. આમ હોવાથી યોગીને પાપપુણ્યસાથે સંબંધ થતો નથી, અને તેથી તેનું ચિત્ત વાસનારહિત હોયછે.

અહિં અન્ય પ્રકારનાં ચિત્તો કૈવલ્યભાગી નથી એ સૂચવ્યું અને તેનું કારણ એ આપ્યું કે એ ચિત્તવાળા પુરુષોનાં કર્મ શુક્લાદિ ત્રણ પ્રકારનાં છે. પણ એટલા માત્રથી સાધ્યની સિદ્ધિ થતી નથી. કેમકે કર્મો ભલે આ ત્રણ પ્રકારનાં હોય તથાપિ જો એ કર્મો મૃત્યુસમયે વાસનાની અભિવ્યક્તિ નહિ કરે એમ હોય તો ચિત્ત વાસનાવાળું રહ્યા છતાં કૈવલ્યભાગી થઇ શકે તેથી અહિં કહેલા સાધ્યની સિદ્ધિમાટે એ અવશ્ય પ્રતિપાદન કરવું જોઇએ કે એ કર્મો પોતાનાં ફલમાટે વાસનાની અભિવ્યક્તિ નિયમે કરીને કરેછે. આ પ્રમાણે આ પ્રતિપાદન આવશ્યક હોવાથી સૂત્રકાર એ કરેછે.

**ततस्तद्विपाकानुगुणानामेवाभिव्यक्तिर्वासनानाम् ॥ ८ ॥**

સૂત્રાર્થ—એ ત્રિવિધ કર્મના વિપાકને અનુસરતી જ વાસનાની અભિવ્યક્તિ થાયછે.

तत—ઉપર કહેલા યોગીથી ઇતર પુરુષનાં ત્રિવિધ કર્મથી

तद्वि०—એ કર્મના જે જન્મ, આયુષ્ અને ભોગરૂપ વિપાક તેને અનુગુણ અર્થાત્ અનુસરતી

वासनानाम्—એટલે સ્મૃતિફલક સંસ્કારોની. વાસના એટલે સંસ્કાર. એ સંસ્કારો બે પ્રકારના હોય છે (૧) જાતિ, આયુષ્ વિગેરે ભોગને આપનાર પુણ્યપાપરૂપ, અદૃષ્ટ વા અપૂર્વ નામથી ઓળખાતા સંસ્કારો અને (૨) તે તે જન્મમાં મળતા ભોગોની ઇચ્છાઓના સંસ્કારો, જેમકે મનુષ્યજન્મના ભોગરૂપ જે મનુષ્યસ્ત્રી, ગૃહ, ક્ષેત્ર, અન્નાદિ પદાર્થો તેની ઇચ્છાના સંસ્કારો, દિવ્ય જન્મમાં દિવ્યસ્ત્રી, દિવ્ય ગૃહાદિની ઇચ્છાના સંસ્કારો વિગેરે. આ બંને પ્રકારના સંસ્કારો વાસના કહેવાય છે. ત્યાં આ સ્થળે તો વાસનાશબ્દ દ્વિતીય પ્રકારના સંસ્કારોનો વાચક છે. પ્રથમ પ્રકારના સંસ્કારોવિષે તો દ્વિતીય પાદમાં કહ્યું છે તેથી આ સ્થળે માત્ર દ્વિતીય પ્રકારની વાસનાવિષે જ કહેવું અભિષ્ટ છે.

આ સૂત્રમાં એ કહ્યું કે જ્યારે મૃત્યુસમયે ઉપરનાં ત્રિવિધ

કર્મો પરિપક્વ થઇ કોઇ જન્મ અભિમાનીને આપેછે તે સમયે તે અભિમાનીના ચિત્તમાં નિયમે કરીને તે જન્મના ભોગને યોગ્ય વાસનાની અભિવ્યક્તિ થાય છે. જો કૃષ્ણકર્મ પરિપક્વ થયાં હોયછે તો એ નરકાદિ સ્થાને લઇ જનાર છે, તેથી એ કર્મો મૃત્યુસમયે નરકના તમસોહમયીઓઆદિ ભોગોવિષે રાગાત્મક વાસનાઓને અભિવ્યક્ત કરેછે. તેમ જ જો મૃત્યુસમયે દિવ્ય જન્મને આપનાર કર્મો બળવાન્ થયાં હોયછે તો એ કર્મ દેવલોકમા અભિમાનીને લઇ જનાર છે તેથી અભિમાનીને પૂર્વના અનુભવથી બંધાયેલી જે દિવ્યભોગોના સંસ્કારરૂપ વાસનાઓ તેને જ અભિવ્યક્ત કરે છે, વિગેરે તેથી આ સૂત્રથી પૂર્વની શંકાનો એ ઉત્તર આપ્યો કે ઉપરના સૂત્રમાં કહેલા કૃષ્ણાદિ ત્રણ પ્રકારના કર્મો પુણ્યપાપના હેતુરૂપ હોવાથી ભોગના હેતુરૂપ હોય છે અને ભોગના હેતુરૂપ હોવાથી એ કર્મો જ્યારે પોતાનુ ફલ આપવા પોતાને યોગ્ય શરીરને રચે છે ત્યારે નિયમે કરીને તે અભિમાનીના ચિત્તમા રહેલી તે જન્મને યોગ્ય ભોગવાસનાને જાગ્રત્ કરે છે તેથી જ્યાસુધી ભોગહેતુક કર્મ રહેવાના ત્યાસુધી વાસનાની અભિવ્યક્તિ નિયમે કરીને થવાની તેવા કર્મ હોય છતા વાસનાની અનભિવ્યક્તિ માનવી એ અયોગ્ય છે, તેથી યોગીમહાત્મા અને અન્ય સિદ્ધ ચિત્તોના કર્મનો ભેદ હોવાથી યોગીનુ ચિત્ત મરણ સમયે અનાશય જ હોય છે અને અન્યનુ ચિત્ત વાસનાની અભિવ્યક્તિવાળુ હોય છે આનુ મૂળ કારણ તો એ જ છે કે યોગીને તત્ત્વજ્ઞાન થયેલુ હોવાથી તેના ક્લેશસંસ્કારો દગ્ધ થઇ ગયા છે તેથી તેનાં કર્મ અશુક્લાકૃષ્ણ થાય છે અને તેથી એ કર્મોનુ બંધન પણ યોગીને થતુ નથી અયોગિચિત્તોમા (પછી તે સિદ્ધ ચિત્તો હોય કે નહિ) તત્ત્વજ્ઞાનનો અગ્નિ અનુભવાયો નથી તેથી એ ચિત્તોના ક્લેશસંસ્કારો જાગ્રત્ હોય છે, તેથી તેમના કર્મ પણ કૃષ્ણાદિ પ્રકારના થાય છે અને તેથી એ કર્મો ચિત્તમા રહેલી વાસનાઓમાથી, પોતે જે જાતિનો જન્મ તે અભિમાનીને પમાડનાર હોય છે તે જાતિના જન્મના ભોગોને અનુકૂલ જે વાસના હોય છે તેનો જ ઉદય કરે છે. આમ હોવાથી મૃત્યુસમયે એ ચિત્તો વાસનાની અભિવ્યક્તિવાળા હોવાથી નિરાશય હોતા નથી.

આ પ્રસંગમાં આ શંકાઓ થાય છે. પ્રથમ તો એ કે વાસનાઓ સંસ્કારરૂપ છે તો કોઇને નરકાદિના ભોગોપ્રતિ રાગના સંસ્કારો હોતા નથી. એમ હોવાથી એ ભોગોસંબંધી વાસના કોઇને હોતી જ નથી તેથી મૃત્યુસમયે કર્મ વાસનાની અભિવ્યક્તિ કરી

તે તે જન્મને પમાડે છે એ વાત અસત્ય છે.

બીજી શંકા એ થાય છે કે યદ્યપિ એમ માનીએ કે નરકાદિ ભોગોની પણ વાસનાઓ જીવને હોય છે તથાપિ કર્મો પોતાને અનુકૂલ વાસનાને જ અભિવ્યક્ત કરે એ ઉપપત્તિરહિત છે દરેક જીવને તત્કાલના જે તાજા સંસ્કારો હોય તેની અભિવ્યક્તિ થાય છે જેમકે એક પ્રસંગ આજે પ્રાતઃકાળે જોયો હોય અને બીજો પ્રસંગ દશ વર્ષ ઉપર જોયો હોય તો એ બેમાંથી સાયંકાળે જો તે માણસને સ્મૃતિ થાય તો આજ પ્રાતઃકાળના પ્રસંગની થવાની કારણ કે તે તાજો પ્રસંગ છે આ નિયમથી એક જીવે મનુષ્યશરીર ધરી તેમાં વિવિધ ભોગો ભોગવ્યા અને જ્યોતિષ્ટોમાદિ યાગવિગેરે સત્કર્મો પણ કર્યાં એ અભિમાનીએ ધારો કે દેવશરીર એક હજાર જન્મ પૂર્વે ધર્યું હતું હવે જ્યારે એ અભિમાની મનુષ્યશરીરને છોડવાનો ત્યારે એને જે સ્મૃતિ અને ઇચ્છાઓ થવાની તે મનુષ્યશરીરના ભોગોની થવાની, કારણ કે એ ભોગોના અનુભવથી પડેલા સંસ્કારો તાજા છે, કંઈ અનંત વ્યવહિત દેવશરીરના ભોગોની સ્મૃતિ અને ઇચ્છાઓ થવાની નહિ તેથી જ્યોતિષ્ટોમયાગરૂપ કર્મ જો એના ફલભોગને વાસનાની અભિવ્યક્તિ કરે તો તે અભિવ્યક્ત થનાર વાસના અવ્યવહિત પૂર્વ હોવાથી મનુષ્યજન્મની વાસના હોવાની, કંઈ દેવશરીરની વાસના નહિ હોય તેથી પોતાને અનુરૂપ વાસનાની જ કર્મો પોતાના વિપાકસમયે અભિવ્યક્તિ કરે છે એ કહેવું યુક્તિયુક્ત નથી

ત્રીજી શંકા એ થાય છે કે કદાચ એમ પણ માનીએ કે કર્મો પોતાના વિપાકસમયે પોતાને અનુરૂપ વાસના જ-પછી તે વ્યવહિત હોય તો પણ-અભિવ્યક્ત કરે છે અને જન્મ થવામાટે તે જન્મની વાસનાની અભિવ્યક્તિ થાય છે તથાપિ એ [illegible] નિયમે કરી થાય છે એ માનવું પરંતુ નથી કારણ કે જ્યારે દરેક જન્મમાટે વાસના પૂર્વે વિદ્યમાન હોવી જ જોઈએ અને વાસના [illegible] હોવાથી નિયમે જીવને પોતાની પૂર્વે તે તે જન્મના ભોગોના અનુભવની અપેક્ષા રાખે છે, ત્યારે સ્પષ્ટ રીતે અનવસ્થા આવે છે અનવસ્થા રૂપ થાય તો અન્યોન્યાશ્રય દોષ આવે છે

એ શંકાઓમાંથી પ્રથમ શંકાનો ઉત્તર એ છે કે નરકાદિના [illegible] વાસનાઓની નથી એ અસત્ય છે. મનુષ્યશરીરમાં જીવ હોય ત્યારે તેને નરકના ભોગ [illegible] હોતી નથી. તથાપિ તે [illegible]

---

૧ જન્મ પૂર્વે વાસના અને વાસના પૂર્વે અનુભવ આવે છે [illegible] માટે તે તે જન્મ, તેની પૂર્વે વાસના, [illegible] માટે જન્મ [illegible]

વ્યભિચારાદિ દુષ્ટ કર્મને કરનાર હોવાથી સામાન્યરૂપે સ્ત્રીઆદિવિષે એને પ્રીતિ હોય છે અને તેથી નરકમાના ભોગરૂપ તપ્ત લોહમયી સ્ત્રી આદિ વિષે એને સામાન્યરૂપે રાગ હોયછે ખરૂ જોતા તો એ રાગ પણ ખાસ જરૂરનો નથી, કારણ કે જે નરકાદિના ભોગની ઇચ્છા છે તે મનુષ્યશરીરમાં થતી જ નથી, તે તો નરકના ભોગો પામવાને વખતે જ થાયછે આપણે જોઇએ છીએ કે જે વિષ્ટાની ઇચ્છા કોઇ મનુષ્યના ચિત્તમા ઉદય થતી નથી તે વિષ્ટાને કુતરો પ્રીતિવડે ભક્ષણ કરેછે એથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે કુતરાનો જન્મ પામનાર જીવને એ જન્મના ભોગરૂપ વિષ્ટા વિગેરે પદાર્થોવિષે પ્રીતિ હોયછે તો પછી નરકના ભોગની ઇચ્છાઓ થતી નથી એ કહેવુ અયોગ્ય છે આ સૂત્રમા જે વાસનાની અભિવ્યક્તિ કહી છે તે મૃત્યુસમયે જ કહીછે તેથી સર્વાશે યોગ્ય છે

બીજી શંકાનો ઉત્તર આપતા ગ્રંથકાર કહેછે કે

**जातिदेशकालव्यवहितानामप्यानन्तर्यं स्मृतिसंस्कारयो रेकरूपत्वात् ॥९॥**

સૂત્રાર્થ—જન્મ, દેશ અને કાળે કરીને વ્યવહિત થયેલી વાસના હોય છતા તેમનુ આનન્તર્ય થાય છે કારણ કે સ્મૃતિ અને સંસ્કાર સજાતીય હોયછે

जाति०—જાતિ એટલે જન્મ, દેશ અને કાળ એથી વ્યવહિત થયેલી વાસનાઓ હોયછે તથાપિ—

आनन्तर्यम्—એ વાસના અનંતર થાયછે જે પદાર્થ જેના કાર્યરૂપ હોયછે તે તેનાથી અનંતર કહેવાયછે એ બેની વચ્ચેનો કાર્યકારણભાવ તે કાર્યના સંબંધે આનંતર્ય છે આનંતર્યનો અહિં તાત્પર્યાર્થ એ છે કે અવ્યવહિત હોય તેમ કાર્ય કરવાપણુ તે આનંતર્ય છે

एकरूपत्वात्—સદૃશ હોયછે તેથી

આ સૂત્રથી એ કહ્યુ કે પૂર્વે જે શંકા કરી હતી કે અવ્યવહિત પૂર્વ કાળની વાસનાઓ ઉદય પામવી જોઇએ તે અયોગ્ય છે કારણ કે એવો કોઇ નિયમ નથી કે જે અવ્યવહિત પૂર્વસમયમા હોય તે સંસ્કારનો પ્રથમ ઉદય થાય અને જે તેની પૂર્વનો હોય તે તેની પછી ઉદય થાય દૃષ્ટાન્તરૂપે ધારો કે એક માણસે એક શહેર પચીશ વર્ષ ઉપર જોયુ છે અને તે માણસે તે જ દિવસે એક ઇન્દ્રજાલિકનો ખેલ જોયો છે હવે ધારો કે પૂર્વે-પચીશ વર્ષે જોયેલા શહેરનો એક પરિચિત માણસ તેને સાયંકાળે મળ્યો તો એ સાયંકાળે એ માણસને અવ્યવહિત પૂર્વસમયમા જોયેલા બાદિગરના તમાસાની સ્મૃતિ થવી જોઇએ પણ તે થતી નથી, પણ પચીશ વર્ષ ઉપર જોયેલા શ-

પ્રકારનો અનુભવ થાય છે તે પ્રકારનો જ સંસ્કાર પડે છે અને જે પ્રકારનો સંસ્કાર પડે છે તે જ પ્રકારની સ્મૃતિ થાય છે. ઘટનો અનુભવ થવાથી ઘટવિષયક સંસ્કાર પડે છે અને ઘટવિષયક સંસ્કારથી પટવિષયક સ્મૃતિ થતી નથી પણ ઘટવિષયક જ સ્મૃતિ થાય છે, અર્થાત્ અનુભવ સંસ્કાર અને સ્મૃતિ એ ત્રણેનો અભિન્ન વિષય હોય છે એ નિયમથી જ્યારે દેવજાતીય જન્મ આપનાર કર્મનો પરિપાક થાય છે તે સમયે એ દેવજાતીય જન્મ આપનાર કર્મના સંસ્કારો દેવજાતીય હોવાથી એ સંસ્કારથી થતી સ્મૃતિ પણ દેવજાતીય જ હોવાની, એટલે એ કર્મની પૂર્વે જેમ એ કર્મના સજાતીય કર્મથી દેવશરીરને યોગ્ય વાસનાનો ઉદય થતો હતો તેમ, આ સમયે પણ થવાનો જ તેથી એ સિદ્ધ થાય છે કે જે જાતિના કર્મો પરિપક્વ થાય છે તે જ જાતિના ક્રિયા, જ્ઞાન અને રાગાદિ સંસ્કારોરૂપ વાસનાની તે કર્મથી અભિવ્યક્તિ થાય છે, અન્ય જાતિના સંસ્કારોની અભિવ્યક્તિ થતી નથી પછી એ વાસનાઓ ભલે તો પૂર્વે કોટિ જન્મ ઉપર બંધાઈ હોય વા અત્યંતદૂર દેશમાં બંધાઈ હોય, વા હજાર કલ્પ ઉપર બંધાઈ હોય જાતિઆદિનું વ્યવધાન કંઈ કર્માશયરૂપ સંસ્કારની અભિવ્યક્તિમાં બાધક નથી

આપ્રમાણે આ સૂત્રમાં ૮ મા સૂત્રના પ્રસંગમાં કરેલી બીજી શંકાનું સમાધાન કર્યું, પણ આ પ્રસંગમાં એક અધિક શંકા એ થાય છે કે આપ્રમાણે વાસનાની અભિવ્યક્તિ ક્યારે અંગીકાર કરાય કે જ્યારે પૂર્વ જન્મ માનીએ ત્યારે અર્થાત્ જ્યારે એ વાસનાઓ પૂર્વ અનુભવેલા દિવ્યાદિ ભોગોથી બંધાયેલી છે એમ માનીએ તો યોગ્ય અભિવ્યંજક મળવાથી તેની અભિવ્યક્તિ થાય છે એ પણ અંગીકાર કરાય તથાપિ પૂર્વ જન્મ માનવામાં શું પ્રમાણ છે? કંઈ જ નથી આ આક્ષેપ દૂર કરવા તથા ૮ મા સૂત્રની વ્યાખ્યામાં કરેલી તૃતીય શંકારૂપ અનવસ્થા દોષનો પરિહાર કરવા સૂત્રકાર કહે છે કે

**तासामनादित्वं चाशिषो नित्यत्वात् ॥ १० ॥** [1]

---

[1] આ સૂત્ર તથા પૂર્વના સૂત્રોમાં જીવોને અનાદિકાળથી જન્મ મરણ થતા ચાલ્યા આવ્યા છે એ સિદ્ધાન્ત બતાવ્યો છે જે લોકો માત્ર સ્વર્ગ, નરક અને આ લોક એમ ત્રણ જ માને છે તથા જીવોના બે જ જન્મ માને છે તેમને આ સિદ્ધાન્ત કડવો ઝેર જેવો લાગે છે તથાપિ એ સત્ય હોવાથી સર્વ માન્ય થયો છે પોતાની ઇચ્છાનુસાર મરણ એમાં સર્વને સ્વતંત્રતા છે તથાપિ વિવેકપુર:સર માનવું હોય તો આ બે જન્મનો સિદ્ધાન્ત જરા પણ ટકી શકતો નથી અનુ

એ છીએ કે પૂર્વના અનુભવથી પડેલા સસ્કારથી થાય છે એ નિયમે એ બાળકને થતી મરણની સ્મૃતિ પણ મરણના અનુભવથી પડેલા સસ્કારથી જ થવી ઘટેછે, અર્થાત્ એ સ્મૃતિની ઉપપત્તિમાટે મરણનો અનુભવ અવશ્ય હોવો ઘટે છે ત્યા આ વર્તમાન જન્મમા તો એ બાળકને મરણનો અનુભવ થયો નથી, તેથી એ મરણના અનુભવને માટે પૂર્વજન્મ અવશ્ય હોવો જોઇએ એ સિદ્ધ થાય છે તેમ જ પૂર્વ જન્મમા પણ એ જ અભિમાનીને વર્તમાન જન્મની માફક એ જ પ્રકારે મરણનો ભય હશે એ પણ માનવુ ઉચિત છે તેથી ઉપર રીતે પ્રક્રિયાપ્રમાણે તેની પૂર્વનો જન્મ પણ હોવો ઘટે છે આ પ્રમાણે પ્રત્યેક જન્મમા મરણના ત્રાસરૂપ અભિનિવેશની સ્થિતિ હોવાથી તેની પૂર્વે પૂર્વે જન્મ અવશ્ય હોવા ઘટે છે તેથી એ સિદ્ધ થાય છે કે મરણના ત્રાસરૂપ અભિનિવેશના પ્રતિજન્મમા સ્થિતિ હોવાથી પૂર્વજન્મ હોવો* જ જોઇએ એટલુ જ નહિ પણ એના અનત પૂર્વ જન્મો હોવા જોઇએ, અને જ્યારે અનત પૂર્વ જન્મો સિદ્ધ થયા ત્યારે અનત જન્મોના સસ્કારો પણ ચિત્તમા હોવા જ જોઇએ એ પણ સિદ્ધ થાય છે અર્થાત્ એ સસ્કારરૂપ વાસનાનુ અનાદિપણુ સહજ સિદ્ધ થાય છે વાસનાનુ અનાદિત્વ પ્રમાણસિદ્ધ થવાથી પૂર્વે જે અનવસ્થારૂપ દોષ આપ્યો હતો તે અયોગ્ય ઠરે છે કારણ કે "प्रमाणकी अनवस्था न दोषाय प्रमाणसिद्ध अनादित्व होय तो दोषरूप अनवस्थाने स्थान कर्तुं नथी" એ સર્વમાન્ય ન્યાય છે

આ પ્રમાણે આ સૂત્રથી એ સિદ્ધ કર્યું કે મરણત્રાસ પ્રતિજન્મમા વિદ્યમાન હોવાથી જન્મોની અનાદિતા તેથી સહજ સિદ્ધ થાય છે અને જન્મોનુ અનાદિત્વ હોવાથી વાસનાનુ અનાદિત્વ હોય છે એટલુ જ નહિ પણ અનેક જન્મોની વાસના હોવાથી વાસના પણ અનત હોય છે

આ અનત પ્રકારની વાસનાઓ ચિત્તમા સદા પ્રસુપ્ત થઇ પડી રહે છે એમાથી જે જન્મો આપનાર કર્મસસ્કારનો ઉદય થાય છે તે કર્મસસ્કારરૂપ નિમિત્તવશાત્ તે જન્મને અનુકૂળ વાસનાઓ તે પ્રસગે અભિવ્યક્ત થાય છે

આ રીતે આ સૂત્રોથી ( ૭–૮–૯–૧૦ ) એ પ્રતિપાદન કર્યું કે યોગીનુ ચિત્ત સમાધિથી થનારા જ્ઞાનાગ્નિથી દગ્ધક્લેશવાસનાવાળુ થાય છે તથા તેના કર્મ પણ અશુક્લાકૃષ્ણ હોય છે તેથી એ ચિત્ત

* આ પ્રક્રિયાનુ પ્રતિપાદન પ્રસગવશાત્ દ્વિતીય પાદમા અભિનિવેશરૂપક્લેશની વ્યાખ્યા પ્રસગે કર્યુ છે તેથી ત્યા પણ જોવુ

અનાશય હોવાથી મોક્ષને યોગ્ય છે અને અન્ય જેને ચિત્તોમાં તત્ત્વ
જ્ઞાન થયેલું નથી હોતું તેથી એ ચિત્તોની કલેશવાસના દગ્ધ થયેલી
નથી તેમ જ એ ચિત્તોનાં કર્મો કૃષ્ણાદિ પ્રકારના હોય છે તેથી એ
કર્મોમાંથી જે જે પરિપાકને પામે છે તે તે કર્મરૂપ નિમિત્તના બળ
થી એ ચિત્તમાં રહેલી અનાદિ કાળની અનંત વાસનામાંથી એ કર્મ
થી અપાતા જન્મને અનુકુલ વાસનાઓ અવશ્ય અભિવ્યક્ત થાય છે
તેથી એ ચિત્તો અનાશય નથી અને તેથી મોક્ષને યોગ્ય નથી આ
પ્રમાણે આ સૂત્રોથી કૈવલ્યને યોગ્ય ચિત્તનો નિર્ણય કર્યો તથા પ્રસં
ગવશાત્ અન્ય ચિત્તોને બંધ કયા ક્રમથી હોય છે તેનું પણ પ્ર
તિપાદન કર્યું ત્યાં એ પ્રતિપાદનમાં વાસનાને અનાદિ કાળની તથા
અનંત કહી તેથી એ શંકા થાય છે કે, જેમ પુરુષ અનાદિ હોવા
થી તેનો ઉચ્છેદ થવો ઘટતો નથી તેમ વાસના પણ અનાદિ હો
વાથી એમનો ઉચ્છેદ થવો સંભવતો નથી તેમ જ એ વાસનાઓ
અનંત હોવાથી એમનો ઉચ્છેદ કેવી રીતે કરી શકાય? આ શંકાનો
ઉત્તર આપી કૈવલ્યની ઉપપત્તિ કરવા અનાદિ તથા અસંખ્ય એવી જે
વાસના તેનો અત્યંતોચ્છેદ કેવી રીતે થાય છે તેની ઉપપત્તિ કરે છે

**हेतुफलाश्रयालम्बनैः संगृहीतत्वादेषामभावे तदभावः ॥ ११ ॥**

ઉત્પત્તિ થાયછે અને તેથી સંસારની પ્રાપ્તિ અર્થાત્ સંસારનો અનુભવ અને તેથી પુનઃ રાગદ્વેષાત્મક વાસનાનો ઉદ્ભવ થાય છે આ પ્રમાણે વાસનાનો હેતુ અને તેથી સંસારચક્રનો હેતુ અવિદ્યા છે એ વાસનાનું ચિત્તમાં અસ્તિત્વ હોય છે ત્યારે એ વાસનાની અભિવ્યક્તિ-દ્વારા તે તે દેહાદિની પ્રાપ્તિ થાયછે, તેવી દેહાદિની પ્રાપ્તિ એ વાસનાનું ફલ છે. એ વાસનાઓનો આશ્રય સાધિકાર ચિત્ત છે, એટલે જે ચિત્તનો અધિકાર સમાપ્ત થયો નથી એવા ચિત્તમાં જ વાસના હોયછે, જે ચિત્તનો અધિકાર સમાપ્ત થઈ જાય છે તે ચિત્ત પોતાના કારણમાં જ લીન થઇ જાય છે તેથી એ વાસનાનો આશ્રય થઇ શકતું નથી તેથી વાસનાનો આશ્રય તે અધિકારવાળું ચિત્ત છે જે જે વિષયો કર્મવડે સંનિહિત થાયછે અર્થાત્ અભિમુખ થઇ વાસનાને અભિવ્યક્ત કરેછે તે તે વિષયો વાસનાના આલંબનરૂપ વા-વિષયરૂપ છે. મોક્ષસમયે સ્ત્રીવિગેરે વિષયો સંસારમાં તો પડેલા હોયછે તથાપિ મોક્ષ પામતા ચિત્તની અભિમુખ થઇ એ વિષયો કોઇ પણ વાસનાની અભિવ્યક્તિ કરતા નથી, તેથી એ સ્ત્રીવિગેરે વિષયો તે મોક્ષ પામતા ચિત્તની વાસનાના અભિવ્યંજક નહિ હોવાથી વાસનાના આલંબનરૂપ નથી. આમ હોવાથી સર્વ વિષયો વાસનાના આલંબનરૂપ નથી, પણ માત્ર જે વિષય જે સમયે અભિમુખ થઇ વાસનાની અભિવ્યક્તિ કરેછે તે જ વિષય તે સમયે વાસનાના આલંબનરૂપ છે

આ હેતુ, ફલ, આશ્રય અને આલંબન એ ચાર ઉપર વાસનાનો આધાર છે, તેથી એ ચારનો અભાવ થયે વાસનાનો અભાવ થાય છે ત્યાં એ તો સ્પષ્ટ છે કે જ્યાં કારણનો નાશ થાય છે ત્યાં કાર્યનો નાશ અવશ્ય જ થાય છે. તેથી અવિદ્યાનો અભાવ થવાથી વાસનાનો અભાવ થાય એ તો યોગ્ય છે. તેમ જ ફલનો અભાવ થવાથી પણ કારણનો અભાવ થાયછે. જેમકે અધ્યયનને જ અર્થે દેવદત્ત કાશીમાં રહેતો હોય તો કાશીમાં રહેવું એ કારણ છે અને અધ્યયન એ ફલ છે. જે વખતે અધ્યયન પૂરૂં થયું કે તરત દેવદત્ત કાશીથી ચાલી નીકળેછે તેથી ફળનો અભાવ થવાથી કારણનો અભાવ થવો અયોગ્ય નથી એ જ પ્રમાણે જ્યારે વાસનાના કાર્યરૂપ ભોગનો અભાવ થાયછે ત્યારે પછી વાસનાની સ્થિતિમાં કોઇ નિમિત્ત ન હોવાથી વાસનાનો પણ અભાવ થાયછે તેમ જ જ્યારે આશ્રયનો અભાવ થાયછે ત્યારે આશ્રિતનો અવશ્ય અભાવ થાયછે એ સર્વસિદ્ધ નિયમપ્રમાણે ચિત્તનો અભાવ થાયછે ત્યારે ચિત્તને આશ્રયે જ

સ્વેન નાશમાત્રરૂપ આશ્રિતનો અભાવ થાય એ ઉચિત છે તેમ જ જ્યારે આલંબનનો અભાવ થાયછે અર્થાત્ કોઇ પણ વિષય ચિત્તના અભિમુખ થતો નથી ત્યારે વાસનાને અભિવ્યક્ત કરનાર કોઇ હેતુ નહિ હોવાથી વાસનાના આવિર્ભાવનો અભાવ જ થાયછે

આ પ્રમાણે આ સૂત્રથી એ કહ્યું કે અગરજો વાસનાએ અનાદિ છે તથા અનંત છે તથાપિ એ વાસનાઓ કાર્યરૂપ છે અર્થાત્ ઉત્પત્તિ પામેલી છે અને તેથી પુરૂષની માફક અનાદિ નથી પણ પ્રવાહરૂપે અનાદિ છે અર્થાત્ હેતુ આદિ આધારે જ રહેનાર છે તેથી અનાદિ અને અનંત છતાં પણ એ હેતુવિગેરેનો અભાવ થવાથી એ વાસનાનો અભાવ થઇ જાય છે અર્થાત્ નાશ થાયછે

અહિં એ કહ્યું કે આશ્રયરૂપ ચિત્તનો અભાવ થવાથી વાસનાનો અભાવ થાયછે ત્યાં એ શંકા થાય છે કે વાસનાના આશ્રયરૂપ ચિત્ત તો પ્રતિક્ષણે નાશ પામતું દેખાયછે જેમકે દેવશરીરમાનું ચિત્ત તથા મનુષ્યશરીરમાનું ચિત્ત એ બન્ને જુદાં હોયછે તેથી વાસનાનો અભાવ સદા થવો જ જોઇએ તેમ જ બીજી શંકા એ થાયછે કે જે પદાર્થ અસ્તિત્વમાં હોયછે તેનો કદાપિ નાશ થતો નથી અને જે પદાર્થો અસત્ હોયછે તેની કદાપિ ઉત્પત્તિ થતી નથી એ નિયમથી વાસનારૂપ સત્પદાર્થનો અભાવ કદાપિ થાય નહિ અર્થાત્ મોક્ષરૂપ કૈવલ્ય થાય એમ નથી એ શંકાના ઉત્તરમાટે સૂત્રકાર કહે છે કે

अतीतानागतं स्वरूपतोऽस्त्यध्वभेदाद्धर्माणाम् ॥ १२ ॥

સૂત્રાર્થ—અતીત અને અનાગત (ભવિષ્યત્) વસ્તુ સ્વરૂપથી વિદ્યમાન હોયછે કારણ કે તે ધર્મના માર્ગનો માત્ર ભેદ થાયછે

अध्वभेदात्— એટલે અધ્વ ભિન્ન ભિન્ન હોવાથી તૃતીય પાદના परिणामत्रय० એ સૂત્રમાંનો લક્ષણશબ્દ અને આ અધ્વનો પર્યાય છે અર્થાત્ એટલે અતીત (ભૂત) વર્તમાન અને અનાગત (ભવિષ્યત્) અવસ્થા

આ સૂત્રમાં પ્રથમ એ કહ્યું કે જે વસ્તુ એકવાર અસ્તિત્વમાં હોય છે તે વસ્તુ અતીત વા અનાગત થાય છે ત્યારે કંઇ નષ્ટ થતી નથી પણ એ અવસ્થાવિશિષ્ટ થઇ તે વસ્તુ સ્વરૂપે અસ્તિત્વમાં રહે છે તેથી જે વસ્તુ અનાગત હોય છે તે જ વસ્તુ વર્તમાનાવસ્થાને પામેછે વર્તમાનાવસ્થાવાળી વસ્તુ કંઇ નવીન જ ઉત્પન્ન થતી નથી તેમ જ જે વસ્તુ વર્તમાન હોયછે તે કદાપિ નાશને પામતી નથી પણ માત્ર વર્તમાનાવસ્થાનો પરિત્યાગ કરી વર્તમાનથી ભિન્ન એવી અતીતાવસ્થામાં રહેછે તાત્પર્ય એ કે કોઇ પણ વસ્તુ જે અસત્ છે તેની કદાપિ ઉત્પત્તિ થતી નથી, તેમ જ જે વસ્તુ સત્ છે તેનો

કદાપિ નાશ થતો નથી, પણ એકની એક જ વસ્તુ સ્વરૂપે વિદ્યમાન રહી અનાગત, વર્તમાન અને અતીતાવસ્થાનાયે સબંધવાળી થાય છે. જો અતીત અને અનાગતરૂપે વસ્તુ ન રહેતી હોય તો તેનુ જ્ઞાન ન થવું જોઇએ, કેમકે અસત્ પદાર્થનું જ્ઞાન કદાપિ હોતું નથી, અર્થાત્ જ્ઞાનનો કોઇ નહિ ને કોઈ પણ સદ્ વિષય જ હોય છે. અતીત વસ્તુનુ જ્ઞાન થતું નથી તેમ તો છે નહિ. યોગજન્ય પ્રત્યક્ષથી અતીત તથા અનાગત પદાર્થોનું જ્ઞાન યોગીને થાયછે એ જ્ઞાનના દૃષ્ટાન્તરૂપે શ્રીમદ્ ભગવદ્ગીતા છે એમાં સ્પષ્ટ કહ્યુ છે જે ભીષ્માદિનો ભાવી વધ અર્જુને શ્રીકૃષ્ણશરીરમાં જોયો તેથી એ પદાર્થ વસ્તુરૂપે તો અતીત અને અનાગતાવસ્થામાં પણ હોવા જોઇએ છે

અહિં એ શંકા થશે કે જો વસ્તુ ઉત્પત્તિપૂર્વે વિધમાન હોય છે તો પછી તેની ઉત્પત્તિમાટે પ્રયાસ કરવો નિરર્થક છે કારણ કે જે વસ્તુ ન હોય તેની પ્રાપ્તિમાટે પ્રયાસ કરવો ઉચિત છે એનો ઉત્તર એ કે કારકવ્યાપારથી અસત્ વસ્તુની ઉત્પત્તિ થતી નથી જો અસત્‌ની ઉત્પત્તિ થતી હોય તોપછી કારકવ્યાપારથી શશશૃંગાદિની પણ ઉત્પત્તિ થવી જોઇએ કારણ કે ઉત્પત્તિપૂર્વે શશશૃંગ તથા અન્ય વસ્તુઓ અનસ્તિત્વમા હોવાથી સર્વે સમાન છે પણ તેમ તો થતું નથી. તેથી કારકવ્યાપારના સાફલ્યમાટે વસ્તુ પૂર્વ અસત્ ન જ હોવી જોઇએ, એટલુંજ નહિ પણ કારકવ્યાપારનો પણ કોઇ વિષય હોય જ છે, એટલે કોઇ કોઇ પદાર્થની ઉપર જ કારકવ્યાપાર થાયછે. ત્યાં આપણે જોઇએ છીએ કે ઘટની પ્રાપ્તિમાટે વ્યાપારકર્તા મૃત્તિકાનુ જ ગ્રહણ કરેછે, તિલનુ ગ્રહણ કરતો નથી, તેલની પ્રાપ્તિમાટે તિલનું ગ્રહણ કરેછે, રેતીનું ગ્રહણ કરતો નથી એ સર્વ પ્રવૃત્તિ પણ ક્યારે યોગ્ય ઠરે છે કે જ્યારે ઘટનું મૃદ્‌મા અસ્તિત્વ હોય અને તેલનું તિલમા હોય ત્યારે. નહિ તો પછી તેલનો જેમ તિલમા અભાવ હોય છે તેમ રેતીમાં પણ અભાવ હોય છે, ઘટનો જેમ મૃદ્‌મા અભાવ હોય છે તેમ તિલમાં પણ હોય છે, તોપછી તેલની પ્રાપ્તિમાટે તિલનું જ ગ્રહણ કરવું અને રેતીનું ન કરવુવિગેરે પ્રવૃત્તિમા કોઇ નિયામક નહિ રહેશે[1] તેથી એજ સિદ્ધ થાય છે કે ઉત્પત્તિ

[1] આ સત્કાર્યવાદના વિસ્તારથી પ્રતિપાદનમાટે જુઓ શ્રીમહાકાવ્ય પુસ્તક બીજુ પાનું ૧૩૦—૧૫૮ વિગેરે; આજ ગ્રથના તૃતીય પાદનુ પરિણામત્રય તથા ધર્મીનું પ્રતિપાદન કરનાર સૂત્રો; બ્રહ્મસૂત્ર દ્વિતીયાધ્યાય સૂત્ર ૧૮મું, શ્રીસાંખ્યકારિકા ૯મી, શ્રીઅદ્વૈતબ્રહ્મસિદ્ધિ પ્રથમમુદ્‌ગરપ્રહાર, શ્રીસાંખ્યસૂત્ર પ્રથમાધ્યાયસૂત્ર ૧૧૯થી, વિગેરે

રહેનાર વાસનારૂપ આશ્રિતનો અભાવ થાય એ ઉચિત છે તેમ જ જ્યારે આલંબનનો અભાવ થાયછે અર્થાત્ કોઇ પણ વિષય ચિત્તના અભિમુખ થતો નથી ત્યારે વાસનાને અભિવ્યકત કરનાર કોઇ હેતુ નહિ હોવાથી વાસનાના આવિર્ભાવનો અભાવ જ થાયછે

આપ્રમાણે આં સૂત્રથી એ કહ્યુ કે અગરજો વાસનાઓ ઉત્પન્ન નહિ છે તથા અનંત છે તથાપિ એ વાસનાઓ કાર્યરૂપ છે અર્થાત્ ઉત્પત્તિને પામેલી છે અને તેથી પુરુષની માફક અનાદિ નથી પણ પ્રવાહરૂપે અનાદિ છે, અર્થાત્ હેતુફલાદિને આધારે જ રહેનાર છે, તેથી અનાદિ અને અનંત છતા પણ એ હેતુવિગેરેનો અભાવ થવાથી એ વાસનાનો અભાવ થઇ જાય છે, અર્થાત્ મોક્ષ થાયછે

અહિ એ કહ્યુ કે આશ્રયરૂપ ચિત્તનો અભાવ થવાથી વાસનાનો અભાવ થાયછે ત્યા એ શંકા થાય છે કે વાસનાના આશ્રયરૂપ ચિત્ત તો પ્રતિક્ષણે નાશ પામતુ દેખાયછે મનુષ્ય કે દેવશરીરમાનુ ચિત્ત તથા મનુષ્યશરીરમાનુ ચિત્ત એ બન્ને જુદા હોયછે તેથી વાસનાનો અભાવ સદા થવો જ જોઇએ તેમ જ બીજી શંકા એ થાયછે કે જે પદાર્થ અસ્તિત્વમા હોયછે તેનો કદાપિ નાશ થતો નથી અને જે પદાર્થોનો અભાવ હોયછે તેની કદાપિ ઉત્પત્તિ થતી નથી એ નિયમથી વાસનારૂપ સત્પદાર્થનો અભાવ કદાપિ થાય નહિ, અર્થાત્ મોક્ષરૂપ કૈવલ્ય થાય એમ નથી એ શંકાના ઉત્તરમાટે સૂત્રકાર કહે છે કે

अतीतानागतं स्वरूपतोऽस्त्यध्वभेदाद्धर्माणाम् ॥ १२ ॥

સૂત્રાર્થ —અતીત અને અનાગત (ભવિષ્યત્ ) વસ્તુ સ્વરૂપે વિદ્યમાન હોયછે કારણ કે તે ધર્મના લક્ષણનો માત્ર ભેદ થાયછે

અધ્વભેદાત્—એટલે અધ્વ ભિન્ન ભિન્ન હોવાથી તૃતીય પાદના પરિણામત્રય૦ એ સૂત્રમાનો લક્ષણશબ્દ અધ્વના અર્થનો પર્યાય છે અધ્વ એટલે અતીત (ભૂત), વર્તમાન અને અનાગત (ભવિષ્યત્) આકાર

આ સૂત્રમા પ્રથમ એ કહ્યુ કે જે વસ્તુ એકવાર અસ્તિત્વમા હોય છે તે વસ્તુ અતીત વા અનાગત થાય છે ત્યારે કંઇ નષ્ટ થતી નથી પણ એ અવસ્થાવિશિષ્ટ થઇ તે વસ્તુ સ્વરૂપે અસ્તિત્વમા રહે છે તેથી જે વસ્તુ અનાગત હોય છે તે જ વસ્તુ વર્તમાનાવસ્થાને પામેછે વર્તમાનાવસ્થાવાળી વસ્તુ કંઇ નવીન જ અપૂર્વ ઉત્પન્ન થતી નથી તેમજ જે વસ્તુ વર્તમાન હોયછે તે કદાપિ નાશને પામતી નથી પણ માત્ર વર્તમાનાવસ્થાનો પરિત્યાગ કરી વર્તમાનથી ભિન્ન એવી અતીતાવસ્થામાં રહેછે તાત્પર્ય એ કે કોઇ પણ વસ્તુ જે અસત્ છે તેની કદાપિ ઉત્પત્તિ થતી નથી, તેમ જ જે વસ્તુ સત્ છે તેનો

કદાપિ નાશ થતો નથી, પણ એકની એક જ વસ્તુ ત્રણરૂપે વિદ્યમાન રહી અનાગત, વર્તમાન અને અતીતાવસ્થાઓથી સબન્ધવાળી થાય છે જો અતીત અને અનાગતરૂપે વસ્તુ ન રહેતી હોય તો તેનુ જ્ઞાન ન થવુ જોઇએ, કેમકે અસત્ પદાર્થનું જ્ઞાન કદાપિ હોતું નથી, અર્થાત્ જ્ઞાનનો કોઇ નહિ ને કોઈ પણ સદ્ વિષય જ હોય છે અતીત વસ્તુનુ જ્ઞાન થતું નથી તેમ તો છે નહિ યોગજન્ય પ્રત્યક્ષથી અતીત તથા અનાગત પદાર્થોનું જ્ઞાન યોગીને થાયછે એ જ્ઞાનના દૃષ્ટાન્તરૂપે શ્રીમદ્ ભગવદ્ગીતામા છે એમા સ્પષ્ટ કહ્યું છે કે ભીષ્માદિનો ભાવી વધ અર્જુને શ્રીકૃષ્ણશરીરમા જેયો તેથી એ પદાર્થ વસ્તુરૂપે તો અતીત અને અનાગતાવસ્થામા પણ હોવા જોઇએ છે

અહિં એ શકા થશે કે જો વસ્તુ ઉત્પત્તિપૂર્વે વિદ્યમાન હોય છે તો પછી તેની ઉત્પત્તિમાટે પ્રયાસ કરવો નિરર્થક છે કારણ કે જે વસ્તુ ન હોય તેની પ્રાપ્તિમાટે પ્રયાસ કરવો ઉચિત છે એનો ઉત્તર એ કે કારકવ્યાપારથી અસત્ વસ્તુની ઉત્પત્તિ થતી નથી જો અસત્ની ઉત્પત્તિ થતી હોય તોપછી કારકવ્યાપારથી શશશૃંગાદિની પણ ઉત્પત્તિ થવી જોઇએ કારણ કે ઉત્પત્તિપૂર્વે શશશૃંગ તથા અન્ય વસ્તુઓ અનસ્તિત્વમા હોવાથી સર્વે સમાન છે પણ તેમ તો થતુ નથી તેથી કારકવ્યાપારના સાફલ્યમાટે વસ્તુ પૂર્વે અસત્ ન જ હોવી જોઇએ, એટલુજ નહિ પણ કારકવ્યાપારનો પણ કોઇ વિષય હોય જ છે, એટલે કોઇ કોઇ પદાર્થની ઉપર જ કારકવ્યાપાર થાયછે ત્યાં આપણે જોઇએ છીએ કે ઘટની પ્રાપ્તિમાટે વ્યાપારવતા મૃત્તિકાનુ જ ગ્રહણ કરેછે, તિલનુ ગ્રહણ કરતો નથી તેલની પ્રાપ્તિમાટે તિલનું ગ્રહણ કરેછે, રેતીનુ ગ્રહણ કરતો નથી એ સર્વે પ્રવૃત્તિ પણ ક્યારે યોગ્ય ઠરે છે કે જ્યારે ઘટનું મૃદ્‌મા અસ્તિત્વ હોય અને તેલનું તિલમા હોય ત્યારે નહિ તો પછી તેલનો જેમ તિલમા અભાવ હોય છે તેમ રેતીમા પણ અભાવ હોય છે, ઘટનો જેમ મૃદ્‌માં અભાવ હોય છે તેમ તિલમા પણ હોય છે, તોપછી તેલની પ્રાપ્તિમાટે તિલનું જ ગ્રહણ કરવુ અને રેતીનું ન કરવુ વિગેરે પ્રવૃત્તિમા કોઇ નિયામક નહિ રહેશે[1] તેથી એજ સિદ્ધ થાય છે કે ઉત્પત્તિ

---

૧ આ સત્કાર્યવાદના વિસ્તારથી પ્રતિપાદનમાટે જુઓ શ્રી મહાજ્ઞાન પુસ્તક બીજુ પાનુ ૧૩૦—૧૫૮ વિગેરે આજ ગ્રથના તૃતીય પાદનું પરિણામત્રય તથા ધર્મીનું પ્રતિપાદન કરનાર સૂત્રો, બ્રહ્મસૂત્ર દ્વિતીયાધ્યાય સૂત્ર ૧૮મુ શ્રીમાધ્યમકારિકા ૯મી ત્થા અદ્વૈતબ્રહ્મસિદ્ધિ પ્રથમમુદ્‌ગરપ્રહાર, શ્રીસાંખ્યસૂત્ર પ્રથમાધ્યાયસૂત્ર ૧૧૭થી, વિગેરે

પૂર્વે તથા અતીતાવસ્થામાં પણ વસ્તુની સ્વરૂપે સ્થિતિ હોયછે.

આ સૂત્રથી પૂર્વની એ શંકાનું નીચેપ્રમાણે સમાધાન આપ્યું કે ચિત્ત પ્રતિક્ષણે નશ્વર નથી, પણ ચિત્ત તો સદા વસ્તુરૂપે વિદ્યમાન જ હોયછે, પણ એના ધર્મોને લક્ષણપરિણામ થાયછે એટલે એક પ્રકારના ધર્મો એમાં એક ક્ષણે આવિર્ભાવને પામેછે તથા અન્ય પ્રકારના ધર્મો તિરોભાવને પામેછે. આમ ધર્મોનો પરિણામ થવાથી ચિત્તનો નાશ થતો નથી પણ સદા સ્થિતિ રહેછે તેથી સદામોક્ષની આપત્તિ આવતી જ નથી. તેમ જ-વાસના પણ ચિત્તમાં સદા વસ્તુરૂપે વિદ્યમાન હોય જ છે તથાપિ કોઈ વખતે એ અનાગતાવસ્થામાં હોય છે તો કોઇ પ્રસંગે અતીતાવસ્થામાં અને કોઈ પ્રસંગે વર્તમાનાવસ્થામાં. આથી એમ કહેવું યોગ્ય નથી કે જ્યારે ચિત્ત પણ સદા હોય છે અને વાસના પણ સદા હોય છે તો પછી બંનેમાંથી કોઇનો અભાવ ન હોવાથી સુતરામ્ મોક્ષ અઘટિત છે. કારણ કે (અધ્વભેદાદ્ ધર્માણામ્) મોક્ષમાટે કંઇ ચિત્તનો વા વાસનાનો આત્યંત નાશ અપેક્ષિત છે જ નહિ. ચિત્ત અને વાસના જ્યારે વર્તમાન અધ્વમાં હોય છે અથવા તો અનાગત અધ્વમાં હોય છે ત્યારે જ એ દુઃખનો અનુભવ કરાવે છે અથવા કરાવવા સમર્થ હોય છે.જ્યારે ચિત્ત અને વાસના આત્યંતિકી અતીતાવસ્થાને પામે છે અર્થાત્ અતીતાવસ્થાને પામી પુનઃ અનાગતાવસ્થાને પામવાના સામર્થ્યથી રહિત થઈ જાયછે એટલે કદાપિ વર્તમાનાવસ્થાને પામી ન શકે એવું થાય છે ત્યારે દુઃખનો આત્યંતિક અભાવ થાય છે, અર્થાત્ કૈવલ્ય થાય છે. તેથી મોક્ષમાટે ચિત્ત વા વાસનાનો સ્વરૂપોચ્છેદ જરૂરનો નથી પણ વર્તમાનાવસ્થાને પામવાની યોગ્યતાથી રહિત જે અતીતાવસ્થાસાથેનો સંબંધ તે જ માત્ર જરૂરનો છે. એ સ્થિતિ તત્ત્વજ્ઞાનરૂપ વિવેકખ્યાતિથી થાય છે તેથી સર્વથા મોક્ષ ઉપપન્ન કરે છે.

આ પ્રમાણે આ બે સૂત્રોથી મોક્ષરૂપ કૈવલ્યની, વાસનાનો ઉચ્છેદ શક્ય સિદ્ધ કરી, ઉપપત્તિ કરી તથા એ વાસનાનો ઉચ્છેદ જેમાં હોયછે તે સિદ્ધ ચિત્ત કૈવલ્યને યોગ્ય છે એ પૂર્વ નિર્ધારણ કર્યું. હવે કૈવલ્યનું પ્રતિપાદન કરવાનું છે તથાપિ એ પ્રતિપાદન કરતાપૂર્વે એ કૈવલ્યના સાધનરૂપ અવિદ્યાના નાશ કરનાર તત્ત્વજ્ઞાનરૂપ વિવેકખ્યાતિનું વિસ્તારથી પ્રતિપાદન કરવું જરૂરનું છે. કારણ કે સાધનના યથાર્થ પ્રતિપાદનવિના તે સાધનની સિદ્ધિ યથાર્થ થતા ફલના સ્વરૂપનું પ્રતિપાદન સ્પષ્ટ સમજાતું નથી. તેથી પ્રથમ એ વિવેકખ્યાતિનું પ્રતિપાદન કરે છે. ત્યાં વિવેકખ્યાતિ એટલે તો ભેદસાક્ષાત્કાર. એ ભેદ મુખ્યરૂપે

તો પ્રધાન અને પુરુષનો અથવા તો બુદ્ધિસત્ત્વ અને પુરુષનો ગણાય છે, કારણ કે જ્યાં બુદ્ધિસત્ત્વ અને પુરુષના ભેદનો સાક્ષાત્કાર થયો એટલે પછી કશાના ભેદનો સાક્ષાત્કાર કરવો અવશિષ્ટ રહેતો નથી, તથાપિ એ જ ભેદ માત્ર એ વિવેકખ્યાતિનો વિષય હોય છે એમ નથી એ તો અંતિમ વિષય હોય છે, અર્થાત્ અન્ય ભેદો પણ એ વિવેકખ્યાતિના વિષયરૂપ હોય છે એ અન્ય વિષયોસહિત અંતિમ વિષયનું પ્રતિપાદન કરવાથી વિવેકખ્યાતિનું યથાર્થ પ્રતિપાદન થઇ જાય છે તેથી કૈવલ્યના પ્રતિપાદનપૂર્વે એ વિષયોનું પ્રતિપાદન કરે છે. ત્યા પૂર્વ સૂત્રમા કહ્યુ કે અતીત અને અનાગત વસ્તુ સ્વરૂપે હોય છે, તેમાં એ જિજ્ઞાસા થાય છે કે એ સ્વરૂપ કયુ ? એ જિજ્ઞાસા નિવૃત્ત કરવા તથા વિવેકખ્યાતિના એક વિષયરૂપ જે કારણ અને કાર્યનો, અથવા નિત્ય અને અનિત્યનો, અથવા સત્ અને અસત્‌નો ભેદ તેનુ પ્રતિપાદન કરવા કહેછે કે

**ते व्यक्तसूक्ष्मा गुणात्मानः ॥ १३ ॥**

સૂત્રાર્થ —એ કાલભેદથી વ્યક્તત્વ અને સૂક્ષ્મત્વને ભોગવનાર ધર્મો વસ્તુત સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રિવિધ દ્રવ્યરૂપ જ છે

તે=એટલે ધર્મો ધર્મની અદર મહત્‌થી માડી ઘટપટસુધીના સપૂર્ણ વિકારો લેવાય છે કારણ કે મહત્તત્ત્વ સત્ત્વાદિ ત્રણ દ્રવ્યની રચનાવિશેષ જ છે તેથી ધર્મરૂપ છે તે જ પ્રમાણે અહંકાર પણ એ જ સત્ત્વાદિની રચનાવિશેષરૂપ હોવાથી સત્ત્વાદિના ધર્મરૂપ છે એ જ પ્રમાણે ઘટપટાદિ પર્યન્તના સંપૂર્ણ વિકારો સત્ત્વાદિની રચનારૂપ હોવાથી સત્ત્વાદિના ધર્મરૂપ જ છે આમ હોવાથી મહત્‌થી તે ઘટપટસુધીના સપૂર્ણ પદાર્થોનુ તે શબ્દે કરીને ગ્રહણ થાય છે

व्यक्तसूक्ष्मा.—વ્યકત એટલે જણાય એવા અને સૂક્ષ્મ એટલે લૌકિકપ્રમાણથી ન જણાય એવા જે વિકારો વર્તમાનાવસ્થામા હોય છે તે વ્યકત છે અને જે અનાગત તથા અતીત અવસ્થામા હોય છે તે સૂક્ષ્મ છે

આ સૂત્રમા આ પદ તેરૂપ ઉદ્દેશ્યનુ વિશેષણ માત્ર છે

गुणात्मानः—ગુણ છે સ્વરૂપ જેનુ એવા એટલે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ દ્રવ્ય એ ત્રણ દ્રવ્ય છે આત્મા એટલે સ્વરૂપ જેનુ તે વિકારો गुणात्मान કહેવાય છે. આ સૂત્રમા આ પદ વિધેય વાચક છે

આ સૂત્રથી એ કહ્યુ કે મહત્તત્ત્વથી માંડી ઘટપટાદિપર્યન્તના

સર્વ વિકારો વર્તમાન, અતીત અને અનાગત એ ત્રણમાંથી ગમે તે અવસ્થામાં હોય તથાપિ એ સર્વ અવસ્થામાં એ પરમાર્થત તો સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રિવિધ દ્રવ્યરૂપ જ છે આપણે જોઈએ છીએ કે પ્રત્યેક મર્યરૂપ વસ્તુ પરમાર્થત તેની પ્રકૃતિરૂપ હોય છે ઘટ એ કાર્ય છે તથા એમાં મૃદ્ નો અન્વય થયો છે તેથી એ પરમાર્થત - વસ્તુત -પોતાની પ્રકૃતિ મૃદ્રૂપ જ છે, અર્થાત્ મૃદ્થી વ્યતિરિક્ત ભિન્ન વસ્તુ નથી કારણ કે તેમ હોય તો જેમ અશ્વના અભાવે મહિષની સ્થિતિ થઈ શકે છે તેમ મૃદ્ના અભાવે ઘટની સ્થિતિ થવી જોઈએ પણ તેમ નથી તેથી ઘટ મૃદ્રૂપ જ છે આ જ નિયમથી સુખ દુ ખ અને મોહાત્મક સપૂર્ણ જગતમાં એટલે મહત્તત્ત્વથી તે ઘટપટાદિસુધીના સપૂર્ણ વિકારોમાં સુખ દુ ખ અને મોહાત્મક સત્ત્વ રજસ અને તમસ્ના અનુગમ હોવાથી એ સર્વ વિકારો એ ત્રિવિધ દ્રવ્યરૂપ જ વસ્તુત છે આમ હોવાથી જ એ દ્રવ્યોના અભાવે એ વિકારોની સ્થિતિ થઈ શકતી નથી તેથી એ સિદ્ધ થાય છે કે એ સર્વ વિકારો વસ્તુત પોતાની પ્રકૃતિરૂપ જે આ ગુણત્રય તે રૂપ જ છે

આથી એમ સમજવાનું નથી કે એ વિકારો શશશૃંગવત્ અસત્ છે તેમ જ ધર્મો પણ અસત્ છે કારણ કે સૂત્રકારે સ્થાને સ્થાને ધર્મોનુ અસ્તિત્વ સ્થાપન કર્યુ છે પણ માનવાનું જ કે આ સર્વ વિકારો તથા સત્ત્વાદિ ત્રિગુણનો ભેદાભેદ છે રચનાદિરૂપે ભેદ છે અને વસ્તુ (દ્રવ્ય રૂપે અભેદ છે

આ રીતે આ સૂત્રથી એ પ્રતિપાદન કર્યુ કે મહત્તત્ત્વથી માંડી ઘટપટાદિસુધીના સપૂર્ણ વિકારો એક કાળે વર્તમાનાવસ્થાને ભોગવનાર હોયછે તો અન્ય પ્રસંગે અતીતાવસ્થાને અને અન્ય પ્રસંગે અનાગતાવસ્થાને ભોગવનાર હોયછે એમાં એકરૂપે સર્વત્ર અન્વય પામેલી એવી વસ્તુ તો માત્ર સત્ત્વાદિ ગુણત્રય જ છે તેથી મહદાદિ સર્વ વિકારો પ્રતિક્ષણે પરિણામ પામનાર છે અર્થાત્ ક્ષણવિધ્વંસી છે અને સત્ત્વાદિ ત્રણ ગુણો માત્ર એકરૂપે અન્વય પામનાર નિત્ય છે તથાપિ એ ગુણો પણ પરિણામી હોય છે તેથી અપરિણામી પુરુષવત્ કૂટસ્થનિત્ય નથી આથી એ સિદ્ધ થયુ કે સૌથી નિત્ય તો પુરુષ વા ચૈતન્ય છે એની અપેક્ષાથી સત્ત્વાદિ ગુણો પરિણામી હોવાથી એ અને એક રૂપે નિત્ય નથી તેથી તુચ્છ છે મ રહિત છે-ઇન્દ્રિજાલસમ માયા તુલ્ય છે અને એ ત્રણ ગુણોની અપેક્ષાથી મહદાદિ સર્વ વિકારો વ્યક્તાવ્યક્ત અવસ્થાને ભોગવનાર હોવાથી પ્રતિક્ષણે અન્ય અ

ન્ય થનાર છે તેથી અનિત્ય છે—તુચ્છ છે—માયારૂપ છે. શ્રીપાતંજલભાષ્ય-માં કહ્યું છે કે गुणानां परमं रूपं न दृष्टिपथमृच्छति । यत्तु दृष्टिपथं प्राप्तं तन्मायेव सुतुच्छकम् ।। સત્ત્વાદિ ગુણોનું, વિકારરૂપ ધર્મોથી ભિન્ન, જે મૂળ સ્વરૂપ છે તે દૃષ્ટિગોચર થતું નથી અને જે દૃષ્ટિગોચર થાય છે તે અતિક્ષણભંગુર હોવાથી ઐન્દ્રજાલિકની માયામાત્ર છે અર્થાત્ અત્યંત અનિત્ય છે. શ્રુતિ પણ वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् વિકાર નામમાત્ર છે—વાણીરૂપ છે—પ્રકૃતિરૂપ મૃત્તિકાદિ જ સત્ય છે, ઇત્યાદિ વચનથી સર્વ વિકારોને અત્યંત અનિત્ય હોવાથી માયામાત્ર છે એ જ કહે છે.

આપ્રમાણે આ સૂત્રથી કાર્ય અને કારણનો, અથવા નિત્ય અને અનિત્ય પદાર્થોનો અથવા સત્ અને અસત્નો વિવેક પ્રતિપાદન કર્યો તથા તેમાં કહ્યું કે આ સર્વ જગત્ના પ્રત્યેક વિકારસ્વરૂપે તો સત્ત્વાદિ ગુણરૂપ જ છે. ત્યાં એ શંકા થાય છે કે જ્યારે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ દ્રવ્ય મૂળ પરિણામી છે તથા પ્રત્યેક વિકારનું મૂળ છે તો એ ઘટે નહિ અર્થાત્ એ ત્રણ મળી એક પરિણામ (વિકાર) ન થઈ શકે કારણ કે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણે અત્યંત ભિન્ન ભિન્ન સ્વભાવવાળાં દ્રવ્યો છે. આપણે જોઈએ છીએ કે મૃત્તિકા, તંતુ અને દુગ્ધાદિક પદાર્થો જે ભિન્ન ભિન્ન સ્વભાવવાળા છે તે કદાપિ એક વિકારને ઉત્પન્ન કરી શકતા નથી. મૃત્તિકાનો વિકાર ઘટ છે, તંતુનો પટ છે અને દુગ્ધનો દધિ છે, પણ ત્રણે મળી કોઈ એક વિકારને ઉત્પન્ન કરતા જણાતા નથી એ જ પ્રમાણે ભિન્ન ભિન્ન સ્વભાવવાળા સત્ત્વ, રજસ્ અને તમસ્ મળી એક વિકારને ઉત્પન્ન કરી શકે એ અયોગ્ય છે. તેથી એના વિકારરૂપ મહદાદિને લઈએ તો મહદાદિ એક વિકારરૂપ ન હોવા જોઈએ પણ તેમ તો છે નહિ. શાસ્ત્ર અને લોક બન્નેમાં એક ઇન્દ્રિય, એક ચક્ષુ, એક ઘટ ઇત્યાદિ એકત્વનો વ્યવહાર ચાલે છે. તેથી એ વિકારો પ્રત્યેક એક તત્ત્વરૂપ છે એ સિદ્ધ થાય છે. એક તત્ત્વરૂપ હોવાથી એ વિકારો કોઈ એક દ્રવ્યનો પરિણામ હોવા ઘટે પણ ભિન્ન ભિન્ન સ્વભાવવાળા સત્ત્વાદિ ત્રણના વિકારરૂપ ન હોવા ઘટે. એનો ઉત્તર આપવા સૂત્રકાર કહે છે કે

**परिणामैकत्वाद्वस्तुतत्त्वम् ॥ १४ ॥**

સૂત્રાર્થ—પરિણામનું એકત્વ હોવાથી વસ્તુનું એકત્વ છે.

परिणामैकत्वात्—એટલે પરિણામનું એકત્વ હોવાથી. પરિણામ શબ્દના બે અર્થ લેવાના જણાય છે (૧) અંગાંગિભાવસંબંધ અને (૨) મહદાદિવિકારરૂપ પ્રકૃતિના પરિણામો.

જણાય છે. તેથી એ સ્તોક અણુને મહત્ કહેવામાં બાધ નથી. એ મહત્ સત્ત્વપ્રધાનવાળા ગુણત્રયનું કાર્ય છે. એ મહત્‌ના અણુઓ પ્રકૃતિથી પૂરિત થઇ અહંકારરૂપ એક પરિણામને પામે છે. એ અહંકાર સત્ત્વાદિના પ્રાધાન્યથી ત્રણ પ્રકારનો છે: (૧) સત્ત્વપ્રધાન-સાત્ત્વિક (૨) રજપ્રધાન—રાજસ-અને (૩) તમપ્રધાન-તામસ. એ ત્રિવિધ અહંકારના સમષ્ટિ દ્રવ્યને તથા તેના થતા અભિમાનીઓને જ અનુક્રમે વિષ્ણુ, બ્રહ્મા અને રુદ્ર એ સંજ્ઞા પુરાણાદિમાં આપી છે. એ ત્રિવિધ અહંકારમાંથી સત્ત્વપ્રધાન અહંકારનું અણુ-મહત્‌થી મળી જઈ જ્ઞાનેન્દ્રિયપંચકરૂપે પરિણામને પામે છે. રજ-પ્રધાન અહંકારનું અણુ મહત્‌થી મળી જઇ પાંચ કર્મેન્દ્રિયરૂપે પરિણામ પામેછે અને તમ-પ્રધાન અહંકારનું અણુ શબ્દાદિતન્માત્રારૂપે પરિણામને પામે છે. સત્ત્વ અને રજસ્ એ બન્ને સરખે અંશે જેમાં હોયછે તથા તમસ્ જેમાં અલ્પ છે એવું સત્ત્વરજસ્ ઉભયપ્રધાન અહંકારનું અણુ મન વા અંતઃકરણરૂપે પરિણામને પામેછે. તેમ જ અહંકારથી મળી જઇ શબ્દાદિ તન્માત્રા પૃથિવ્યાદિ પંચભૂતરૂપે પરિણામ પામેછે તથા અહંકારથી મળી શબ્દતન્માત્રા આકાશના અણુરૂપે પરિણામ પામેછે વિગેરે આ પ્રમાણે પૃથિવ્યાદિના અણુઓરૂપ એકત્વવાળા અણુઓની ઉત્પત્તિ થાયછે ત્યાર પછી એ અણુઓ પરસ્પર મળી જઇ પાર્થિવ ધર્મોની પ્રધાનતાવાળી અર્થાત્ પાર્થિવ અણુની પ્રધાનતાવાળી સ્થૂલ પૃથિવી, ગાય અશ્વાદિને તથા જલાદિ ધર્મની પ્રધાનતાવાળા સમુદ્રાદિને સરજે છે આ પ્રમાણે જે મહત્‌થી તે છેક સ્થૂલ પૃથિવ્યાદિ પર્યન્તના પરિણામોનું એકત્વ છે તેનું કારણ એ કે સત્ત્વાદિ દ્રવ્યો પરસ્પર અંગાંગિત્વને પામી પ્રત્યેક કારણરૂપ અણુમાં વિદ્યમાન હોયછે.

આપ્રમાણે આ સૂત્રથી સત્ત્વાદિ દ્રવ્યો જ એકત્વવિશિષ્ટ વિકારરૂપે પરિણામ પામી શકે એ સિદ્ધ કર્યું. એ સિદ્ધ થવાથી પુરુષ કૂટસ્થનિત્ય છે, સત્ત્વાદિ ગુણો પરિણામિનિત્ય છે અને મહદાદિ સંપૂર્ણ કાર્ય અનિત્ય છે. એ નિત્યાનિત્ય ભેદરૂપ વિવેકખ્યાતિનો એક વિષય પ્રતિપાદન થયો ત્યાં આ પ્રકૃત બે સૂત્રોમાં એ શંકા આવે છે કે ગુણોનું નિત્યત્વ તથા કાર્યનું અનિત્યત્વ ઘટતું જ નથી. કારણ કે સર્વ પદાર્થો બુદ્ધિકલ્પિત હોવાથી એક સરખી રીતે અનિત્ય છે. જો વિજ્ઞાનથી અતિરિક્ત પદાર્થો જ નથી તો પછી એ દૃશ્ય પદાર્થોમાંથી કોને નિત્ય કહેશો અને કોને અનિત્ય કહેશો? સર્વ પદાર્થો સરખી રીતે અનિત્ય છે આપણે જોઇએ છીએ કે સ્વપ્નાવસ્થામાં બાહ્ય પદાર્થોનું અસ્તિત્વ નથી છતાં બુદ્ધિકલ્પિત પદાર્થોનું ભાન થાય છે.

અર્થાત્ સ્વપ્નવ્યવહાર વાસ્તવ પદાર્થ ન લેવાથી થઇ શકે છે એ સર્વેને સિદ્ધ છે. તે જ પ્રકારે જાગ્રત્ પદાર્થોને પણ માનવાથી વ્યવહાર ઉપપન્ન થાયછે તો પછી જ્ઞાનથી અતિરિક્ત વિષય શામાટે માનવો જોઇએ ? ન જ માનવો જોઇએ. આ પ્રકારની વિજ્ઞાનવાદની શંકા આ પ્રસંગે પ્રાપ્ત થાયછે. એ શંકા દૂર કરવા બાહ્ય વસ્તુઓનો અને ચિત્તનો ભેદ પ્રતિપાદન કરવા કહેછે કે

**वस्तुसाम्येऽपि चित्तभेदात्तयोर्विभक्तः पन्थाः ॥ १५ ॥**[1]

સૂત્રાર્થઃ—એક જ વસ્તુમાં વિજ્ઞાનનો ભેદ થવાથી વિજ્ઞાન અને તેના વિષયરૂપ વસ્તુના ભિન્ન માર્ગ છે અર્થાત્ બંનેનાં સ્વરૂપ ભિન્ન ભિન્ન છે, બંનેનો અભેદ નથી.

વસ્તુસામ્યેઽપિ–એટલે એક જ વસ્તુમાં પણ.

ચિત્તભેદાત્–વિજ્ઞાનવાદીના મતમાં ક્ષણિક વિજ્ઞાનરૂપ ચિત્ત હોવાથી ચિત્તશબ્દનો અર્થ અહિં વિજ્ઞાન છે. એ વિજ્ઞાનના ભેદથી.

પન્થાઃ–એટલે સ્વરૂપનું ઉત્પન્ન કરવાનો માર્ગ-અથવા સ્થિતિ.

આ સૂત્રમાં એ કહ્યુ કે પૂર્વે જે વિજ્ઞાનવાદીએ શંકા કરી હતી તે અયોગ્ય છે. ત્યાં કહ્યું હતું કે સ્વપ્નમાં જેમ વિજ્ઞાનથી અતિરિક્ત અર્થ નથી પણ વિજ્ઞાન જ વાસનાવશાત્ અર્થાકાર થયેલું હોયછે તેમ જાગ્રત્ અવસ્થામાં પણ વિજ્ઞાનથી અતિરિક્ત અર્થ માનવા કશું કારણ નથી અર્થાત્ એમ માનવામાં ગૌરવ છે. તેમ જ જાગ્રત્માં વિષય છે કે નહિ એ નિશ્ચય તે તે વિષયના વિજ્ઞાનથી જ થાય છે એટલે એ વિજ્ઞાનથી અતિરિક્ત કશું પ્રમાણ નથી, અર્થાત્ બંનેની (વિજ્ઞાન અને વિષયની) સાથે ઉપલબ્ધિ થતી હોવાથી બન્ને અભિન્ન છે અને બંનેના ભેદનું જ્ઞાન તો દ્વિચંદ્રના દર્શનસમાન ભ્રમમાત્ર છે. તેથી જગત્ નથી એ સ્પષ્ટ છે તો પણ શૂન્યનું અસ્તિત્વ તો કલ્પનામાત્ર છે એમાં શું કહેવું ! એના ઉત્તરમાં સૂત્રકારે આ સૂત્રથી એ કહ્યું કે એ અનુભવના સર્વ પદાર્થ ચિત્તથી અતિરિક્ત, ચિત્તથી સ્વતંત્ર સત્તાવાળા છે. કારણ કે જો ચિત્તથી કલ્પિત પદાર્થોની સ્થિતિ સમજીએ તો એ પદાર્થો જેઓ અનેક ચિત્તના વિષયરૂપ થાયછે તે શું તો એક ચિત્તથી કલ્પિત હોય કે અનેક ચિત્તથી કલ્પિત હોય. ત્યાં પ્રથમ એક પુરુષના ચિત્તથી પદાર્થ કલ્પિત છે એમ કહએ તો તે ઘટતું નથી. કારણ કે ધારો કે એક ઓરૂપ પદાર્થ તેના પતિના ચિત્તથી કલ્પિત થયો છે. એ પતિના ચિત્તને એ ઓરૂપ વિષયમાં ન્

---

[1] પૂર્વે આત્મવાદીના સ્થાપનરૂપ[illegible] પક્ષ પ્રસ્તાવનામાં જે સૂચના કરી છે તે આ પ્રસંગે પણ સમજીએ.

અવિજ્ઞાન થાય છે, એ સર્વને અનુભવસિદ્ધ છે. હવે જો એ સ્રીરૂપ પદાર્થ પતિના ચિત્તથી કલ્પિત છે એમ લઇએ તો એ પદાર્થમાં સુખનું ભાન જેમ એ પતિને થાયછે તેમ સર્વને થવું જોઇએ પણ તેમ તો છે નહિ એ એકની એક જ વસ્તુમાં એ સ્રીની શોકને દુખનુ ભાન થાયછે, ઉપપતિને મોહનુ ભાન થાયછે અને મહાત્માઓને ઉપેક્ષા થાયછે, અને દુઃખ, મોહ વા ઉપેક્ષા તે પતિને થતાં નથી આ જ પ્રમાણે શોકવિગેરેના ચિત્તથી એ સ્રીરૂપ પદાર્થ કલ્પિત માનીએ તોપણ આ વિવિધ ભાનો તે તે ચિત્તને થાય છે તે ન થવા જોઇએ આથી એ થયુ કે એક ચિત્તથી પદાર્થ કલ્પિત લઇએ તો એકતે એક વસ્તુમાં જે ભિન્ન ભિન્ન ચિત્તને વિરોધી ભાન થાયછે તે ન થાત જોઇએ હવે બીજો પક્ષ લઇએ, ધારો કે વિષયો અનેક ચિત્તથી કલ્પિત છે, તો એ પણ ઘટતું નથી કારણ કે જેમ એક પુરૂષનુ સ્વપ્ન હોય છે તે સ્વપ્નનુ બીજાને ભાન થતુ નથી તેમ એક પુરુષના ચિત્તથી કલ્પિત સ્રીવિગેરેરૂપ વિષયનુ અન્ય પુરુષને ભાન ન થવુ જોઇએ. પણ તેમ તો છે નહિ તેથી પરિણામે એ જ સિદ્ધ થાય છે કે એક જ વસ્તુમા ભિન્ન ભિન્ન વિજ્ઞાન થવાથી ચિત્ત અને વિષયનો અભેદ નથી પણ ભેદ જ સત્ય છે અહિ એ કહેવુ ઘટિત નથી કે ચિત્તથી અતિરિક્ત સ્થિર પદાર્થ લઇએ તોપણ તે વિષયમા સુખદુઃખાદિ ભિન્ન ભિન્ન વિજ્ઞાન સંભવતા નથી કારણ કે એ સ્થિર વિષયમા સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ગુણના સદ્ભાવ હોયછે તેથી જે ચિત્તમા ધર્મનો આવિર્ભાવ થાયછે તે ચિત્તપ્રતિ એ વિષયનો સત્ત્વસ્વભાવ આવિર્ભાવને પામેછે અને તેથી તેને એ વિષયમા સુખવિજ્ઞાન થાયછે અન્યપ્રતિ અધર્મવશાત્ રજસ્સ્વભાવનો, તૃતીયપ્રતિ અવિદ્યાવશાત્ તમસ્સ્વભાવનો આવિર્ભાવ થાયછે તેથી તેમને અનુક્રમે દુઃખ અને મોહના વિજ્ઞાન થાયછે મહાત્માને એ જ વિષયમા આત્મજ્ઞાનવશાત્ ઉપેક્ષાવિજ્ઞાન થાયછે તેથી એ પક્ષમા લેશ પણ દોષ નથી

આપ્રમાણે સમાન વસ્તુમા ( વસ્તુ સમાન છે એ પ્રત્યભિજ્ઞાથી સિદ્ધ થાયછે ) પણ ભિન્ન ભિન્ન વિજ્ઞાન થતા હોવાથી ચિત્ત અને વિષયનો ભેદ છે એટલુ જ નહિ પણ એ બન્નેનો અભેદ [illegible] તો [illegible] જ [illegible] અને [illegible] થતી [illegible] નથી તેથી દોષ આ- [illegible] પણ [illegible] અતિરિક્ત [illegible] વસ્તુઓ [illegible] સિદ્ધ થાયછે

આપ્રમાણે આ સૂત્રથી વિજ્ઞાનવાદીના મતનું [illegible] નિરાકર- [illegible] રૂપ ધર્મ [illegible] સ્વરૂપ [illegible] ધર્મ-

નું અસ્તિત્વ પ્રતિપાદન કર્યું તેથી પૂર્વ સૂત્રમાં જે પ્રતિપાદન કર્યું હ-
તું કે એ અનાદિ સત છે તથા તેની અપેક્ષાથી જગત્ અસત્—અ-
નિત્ય છે, એ વ્યવસ્થિત થયું તથાપિ એ વાત સિદ્ધ થવા માટે
એ સિદ્ધ થવું જોઇએ કે પદાર્થો તત્કાળ ઉત્પન્ન થતા
નથી ને પદાર્થો જ્યારે જ્ઞેય થાય તે સમયે ઉત્પન્ન થતા હોય
અને પછી તરત નષ્ટ થતા હોય તો સંપૂર્ણ જગત્ પુન: સ્વપ્નતુલ્ય
થઇ જવાનું જેથી અસત્ય જ ઠરવાનું તો એ પૂર્વ પણ પ્રાપ્ત થાય કે
કે વિજ્ઞાનથી અતિરિક્ત બાહ્ય જગત્ ભલે હોય તથાપિ એ જગદ્રૂપ
પદાર્થો જ્યારે જણાય છે ત્યારે જ ઉત્પન્ન થાય છે કારણ કે પદાર્થ
છે કે નહિ એમ નિશ્ચય કરવામાં તેનું જ્ઞાન જ પ્રમાણ છે તેથી જ્યા-
રે આપણે તે તે પદાર્થને જોઇએ છીએ ત્યારે તો તે પદાર્થનું અ-
સ્તિત્વ માનવું ઘટે છે, તથાપિ જ્યારે એ પદાર્થ જ્ઞેયરૂપ નથી તે વખ-
તે એ પદાર્થ છે એમ માનવા કશું કારણ નથી પણ ઉલટું એમ ક-
લ્પના પદાર્થો ભોગરૂપ હોવાથી જ્યારે સૂક્ષ્મ સંસ્કારોનો ભોગ આ-
પવાનો સમય આવે છે ત્યારે તત્કાળ નવા ઉત્પન્ન થાય છે અને પછી
દૃશ્ય થતા નથી ત્યારે નાશ પામી ગયેલા હોય છે તેમ સ્થૂલ ભોગ-
ને આપવાને ઉત્પન્ન થતા બાહ્યજગતના પદાર્થો પણ આપણને જ્ઞેય
નહિ થાય તે સમયે નષ્ટ થઈ ગયેલા હોય છે આ પ્રમાણે આ પૂર્વ
પક્ષથી જ્ઞાનની પૂર્વે ને ઉત્તર કાળે તેનો અભાવ છે એ પ્રાપ્ત
થયું અને તેથી પરિણામે એ પ્રાપ્ત થયું કે દૃશ્યનો આપણને અ-
નુભવ થતો નથી માટે તે છે જ નહિ

આ પૂર્વપક્ષનો પરિહાર કરી સિદ્ધાન્ત સૂત્ર કહે છે કે

न चैकचित्ततन्त्रं वस्तु तदप्रमाणकं तदा किं स्यात्

અનુમાન જ થતું નથી અર્થાત્ અનુમાનથી થતા સર્વ વ્યવહાર અયોગ્ય ઠરેછે. ધારો કે એક ચૈત્ર નામના માણસે એક ગામમાં પોતાના મિત્રને જોયો એ મતપ્રમાણે એ ગામ તથા મિત્ર તે જ ક્ષણે ઉત્પન્ન થયાં અને પછી દૃષ્ટિગોચર જે ક્ષણે ન થયાં તે ક્ષણે નિવૃત્ત થયાં તેથી પછી ચૈત્રની એ મિત્રઉપર પત્ર લખવાની પ્રવૃત્તિ ન થવાની કારણ કે પત્ર લખતી વખતે એ ગામ તથા મિત્ર દૃષ્ટિગોચર નહિ હોવાથી વાદીના મતપ્રમાણે છે જ નહિ. છતાં હાલ અભ્યુપગમ કરીએ કે ગમે તે કારણથી એ પત્ર લખવા પ્રવૃત્તિ થઇ તથાપિ ટપાલ વહેચનાર માણસને કે જેનુ ચિત્ત એ ચૈત્રના ચિત્તથી ભિન્ન છે તેને એ ગામ તથા મિત્ર પુન દૃષ્ટિગોચર થશે અર્થાત્ ઉત્પન્ન થશે એ જાણવા ચૈત્રને કશુ સાધન ન હોવાથી પોતાના મિત્રને એ પત્ર પહોંચશે એ પણ એ જાણી શકે એમ નથી તો પછી પ્રત્યુત્તરની આશા પણ તેને થવી ન જોઇએ એટલુંજ નહિ પણ જો ચિત્તના વિજ્ઞાનથી જ વસ્તુ ઉત્પન્ન થતી હોય તો પછી ઘેર બેઠા જ સર્વ જગતની ઉપલબ્ધિ થવી જોઇએ મુસાફરી નિરર્થક છે. તેમ જ એ વાદીને જ્યારે અન્નનુ ભાન હોય ત્યારે મુખનુ તથા ઉદરનુ ભાન નથી તેથી આ અન્ન હુ પેટમાં જવા સારૂ મુખમાં મુકુ છુ એ પ્રકારનુ પણ ભાન ન થવું જોઇએ. તેમ જ એ મતપ્રમાણે તો જે સમયે ઉદર હોય તે સમયે પૃષ્ઠ નહિ હોય, છાતી ન હોય, પગ ન હોય, અને એ સર્વને અધીન જ ઉદરનું ઉદરત્વ હોવાથી તે સમયે ઉદર છે એ પણ ન ઘટે. તેથી સર્વથા એ મત દૂષિત છે

આપ્રમાણે આ સૂત્રોથી વિજ્ઞાનવાદ તથા દૃષ્ટિસૃષ્ટિવાદ દૂષિત કર્યો તેથી એ સિદ્ધ થયું કે ચિત્ત એક વસ્તુ છે તથા એ ચિત્તથી ભિન્ન તથા એ ચિત્તથી સ્વતંત્ર સત્તાવાળી બાહ્ય જગતની વસ્તુઓ છે, એટલે ચિત્ત અને જગતનો વિવેક સિદ્ધ થયો આ રીતે ૧૩ મા સૂત્રથી તે ૧૬ મા સૂત્રસુધીમાં નિત્યનો અનિત્યથી અને ચિત્તનો બાહ્ય વસ્તુથી વિવેક સિદ્ધ કર્યો તેથી એ સિદ્ધ થયુ કે ચિત્ત તથા બાહ્ય વસ્તુઓ સર્વ પ્રકૃતિની અપેક્ષાથી અનિત્ય છે તથા ચિત્તથી બાહ્ય વસ્તુઓ ભિન્ન છે. હવે વિવેકખ્યાતિનો જે પ્રધાન વિષય ચિત્ત અને પુરુષનો ભેદ તે પ્રતિપાદન કરવાનો છે. એ પ્રતિપાદન માટે જ અહિંસુધી કહેલો વિવેક ઉપકારક હતો તે પ્રતિપાદન કર્યા છે. જ્યાંસુધી કાર્યથી કારણ ભિન્ન છે અર્થાત્ સ્થિર છે એ ન સિદ્ધ થયુ હોય ત્યાંસુધી વૃત્તિના કારણરૂપ ચિત્ત સ્થિર છે એ ન સિદ્ધ થઇ શકે, અને જ્યાંસુધી ચિત્ત સ્થિર સિદ્ધ ન થાય ત્યાંસુધી

અર્થાત્ પુરુષનું અસ્તિત્વ તથા અપરિણામિત્વ સ્થાપિત કર્યું તથાપિ ત્યાં એ શંકા આવે છે કે યદ્યપિ ચિત્ત સ્વાભાસ નહિ હોય તથાપિ એટલાથી પુરુષનું અસ્તિત્વ સિદ્ધ થાય નહિ કારણ કે એક ચિત્ત જે ક્ષણિક છે તે નષ્ટ થાય છે અને તેથી એ ચિત્તને પોતાનો અનુભવ ભલે ન થાય તથાપિ દ્વિતીય ચિત્ત જે ઉત્પન્ન થાય છે તે ચિત્તથી એ ચિત્તનું ગ્રહણ થઈ શકે એમ છે તો પછી સાક્ષી પુરુષની શું જરૂર છે, અર્થાત્ સ્વાભાસનો અર્થ એવો ન લેવો કે પોતાના જ્ઞાનમાટે અન્ય કોઇની અપેક્ષા ન હોય તે સ્વાભાસ, પણ માત્ર એટલો જ કે પોતાના સંતાન (પ્રવાહ)થી જે ગ્રાહ્ય થાય તે સ્વાભાસ એ અર્થમાં ચિત્ત સ્વાભાસ લઇ શકાય. કારણ કે ઉત્તરોત્તર ચિત્તથી પૂર્વ પૂર્વ ચિત્તનું ગ્રહણ થઇ શકે છે તેથી પુરુષની આવશ્યકતા નથી એનો ઉત્તર આપતા સૂત્રકાર કહે છે કે

**चित्तान्तरदृश्ये बुद्धिबुद्धेरतिप्रसंगः स्मृतिसंकरश्च ॥२१॥**

સૂત્રાર્થ —એક ચિત્તરૂપ વિજ્ઞાન અન્ય ચિત્તરૂપ વિજ્ઞાનથી દૃશ્ય થાય છે એમ અંગીકાર કરીએ તો જ્ઞાનનું જ્ઞાન, તેનું જ્ઞાન એમ અનવસ્થા આવે અને સ્મૃતિનો સંકર થઇ જાય.

चित्ता०—એ વિજ્ઞાનવાદીના મતમાં વૃત્તિરૂપ વિજ્ઞાનથી અતિરિક્ત સ્થિર ચિત્ત કોઇ માન્યું નથી તેથી ચિત્ત એટલે વૃત્તિરૂપ જ્ઞાન એવું એક જ્ઞાન અન્ય જ્ઞાનથી દૃશ્ય થાય છે એમ માનીએ તો.

बुद्धि०—બુદ્ધિ એટલે જ્ઞાન એ જ્ઞાનના જ્ઞાનની અર્થાત્ જ્ઞાનરૂપ ચિત્તાદિકની.

अतिप्रसंग —એટલે અનવસ્થા આવે.

स्मृतिसंकर —એટલે સ્મરણનું મિશ્રણ થઈ જાય

આ સૂત્રથી એ કહ્યું કે જે વાદી કહે છે તેમ એક ચિત્તરૂપ જ્ઞાનના પ્રકાશમાટે અન્ય ચિત્ત માનીએ તો અનવસ્થારૂપ દોષ આવે છે કારણ કે પ્રથમ ઘટાદિઆકારવાળું જે ચિત્ત હોય તે ચિત્તનું જ્ઞાન થવામાટે અન્ય ચિત્ત (દ્વિતીય) જરૂરનું છે એ દ્વિતીય ચિત્ત પણ પ્રથમ ચિત્તની માફક સ્વયંપ્રકાશ નહિ હોવાથી એના જ્ઞાનમાટે તૃતીય ચિત્ત જોઇએ એ તૃતીયના જ્ઞાનમાટે ચતુર્થ, ચતુર્થના જ્ઞાનમાટે પંચમ એમ ચિત્તોનું આનન્ત્ય માનવું જોઇએ તેથી પણ અન્તે કોઇ સ્વયંપ્રકાશ ચિત્ત સિદ્ધ થવાનું નહિ તેથી એક વસ્તુના જ્ઞાનમાટે અનંત ચિત્ત આવશ્યક હોવાથી અને પ્રત્યેક ચિત્ત ક્ષણમાત્ર રહેનાર હોવાથી તે વસ્તુના જ્ઞાનમાટે અનંત ક્ષણ, અનંત જન્મ, અનંત વર્ષ જોઇએ, અર્થાત્ એક જ્ઞાન થઈ જ ન શકે, તેથી ચિત્તના

મન ન થતુ તે અપ્રતિસક્રમ છે

तदाकारतापत्तौ—બુદ્ધિવૃત્તિના આકારને પામવાથી-જ્યારે પામે છે ત્યારે ખરૂ જોતા પુરુષ અપરિણામી હોવાથી બુદ્ધિવૃત્તિના આકારને એ પામતો જ નથી તથાપિ બુદ્ધિવૃત્તિમા પુરુષનુ પ્રતિબિંબ પડે છે અને એ પ્રતિબિંબ જેમ કાષ્ઠમા રહેલો અગ્નિ કાષ્ઠાકાર પ્રતીત થાય છે તેમ બુદ્ધિવૃત્તિથી અવચ્છિન્ન થવાથી બુદ્ધિવૃત્તિના સમાન આકારવાળુ જાણે થયુ હોય એવુ પ્રતીત થાય છે. એ પ્રતિપાદન કરવા સૂત્રકારે आपत्ति શબ્દનો ઉચ્ચાર કર્યો છે

स्वबुद्धिसंवेदनम्—દ્રષ્ટાની જે બુદ્ધિવૃત્તિ વા ચિત્ત તેનુ જ્ઞાન.

આ સૂત્રમા એ કહ્યુ કે પુરુષ નો પરિણામી તથા ક્રિયાવાળો નથી જ અને તેથી જેમ ચિત્ત અર્થાકાર પરિણામને પામે છે તેમ પુરુષનુ ચિત્તપ્રતિ ગમન પણ થતુ નથી તેમ જ વાસ્તવિક રીતે પુરુષનો ચિત્તાકાર પરિણામ પણ થતો નથી આમ છતા ચિત્તનુ જ્ઞાન કેવી રીતે થાય છે તેનો ઉત્તર આ પ્રમાણે ચિત્ત વા બુદ્ધિસત્ત્વ પ્રધાનપણે સત્ત્વગુણનુ કાર્ય છે તેથી ચૈતન્યનુ પ્રતિબિંબ ગ્રહણ કરવા સમર્થ છે એમ હોવાથી ચિતિશક્તિ પુરુષનુ એ ચિત્તમા પ્રતિબિંબ પડે છે એ ચૈતન્યના પ્રતિબિંબથી સ્વરૂપે અચેતન એવી જે બુદ્ધિ તે ચેતનવત્ થાય છે ચૈતન્યનુ બુદ્ધિમા પ્રતિબિંબ પડવુ એને શાસ્ત્રમા ચિચ્છાયાપત્તિ કહી વર્ણવ્યું છે આ રીતે બુદ્ધિ ચેતનવત્ થાય છે તેથી તે જ્ઞાતારૂપ થઇ રહે છે તથાપિ અવિદ્યાદશામા બુદ્ધિસત્ત્વ અને પુરુષનો વિવેક હોતો નથી તેથી એ જ્ઞાતૃત્વનો પુરુષમા આરોપ થાય છે એ જ પ્રમાણે ભોક્તૃત્વનો પણ પુરુષમા આરોપ થાય છે એ બુદ્ધિસત્ત્વની જે વૃત્તિઓ નીકળે છે તે વૃત્તિઓ પણ પુરુષપ્રતિબિંબવાળી હોવાથી ભાસે છે અર્થાત્ જ્ઞાનરૂપ થાય છે તાત્પર્ય એ કે પૂર્વ वृत्तिसारूप्यमितरत्र ઇત્યાદિ સૂત્રોમા પ્રતિપાદન કર્યાપ્રમાણે પુરુષના પ્રતિબિંબથી બુદ્ધિનુ સવેદન થાય છે પુરુષનુ બુદ્ધિ અને વૃત્તિમા પ્રતિબિંબ પડે છે એ પ્રતિબિંબ બુદ્ધ્યવચ્છિન્ન તથા વૃત્ત્યવચ્છિન્ન પુરુષનુ છે તેથી એ પ્રતિબિંબ બુદ્ધિ અને વૃત્તિના સમાન આકારવાળુ પ્રતીત થાય છે, અને તેથી જ્ઞાન તથા ભોગ થાય છે

અહિં એ કહેવુ યોગ્ય નથી કે બુદ્ધિસત્ત્વ પુરુષકરતા ઓછુ સ્વચ્છ હોવાથી તથા પુરુષ વિભુ હોવાથી તેનુ પ્રતિબિંબ નહિ પડી શકે કારણ કે આપણે જોઇએ છીએ કે મલિન જળવિષે સ્વચ્છ સૂર્ય, તારાગણવિગેરેનુ પ્રતિબિંબ પડે છે, તેમ જ વિભુ આકાશનુ પણ ન ક્ષત્રમંડિત જલમા પ્રતિબિંબ પડે છે. તેથી એવો કોઇ નિયમ નથી

કે પોતાથી અધિક મલિન પદાર્થમાં પ્રતિબિંબ ન પડે વા મોટા પદાર્થનું નાનામાં પ્રતિબિંબ ન પડે એટલું જ નહિ પણ બુદ્ધિસત્ત્વમાં જે પુરુષનું પ્રતિબિંબ પડે છે એમ કહ્યું છે તેનો અર્થ એવો નથી કે એ પ્રતિબિંબ ભૌતિક પદાર્થોના પ્રતિબિંબના જેવું છે. એનો તો માત્ર એ જ અર્થ છે કે બુદ્ધિસત્ત્વમાં રહેલી જે ચિતશક્તિ તે પુરુષના સાંનિધ્યથી અભિવ્યક્તિને પામે છે, પુરુષમાં જે પ્રકારની જ્ઞાનશક્તિ રહી છે તે જ્ઞાન શક્તિનો પુરુષના સાનિધ્યથી બુદ્ધિસત્ત્વમાં આવિર્ભાવ થાય છે

આ પ્રમાણે આ સૂત્રથી ચિત્તનું જ્ઞાન અપરિણામી તથા નિષ્ક્રિય પુરુષને કેવી રીતે થાય છે એ પ્રતિપાદન કર્યું હવે શબ્દાદિ અર્થનું જ્ઞાન કેવી રીતે થાય છે તથા ભોગ કેમ થાય છે વિગેરે પ્રતિપાદન કરવા કહે છે કે

द्रष्टृदृश्योपरक्त चित्त सर्वार्थम ॥२३॥

સૂત્રાર્થઃ—દ્રષ્ટા પુરુષ તથા શબ્દાદિ દૃશ્યથી ઉપરક્ત થયેલું ચિત્ત સર્વ પદાર્થને વિષય કરે છે

દ્રષ્ટૃ૦—દ્રષ્ટા એટલે ચેતનરૂપ પુરુષ અને દૃશ્ય એટલે શબ્દાદિ અચેતન પદાર્થો એ બેથી ઉપરક્ત થયેલું એટલે પુરુષના પ્રતિબિંબ વાળું, દૃશ્યરૂપ શબ્દાદિ આકારે પરિણામ પામેલું ચિત્તનો પુરુષથી ઉપરાગ થવો એ પુરુષના પ્રતિબિંબવાળા થવું તે છે, અને દૃશ્યથી ઉપરાગ થવો તે દૃશ્યનું વૃત્તિમાં આરૂઢ થવું અર્થાત્ વૃત્તિનો અર્થાકાર પરિણામ થવો એ છે.

સર્વાર્થમ્—એટલે સર્વ પદાર્થો છે અર્થ નામ વિષય જેના એવું

આ સૂત્રથી એ કહ્યું કે ચિત્તનો જ્યારે દ્રષ્ટા પુરુષ અને દૃશ્ય શબ્દાદિનો ઉપરાગ થાય છે ત્યારે ચિત્ત ચેતનાચેતન સર્વે પદાર્થને વિષય કરે છે ત્યાં દ્રષ્ટાના સાનિધ્યથી ચિત્તની દૃક્શક્તિ અભિવ્યક્ત થાય છે દૃક્શક્તિ વા જ્ઞાનશક્તિ બે પ્રકારની છે (૧) નિત્યોદિતા અને (૨) અભિવ્યંગ્યા. જે દૃક્શક્તિ પોતાના સ્વરૂપરૂપ છે તે નિત્યોદિતા છે અને જે અન્યના સંનિધાનથી જાગરૂક થનાર છે તે અભિવ્યંગ્યા છે નિત્યોદિતા ચિતિશક્તિ પુરુષરૂપ છે અને અભિવ્યંગ્યા ચિતિશક્તિ ચિત્તમાં છે એ શક્તિ પુરુષના સંનિધાનથી જાગરૂક થાય છે તેથી જે સ્વરૂપે અચેતન છે તે ચેતનવત્ થઇ રહે છે એ ચિત્તસત્ત્વગત અભિવ્યક્ત થનાર પુરુષના પ્રતિબિંબરૂપ જે અભિવ્યંગ્યા ચિતિશક્તિ છે તે જ્યારે સુખાદિ સારૂપ્યને પામે છે ત્યારે નિત્યોદિતા ચિતિશક્તિરૂપ પુરુષનો ભોગ કહેવાય છે એ ભોગને ચિદાત્માનો ભોગ વા પર ભોગ કહે છે અને સુખાદિ પરિણામ તે

ચિત્તથી સ્વતંત્ર સત્તાવાળા છે એ તથા ચિત્તથી અતિરિક્ત પુરુષ એક ભિન્ન તત્ત્વ છે એ વિસ્તારથી દૂષણુસમર્થનપૂર્વક સિદ્ધ કર્યું. હવે ચિત્તથી અતિરિક્ત દ્રષ્ટા છે એ વિષયને અતિદૃઢ રીતે સિદ્ધ કરવાના આશયથી અન્ય હેતુનું સૂત્રકાર પ્રતિપાદન કરે છે.

**तदसंख्येयवासनाभि[1]श्चित्रमपि परार्थं संहत्यकारित्वात् ॥२४॥**

સૂત્રાર્થઃ—આવું જે ચિત્ત તે ક્લેશકર્માદિની અસંખ્ય વાસનાઓએ કરીને વિવિધરૂપવાળું છે છતાં દેહ, ઇન્દ્રિયાદિ સહકારીસાથે મળીને કાર્ય કરનાર હોવાથી પુરુષના ભોગાપવર્ગરૂપ અર્થને સાધનાર છે અર્થાત્ અન્યને અર્થે છે.

तद्—એટલે દ્રષ્ટા અને દૃશ્યથી ઉપરાગને પામનાર ચિત્ત.

असंख्येय०—એટલે ગણી ન શકાય એટલી ક્લેશકર્માદિની વાસનાવડે.

चित्रम्—વિવિધરૂપવાળું—નાનારૂપવાળું છે.

परार्थम्—પોતાથી અન્ય જે પુરુષ તેને અર્થે છે—તેનું ભોગ્ય છે

संहत्य०—અન્ય સહકારિસાથે મળીને—સંભૂય-ક્રિયા કરનાર છે તેથી

આ સૂત્રમાં એ કહ્યું કે ચિત્તમાં ક્લેશકર્માદિની અસંખ્ય વાસનાઓ હોય છે અને તેથી વાદીના મતપ્રમાણે ચિત્તનો સ્વતઃ અર્થાકાર પરિણામ થાય છે એમ માનીએ—એટલે ખરું જોતાં તો પુરુષના સંનિધાનથી જ ચિત્તની પ્રવૃત્તિ થાયછે તથાપિ હાલ તકરારની ખાતર એમ પણ માનીએ કે એ અસંખ્યવાસનાવશાત્ જ ચિત્તનો અર્થાકાર પરિણામ થાય છે, તથાપિ એ ચિત્ત સહકારીની અપેક્ષા રાખી—સહકારિસાથે એકઠું મળી—અર્થક્રિયા કરનાર હોય છે તેથી અન્યને માટે છે,—અર્થાત્ પુરુષના ભોગ અને અપવર્ગરૂપ અર્થને સાધવા માટે છે. આપણે જોઇએ છીએ કે જે જે પદાર્થો અન્ય સહકારીની અપેક્ષાથી કાર્ય કરનાર હોય છે તે સર્વે અન્યના અર્થને જ સારનાર હોય છે. જેમ કે ગૃહ, ગૃહસ્તંભ વિગેરે સહકારીની સહાયથી પોતાના કાર્યરૂપ વસતિને કરે છે એ વસતિરૂપ કાર્ય વિષ્ણુમિત્રાદિનું છે, કંઈ ઘરનું પોતાનું નથી. તેમ જ શૈલ્ય વિગેરે પદાર્થો પણ ભૂમિવિગેરે સહકારીની અપેક્ષા રાખી કાર્ય કરનાર છે તથા પોતાથી અન્ય પદાર્થોના ભોગમાટે છે. તે જ પ્રમાણે ચિત્તથી વા સત્ત્વાદિ ત્રણ ગુણોથી પોતાના પરિણામદ્વારા સધાતાં કાર્ય જે ભોગ અને અપવર્ગ તે પોતાનાં નહિ હોવાં જોઇએ પણ પોતાથી અન્યના હોવાં જોઇએ એ સ્પષ્ટ છે. તેથી ચિત્તનો થતો અર્થાકાર પરિણામ વા જ્ઞાન જ્ઞાનને માટે જ નથી પણ સુખદુઃખાદિઅર્થે છે. એ સુખદુઃખાદિ

૧ કેટલાક પુસ્તકોમાં ચિત્રમપિ એવો પાઠ જોવામાં આવે છે.

ચિત્તાવસાન વા અપર યોગ કહેવાય છે. આ રીતે દ્રષ્ટાથી ઉપરક્ત
થયેલું ચિત્ત પુરુષસાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે. તથાપિ પુરુષનું
પ્રતિબિંબ ગ્રહણ કરવાનું સામર્થ્ય રજોગુણ તથા તમોગુણમાં છે ન-
હિ, માત્ર સત્ત્વમાં છે તેથી પુરુષજ્ઞાન દૃઢ રીતે ક્યારે થાય છે કે જ્યા-
રે સત્ત્વનો રજસ્તમગુણથી અભિભવ થતો નથી અર્થાત્ જ્યારે
ત્રિગુણાત્મક ચિત્તમાં રજસ્ અને તમસ્ના ધર્મો અત્યંત અસ્ફુટ થ-
ઈ જઈ સાત્ત્વિકધર્મ સત્ત્વનો ઉદય થાય છે અર્થાત્ ચિત્ત શુદ્ધસાત્ત્વિક
થાય છે ત્યારે. ચિત્તની શુદ્ધસાત્ત્વિક દશા સમાધિમાં જ થાય છે. તેથી
પુરુષનો દૃઢ અપરોક્ષ સાક્ષાત્કાર સમાધિમાં જ થાય છે. આથી એ
થયું કે ચિત્ત દ્રષ્ટા પુરુષથી ઉપરક્ત થવાથી પુરુષને જાણવા સમર્થ
છે અને જ્યારે શબ્દાદિ દૃશ્ય પદાર્થોથી ઉપરક્ત થાય છે ત્યારે પુરુષ-
થી અતિરિક્ત તે તે દૃશ્યને જાણવા સમર્થ છે. તેથી એ સ્પષ્ટ છે કે
દ્રષ્ટા પુરુષ અને દૃશ્ય વિષય એ બેના ઉપરાગથી ચિત્ત ચેતનાચેત-
નાત્મક સમગ્ર પદાર્થોને જાણી શકે છે

ચિત્તથી સ્વતંત્ર સત્તાવાળા છે એ તથા ચિત્તથી અતિરિક્ત પુરુષ એક ભિન્ન તત્ત્વ છે એ વિસ્તારથી પ્રમાણસમર્થનપૂર્વક સિદ્ધ કર્યું. હવે ચિત્તથી અતિરિક્ત દ્રષ્ટા છે એ વિષયને અતિદ્રઢ રીતે સિદ્ધ કરવાના આશયથી અન્ય હેતુનું સૂત્રકાર પ્રતિપાદન કરે છે.

**तदसंख्येयवासनाभि[1]श्चित्रमपि परार्थं संहत्यकारित्वात् ॥ २४॥**

સૂત્રાર્થ.--આવું જે ચિત્ત તે ક્લેશકર્માદિની અસંખ્ય વાસનાએ એ કરીને વિવિધરૂપવાળું છે છતાં દેહ, ઇન્દ્રિયાદિ સહકારીઓ સાથે મળીને કામ કરનાર હોવાથી પુરુષના ભોગાપવર્ગરૂપ અર્થને સાધનાર છે અર્થાત્ અન્યને અર્થે છે.

तद्--એટલે દ્રષ્ટા અને દૃશ્યથી ઉપરાગને પામનાર ચિત્ત.

असंख्येय०--એટલે ગણી ન શકાય એટલી કામકર્માદિની વાસનાવડે.

चित्रम्--વિવિધરૂપવાળું--નાનારૂપ પણ છે.

परार्थम्--પોતાથી અન્ય જે પુરુષ તેને અર્થે છે--તેનું ભોગ્ય છે

संहत्य०--અન્ય સહકારિઓ સાથે મળીને--સંભૂય-ક્રિયા કરનાર છે તેથી

આ સૂત્રમાં એ કહ્યું કે ચિત્તમાં ક્લેશકર્માદિની અસંખ્ય વાસનાઓ હોય છે અને તેથી વાદીના મતપ્રમાણે ચિત્તનો સ્વત અર્થાકાર પરિણામ થાય છે એમ માનીએ--એટલે ખરું જોતાં તો પુરુષના સંનિધાનથી જ ચિત્તની પ્રવૃત્તિ થાય છે તથાપિ હાલ તર્કની ખાતર એમ પણ માનીએ કે એ અસંખ્ય વાસનાવશાત્ જ ચિત્તનો અર્થાકાર પરિણામ થાય છે, તથાપિ એ ચિત્ત સહકારીની અપેક્ષા રાખી --સહકારિઓ સાથે એકઠું મળી-અર્થક્રિયા કરનાર હોય છે તેથી અન્યને માટે છે,-અર્થાત્ પુરુષના ભોગ અને અપવર્ગરૂપ અર્થને સાધવા માટે છે આપણે જોઈએ છીએ કે જે જે પદાર્થો અન્ય સહકારીની અપેક્ષાથી કાર્ય કરનાર હોય છે તે સર્વ અન્યના અર્થને જ સાધનાર હોય છે. જેમ કે ગૃહ, ગૃહસ્તંભ વિગેરે સહકારીની સહાયથી પોતાના સંઘરૂપ વસતિને કરે છે એ વસતિરૂપ કાર્ય ચિત્રભુવિત્રાદિનું છે, કાંઈ ઘરનું પોતાનું નથી. તેમ જ શય્યા વિગેરે પદાર્થો પણ ભૂમિવિગેરે સહકારીની અપેક્ષા રાખી કાર્ય કરનાર છે તથા પોતાથી અન્ય પદાર્થોના ભોગમાટે છે. તે જ પ્રમાણે ચિત્તથી વા સત્ત્વાદિ ત્રણ ગુણોથી પોતાના પરિણામદ્વારા સધાતાં કાર્ય જે ભોગ અને અપવર્ગ તે પોતાના નહિ હોવાં જોઈએ પણ પોતાથી અન્ય કોઈના હોવા જોઈએ એ સ્પષ્ટ છે તેથી ચિત્તનો શબ્દો અર્થાકાર પરિણામ વા જ્ઞાન જ્ઞાનને માટે જ નથી પણ સુખદુઃખાદિઅર્થે છે. એ સુખદુઃખાદિ

1 કેટલાંક પુસ્તકોમાં ચિત્રમપિ એવો પાઠ જોવામાં આવે છે.

પણ પોતાને માટે નથી પણ જે અનુકૂલનીયપ્રતિકૂલનીય તત્ત્વ હોય તેને માટે છે. તેથી ચિત્તથી વા સત્ત્વાદિ ગુણત્રયથી અતિરિક્ત કોઇ પદાર્થ અવશ્ય માનવો જોઇએ એ સિદ્ધ થાય છે. એ પદાર્થ કયો હોવો તે વિચારવાનું છે ત્યાં એ સહજ જણાય છે, કે એ પદાર્થ સત્ત્વાદિ ગુણોના સ્વભાવથી રહિત હોવો જોઇએ કારણ કે જો એ જ સ્વભાવનો હોય તો તે પણ અન્ય સહકારીની અપેક્ષા રાખી જ કાર્ય કરનાર હોવાનો, તેથી પરાર્થ હોવાનો અને એમ જતાં જતાં અનવસ્થા દોષ આવવાનો. તેથી જેને માટે આ સઘળા પરિણામો થાય છે અર્થાત્ સત્ત્વાદિની પ્રવૃત્તિ થાય છે તે પદાર્થ એ સત્ત્વાદિના ધર્મથી રહિત– એ સર્વથી વિલક્ષણ–હોવો જોઇએ એ જરૂરનું છે. સત્ત્વાદિમા પરિણામિત્વ, જડત્વ, ક્રિયાકારિત્વ વિગેરે ધર્મો હોય છે તેથી એ પદાર્થમા એ ગુણોનો અભાવ હોવો જોઇએ એટલે એ પદાર્થ અપરિણામી, ચિદ્રૂપ, નિષ્ક્રિય, કૂટસ્થ નિત્ય હોવો જોઇએ એવા પદાર્થને જ આ શાસ્ત્ર પુરુષસંજ્ઞા આપે છે તેથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે ચિત્ત અસખ્યવાસનાવડે ચિત્રિત છે અને તેથી સતત પરિણામ પામનાર છે એમ લઇએ તોપણ એ ચિત્ત પરાર્થ હોવાથી પુરુષ અવશ્ય અગીકાર કરવો જોઇએ.

આપ્રમાણે આ સૂત્રથી પુરુષનુ અસ્તિત્વ દૃઢ રીતે સિદ્ધ કર્યું તથા ચિત્ત પરાર્થ છે અને પુરુષ સ્વાર્થ છે એ પ્રકારનો બેનો વિવેક પણ અર્થાત્ સિદ્ધ કર્યો.

આ રીતે આ પાદનાં સૂત્રોથી પંચવિધ ચિત્તનુ પ્રતિપાદન કર્યુ, તેનાં કૈવલ્યયોગ્ય ચિત્તનો નિર્ણય કર્યો તથા વાસનાદિના પ્રકારના તથા વિવેકખ્યાતિના વિષયના પ્રતિપાદનદ્વારા પરલોકાદિમા જનાર, ભોગાપવર્ગનો પામનાર, ચિત્તથી અતિરિક્ત દ્રષ્ટા પુરુષની સિદ્ધિ કરી હવે કૈવલ્યનુ નિરૂપણ બરાબર થઇ શકે એમ છે તેથી તે કરવા સૂત્રકાર પ્રવૃત્ત થાય છે. ત્યાં પ્રથમ તો કૈવલ્યનો અધિકારી પુરુષ કોણ છે એ નિર્ણય કરે છે એટલે પૂર્વ સૂત્રોમાં વિસ્તારથી પ્રતિપાદન કરેલા વિવેકના સાક્ષાત્કારથી જે આદ્ય મોક્ષ થાય છે–જેને પામેલો પુરુષ કૈવલ્યનો અધિકારી છે–તે પ્રતિપાદન કરે છે.

**विशेषदर्शिन आत्मभावभावनाविनिवृत्तिः॥२५॥**

સૂત્રાર્થ—ચિત્તથી અતિરિક્ત હુ પુરુષ છું એ પ્રકારે ચિત્ત અને પુરુષના વિવેકજ્ઞાનવાળાને હુ કોણ છુ ઇત્યાદિ પ્રકારની આત્મવિષયક જિજ્ઞાસા નિવૃત્ત થાય છે.

વિશેષ—આત્મા, પ્રમેય અને પ્રમાણ એટલે પુરુષ, વિષયો

અને ચિત્ત એ ત્રણે અવિવેકીને તથા નાસ્તિકોને એકરૂપ ભાસે છે. તેમનો વિશેષ જાણનારની એટલે વિષયથી ચિત્ત જૂદું છે તથા એ બન્નેથી પોતે દ્રષ્ટા પુરુષ જૂદો છે એ પ્રકારના વિવેકસાક્ષાત્કારવાળાની.

આત્મા૦—આત્મા તે શું છે, હું કોણ છું, ક્યાંથી છું ઇત્યાદિ પ્રકારની આત્માસંબંધી જે જિજ્ઞાસા હોય છે તે નિવૃત્ત થાય છે.

આ સૂત્રમાં એ કહ્યું કે મનુષ્યમાં હજારે કોઇને અપાર પુણ્યના ઉદયથી વર્તમાન જન્મમાં હું કોણ છું, હું મન છું, દેહ છું કે એથી ગેઈ અતિરિક્ત તત્ત્વ છું, હું ક્યાંથી આવ્યો છું, હવે પછી શું થનાર છું, હાલ શાથી સ્થિતિને પામી રહેલો છું ઇત્યાદિ પ્રકારની આત્માસબંધી ઉત્કટ જિજ્ઞાસા ઉદય થાય છે જ્યારે મોક્ષમાર્ગના શ્રવણથી રોમાંચ, હર્ષ, અશ્રુપાતવિગેરે થતાં જોવામાં આવે છે ત્યારે એ ઉપરથી આત્મવિષયક ઉત્કટ જિજ્ઞાસા તેને થઇ છે એમ કહેવાય છે એવી જિજ્ઞાસા જેને ઉદય થાય છે તે જ પુરુષ યોગનો અધિકારી છે અન્ય ક્ષુદ્રાં પુણ્યવાળાં પ્રાણીને તથા નાસ્તિકને તો દેહ હું છું, મન હું છું ઇત્યાદિ પ્રકારનો ભ્રમ દૃઢ થઇ રહેલો હોય છે, તેથી તેવા તો સત્ય શું છે તે જાણવામાટે પ્રયત્ન જ કરતા નથી તેથી એ માણસો તો કેવલ અનધિકારી જ છે યોગના અધિકારી પુરુષોને જ્યારે દૃશ્યથી ચિત્ત અતિરિક્ત છે તથા ચિત્તથી પુરુષ અર્થાત્ પોતે અતિરિક્ત છે, એ સાક્ષાત્કાર થાય છે ત્યારે ભય શોક વિગેરેને આપનાર આત્મવિષયક સંશય નિવૃત્ત થાય છે કારણ કે જિજ્ઞાસા પોતાના વિષયના જ્ઞાનથી સર્વદા નિવૃત્ત થાય છે એ નિયમ છે જેણે એક વખત વરૂ વા સિંહ ન જોયો હોય તેને એ પદાર્થો કેવા હશે એ જાણવાની ઇચ્છા થાય છે. જે સમયે એ પદાર્થોનો સાક્ષાત્કાર તેને થાય છે તે સમયે જ એ જાણવાની ઇચ્છા નિવૃત્ત થઇ જાય છે આ જ પ્રમાણે જ્યારે દૃશ્ય વિષયો તથા ચિત્તથી અતિરિક્ત હું પુરુષ છું, લોકલોકાન્તરના ગમનવિગેરે ચિત્તને થાય છે, ચિત્તમાં જ અવિદ્યા રહેલી છે, સુખદુઃખાદિ પણ ચિત્તમાં જ છે ઇત્યાદિ પ્રકારનું વિશેષજ્ઞાન થાયછે —એવો અપરોક્ષ સાક્ષાત્કાર થાય છે—ત્યારે હું કોણ છું વિગેરે પ્રકારની આત્મવિષયક જિજ્ઞાસા કેવલ નિવૃત્ત થઇ જાય છે અને તેથી ભયશોકાદિથી રહિત થાય છે. આ પ્રકારના વિશેષદર્શનરૂપ તત્ત્વજ્ઞાનથી થતી ભયશોકાદિની નિવૃત્તિ તે પ્રથમ મોક્ષ છે જેને પામેલો પુરુષ કૈવલ્યનો અધિકારી છે.

આપ્રમાણે તત્ત્વજિજ્ઞાસુને વિશેષદર્શનથી આદ્ય મોક્ષ થાય છે એ પ્રતિપાદન કર્યું તથા એ મોક્ષને પામેલો પુરુષ કૈવલ્યનો અધિ-

ત્પન્ન થયેલા દૃઢ જ્ઞાનસંસ્કારોના બલથી થાય છે, કેમકે એ જ્ઞાનસંસ્કારો વ્યુત્થાનપ્રત્યયને ઉત્પન્ન કરનાર વ્યુત્થાનસંસ્કારોના વિરોધી છે. તથા એનો નાશ તો ચિત્તના લયથી જ થાય છે. આથી સૂત્રકારે એ સૂચવ્યું કે મધ્યે મધ્યે જે વ્યુત્થાનપ્રત્યયો થાય છે તેને અટકાવવા એના કારણભૂત જે વ્યુત્થાનસંસ્કારો તેનો દાહ થવો જોઈએ અને એ દાહ સંપ્રજ્ઞાતની પરંપરાથી થાય છે તેથી યોગીએ વિવેકસાક્ષાત્કારરૂપ સંપ્રજ્ઞાતની પરંપરા અવશ્ય કરવી જોઈએ અર્થાત્ પુનઃ પુનઃ વિવેકસાક્ષાત્કારમાં મચી રહેવું જોઈએ.

આ પ્રકારે જ્યારે યોગી સંપ્રજ્ઞાતની પરંપરામાં મચી રહે છે ત્યારે કાળે કરીને એ પરંપરાથી ઉત્પન્ન થયેલા જ્ઞાનસંસ્કારોથી વ્યુત્થાનસંસ્કારોનો બાધ થાય છે એ સંસ્કારોનો બાધ થવાથી શું થાય છે તે સૂત્રકાર હવે પ્રતિપાદન કરે છે

**प्रसंख्यानेऽप्यकुसीदस्य सर्वथा विवेकख्यातेर्धर्ममेघः समाधिः ॥२९॥**

સૂત્રાર્થ—વિવેકસાક્ષાત્કાર થયા છતાં પણ તેથી થતા સર્વજ્ઞાધિષ્ઠાતૃત્વવિગેરે જે ફલો તેની ઇચ્છાથી રહિત યોગી થાય છે ત્યારે તેને વિવેકસાક્ષાત્કારનો નિરન્તર ઉદય થાય છે જેથી ધર્મમેઘ સમાધિ તેને પ્રાપ્ત થાય છે

प्रसंख्यानेऽपि—સંપૂર્ણ તત્ત્વોના વિવેકનો જે સાક્ષાત્કાર તે પ્રસંખ્યાન છે તે સિદ્ધ થયા છતાં પણ તેમાં

अकुसीदस्य—એટલે એથી થતા ફલોની ઇચ્છાથી રહિત યોગીને

धर्ममेघ—क्लेशकर्मादीनां निःशेषेणोन्मूलकं धर्मं मेहति वर्षतीति धर्ममेघः—એટલે ક્લેશકર્માદિનું ઉન્મૂલન કરનાર જે ધર્મ તેને વર્ષાવનાર તે ધર્મમેઘ

આ સૂત્રથી એ કહ્યું કે સંપ્રજ્ઞાતયોગની પરંપરા થવાથી તે યોગીને એ પ્રસંખ્યાનવશાત્ સર્વજ્ઞાધિષ્ઠાતૃત્વવિગેરે સિદ્ધિઓ આવી અભિમુખ થાય છે એ સિદ્ધિમાં જો એ યોગી લોભાય છે તો એને વ્યુત્થાન પ્રાપ્ત થાય છે પણ જો નથી લોભાતો તો એને વ્યુત્થાન નહિ થવાથી સંપ્રજ્ઞાતયોગની પરાકાષ્ઠારૂપ ધર્મમેઘ સમાધિ પ્રાપ્ત થાય છે અર્થાત્ નિરન્તર વિવેકસાક્ષાત્કાર બન્યો રહે છે એ સ્થિતિને જ યોગીઓ ધર્મમેઘ સમાધિ કહે છે કેમકે એ સ્થિતિ પ્રાપ્ત થવાથી ક્લેશકર્મનું નિઃશેષ ઉન્મૂલન થાય છે આ સૂત્રનું તાત્પર્ય એ થયું કે સંપ્રજ્ઞાતની પરંપરાના વખતે યોગીને જે મહાસિદ્ધિઓ પ્રાપ્ત થાય તેમાં તેણે લોભાવું નહિ પણ એ સિદ્ધિઓનો તિરસ્કાર કરવો એ ય

વાથી યોગીને વ્યુત્થાનસંસ્કારો દગ્ધ થઈ જવાથી વ્યુત્થાનપ્રત્યયો થતા નથી અને તેથી નિરન્તર સંપ્રજ્ઞાન બન્યો રહે છે

આપ્રમાણે આ સૂત્રથી અસંપ્રજ્ઞાતપર્યન્તમાર્ગે પ્રાપ્ત થતી મહાસિદ્ધિઓના તિરસ્કારથી ધર્મમેઘ સમાધિની પ્રાપ્તિ થાય છે એ વાત કહી એ સમાધિ થવાથી તત્કાલ કૈવલ્ય થતું નથી પણ જેને શાસ્ત્રમાં દ્વિતીય મોક્ષ કહે છે તે થાય છે એ દ્વિતીય મોક્ષનું સૂત્રકાર હવે પ્રતિપાદન કરે છે

**ततः क्लेशकर्मनिवृत्तिः ॥३०॥**

સૂત્રાર્થ —એ ધર્મમેઘ સમાધિ થવાથી ક્લેશકર્મની નિવૃત્તિ થાય છે એટલે એનો પૂર્ણ અંશે દાહ થાય છે

નિવૃત્તિ —એટલે દાહની સમાપ્તિ

આ સૂત્રથી એ કહ્યું કે એ ધર્મમેઘ સમાધિની પ્રાપ્તિ થવાથી તે યોગીના અવિદ્યાદિ ક્લેશો તથા તેના મૂલરૂપ જે ક્લેશસંસ્કારો તેની તેમ જ જે કર્માશય તેની પણ નિવૃત્તિ થાય છે અર્થાત્ એ સર્વેનો દાહ જે વિવેકસાક્ષાત્કારના આરંભથી આરંભ થયો હતો તેની સમાપ્તિ થાય છે આ ક્લેશ તથા કર્મની નિવૃત્તિ થવાથી તે પુરુષ જીવતો છતો મુક્ત થાય છે અર્થાત્ જીવન્મુક્ત થાય છે કેમકે મોક્ષનો અર્થ ત્રિવિધ દુઃખનો અત્યન્તાભાવ છે અને તે આ પુરુષનો એવું નિદાન જે ક્લેશસંસ્કારો તેનો ક્ષય થવાથી થયો છે

આ રીતે આ સૂત્રથી ધર્મમેઘસમાધિથી જીવન્મુક્તિની પ્રાપ્તિ કહી તેથી એમાં જે કર્મોનો દાહ કહ્યો છે તે સંપૂર્ણ કર્માશયનો દાહ નથી પણ પ્રારબ્ધથી અતિરિક્ત કર્માશયનો દાહ લેવો યોગ્ય છે આ જીવન્મુક્તિને દ્વિતીય મોક્ષ કહે છે શ્રીપંચશિખાચાર્યે કહ્યું છે કે द्वितीयो रागक्षयात्—રાગોપલક્ષિત અવિદ્યાદિનો દાહ થવાથી જીવન્મુક્તિરૂપ દ્વિતીય મોક્ષ થાય છે આ મોક્ષ થયાપછી કૈવલ્યની પ્રાપ્તિમાટે પ્રારબ્ધનો ક્ષય માત્ર કરવો અવશિષ્ટ રહે છે તે કાં તો ભોગથી પોતાની મેળે થાય છે અથવા જો સાધનથી કરવો હોય તો અસંપ્રજ્ઞાતયોગથી પૂર્વે કહ્યા પ્રમાણે થાય છે

આપ્રમાણે આ સૂત્રથી ધર્મમેઘ સમાધિનું ફલ કહ્યું હવે એ સમાધિથી ચિત્ત કેવા પ્રકારનું થાય છે તે સૂત્રકાર કહે છે

**तदा सर्वावरणमलापेतस्य ज्ञानस्यानन्त्याद् ज्ञेयमल्पम् ॥३१॥**

સૂત્રાર્થ — એ જીવન્મુક્ત દશામાં ચિત્તના સર્વ પ્રકારના આવરણરૂપ મલ દૂર થઈ જાય છે તેથી એ ચિત્ત વા એનું જ્ઞાન અનંત થાય છે એ અનંત થવાથી જ્ઞેય વસ્તુ એની અપેક્ષાથી . . . . .

तदा= જીવન્મુક્તદશામાં.

सर्वा०—સંપૂર્ણ આવરણ કરનાર મળથી રહિત થયેલું જે ચિત્ત તેનું. ત્યાં ચિત્ત જે જાતે સંપૂર્ણ પદાર્થોને ગ્રહણ કરવા સમર્થ છે તેનું એ સામર્થ્ય ઢાંકી દેનાર કલેશ તથા કર્મ છે. એ કલેશ તથા કર્મો ક્ષીણ થઇ જાય છે ત્યારે ચિત્ત એ આવરણોથી રહિત થાય છે. એ રહિત થયેલાના.

ज्ञानस्य—એટલે જ્ઞાન અથવા ज्ञायतेऽनेन એ વ્યુત્પત્તિથી ચિત્તના.

आनन्त्यात्—આનંત્ય થવાથી.

ज्ञेयम्—જ્ઞેયકોટિમાં આવતા પદાર્થો.

अल्पम्—ન્યૂન છે, ઓછા છે

આ સૂત્રથી એ કહ્યું કે જ્યારે ધર્મમેઘસમાધિ થાય છે ત્યારે તે યોગીનાં કલેશકર્મો ક્ષીણ થઇ જાય છે. એ ક્ષીણ થવાથી ચિત્તસત્ત્વ પોતાના સ્વભાવસિદ્ધ સ્વરૂપે પ્રકાશે છે અર્થાત્ શુદ્ધ સાત્ત્વિક થઇ રહે છે તેથી સંપૂર્ણ પદાર્થોને જાણવા સમર્થ થાય છે, અર્થાત્ તે યોગીનું જ્ઞાન અમર્યાદ થાય છે. આ યોગ્ય જ છે કારણ કે જીવદશામાં ચિત્તસત્ત્વને તમસનું આવરણ હોય છે તેથી એ દશામાં જ્યારે તમસનો અભિભવ કરી કોઇ વિષયવિષે એ રજસથી પ્રવૃત્ત કરાય છે ત્યારે તે વિષયાકારપરિણામ એનો થાય છે જેથી સ્વનિષ્ઠ સત્ત્વવશાત્ જ્ઞાન થાય છે. યોગીને ધર્મમેઘસમાધિ થાય છે ત્યારે તમસ તથા રજસનો અત્યન્ત અભિભવ થઇ જાયછે તથા કલેશ અને કર્મો ક્ષીણ થઇ જાય છે. તેથી એ ચિત્ત શુદ્ધ સાત્ત્વિક થાય છે. ચિત્ત શુદ્ધ સાત્ત્વિક થયું એટલે સર્વજ્ઞ થાય છે અર્થાત્ એનું જ્ઞાન અમર્યાદ થાય છે. આમ થવાથી પચીસ તત્ત્વથી અધિક તત્ત્વો હોય તો તેને પણ એ ચિત્ત જાણી શકવા સમર્થ થાય છે અર્થાત્ આખું જગત જે મર્યાદાવાળું છે તે આ અમર્યાદ જ્ઞાનઆગળ જ્ઞેયરૂપે કશા લેખામાં નથી— અત્યંત ન્યૂન છે.

આપ્રમાણે આ સૂત્રથી યોગીને શુદ્ધસાત્ત્વિક ચિત્ત થાય છે તે સમયે સર્વજ્ઞતાની પ્રાપ્તિ કહી. હવે જે કૈવલ્ય તેનું પ્રતિપાદન કરવું પ્રાપ્ત થાય છે. કેમકે ધર્મમેઘ સમાધિ સિદ્ધ થયાપછી એના ઉપર પરવૈરાગ્યથી અસંપ્રજ્ઞાત યોગની સિદ્ધિ થાય છે જેથી અંતે કૈવલ્ય થાય છે. તેમ જ પ્રારબ્ધનો ભોગ થઇ રહ્યા પછી પણ કૈવલ્ય થાય છે. તેથી હવે તૃતીય અને ચરમ મોક્ષરૂપ જે કૈવલ્ય તેનું પ્રતિપાદન કરે છે.

ततः कृतार्थानां परिणामक्रमसमाप्तिर्गुणानाम् ॥३२॥

સત્રાર્થ:—ધર્મમેઘના ઉદયથી ક્લેશકર્મોની નિવૃત્તિ થઇ જ્ઞાનનું આ-

નંતર થવાથી પછી પરવૈરાગ્ય થાય છે જેથી કૃતકૃત્ય થયેલા પુરુષો પ્રતિ સત્ત્વાદિ ગુણોનો પરિણામક્રમ સમાપ્ત થાય છે.

कृतार्थानाम्—એટલે (૧) જેના ભોગ અને અપવર્ગરૂપ અર્થ સિદ્ધ થઇ ગયા છે અર્થાત્ જેને એની અપેક્ષા રહી નથી એવા કુશલ પુરુષ પ્રતિ અને (૨) જેના ભોગ અને અપવર્ગ સિદ્ધ થયા છે એવા બુદ્ધિસત્ત્વરૂપ સત્ત્વાદિ ગુણોના. આ દ્વિતીય અર્થમાં આ પદ गुणानाम्‌નુ વિશેષણ છે. પ્રથમ અર્થમાં તેમ નથી.

परिणामक्रम•—પરિણામક્રમની સમાપ્તિ. પરિણામ એટલે સત્ત્વાદિગુણોનો જે જગદ્રૂપ પરિણામ તે, અથવા સત્ત્વાદિનો બુદ્ધિસત્ત્વરૂપે થતો પરિણામ. ક્રમમાટે ઉત્તર સૂત્રમાં કહેવાશે

गुणानाम्— એટલે સત્ત્વાદિ ત્રણ ગુણો અથવા બુદ્ધિસત્ત્વરૂપ ત્રણ ગુણો

આ સૂત્રથી એ કહ્યુ કે જ્યારે ધર્મમેઘસમાધિનો ઉદય થઇ ક્લેશકર્મની ક્ષીણતા થઇ જાય છે ત્યારે બુદ્ધિરૂપ સત્ત્વાદિનાં ભોગ અને અપવર્ગ બને પ્રયોજન સિદ્ધ થઇ જાય છે જેથી એની સ્થિતિમા વા પુનરુત્પત્તિમાં કોઇ હેતુ નહિ રહેવાથી એ બુદ્ધિસત્ત્વ એક ક્ષણ પણ સ્થિતિને પામી શકતુ નથી, તેમ જ લય થયા પછી પુન એરૂપે ઉદય થતુ નથી, અર્થાત્ એના પરિણામક્રમની સમાપ્તિ થાય છે. અથવા તો ક્લેશકર્મો ક્ષીણ થવાથી પુરુષ કૃતકૃત્ય થાય છે જેથી એ કુશલ થયેલા પુરુષપ્રતિ સત્ત્વાદિ ગુણોરૂપ પ્રકૃતિ–કોઇ હેતુ એને પરિણામ પામવાનો નહિ રહેવો હોવાથી–પરિણામને પામતી નથી અર્થાત્ એ પ્રકૃતિના એ પુરુષપ્રતિના પરિણામક્રમની સમાપ્તિ થાય છે આને તૃતીય મોક્ષ પણ કહેવામા આવે છે શ્રીપચશિખાચાર્યે કહ્યુ છે કે कर्मक्षयात्तृतीयस्तु व्याख्यात मोक्षलक्षणम्–ક્લેશકર્મોના ક્ષીણ થઇ જવાથી તૃતીય અને ચરમ મોક્ષ થાય છે આપ્રમાણે વિવિધ મોક્ષનાં વ્યાખ્યાનથી મોક્ષના સ્વરૂપનુ સંપૂર્ણ વ્યાખ્યાન થઇ રહ્યુ.

આ રીતે આ સૂત્રથી તથા પૂર્વના સૂત્રથી એ પ્રતિપાદન કર્યુ કે ધર્મમેઘસમાધિથી સર્વજ્ઞતા થાય છે તથા ત્યાર પછી ગુણોના પરિણામક્રમની સમાપ્તિ થાય છે તથાપિ એ નિયમ સર્વત્ર નથી પણ સાધારણ છે. સાધારણ રીતે સર્વજ્ઞતા પ્રાપ્ત થયાપછી ગુણોના પરિણામક્રમની સમાપ્તિ થાય છે તથાપિ એ સમાપ્તિનુ સાક્ષાત્ કારણ પરવૈરાગ્ય છે. એ પરવૈરાગ્ય પ્રાપ્ત થયો એટલે પછી સર્વજ્ઞત્વવિગેરે ધર્મો અર્થાત્ ઇશત્વના ગુણો આવ્યા હોય કે નહિ તોપણ એ ગુણોના પરિણામક્રમની સમાપ્તિ થાય છે કોઈ પ્રસગે એવુ પણ બને છે કે ઇશત્વનો

કૈવલ્ય છે પ્રતિ

પુરુષાર્થ૦—કૃતકૃત્ય થવાથી પુરુષાર્થથી રહિત થયેલા
ગુણાનામ્—એટલે બુદ્ધિસત્ત્વનો અથવા પ્રધાનનો
પ્રતિપ્રસવ—એટલે પોતાના કારણમા આત્યંતિક લય
કૈવલ્યમ્—એટલે કેવલીભાવ વા ત્રિવિધ દુઃખોનો આત્યંતિક અભાવ
ઇતિ—એ શબ્દ શાસ્ત્રની સમાપ્તિ સૂચવે છે

આ સૂત્રથી એ કહ્યુ કે ગુણોના પરિણામક્રમની સમાપ્તિ થાય છે એટલે પછી એ ગુણોની સ્થિતિમા કોઈ હેતુ રહેતો નથી તેથી એ પુરુષાર્થથી રહિત થયેલા ગુણોનો પોતાના કારણમા આત્યંતિક લય થાય છે તે જ એ ગુણોનુ કૈવલ્ય છે ત્યા ગુણોથી જો બુદ્ધિસત્ત્વ લઈએ તો એ બુદ્ધિસત્ત્વ કૃતકૃત્ય થવાથી પોતાના કારણરૂપ અહંકારમા લીન થઈ જાય છે, તે મહત્‌મા અને તે સામ્યાવસ્થાવાળી પ્રકૃતિમા લીન થઈ જાય છે એ લય થયા પછી એ બુદ્ધિસત્ત્વનો પુનઃ ઉદ્‌ભવ થતો નથી તેથી એ લય આત્યંતિક લય વા પ્રતિપ્રસવ કહેવાય છે એ પ્રતિપ્રસવ જ એ બુદ્ધિસત્ત્વનુ કૈવલ્ય છે ગુણોથી જો પ્રકૃતિ તત્ત્વ લઈએ તો એ કુશલ થયેલા પુરુષપ્રતિ એ પ્રકૃતિનો આત્યંતિક લય થઈ જાય છે અર્થાત્ એ પુરુષના કોઈ પણ અર્થને લઈને એ મહત્‌આદિ ગુણોરૂપ પ્રકૃતિનો પુનઃ પરિણામ થતો નથી એ કુશલપુરુષપ્રતિનો પ્રકૃતિ વા પ્રધાનનો પ્રતિપ્રસવ તે જ પ્રધાનનુ કૈવલ્ય છે આ રીતે બુદ્ધિસત્ત્વ વા પ્રધાનનુ કૈવલ્ય કહ્યુ બીજુ કૈવલ્ય પુરુષનુ છે જ્યારે બુદ્ધિસત્ત્વ પુરુષને અર્થ અસ્તિત્વમા આવતું હતુ ત્યારે તો એનો અભેદભ્રમ થઈ બુદ્ધિસત્ત્વના દુઃખાદિનો પુરુષમા ઉપચાર થતો હતો અર્થાત્ પુરુષને ઉપચરિત બંધ હતો બુદ્ધિસત્ત્વ ગુણોના પરિણામક્રમની સમાપ્તિ થવાથી આત્યંતિક લયને પામી ગયુ છે તેથી પુનઃ ઉદ્‌ભવ પામતું નથી, તેથી એનો પુરુષસાથે અભેદભ્રમ થવા વાળો પુનઃ આવતો નથી જેથી પુરુષને ઉપચરિત બંધનો પણ સદા અભાવ થાય છે અર્થાત્ પુરુષમા બુદ્ધિસત્ત્વના ધર્મનો આરોપ થવાથી જે વિપરીત સ્વરૂપનો ભ્રાન્તિથી ભાસતો હતો તે ભ્રાન્તિ તથા તેના સંસ્કારના આત્યંતિક ઉચ્છેદથી સ્વરૂપે સ્થિત થયો કહેવાય છે એ પુરુષનુ સ્વરૂપાવસ્થાન તે જ પુરુષનુ કૈવલ્ય છે

આપ્રમાણે આ સૂત્રથી બુદ્ધિસત્ત્વ પ્રધાન તથા પુરુષ એ ત્રણેના કૈવલ્યનુ પ્રતિપાદન કર્યુ તથા હવે કઈ પણ પ્રતિપાદન કરવુ બાકી રહ્યુ નથી એ હેતુથી આ પાદ તથા શાસ્ત્ર ઇતિ શબ્દ વડે શ્રી પતંજલિ ભગવાને સમાપ્ત કર્યુ

---

[1] मुक्त्यर्हचित्तं परलोकमेयसिद्धयो धर्मघनः समाधिः ।
द्वया च मुक्तिः प्रतिपादिताऽस्मिन् पादे प्रसङ्गादपि चान्यदुक्तम् ॥

કૈવલ્યને યોગ્ય ચિત્ત, પરલોકમાં જનાર આવનાર ચિત્ત, દશ્ય વિષયો તથા દ્રષ્ટા એ સર્વનો ભેદવિગેરે, ધર્મમેઘસમાધિ બંને પ્રકારની મુક્તિ તથા પ્રસંગપ્રાપ્ત અન્ય સર્વનું પ્રતિપાદન કર્યું

---

निदानं तापानामुदितमथ तापाश्च कथिता.
षडङ्गैरष्टाभिर्विहितमिह योगद्वयमपि ।
कृतो मुक्तेरध्वा गुणपुरुषभेदः स्फुटतरो
विविक्तं कैवल्यं परिगणिततापा चितिरसौ ॥[1]

---

योगमथराद्धान्तो सर्वोपनिषदो तथा ।
यतो च यत्र तात्पर्यं सोऽर्थो व्यासेन भाषितः ॥[2]
व्याख्यातश्च यथाशक्ति निर्मत्सरधिया मया ।
तेन प्रीतो भवेद्देव श्रीनृसिंहो महेश्वरः ॥

---

॥ इति श्रीपातञ्जलव्याख्यायां कैवल्यपादश्चतुर्थः ॥

॥ समाप्तं षड्दर्शनम् ॥

---

1. શ્રી વાચસ્પતિમિશ્રકૃત વ્યાખ્યા
2. શ્રી યોગવાર્તિક

# श्रीत्रिभुवनविजयीखड्ग.

## ( पूर्व धारा. )

આ ગ્રંથ અદ્ભુત રસનો પરાવધિ છે. આકાશગમન, લોકલોકાંતરમાં પ્રવેશ, જરા અને વ્યાધિથી મુક્તાવસ્થા, વિલક્ષણ તેજબલ અને આનન્દનો અનુભવ, અણિમાદિ અષ્ટ સિદ્ધિની પ્રાપ્તિ-એ આદિ વેદાન્ત તથા યોગના ગર્ભ એ-ગ્રંથમાં એવી અનુપમ રીતે વર્ણાયા છે કે " હું પૃથ્વીલોકમાં છું, કે અન્ય લોકમાં ? " એવો અદ્ભુત રસનો આનંદ વાંચનારને થયા વિના રહેતો નથી.

ગુજરાતી ભાષામાં આનંદ આપનારી વાર્તાઓના અનેક ગ્રંથો છે, પરન્તુ અંતઃકરણની ઉચ્ચ અવસ્થા કરનાર, બુદ્ધિને પ્રૌઢ કરી તેમાં કેવળ સુખપ્રદ નિશ્ચયોને સુદૃઢ સ્થાપનાર, વ્યાવહારિક અને પારમાર્થિક સર્વોત્કૃષ્ટ ઉન્નતિ અર્થે કેવા-પ્રકારનાં ગુણલક્ષણો મનુષ્યે પ્રાપ્તવ્ય છે અને તે કેવા વિચારશુદ્ધિથી પ્રાપ્ત થાય છે તેનું વૃત્તિને આનંદ આપે એવી મનોરંજક કથાઓથી સ્પષ્ટ ભાન કરાવનાર, સ્વરૂપમાં ઉન્નતિમાત્રનો આધાર જે અંતઃકરણ, તેની સર્વોત્તમ ઉચ્ચ કક્ષા કરવાનો વૃત્તિમાં ઉત્સાહ અને બલ આપનાર આ સદ્ગ્રંથનો મહિમા શબ્દથી વર્ણન થઇ શકવો અશક્ય હોવાથી એટલું જ વદી વિરમવું પડે છે કે આ ગ્રંથરૂપ ખડ્ગને ધારણ કરનાર સાધકવીરો અંતે અજિતશત્રુ અને નિર્ભય થઇ અખંડ સુખનો સ્વાદ કરે છે.

મૂલ્ય-રૂ. ૧-૮-૦। ટ. ખ. ૦-૨-૦

# सुधास्रोतस्विनी.

શ્રીસદ્ગુરુસ્તુતિ, શ્રીઈશ્વરસ્તુતિ, વેદાન્ત, યોગ, તથા ભક્તિનાં સાધનોનું વર્ણન એમાં એવી ઉત્તમ રીતે કરવામાં આવ્યું છે કે વાંચનાર તથા શ્રવણ કરનારને સ્તબ્ધીભાવ થયા વિના રહેતો નથી. મૂલ્ય. ૦-૫-૦, ટ. ખ. ૦-૧-૬.

# दुंदुभिनाद.

જો તમારી સ્ત્રીમાં શુદ્ધ પતિભક્તિ તથા ઈશ્વરભક્તિના સંસ્કારો હોય અને તે સંસ્કારો પુષ્ટ થઇ જાગૃત રહી તમોને નિરંતર આનંદમગ્ન રાખે એમ તમે ઇચ્છતા હો,

જો તમારી સ્ત્રીનો હઠ મધુર અને મેળવ છતાં પતિભક્તિ અને ઉ
 ત્તમોક્તિના સુંદર પદો ન જડવાથી તમારી વૃત્તિ મુઝાતી હોય,

જો તમારી સ્ત્રી નિરંતર ઘરમા કલહ કરતી હોય, તમને સંતાપતી
 હોય, અને તેમાટે સર્વ ઉપાયો કરી ચૂક્યા હો પણ તે વ્યર્થ
 જવાથી તમને ખેદ રહેતો હોય,

જો તમે ગરીબ હો, અને તમારી સ્ત્રી રાતદિવસ ઘરેણામાટે તમારૂં
 માથું એટલું બધું ખાતી હોય કે પ્રસંગે તમને તમારી જાત
 ઉપર ધિક્કાર તથા તિરસ્કાર આવે, અને તેથી તમારી સ્ત્રીને
 સોનાં રૂપાનાં, પણ વાસ્તવ અમૂલ્ય ઘરેણાં આપી તમારી મં
 દાથી ને દૂર કરવા તમે ઇચ્છતા હો,

જો તમારી સ્ત્રી યોગ્યાયોગ્ય બોલવાના વિચારવિનાની, વ્યવહારમા
 અજ્ઞાન તથા કુથલી કરવામાં કુશળ હોય અને તે દોષો ત્ય
 જાવવા કરેલો તમારો બોધ નિષ્ફળ જવાથી તમે સંતપ્ત રહેતા હો,

જો તમે તમારા સંબંધીઓ, સ્ત્રી, તથા ઈશ્વરપ્રતિ તમારૂં ક
 ર્તવ્ય જાણવાની ઇચ્છાવાળા છતાં તે સર્વ એક સ્થળે ગ્રંથમા
 ન મળવાથી ટળવળતા હો,

જો તમે વ્યવહાર અને પરમાર્થ એ બન્નેને અતિ સરલપણે, થોડા
 સમયમા અને અલ્પ શ્રમે સાધવાની ઇચ્છાવાળા હો, છતાં જે
 પુસ્તકમા વ્યવહાર તેમા પરમાર્થ નહિ, અને જેમા પરમાર્થ તે-
 મા વ્યવહાર નહિ—એવાં શુષ્ક પુસ્તકો મળવાથી તમને નિરંતર
 અરુચિ રહ્યા કરતી હોય,

જો તમારા કુટુંબમા કલેશનો આભાસમાત્ર પણ રહે નહિ એવી ત
 મારી ઇચ્છા હોય, તથા

જો તમે તમારા કુટુંબમા નિરન્તર સુબોધની કથા કરી પૃથ્વીઉપર
 સ્વર્ગનું સુખ ભોગવવા તલસતા હો, તો એ સર્વ ઇચ્છાને એ-
 કીવેળા પરિપૂર્ણ કરનાર, સર્વ સદ્ગુણો ખીલવનાર આનંદમહિ
 ર્નું ગાન આપનાર તથા દોષો ટાળનાર નીચેના અમૂલ્ય ગ્રંથો
 વાંચો અને વંચાવો — ટપાલ ખર્ચ

| | | |
|---|---|---|
| श्री भामिनीभूषण प्रथम अलंकार मूल्य | ०—१२—० | टपाल खर्च ०—१—० |
| श्री भामिनीभूषण द्वितीय अलंकार | १—०—० | ०—२—० |
| श्री भामिनीभूषण तृतीय अलंकार ,, | १—०—० | ०—२—० |
| श्री भामिनीभूषण चतुर्थ अलंकार ,, | १—०—० | ,, ०—२—६ |
| श्री भामिनीभूषण पंचम अलंकार ,, | १—४—० | ,, ०—२—६ |

શ્રીમહાકાલનાં પ્રકટ થયેલાં દશ વર્ષનાં દશ રૂપિ. ૨૦-૦-૦
પ્રત્યેકનું મૂલ્ય રૂ. ૨-૦-૦

## શ્રીશ્રેય સાધક અધિકારી વર્ગદ્વારા પ્રકટ થયેલા ગ્રંથો.

| | | | મુલ્ય | ટ. ખ. |
|---|---|---|---|---|
| ૧ | શ્રીનૃસિંહવાણીવિલાસ પ્રથમ પુસ્તક | ૨ | ૦-૮-૦ | ૦-૧-૦ |
| ૨ | શ્રીનૃસિંહવાણીવિલાસ દ્વિતીય પુસ્તક | ૨ | ૧-૦-૦ | ૦-૨-૦ |
| ૪ | શ્રીનૃસિંહવાણીવિલાસ તૃતીય પુસ્તક | ૨ | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૫ | શ્રીબાં ભુ પદસંગ્રહ તથા શ્રી નૃ વા વિ તૃતીય પુસ્તક ( એકદુ ) | ૩ | ૦-૧૨-૦ | ૦-૨-૦ |
| ૬ | શ્રી સુરેશચરિત્ર ( પૂર્વાર્ધ ) | ૨ | ૧-૮-૦ | ૦-૨-૦ |
| ૭ | શ્રીસિદ્ધાન્તસિન્ધુ ( પ્રથમ રત્ન ) | ૨ | ૧-૮-૦ | ૦-૨-૦ |
| ૮ | શ્રીભામિનીભૂષણ પ્રથમાલંકાર | ૨ | ૦-૧૨-૦ | ૦-૧-૦ |
| ૯ | શ્રીભામિનીભૂષણ દ્વિતીયાલંકાર | ૨ | ૧-૦-૦ | ૦-૨-૦ |
| ૧૦ | શ્રીભામિનીભૂષણ તૃતીયાલંકાર | ૩ | ૧-૦-૦ | ૦-૨-૦ |
| ૧૧ | શ્રીભામિનીભૂષણ ચતુર્થાલંકાર | ૨ | ૧-૦-૦ | ૦-૨-૦ |
| ૧૨ | શ્રીભામિનીભૂષણ પંચમાલંકાર | ૬ | ૧-૪-૦ | ૦-૨-૬ |
| ૧૩ | શ્રીસદ્બોધપારિજાતક પ્રથમ પલ્લવ | ૨ | ૦-૮-૦ | ૦-૮-૦ |
| ૧૪ | સન્મિત્રનું મિત્રપતિ પત્ર | ૨ | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૧૫ | શ્રીપરસાર દૃષ્ટાન્ત | ૨ | ૦-૧૨-૦ | ૦-૧-૬ |
| ૧૬ | શ્રી વિષ્ણુસ્તવનિબંધી ભાગ્ય (દ્વાર્ધ) | ૨ | ૧-૪-૦ | ૦-૨-૦ |
| ૧૭ | શ્રીસતીસુધા ( પૂર્વ વિભાગ ) | ૨ | ૦-૫-૦ | ૦-૦-૬ |
| ૧૮ | શ્રીસુધાસ્રોતસ્વિની ( પ્રથમ કલ્લોલ ) | ૨ | ૦-૫-૦ | ૦-૦-૬ |
| ૧૯ | વિદ્યાર્થીનો સાચો મિત્ર | ૨ | ૦-૫-૦ | ૦-૧-૦ |
| ૨૦ | શ્રીગગનવિચાર | ૨ | ૦-૪-૦ | ૦-૧-૦ |
| ૨૧ | સદુપદેશશ્રેણી ભાગ ૧ | ૨ | ૦-૧-૦ | ૦-૧-૦ |
| ૨૨ | શ્રીપતંજલયોગદર્શન | ૩ | ૨-૦-૦ | ૦-૩-૦ |
| | બોધકાશ અને ટાળવાના સહેલા ઉપાયો | ૨ | ૦-૧-૬ | ૦-૦-૬ |

**ઉપર લખેલા ગ્રંથો નીચે લખેલે સ્થલે મળશે.**

**વડોદરા**—પત્રવ્યાપક મહાકાલ, જોગીદાસ વિઠ્ઠલની પોળ

**અમદાવાદ**—રા ન છગનલાલ મનસુખરામ નવાવાસમાં હાજાપટેલની પોળ

**સુરત**—રા રા નાથાભાઇ ફકીરભાઇ, ડોનખાનવાળા વાણીયાશેરીને નાકે મહીધરપુરા

**મુંબઇ**—રા ન મોતીરામ મછારામ માસ્તર ગોકુળદાસ તે જપાળ એ ગ્રેસર્નાદર્યુનર રહુન ભુલેશ્વર
પંડિત જયેકારામ મુકુંદજી, કાલબાદેવીના રસ્તાપર

**વીરમગામ**—રા રા ઇશ્વરભાઇ છગનભાઇ સોલ્ટ એજન્ટ

**ભાવનગર**—રા. રા. જેકીશનદાસ જેશાભાઇ, બી એ, સંસ્કૃતપ્રોફેસર શામળદાસ કોલેજ